પ્રકાશક
ધીરજલાલ ટોકરશી શાહ
મંત્રી
જૈન-સાહિત્ય-વિકાસ-મંડળ,
જ્યોત, ઇરલા બ્રિજ, ચોડબંદર રોડ,
વિલેપારલે, મુંબઈ ૨૪.

પહેલી આવૃત્તિ
મૂલ્ય રૂપિયા પાંચ
વિ. સં. ૨૦૦૮



મુદ્રક:
રમણલાલ જીવણલાલ પટેલ,
વ્યવસ્થાપક, સાધના પ્રેસ,
રાવપુરા, વડોદરા

# વિષયાનુક્રમ

# પ્રકાશકનું નિવેદન

સં. ૨૦૦૭ના આષાઢ વદિ અગિયારસના દિવસે ભવ્ય મહોત્સવ-પૂર્વક શ્રી ચતુર્વિધ સંઘની સમક્ષ પ્રબોધટીકાના પ્રથમ ભાગનું પ્રકાશન થયું, તે વખતે ઉત્સાહનાં અનેરાં દૃશ્યો નજરે પડ્યાં હતાં. ભુલેશ્વર—લાલબાગમાં આવેલો જૈન ઉપાશ્રય શ્રાવક-શ્રાવિકાઓના સમુદાયથી ઊભરાઈ ગયો હતો અને સાધુ-સાધ્વીઓની હાજરી પણ ધ્યાન ખેંચનારી હતી. અધ્યક્ષ-સ્થાને સિદ્ધાંત-મહોદધિ પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજી તથા પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી ૧૦૦૮ શ્રીવિજયપ્રતાપસૂરીશ્વરજી વિરાજ્યા હતા, અને તેમની બાજુએ મુનિરાજ શ્રીહેમંતવિજયજી, મુનિરાજ શ્રીભાનુવિજયજી તથા મુનિરાજ શ્રીયશોવિજયજી વગેરેએ બેઠકો લીધી હતી.

બરાબર સાડાઆઠ વાગતાં પૂજ્ય આચાર્યશ્રીનું મંગલાચરણ થયું હતું. પછી બાળાઓએ મધુર સ્વરે સ્તુતિ કરી હતી અને આમંત્રણ-પત્રિકાનું વાચન થયું હતું. ત્યારબાદ આ ટીકાના પ્રયોજક શેઠશ્રી અમૃતલાલ કાલિદાસ દોશીએ ગ્રંથ-પ્રકાશનનો સવિસ્તર ઇતિહાસ રજૂ કર્યો હતો અને આ કાર્યમાં જે જે આચાર્યો, મુનિવરો, વિદ્વાનો તથા ગ્રંથ-ભંડારોના વ્યવસ્થાપકોએ મદદ કરી હતી તેમનો આભાર માન્યો હતો. પશ્ચાત્ આ ગ્રંથના લેખક શ્રી ધીરજલાલ શાહે જૈન-સાહિત્યની ગૌરવ-ગાથા રજૂ કરતાં આવશ્યક સૂત્રોનો મહિમા સમજાવ્યો હતો અને પ્રબોધટીકા રચવા અષ્ટાંગ વિવરણના વિભાગો કેવી રીતે પાડ્યા તથા તેને અમલમાં મૂકવા માટે કેવો પરિશ્રમ ઉઠાવવામાં આવ્યો, તેને લગતી હકીકતો વિસ્તારથી રજૂ કરી પૂજ્યપાદ આચાર્યશ્રીને આ ગ્રંથનું પ્રકાશન કરવાની વિજ્ઞપ્તિ કરી હતી.

પૂજ્યપાદ આચાર્યશ્રીએ અધ્યક્ષસ્થાનેથી બોલતા જણાવ્યુ હતુ કે 'પહેલા અને છેલ્લા તીર્થંકર દેવના શાસનમા પ્રતિક્રમણ અવશ્ય કરવાનું હોય છે આ સૂત્ર પર નિર્યુક્તિ, ભાષ્ય, ચૂર્ણિ, ટીકા વગેરે ઘણુ સાહિત્ય રચાયેલુ છે સંસારી જીવ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયને વશ બની અઢાર પાપ-સ્થાનકો સેવે છે. આ જીવનો અનાદિ-કાળથી વિષય-કષાય તરફ જેટલો ધસારો છે, તેટલો આત્મા તરફ નથી એ વિષય-કષાય ઓછો થાય અને આત્મા તરફ લક્ષ્ય જાય તથા કર્મ-બંધનમાથી છૂટી શકાય તે માટે પ્રતિક્રમણ ઘણુ આવશ્યક છે એના પર સરળ ભાષામા સારું વિવેચન કરીને આ ગ્રંથ તૈયાર કરવામા આવ્યો છે, જે બધાને એકસરખો ઉપયોગી છે. તેને હુ પ્રકાશિત થયેલો જાહેર કરુ છુ.'

બાદ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયપ્રતાપસૂરીશ્વરજીએ યોગ્ય વિવેચન કરી આ સુદર પુસ્તકનાં મનનદ્વારા સહુ આવશ્યક કરતા થાય એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી અને મુનિરાજ શ્રીયશોવિજયજીએ પણ પ્રસગોચિત મનનીય વ્યાખ્યાન આપ્યુ હતું ત્યારબાદ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીવિજયવલ્લભસૂરીશ્વરજી, પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીવિજયઅમૃતસૂરીશ્વરજી, પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી, મુનિરાજ શ્રીધુરધરવિજયજી, મુનિરાજ શ્રીજ્ઞાનવિજયજી, પડિત લાલચંદ્ર ભ. ગાધી, શ્રીનાગકુમાર મકાતી, શ્રી ચીમનલાલ કે કડિયા વગેરેના સંદેશાઓ વચાયા હતા અને ગ્રંથનુ વિધિસર પૂજન થયુ હતું તેમાં પહેલુ પૂજન શેઠ અમૃતલાલ કાલિદાસ દોશીએ કર્યું હતુ, ત્યારબાદ શ્રીજૈન શ્વેતામ્બર-કોન્ફરન્સના પ્રમુખ રા. બ શેઠ કાતિલાલ ઇશ્વરલાલે, શ્રી જૈન શ્વેતાબર એજ્યુકેશન બોર્ડના માનદ મત્રી શેઠ બબલદાસ કેશવલાલ મોદીએ અને શ્રી જૈન શ્વે કો. ના માનદ મત્રી શ્રી ચદુલાલ ટી શાહે, ધર્મપ્રેમી રા. બ. શેઠ જીવતલાલ

પરતાપશીએ અને શેઠ રમણલાલ દલસુખભાઈ જે. પી એ પણ એ ગ્રંથનુ પૂજન કર્યું હતુ.

આ મંગલ-વિધિ થયા પછી શેઠ કાંતિલાલ ઈશ્વરલાલે આ કાર્યની અનુમોદના કરીને તેના પ્રયોજક તથા લેખકને અભિનંદન આપ્યા હતા તથા વિદ્વત્તાભર્યો ઉપોદ્‌ઘાત લખવા માટે પં. મહારાજ શ્રીભદ્રંકરવિજયજી તથા પં. મહારાજ શ્રીધુરંધરવિજયજીને પણ અભિવંદના કરી હતી. પછી શ્રી બબનદાસ કે. મોદી તથા માલેગામવાળા શેઠ મોતીલાલ વીરચંદ તથા શેઠ જીવતલાલના પ્રાસંગિક ભાષણો થયા હતાં અને આ ગ્રંથના ગ્રાહકો નોંધવાની શરૂઆત કરતાં જનતાની ભારે પડાપડી થઈ હતી. ૧૭૦૦ જેટલી નકલો તે વેળા જ નોંધાઈ ગઈ હતી.

આ પ્રસંગનો ઉપસંહાર કરતા પ્રસિદ્ધ વક્તા મુનિરાજ શ્રીભાનુવિજયજીએ આવશ્યકસૂત્રની ઉપયોગિતા સમજાવી હતી તથા સંસ્કૃત-પ્રાકૃત અધ્યયનશાળા અને જૈનસાહિત્ય-વિકાસ-મંડળના વિકાસ માટે અનુરોધ કર્યો હતો.

લગભગ સાડા અગિયાર વાગે પ્રભુ મહાવીરના જયનાદ વચ્ચે મહોત્સવની પૂર્ણાહુતિ થઈ હતી. આ મહોત્સવ અનેક રીતે અપૂર્વ હતો, તેમા યે ગ્રંથ-પ્રકાશન પ્રત્યે લોકોએ જે સદ્‌ભાવ અને સહકારની વૃત્તિ પ્રદર્શિત કરી તે કદી પણ ભુલાય તેવી ન હતી.

આ પ્રકાશન પછી લગભગ બાર મહિને બીજા ભાગનું પ્રકાશન થાય છે, તેમા 'ભગવાનહં' સૂત્રથી 'ભરહેસર-બાહુબલી-સજ્ઝાય' સુધીના સૂત્રો—ક્રમાંક ૨૫ થી ૪૪—પ્રથમ ભાગની જેમ (૧) મૂલ-પાઠ, (૨) સંસ્કૃત છાયા, (૩) ગુજરાતી છાયા, (૪) સામાન્ય અને વિશેષ અર્થ, (૫) અર્થ-નિર્ણય, (૬) અર્થ-સંકલના, (૭) સૂત્ર-પરિચય અને (૮) આધાર-સ્થાન સાથે આપવામાં આવ્યાં છે. આ દરેક સૂત્રો મનનીય છે અને એક યા બીજા પ્રકારે આત્મ-વિકાસ

સાધનામા ઉપયોગી છે, તેમ છતા તેમાના કેટલાંક સૂત્રોનો વિશિષ્ટ ઉલ્લેખ કરવો જરૂરી છે.

'अइयार-वियारण-गाहा' એટલે અતિચાર વિચારવા માટેની ગાથાઓ. તેણે ૩૨ થી ૯૫ પૃષ્ઠ સુધીનો ભાગ રોક્યો છે. આ ૬૨ પૃષ્ઠના વિવરણમા જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચારના ભેદો પર બને તેટલો પ્રકાશ પાડવામા આવ્યો છે.

'सातलाख' સૂત્ર પર અન્ય પ્રતિક્રમણ ગ્રથોમાં ભાગ્યે જ કંઈ વિવેચન જોવામા આવે છે, ત્યારે અહીં તેના પર લગભગ ૧૨ પૃષ્ઠનું વિવેચન કરવામાં આવ્યુ છે અને ૮૪ લાખ જીવયોનિ અંગે બને તેટલો વિશદ ખ્યાલ આપવામા આવ્યો છે.

'अट्ठारस पाव-ठाणाणि' એટલે અઢાર પાપસ્થાનકો પર પણ અન્ય પ્રતિક્રમણ-ગ્રથોમા ખાસ વિવેચન જોવામાં આવતું નથી, ત્યારે અહીં દરેક પાપસ્થાનક પર ટૂકુ પણ માર્મિક વિવેચન કરવામા આવ્યું છે—અને તેના પર્યાય-શબ્દોનો યથાશક્ય સગ્રહ આપવામા આવ્યો છે.

'सावग पडिक्कमण-सुत्त' એટલે 'વદિત્તુ' સૂત્ર, તેણે આ ગ્રથના પૃ. ૧૫૬ થી ૩૭૬ સુધીનો ભાગ રોક્યો છે. આ ૨૨૦ પૃષ્ઠોમાં શ્રાવક-ધર્મને લગતી પ્રાય સર્વ બાબતો આપવામા આવી છે અને કેટલાક અતિ મહત્ત્વના પ્રશ્નોના ઉત્તરો પણ અપાયા છે; એટલે પાઠકોએ તે ભાગ ઓછામા ઓછો બે-ત્રણ વાર શાતિથી વાચી જવાની જરૂર છે.

'शान्ति-स्तव' એટલે લઘુશાતિ. તેના પર જેમ જેમ મનન થતુ ગયુ તેમ તેમ એ વાતની પ્રતીતિ થતી ગઈ કે આ સ્તવ એક ઉત્તમ કોટિની તાંત્રિક કૃતિ છે અને તે દૃષ્ટિને લક્ષ્યમા રાખીને જ તેનું વિવરણ થવું જોઈએ. એટલે તેના પર લખાયેલી ટીકાઓ મેળવવાનો પ્રયાસ થયો. આ પ્રયાસના પરિણામે ચાર ટીકાઓ પ્રાપ્ત થઈ (૧) નાગપુરીય તપાગચ્છના ચંદ્રસૂરિના શિષ્ય શ્રીહર્ષકીર્તિસૂરિએ વિ. સં. ૧૬૨૮મા

રચેલી સપ્ત-સ્મરણની અંતર્ગત શાંતિ-સ્તવ-ટીકા. (૨) ખરતરગચ્છીય પ્રમોદમાણિક્યગણિના શિષ્ય ઉપાધ્યાય શ્રીજયસોમના શિષ્ય વાચનાચાર્ય શ્રીગુણવિનયે વિ. સં. ૧૬૫૮માં રચેલી ટીકા. (૩) શ્રીભાનુચંદ્રગણિના શતાવધાની શિષ્ય શ્રીસિદ્ધિચન્દ્રગણિએ વિ સ. ૧૬૯૦ અને ૧૭૨૨ની વચ્ચે રચેલી સપ્તસ્મરણની અંતર્ગત શાતિ-સ્તવ-ટીકા અને (૪) શ્રીધર્મપ્રમોદગણિએ રચેલી શાતિ સ્તવ-ટીકા આ ટીકામા વાચનાચાર્ય ગુણવિનયજી તથા શતાવધાની શ્રીસિદ્ધિચન્દ્રજીની ટીકાઓ શબ્દ અને વાક્યોના અર્થો સમજવામા ઉપયોગી નીવડી, તેમ છતાં આ બધી ટીકાઓ પંદરમી સદી પછીની અને માત્ર વ્યાકરણની દૃષ્ટિએ રચાયેલી હોવાથી આ સ્તવનુ વાસ્તવિક રહસ્ય સમજવાનુ કાર્ય અવશિષ્ટ રહ્યુ એટલે તે વિષયનુ સાહિત્ય જોવાનો આરભ થયો અને લગભગ ત્રણ માસ સુધી જૈન-જૈનેતર તાત્રિક સાહિત્યને લગતા નાનામોટા અનેક ગ્રથોનુ નિરીક્ષણ કરવામાં આવ્યુ આ અધ્યયનને પરિણામે જે અર્થ-સ્ફુરણાઓ થઈ તેની સંગતિ વિચારવામાં આવી અને તેના પર પુનઃ પુનઃ મથન-પરિશીલન કરતાં જે પ્રકાશ સાંપડ્યો, તે અહીં રજૂ કરવામા આવ્યો છે. शान्ति-स्तवના વિવરણમા ૯૦ પૃષ્ઠો રોકાયેલા છે અને તેમાં જિજ્ઞાસુઓને ઉપયોગી થાય તેવી પુષ્કળ સામગ્રી અપાયેલી છે.

'पासनाह-जिण-थुई' એટલે 'ચઉક્કસાય-સૂત્ર' પ્રમાણમાં ઘણુ નાનુ છે, છતાં તેમાં આવતા પ્રિયગુ શબ્દનો નિર્ણય કરવામાં ઘણો પરિશ્રમ પડેલો છે, જે તેની પાદનોંધ પરથી સમજી શકાશે.

'भरहेसर-सज्झाओ' એટલે 'ભરહેસર-બાહુબલી-સજઝાય' તેમાં ૧૦૦ પ્રાતઃસ્મરણીય પુરુષ-સ્ત્રીનાં નામો છે અને તે દરેકનુ જીવન લખવા યોગ્ય હોવા છતા ગ્રથ-વિસ્તારના ભયથી તેમનો ટૂંક પરિચય આપીને જ સતોષ માનવો પડ્યો છે.

પ્રથમ ભાગની જેમ આ ભાગના પ્રારભમા પણ **આધારભૂત ગ્ર'થોની યાદી, ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત પોથીઓ, સ'કેત-સૂચી** અને **શુદ્ધિપત્રક** આપવામા આવ્યા છે. ગ્રથ તથા પોથીઓનો ક્રમાક અનુસધાનમા જ આપવામા આવ્યો છે, કારણ કે પહેલા ભાગમા દર્શાવેલા ગ્રથો અને પ્રતિઓનો ઉપયોગ આ ભાગમા પણ અનેક સ્થળે કરવામા આવ્યો છે.

આ ભાગમા કુલ ત્રણ પરિશિષ્ટો જોડવામા આવ્યાં છે. તેમા પહેલુ પરિશિષ્ટ **'વ'દનક યાને ગુરુ-વ'દનનો મહિમા'** દર્શાવનારુ છે તેમા (૧) વદન-વ્યવહારની વિશિષ્ટતા, (૨) વદના ધર્મ'નું મૂળ છે, (૩) વદનાથી આઠે કર્મો પાતળા પડે છે, (૪) વદનાથી ઉચ્ચ ગોત્ર, સૌભાગ્ય તથા લોક-પ્રિયતા સાપડે છે, (૫) મુમુક્ષુની વદના, (૬) ષડાવશ્યકર્મા વ'દના શા માટે? (૭) ગુરુની આવશ્યકતા, (૮) ગુરુ કેવા જોઈએ? (૯) ગુરુ પ્રત્યે શિષ્યનુ વર્તન, (૧૦) ગુરુવદનનો મહિમા તથા (૧૧) ગુરુને વદન કરવાનો વિધિ—એ અગિયાર વિષયો ચર્ચવામા આવ્યા છે બીજુ પરિશિષ્ટ **'પ્રતિક્રમણ અથવા પાપ-વિમોચનની પવિત્ર ક્રિયા'** સબધી છે તેમા (૧) પાપકર્મો ન કરવાનો ધર્મોપદેશ, (૨) પાપકર્મોની શુદ્ધિનો ઉપાય, (૩) પ્રતિક્રમણ અને પુરુષાર્થ', (૪) પ્રતિક્રમણથી થતા લાભો, (૫) પ્રતિક્રમણનો અર્થ', (૬) પ્રતિક્રમણના પ્રકારો, (૭) પ્રતિક્રમણ કોણ કરે? (૮) પ્રતિક્રમણના પગથિયાં, (૯) પ્રતિક્રમણનો પ્રાણ, (૧૦) પ્રતિક્રમણનુ પ્રવર્ત્તન—એ વિષયો ચર્ચવામા આવ્યા છે ત્રીજુ પરિશિષ્ટ **'પ્રતિક્રમણનો અર્થ' સમજાવનારાં આઠ દૃષ્ટાંતો'**નુ છે તેમા (૧) પ્રતિક્રમણ, (૨) પ્રતિચરણા, (૩) પરિહરણા, (૪) વારણા, (૫) નિવૃત્તિ, (૬) ગર્હા, (૭) શુદ્ધિ અને (૮) ઔષધ—એ આઠ પર્યાયો—અર્થોનો મર્મ દૃષ્ટાતો દ્વારા સમજાવવામાં આવ્યો છે

પ્રથમ ભાગમાં પૂજ્ય પંન્યાસ મહારાજ શ્રીભદ્રંકરવિજયજી તથા પૂજ્ય પંન્યાસ મહારાજ શ્રીધુરંધરવિજયજીએ પ્રતિક્રમણસંબંધી વિસ્તૃત ઉપોદ્‌ઘાત લખ્યો હતો, જેની સ્વતંત્ર પુસ્તિકારૂપે માગણી થવાથી તે ઉપોદ્‌ઘાત 'પ્રતિક્રમણની પવિત્રતા' નામે આ ગ્રંથમાળાના ચોથા પુષ્પ તરીકે પ્રકટ કરવામાં આવ્યો હતો અને તેની પડતર કિંમત પ્રમાણે તેનું મૂલ્ય છ આના જ રાખવામાં આવ્યું હતું. આ પુસ્તિકાની ૫૦૦ નકલો પહેલા દિવસે જ ખપી જતાં કેટલાક સુધારા-વધારા સાથે તેની બીજી આવૃત્તિ કાઢવામાં આવી હતી, તે પણ ટૂંક સમયમાં જ ખપી ગઈ છે. આ પુસ્તિકાના હિન્દી તથા મરાઠી ભાષાંતરો તૈયાર કરવામાં આવ્યા છે, જે યોગ્ય સમયે યોગ્ય સ્વરૂપમાં પ્રકટ થશે.

પહેલા ભાગ કરતાં બીજા ભાગના કાગળો લગભગ પોણાબે-ગણી કિંમતે ખરીદવા પડ્યા છે, તેમ છતાં ગ્રંથના મૂલ્યમાં કંઈ પણ વધારો કરવામાં આવ્યો નથી.

આ ગ્રંથના પ્રકાશન અંગે જે જે મહાનુભાવોએ સૂચના, સલાહ અને માર્ગદર્શન આપ્યાં છે તથા પોતાના અભિપ્રાયો લખી જણાવ્યા છે, તે સર્વનો આ સ્થળે આભાર માનીએ છીએ.

પૂજ્ય મુનિરાજ શ્રીભાનુવિજયજીએ તથા પૂજ્ય મુનિરાજ શ્રીપદ્મવિજયજીએ આ ગ્રંથનો કેટલોક ભાગ પૂજ્યપાદ આચાર્ય શ્રીવિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજની આજ્ઞાથી તપાસી આપ્યો છે, તેને માટે તેમનો પણ આભાર માનીએ છીએ. પંડિતવર્ય શ્રીલાલચંદ ભગવાનદાસ ગાંધીએ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી આ ગ્રંથનું બધું લખાણ તપાસી આપ્યું છે, તે માટે તેમનો પણ આભાર માનીએ છીએ

ત્રીજા ભાગનું લખાણ અર્ધ ઉપરાંત તૈયાર થઈ ગયું છે અને સંશોધકોએ તેને તપાસી લીધું છે, ત્યાર પછી 'અજિત-શાંતિ-સ્તવ'નું લખાણ તૈયાર થઈ રહ્યું છે કે જે અનેક પ્રકારની વિશિષ્ટતાને લીધે

ખૂબ ખૂબ પરિશ્રમ માગી રહ્યુ છે પરંતુ સર્વેની શુભેચ્છાથી, તેમજ સહકારની લાગણીથી ટૂંક સમયમા અવશિષ્ટ કાર્યની પૂર્ણાહુતિ થશે. આ રીતે આ ગ્રંથનો ત્રીજો અને છેલ્લો ભાગ સંવત ૨૦૦૯ની ગ્રીષ્મ કે વર્ષાઋતુમા પ્રકાશિત થઈને વાચકોના કરકમલમા આવી જશે, તેવી સંભાવના છે.

બને તેટલી કાળજી રાખવા છતા આ ગ્રંથના મુદ્રણમાં મશીન પર છપાતાં ક્વચિત્ કાનો, માત્રા, હ્રસ્વ, દીર્ઘ સ્વર, રેફ, મીંડું ખંડિત થઈ જવાથી કે ઊડી જવાથી જે કંઈ થોડી અશુદ્ધિઓ જણાય, તે અપરિહાર્ય ગણાય. તે સિવાય બીજી સ્ખલનાઓ રહી ગઈ હોય તો તે માટે અમે દિલગીર છીએ. અંતમા મુદ્રણાદિ-સ્ખલનાનું શુદ્ધિપત્રક આપવામા આવ્યું છે, તે પ્રમાણે સુધારીને આ ગ્રંથને ઉપયોગમા લેવાની વિજ્ઞપ્તિ છે.

'જ્યોત,' ઇરલા બ્રીજ,
ઘોડબંદર રોડ,
વીલેપારલે, મુંબઈ-૨૪.
તા ૧-૬-'૫૨.

સેવક,
ધીરજલાલ ટોકરશી શાહ
મંત્રી,
જૈનસાહિત્ય વિકાસમંડળ

# આધારભૂત ગ્રન્થોની યાદી

[ પ્રથમ ગ્રન્થનુ નામ આપેલું છે, તેની સામે કર્તાનું નામ દર્શાવેલું છે તથા બીજી પંક્તિમાં તે ગ્રન્થને પ્રકાશિત કરનાર સંસ્થાનું નામ અને પ્રકાશન-વર્ષ વિ. સ. (વિક્રમસંવત), વીરસં. (વીરસંવત) કે ઈ. સનમા દર્શાવેલુ છે. ]

[ પ્રથમ ભાગમાં દર્શાવેલાં ૧૧૩ નામો પછી ]

૧૧૪ અદ્ભુત પદ્માવતી-કલ્પ— શ્રીમલ્લિષેણસૂરિ
(વિશેષ માટે જુઓ ભૈરવ પદ્માવતી-કલ્પ)

૧૧૫ અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકા શ્રીહેમચન્દ્રાચાર્ય

૧૧૬ અર્થદીપિકા (શ્રાવકપ્રતિક્રમણસૂત્ર-વિવરણ—શ્રીરત્નશેખરસૂરિ)
શ્રી દે લા. જૈન પુસ્તકોદ્ધાર સસ્થા, સુરત વિ. સં ૧૯૭૫

૧૧૭ આચાર-પ્રદીપ શ્રીરત્નશેખરસૂરિ
શ્રી દે લા. જૈન પુસ્તકોદ્ધાર સસ્થા, સુરત વિ. સં. ૧૯૮૩

૧૧૮ ઉત્તરાધ્યયનસૂત્ર સુધર્મસ્વામી (ટીકા—શ્રીશાન્ત્યાચાર્ય)
શ્રી દે લા જૈન પુસ્તકોદ્ધાર સસ્થા, સુરત.

૧૧૯ ઉપદેશમાલા મલધારી શ્રીહેમચન્દ્રસૂરિ
શ્રીઋષભદેવજી કેશરીમલજી જૈન શ્વે સસ્થા, રતલામ.
વિ સ ૧૯૯૨

૧૨૦ ઉપાસક-દશાંગ સુધર્મસ્વામી
શ્રી આગમોદય-સમિતિ. વિ. સ. ૧૯૭૬

૧૨૧ છન્દોઽનુશાસન શ્રીહેમચન્દ્રાચાર્ય
શેઠ દેવકરણ મૂળજી, મુબઈ. વિ. સં. ૧૯૬૮

૧૨૨ જીવ-વિચાર (પ્રકરણ) શ્રીશાન્તિસૂરિ
શ્રી આત્માનંદ જૈન સભા, ભાવનગર વિ. સં. ૧૯૬૨

૧૨૩ જીવાજીવાભિગમ સૂત્ર (વિવરણ—શ્રીમલયગિરિજી.)
શ્રી દે. લા. જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત વિ સ ૧૯૭૫

૧૨૪ તત્ત્વાર્થ સૂત્ર શ્રી ઉમાસ્વાતિજી
શ્રીઆત્માનંદ જન્મશતાબ્દિ-સ્મારક ટ્રસ્ટ બોર્ડ, મુંબઈ.
વિ. સં. ૧૯૯૬

૧૨૫ તૈત્તિરીય ઉપનિષદ્ સંપા Dr E Roer
Theosophical Publishing House, Madras

૧૨૬ દ્વાદશાર-નયચક્રમ્ શ્રીમલ્લવાદિક્ષમાશ્રમણ
શ્રીલબ્ધિસૂરીશ્વર જૈન-ગ્રંથમાલા, છાણી વિ સ. ૨૦૦૪

૧૨૭ પ્રભાવકચરિત શ્રીપ્રભાચંદ્રસૂરિ
શ્રીઆત્માનંદ જૈન સભા, ભાવનગર. ઈ. સ ૧૯૦૯

૧૨૮ પ્રવચનસારોદ્ધાર શ્રીનેમિચન્દ્રસૂરિ (ટીકા—સિદ્ધસેનસૂરિ)
શ્રી દે. લા. જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત વિ સ. ૧૯૮૨

૧૨૯ પ્રશમરતિપ્રકરણ શ્રીમદ્વાચક ઉમાસ્વાતિજી (વિવરણ —શ્રીહરિભદ્રસૂરિ)
શ્રી દે લા જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત વિ સં ૧૯૬૬

૧૩૦ ભૈરવ પદ્માવતી-કલ્પ શ્રીમલ્લિષેણસૂરિ (ટીકા—શ્રીબન્ધુષેણ)
શ્રી જૈન પ્રાચીન સાહિત્યોદ્ધાર ગ્રન્થમાલા, અમદાવાદ.
વિ. સ. ૧૯૯૩

૧૩૧ મન્ત્રાધિરાજ ચિન્તામણિ સંપા.—મુનિ શ્રીચતુરવિજયજી.
(મન્ત્રાધિરાજ સ્તોત્ર અને મન્ત્રાધિરાજ કલ્પ)
શ્રી સારાભાઈ મણિલાલ નવાબ, અમદાવાદ વિ. સ. ૧૯૯૨

૧૩૨ મહાનિર્વાણ તન્ત્ર Arthur Avalon
Ganesh and Co , Madras. 1927

૧૩૩ મેઘ-મહોદય શ્રીમેઘવિજયગણિ
અનુ પ્રકાશક પ. ભગવાનદાસ જૈન, જયપુર. વિ. સં. ૧૯૮૩

૧૩૪ યોગશાસ્ત્ર (સ્વોપજ્ઞ વિવરણ સહિત) શ્રીહેમચંદ્રાચાર્ય
શ્રીજૈનધર્મ-પ્રસારક સભા, ભાવનગર. વિ. સં. ૧૯૮૨

૧૩૫ રઘુવંશ મહાકવિ કાલિદાસ (ટીકા—શ્રીમલ્લિનાથ)
નિર્ણય સાગર પ્રેસ, મુબઈ.

૧૩૬ વીતરાગ-સ્તોત્ર શ્રીહેમચંદ્રાચાર્ય (વિવરણ—પ્રભાનન્દસૂરિ)
શ્રી દે લા જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત વિ. સં. ૧૯૬૭

૧૩૭ શ્રાવકધર્મવિધિ શ્રીહરિભદ્રસૂરિ
શ્રી કેશરબાઈ જૈન—જ્ઞાનમંદિર, પાટણ. વિ. સં. ૧૯૯૬

૧૩૮ સન્મતિ તર્ક શ્રીસિદ્ધસેન દિવાકર
શ્રીપૂંજાભાઈ જૈન ગ્રન્થમાલા કાર્યાલય, અમદાવાદ ઈ સ. ૧૯૩૨

૧૩૯ સમ્યક્ત્વ-સપ્તતિ શ્રીહરિભદ્રસૂરિ (વૃત્તિ—શ્રીસંઘતિલકાચાર્ય)
શ્રી દે લા જૈન પુસ્તકોદ્ધાર સંસ્થા, સુરત. ઈ. સ ૧૯૩૨

૧૪૦ સુશ્રુતસંહિતા
નિર્ણય સાગર પ્રેસ, મુબઈ

૧૪૧ સ્થાનાંગસૂત્ર સુધર્મસ્વામી (ટીકા—અભયદેવસૂરિ)
શ્રીઆગમોદય સમિતિ, વિ. સ. ૧૯૭૪

## શબ્દકોષ

૧૪૨ અમરકોષ શ્રીઅમરસિંહ (ટીકા—હરગોવિન્દ શાસ્ત્રી)
ચૌખમ્બા સંસ્કૃત સીરિઝ ઓફિસ, બનારસ.

# ઉપયોગમાં લેવાયેલી હસ્તલિખિત પોથીઓ

૧ ગ્રન્થમા જ્યા જ્યા પોથીઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે, ત્યા અહીં જણાવેલો ક્રમાક જ આપવામાં આવ્યો છે.

૨ દરેક ક્રમમા જણાવેલી પોથીનો પરિચય નીચેના અનુક્રમથી આપવામા આવ્યો છે :

(૧) પોથીનું નામ—જે ભડારોની સૂચીમા આપવામાં આવ્યુ છે

(૨) ભડારનુ નામ—જેના માટે નીચેના ચાર સકેતો વાપરવામા આવ્યા છે :

(૧) **આ. જૈ.** શ્રીઆત્મારામજી જૈનજ્ઞાનમદિર પ્રવર્તક શ્રીકાતિવિજયજી-જૈનશાસ્ત્રસંગ્રહ વડોદરા.

(૨) **જ્ઞા. મં.** શ્રીવિજયદાનસૂરીશ્વરજી—જ્ઞાનમદિર અમદાવાદ.

(૩) **ડે. ભં.** ડેલાનો ભડાર, અમદાવાદ.

(૪) **ભા. ઓ. ઈ.** ભાડારકર ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યુટ, પુના.

(૫) **ચં. પ્ર.** ચન્દ્રપ્રદીપ-જ્ઞાનકોશ આ. ચન્દ્રસાગરસૂરિજી મ.નો સગ્રહ, અધેરી

૩. જે ભડારમા સસ્કૃત-પ્રાકૃત અને જૂની ગુજરાતી-ગુજરાતી એવા બે વિભાગો છે, ત્યાં અનુક્રમે સ. અને ગુ એવી સજ્ઞા આપી છે

૪. પોથીનો ક્રમાંક ભંડારોની સૂચી મુજબ.

૫. પત્ર-સંખ્યા.

૬ ર૦ રચનારનું નામ.

૭. રચના-સંવત.

૮. લેખન-સંવત.

૯. પ્રકીર્ણ.

**[ પ્રથમ ભાગમાં દર્શાવેલાં ૩૧ નામો પછી ]**

૩૨ षडावश्यकसूत्र सटीक—આ જ સં. ૧૯૫૮, પત્ર ૩૦

ર૦ જિનપ્રભસૂરિ, લખ્યા સં ૧૯૬૧ વૈશાખ શુદિ સાતમ. પોથી ત્રિપાઠી છે.

૩૩ प्रतिक्रमणसूत्र-बालावबोध—અ. જૈ. પુ ગુ ૧૯/૩૧૦, પત્ર ૨૦.

ખરતરગચ્છીય શ્રીજિનચન્દ્રસૂરિ—શિષ્ય સકલચન્દ્રગણિ–શિષ્ય સમયસુન્દર મહોપાધ્યાય—શિષ્ય હર્ષનન્દનગણિના શિષ્ય જયકીર્તિ-ગણિ સં. ૧૬૯૩. લખ્યા સંવત ૧૮૫૮ના આસો સુદિ ત્રીજ.

૩૪ षडावश्यकसूत्र—અ જૈ. પુ સં. ૧૯/૩૦૩, પત્ર ૮.

૩૫ वंदित्तुसूत्र टवा—અ. જૈ પુ સં ૧૯/૩૩૪. પત્ર ૫

(૨જુ અને ૪થું પાનુ નથી) ટબો ભાષામાં આપ્યો છે

૩૬ षडावश्यक-बालावबोध—અ જૈ. પુ. સં. ૧૯/૩૦૬ પત્ર ૪૯

ર૦ શ્રીસોમસુન્દરસૂરિ—શિષ્ય શ્રીમુનિસુન્દરસૂરિ—શિષ્ય શ્રી-જયચંદ્રસૂરિ—શિષ્ય જિનકીર્તિસૂરિ

પ્રતિ અધૂરી છે, ભાષામાં ટબો આપ્યો છે.

૩૭ प्रतिक्रमण-बालावबोध—અ જૈ. પુ. સં. ૧૯/૩૧૪. પ ૧ ૧ ૩

૩૮ षडावश्यक-बालावबोध—અ. જૈ પુ. સ. ૩૦૨/૧૯, પત્ર ૬૫.

ર૦ ખરતરગચ્છીય જિનસાગરસૂરિ—શિષ્ય યુગપ્રધાન જિનચન્દ્રસૂરિ—શિષ્ય ઉ સકલચન્દ્રના શિષ્ય—સમયસુન્દરે આ બાલાવબોધની રચના જેસલમેરમા કરી છે

૩૯ सवेगचूडामणि( चउक्कसाय ) ભા ઓ. ઈ, પુના ૧૨૮૦A/૧૮૮૭-૯૧, પત્ર ૩

૪૦ लघुशान्ति( सटीक—त्रिपाठ )—આ. જૈ ૬૭૪, પત્ર. ૮.

ર૦ ધર્મપ્રમોદગણિ, લેખન સ. ૧૯૬૬. મિતિ મહાસુદિ ૧૧ લે. મારવાડી, કલા ગોપીનાથ.

૪૧ लघुशान्तिस्तोत्र( सटीक )—આ જૈ ૨૧૨૫. પત્ર ૫

ર૦ વાચનાચાર્ય શ્રીપ્રમોદમાણિક્યગણિ—શિષ્ય શ્રીજય-સોમોપાધ્યાય-શિષ્ય વાચનાચાર્ય શ્રીગુણવિનય, સં ૧૬૫૯, બિલ્વતટપુરમા બનાવી

૪૨ लघुशान्ति( सटीक )—આ જૈ ૧૩૮, પત્ર ૯.

ર૦ વાચકગણિ ગુણવિનય લે ૫ ક્ષેમરગગણિ તથા તેમના શિષ્ય પ્રેમમદિર મુનિ, પાટણમાં શ્રીગુણવિનયના પઠનાર્થે.

૪૩ सप्तस्मरण-वृत्ति—ભા ઈ પુના, ૧૨૪૧/૧૮૮૪-૮. પત્ર ૨૬.

વૃત્તિકાર ચન્દ્રકીર્તિસૂરિ—શિષ્ય હર્ષકીર્તિસૂરિ.

લે મુક્તિસૌભાગ્યગણિ

લેખન સ ૧૮૭૩ મહા સુદિ પાચમ ને ગુરુવાર.

સૂર્યપુર શાખા, સગ્રામપુર વિષે.

૪૪ सप्तस्मरण-टीका—ભા ઈ પુના, ૪૨/૧૮૭૪-૭૫, પત્ર ૨૭

લે નાગપુરીય તપાગચ્છે શ્રીમાનકીર્તિસૂરિ-પટ્ટાલંકાર શ્રીહર્ષ-

કીર્તિસૂરિ—શિષ્ય શિવરાજ, લે સ. ૧૬૭૬ વૈશાખ સુદિ ૨ ને બુધવાર.

૪૫ सप्तस्मरण( सस्तबक )—શ્રી આ. જૈ. ૨૯૩૪, પત્ર ૩૬
 લે. સં. ૧૮૮૭

૪૬ सप्तस्मरण—જ્ઞા. મ ૧૩૪૯.

૪૭ सप्तस्मरण( टबो )—જ્ઞા. મ. ૮૩૪, લે સ ૧૭૯૯.

૪૮ सप्तस्मरणादि—જ્ઞા. મં. ૧૨૪૧, પત્ર ૭
 લે. અમરહંસગણિ-વિનેયાણુ વિશાલહંસમુનિ.
 સ. ૧૬૨૮ વર્ષે વૈશાખ સુદિ ૨ સોમવાસરે

૪૯ सप्तस्मरण-टीका—ર્ક્ને સિદ્ધિચન્દ્રગણિ. ડે. ભં. ડા. ન. ૪૧.
 પ્રતિ નં. ૧૩૮/૩૯
 પ્રતિ અધૂરી હોવાથી લેખનસવત જાણી શકાયો નથી.

૫૦ नवस्मरण—ર્ક્ને પડિત હેમસાગર, સ. ૧૮૬૧, માગસર વદિ ચોથને બુધવાર. ચં. પ્ર. કો. ૩૭૦૬, પત્ર ૧૦.

૫૧ शाश्वतजिनभवनाबिंबसंख्या-स्तवन—ચ. પ્ર. કો, પત્ર ૧.

૫૨ ભા ઓ. ઈ પુના, ૧૨૨૦/૧૨૮૪-૮૭.

૫૩ ભા ઓ ઈ. પુના, ૧૧૦૬-૪૧/૧૮૯૧-૯૫.

૫૪ श्रीविद्यानुवाद—જ્ઞા. મ., પત્ર ૨૯૫.
 લે. જમનાલાલશર્મા, સં. ૧૯૭૯, આપાઢ-શુક્લા પંચમી (પ્રાચીન ગ્રન્થની નકલ છે)

# સંકેત-સૂચી

| | |
|---|---|
| અ૦ ચિ૦ | અભિધાનચિન્તામણિ |
| અ૦ દી૦ | અર્થદીપિકા |
| આચા૦ શ્રુત૦ અ૦ ઉ૦ | આચારાંગ, શ્રુતસ્કન્ધ, અધ્યયન, ઉદ્દેશ |
| આ૦ ટી૦ | આવશ્યક-ટીકા હારિભદ્રીયા |
| આ૦ નિ૦ | આવશ્યક-નિર્યુક્તિ |
| આ૦ પ્ર૦ | આચાર-પ્રદીપ |
| આ૦ હા૦ | આવશ્યક હારિભદ્રીયા વૃત્તિ |
| ઉત્ત૦ સૂત્ર૦ | ઉત્તરાધ્યયનસૂત્ર |
| ગા૦ | ગાથા |
| ગુ૦ | ગુણવિનયકૃત શાંતિસ્તવટીકા |
| ત૦ અ૦ | તત્ત્વાર્થસૂત્ર અધ્યયન |
| દશવૈ૦ હારિ૦ વૃત્તિ૦ | દશવૈકાલિકસૂત્ર હારિભદ્રીયા વૃત્તિ |
| ધ૦ પ્ર૦ | ધર્મપ્રમોદગણિકૃત શાન્તિસ્તવ-ટીકા |
| ધ૦ સ૦ પૂ૦ | ધર્મસંગ્રહ—પૂર્વાર્ધ |
| નિ૦ ગા૦ | નિર્યુક્તિ-ગાથા |
| નિ૦ ચૂ૦ | નિશીથચૂર્ણિ |
| પ્ર૦ | પ્રકાશ |
| પ્રપં૦ સા૦ | પ્રપંચસાર |
| પ્ર૦ પ્ર૦ | પ્રતિક્રમણસૂત્ર પ્રબોધટીકા |
| ભ૦ ટી૦ શ૦ ઉ૦ | ભગવતીસૂત્ર, ટીકા, શતક, ઉદ્દેશ |

| | |
|---|---|
| ભૈ૦ પ૦ ક૦ | ભૈરવપદ્માવતીકલ્પ |
| મં૦ ચિ૦ | મન્ત્રાધિરાજ ચિન્તામણિ |
| યો૦ સ્વો૦ વૃ૦ પ્ર૦ | યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞવૃત્તિ પ્રકાશ |
| વં૦ વૃ૦ | 'વંદારુ' વૃત્તિ (શ્રીદેવેન્દ્રસૂરિકૃતા, |
| વિ૦ ભા૦ | વિશેષાવશ્યકભાષ્ય |
| શ૦ ઉ૦ | શતક ઉદ્દેશ |
| શ્રા૦ દિ૦ કૃ૦ | શ્રાદ્ધદિનકૃત્યસૂત્રમ્ |
| શ્રા૦ પ્ર૦ પા૦ વૃ૦ | શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર, પાર્શ્વદેવવૃત્તિ |
| સિ૦ | સિદ્ધિચન્દ્રગણિકૃત શાંતિસ્તવ-ટીકા |
| સિ૦ હે૦ પ્રા૦ વ્યા૦ | સિદ્ધહેમચન્દ્ર પ્રાકૃતવ્યાકરણ |
| સે૦ પ્ર૦ | સેનપ્રશ્ન-ભાષાંતર |
| સ્કં૦ પુ૦ ખ૦ માર્ગ અ૦ | સ્કંદપુરાણ ખંડ માર્ગ અધ્યાય |
| સ્થા૦ ટી૦ પ્ર૦ | સ્થાનાંગ-ટીકા પ્રકાશ |
| સ્થા૦ ટી૦ સ્થા૦ | સ્થાનાંગટીકા સ્થાન |
| હ૦ | હર્ષકીર્તિકૃત શાંતિસ્તવ-ટીકા |

# શુદ્ધિ-પત્રક

| પત્ર | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪ | ૧૧ | દરામયાન | દગ્મિયાન |
| ૨૧ | ૨૦ | श्रते | श्रुते |
| ૪૦ | ૧૫ | प्रीतिप्रवन्ध | प्रीतिप्रतिवन्ध. |
| ૭૪ | ૨ | मातरोऽष्टो | मातरोऽष्टौ |
| ૮૫ | ૧૦ | परिक्कमइ | परक्कमइ |
| ૧૬૨ | ૫ | तृताये | तृतीये |
| ૧૬૬ | ૧૬ | આચયુ | આચર્યું |
| ૧૭૭, ૧૭૮ | ૧, ૧૯ | परिग्गहम्मि | परिग्गहम्मी |
| ૧૭૩, ૧૮૮ | ૧૪,૧૧,૧૪ | શરત | સરત |
| ૧૮૯ | ૧૩ | ,, | ,, |
| ૧૯૨ | ૬ | દેવ | સુદેવ |
| ૧૯૬ | ૧ | જળમા | જળથી |
| ૨૩૭ | ૧૮ | ' અગ્નિ, ઈશાન | ' ઈશાન, અગ્નિ |
| ૨૮૪ | ૧૩ | विलवण | विलेवण |
| ૨૯૫ | ૪ | पज्जुवासाम्मि | पज्जुवासामि |
| ૩૦૪ | ૨૨ | अस्व( स )यतेषु | अस्व( स )यतेषु |
| ,, | ૨૨ | અસ્વંયતોને | અસ્વયનોને |
| ૩૩૦ | ૨૧–૨૨ | ક્રિયાવિશેષણમા દ્વિતીયા છે. | ક્રિયાવિશેષણ છે. |
| ૩૩૧ | ૪ | ,, | ,, |

| | | | |
|---|---|---|---|
| ૩૫૭ | ૨૦ | परूपणा | प्ररूपणा |
| ૪૧૧ | ૧૧ | સમ્યગદર્શન | સમ્યગ્દર્શન |
| ૪૧૫ | ૧૨ | ૩૭ | ૩૫ |
| ૪૧૮ | ૧૭ | कमलमुचे . | कमलमुचै |
| ૪૫૬ | ૧૧ | निर्वनि | निर्वृति |
| ૪૬૮ | ૨૩ | ૪૯ | ૪૧ |
| ૪૭૪ | ૧૪ | પછી ઉમેગ્વુ | निजिताय–નહિ જિતાયેલાઓને |
| ૪૮૪ | ૧૮ | दुर्गाकवच | दुर्गाक्रवच |
| ૪૮૪ | ૨૦ | ૨૦ | ૨૦૯ |
| ૪૯૦ | ૨૧ | धीमतिमैधा | धीमतिर्मेधा |
| ૫૧૫ | ૧ | મહિમ | મહિમા |
| ૫૪૭ | ૨૧ | उल्लूरइ | उल्लूर |
| ૫૫૧ | ૧ | સ્તવના | સ્તોત્રના |
| ,, | ૨૨ | મલ્લિષેણે | મલ્લિનાથે |
| ૫૬૭ | ૩ | એકાદ | એકદા |

# અષ્ટાંગ-વિવરણની સામાન્ય સમજૂતી

## પહેલું અંગ–મૂલપાઠ

આ અગમા પરપરાથી નિર્ણીત થયેલો તથા વિવિધ પોથીઓના આધારે શુદ્ધ કરેલો પાઠ આપેલો છે.

## બીજું અંગ–સંસ્કૃત છાયા

આ અગમા સમજવાની સરળતા ખાતર મૂલપાઠના ક્રમ પ્રમાણે સધિ કર્યાં વિનાના સસ્કૃત પદો આપેલા છે.

## ત્રીજું અંગ–ગુજરાતી છાયા

આ અગમા મૂલપાઠના ક્રમ પ્રમાણે ગુજરાતી પદો આપેલા છે.

## ચોથું અંગ–સામાન્ય અને વિશેષ અર્થ

આ અગમા વ્યુત્પત્તિ અને ભાષાના ધોરણે દરેક પદના સામાન્ય અને વિશેષ અર્થો આપેલા છે.

## પાંચમું અંગ–અર્થ-નિર્ણય

આ અંગમા પરપરા, પરિભાષા અને સકેત વડે થતો પદો અને વાક્યોના અર્થનો નિર્ણય જણાવેલો છે.

## છઠ્ઠું અંગ–અર્થ-સંકલના

આ અંગમા પરપરા, પરિભાષા અને સકેત વડે નિર્ણીત થયેલા અર્થની સંકલના શુદ્ધ ગુજરાતીમા આપેલી છે.

## સાતમું અંગ–સૂત્ર-પરિચય

આ અગમા સૂત્રની અતર્ગત રહેલો ભાવ તથા તેની રચના અગેનું મહત્ત્વ દર્શાવેલું છે.

## આઠમું અંગ–આધાર-સ્થાન

આ અગમાં પાઠનો મૂળ આધાર કયા સૂત્ર, સિદ્ધાત કે માન્ય ગ્રન્થોમા મળે છે, તે જણાવેલું છે.

---

# २५ भगवदादिवन्दनसूत्रम्

## ભગવાન્‌હં સૂત્ર

### (૧) મૂલપાઠ

**भगवान्‌हं, आचार्यहं, उपाध्यायहं, सर्वसाधुहं ॥**

### (૨) સંસ્કૃત છાયા

भगवद्भ्य:, आचार्येभ्य:, उपाध्यायेभ्य:, सर्वसाधुभ्य: [नम:] ॥

### (૩) ગુજરાતી છાયા

ભગવંતોને, આચાર્યોને, ઉપાધ્યાયોને, સર્વસાધુઓને (નમસ્કાર હો.)

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**भगवान्‌हं** – [भगवद्भ्य:] – ભગવંતોને.

'भगवान्‌ह' રૂપ 'भगवान्' શબ્દને 'हं' પ્રત્યય લાગવાથી બનેલું છે. અપભ્રંશ ભાષાના નિયમ અનુસાર 'ह' પ્રત્યય પષ્ઠીનું બહુવચન બતાવે છે અહીં તે ચતુર્થીનુ બહુવચન દર્શાવવા માટે વપરાયેલો છે. પછીનાં ત્રણ પદોમાં પણ તે એ જ રીતે વપરાયેલો છે, એટલે 'भगवान्‌हं'નો અર્થ

ભગવંતોને થાય છે. ભગવંત શબ્દની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૫ તથા ૧૩.

**आचार्यहं** – [ आचार्येभ्य : ] – આચાર્યોને.

'આચાર્ય' શબ્દની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧ તથા ૨

**उपाध्यायहं** – [ उपाध्यायेभ्य : ] – ઉપાધ્યાયોને.

'ઉપાધ્યાય' શબ્દની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧.

**सर्वसाधुहं** – [ सर्वसाधुभ्य : ] – સર્વ સાધુઓને.

'સાધુ' શબ્દની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧ તથા ૧૫.

## (૫) અર્થ-નિર્ણય

ભગવાન્ આદિ ચારને જેના વડે સ્તોભવંદન કરવામાં આવે છે, તે 'भगवदादि-वन्दनसूत्रम्'. તેને 'ભગવાન્હં સૂત્ર' પણ કહે છે. આ સૂત્રમાં દર્શાવેલું પ્રત્યેક પદ ખમાસમણ દઈને જ બોલવાનું હોય છે, એટલે તેમાં વંદન કરું છું—એવો અધ્યાહાર રહેલો છે.

भगवान्ह – તીર્થંકર ભગવંતોને તથા ધર્માચાર્યને.

ઉપા૦ શ્રીસોમવિજયજી ગણીએ શ્રીવિજયસેનસૂરિને નીચેનો પ્રશ્ન પૂછ્યો હતો ( સે. પ્ર. ભાષાંતર: પૃષ્ઠ ૩૨. )—

'દેવસિય-પડિક્કમણમાં દેવવંદન પછી ચાર ખમાસમણાં દેવાય છે, તેમાં भगवान्ह પદમાં भगवान् શબ્દનો શો અર્થ? કેટલાકો 'તીર્થંકર' એવો અર્થ કરે છે, બીજાઓ 'ધર્માચાર્ય'

એવો અર્થ કરે છે, ત્યારે કોઇક "દેવવંદન પછી ચાર ખમાસમણાથી ગુરુ મહારાજને વાંદે," એમ પ્રતિક્રમણ-હેતુગર્ભ ગ્રન્થમાં કહ્યા પ્રમાણે 'ગુરુ જ વંદાય છે. જેની પાસે પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરાય, તે ગુરુ મનાય' એમ બોલે છે, આમાં કયો અર્થ ન્યાયયુક્ત છે?'

આનો ઉત્તર નીચે મુજબ આપવામાં આવ્યો હતો :-

'પહેલે ખમાસમણે તીર્થંકર અને ધર્માચાર્યને સંબોધીને વંદન કરાય છે.'

પં. ધનહર્ષગણીએ શ્રીવિજયસેનસૂરિને નીચેનો પ્રશ્ન પૂછ્યો હતો (સે. પ્ર. ભા. પાનુ ૨૩૮.) -

'પ્રતિક્રમણમા ખમાસમણ આપીને ભગવાનહં, આચાર્યહં ઇત્યાદિક ચાર ખમાસમણમા પહેલું ભગવાનહં બોલાય છે. આ પદમાં ભગવાન્-શબ્દનો અર્થ શો થાય? કોઇક કહે છે કે 'સુધર્માસ્વામી થાય' અને કોઇક "મંડલીના સ્વામી ગીતાર્થ મુનિવર થાય" એમ કહે છે. અને કોઇક 'તીર્થંકર અર્થ થાય' એમ બોલે છે. અને પ્રતિક્રમણ-હેતુગર્ભ ગ્રંથના બાલબોધમાં 'च्यारे खमासमणे अरिहन्तादिक वादई' એમ લખ્યુ છે, અને લઘુ પ્રતિક્રમણ-હેતુગર્ભમા ભગવત્-શબ્દના ચાર અર્થ બતાવ્યા છે, માટે શો અર્થ થાય?'

તેનો ઉત્તર નીચે મુજબ આપવામા આવ્યો હતો :-

'પરંપરાએ ભગવત્-શબ્દનો અર્થ ધર્માચાર્ય સંભળાય

છે અને જે પ્રતિક્રમણ-હેતુગર્ભના બાલબોધમાં ' ચ્યારે ખમાસમણે અરિહંતાદિક વાંદઈ ' એમ કહ્યું છે, તે બાલબોધ કોનો કરેલ છે તે જણાવવું, તે જોયા બાદ જણાશે.'

આ ઉત્તર પરથી ભગવાન્‌હંનો અર્થ ' તીર્થંકર ભગવંતોને તથા ધર્માચાર્યને ' કરવો ઉચિત છે.

## (૬) અર્થ-સંકલના

ભગવંતોને [ તથા ધર્માચાર્યને ] વંદન હો, આચાર્યોને વંદન હો, ઉપાધ્યાયોને વંદન હો, સર્વસાધુઓને વંદન હો.

## (૭) સૂત્ર-પરિચય

આધ્યાત્મિક જીવનનો ઉત્કૃષ્ટ આદર્શ ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ—એ ચાર પદોની યોજનામાં રજૂ થયેલો છે; અહીં 'ભગવાન્' શબ્દથી તીર્થંકર અને ધર્માચાર્ય (પટ્ટાચાર્ય)નું સૂચન છે, તથા બાકીના પદો અનુક્રમે આચાર્ય, ઉપાધ્યાય અને સર્વસાધુઓનો સ્પષ્ટ અર્થ બતાવનારાં છે. તેમને પુનઃ પુનઃ વંદન કરવાથી ભાવની વિશુદ્ધિ થાય છે.

શ્રીજયચંદ્રસૂરિએ 'પ્રતિક્રમણહેતુગર્ભ' (પોથી ૮ પત્ર ૨)માં જણાવ્યું છે કે 'देववन्दनं विधाय चतुरादिक्षमाश्रमणैः श्रीगुरून् वन्दते। लोकेऽपि हि राज्ञः प्रधानादीनां च बहुमानादिना स्वसमीहितकार्यसिद्धिर्भवतीति। अत्र राजस्थानीयाः श्रीतीर्थंकराः प्रधानस्थानीयाः श्रीआचार्यादय इति'—'દેવવંદન કરીને ચાર ખમાસમણ વડે શ્રીગુરુને વાંદે. લોકમાં પણ રાજા અને

પ્રધાન આદિના બહુમાન વડે પોતાની ઇચ્છેલી કાર્યસિદ્ધિ થાય છે. અહીં રાજાને ઠેકાણે શ્રીતીર્થંકરો અને પ્રધાનને ઠેકાણે આચાર્યાદિ સમજવા.'

## (૮) આધાર-સ્થાન

કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ-વૃત્તિમા ચિરંતનાચાર્ય-કૃત પ્રતિક્રમણવિધિની ૩૩ ગાથાઓનુ અવતરણ કર્યું છે.* તેમા ભગવદાદિ ચારને વંદન કરવાનો ઉલ્લેખ આવે છે....'तह चउरो थोमवदणया' ॥ ३० ॥ એટલે આ પદો બોલીને ભગવદાદિ ચારને વંદન કરવાનો વિધિ ચિર-પ્રચલિત છે.

આ સૂત્રની ભાષા અપભ્રંશ છે.

---

* 'प्रतिक्रमणविधिश्च योगशास्त्रवृत्त्यन्तर्गताभ्यश्चिरन्तनाचार्यप्रणीताभ्य एताभ्यो गाथाभ्योऽवसेय '–પ્રતિક્રમણનો વિધિ યોગશાસ્ત્રની વૃત્તિમાં આપેલી ચિરન્તનાચાર્ય વિરચિત આ ગાથાઓ દ્વારા જાણવો–श्राद्धविधि–पृ १४५

# २६ पडिक्कमण-ठवणा-सुत्तं

## [प्रतिक्रमण-स्थापना-सूत्रम्]

## 'સવ્વસ્સ વિ' સૂત્ર

### (૧) મૂલપાઠ

इच्छाकारेण संदिसह भगवं! देवसिअ पडिक्कमणे ठाउं? इच्छं।

सव्वस्स वि* देवसिअ दुच्चिंतिअ दुब्भासिअ दुच्चिट्ठिअ मिच्छा मि दुक्कडं॥

### (૨) સંસ્કૃત છાયા

इच्छाकारेण संदिशत भगवन्! दैवसिकप्रतिक्रमणे स्थातुम्। इच्छामि।

सर्वस्य अपि दैवसिकस्य * दुश्चिन्तितस्य दुर्भाषितस्य दुश्चेष्टितस्य मिथ्या मे दुष्कृतम्॥

### (૩) ગુજરાતી છાયા

સ્વેચ્છાથી આજ્ઞા આપો ભગવન્! દૈવસિક પ્રતિક્રમણમાં સ્થિર થવાને. (આદેશ મળતા) એ પ્રમાણે હું ઇચ્છું છુ.

---

* 'सर्वाण्यपि लुप्तषष्ठीकानि पदानि' (યો. સ્વો. વૃ ૩, પૃ. ૨૪૪)
'અહીં મૂકેલા સર્વ પદો લુપ્ત થયેલી ષષ્ઠી વિભક્તિવાળા છે'

સર્વ પણ દૈવસિક દુશ્ચિંતિત, દુર્ભાષિત, દુશ્ચેષ્ટિતનું મિથ્યા હો મમ દુષ્કૃત.

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

इच्छाकारेण – [इच्छाकारेण] – સ્વેચ્છાથી.

संदिसह – [संदिशत] – આજ્ઞા આપો.

भगवं! – [भगवन्!] – હે ભગવંત!

देवसिअपडिक्कमणे – [दैवसिकप्रतिक्रमणे] – દિવસ-સંબંધી પ્રતિક્રમણમાં.

જે પ્રતિક્રમણ દિવસના અંતભાગે કરવામાં આવે છે, તે દૈવસિક પ્રતિક્રમણ. તેના સંબંધમાં.

ठाउं – [स्थातुम्] – સ્થિર થવાને.

ठाउं એ 'ठा' (स्था) ધાતુનું હેત્વર્થ કૃદંત છે.

इच्छं – [इच्छामि] – એ ભગવદ્વચનને હું ઇચ્છું છું.

'इच्छ' इच्छाम्येतद् भगवद्वचः 'ઇચ્છં' એટલે હું ઇચ્છું છું એ ભગવદ્વચનને (યો. સ્વો. વૃ. પ્ર. ૩, પૃ. ૨૪૫).

सव्वस्स – [सर्वस्य] – સર્વનું.

वि – [अपि] – પણ.

दुच्चिंतिअ – [दुश्चिन्तितस्य] – દુષ્ટ ચિંતનનું, ખરાબ વિચારોનું

'दुश्चिन्तितस्य दुष्टमार्त्त–रौद्रध्यानतया चिन्तित यत्र तत् तथा तस्य दुश्चिन्तितोद्भवस्येत्यर्थ, अनेन मानसमतिचारमाह' (યો. સ્વો. વૃ. પ્ર. ૩) 'આર્ત્ત અને રૌદ્રધ્યાન વડે દુષ્ટ ચિન્તન

થયેલું છે જેમા, તે 'દુશ્ચિન્તિત.' તેમાંથી ઉદ્ભવેલાનું.' આ પદ વડે માનસિક અતિચારનું સૂચન થાય છે. 'दुच्चिंतिअ' વગેરે પદમાં ષષ્ઠી વિભક્તિનો લોપ થયેલો છે, જે સંસ્કૃત છાયા તથા અર્થમાં દર્શાવ્યો છે.

'**दुब्भासिअ** – [दुर्भाषितस्य] – દુષ્ટ ભાષણનું, ખરાબ રીતે બોલાયેલાનું.

दुष्ट सावद्यवाग्रूप भाषित यत्र तत् तथा तस्य दुर्भाषितोत्पन्न-स्येत्यर्थ', अनेन वाचिक सूचयति,' (યો. સ્વો. વૃ. પ્ર. ૩.) 'દુષ્ટ અર્થાત્ સાવદ્ય-વાણીરૂપ બોલાયેલું હોય જેમા, તે 'દુર્ભાષિત'. તેના વડે ઉત્પન્ન થયેલાનું.' આ પદ વડે વાચિક અતિચારનું સૂચન થાય છે.

**दुच्चिट्ठिअ** – [दुश्चेष्टितस्य] – દુષ્ટ ચેષ્ટાનું, ખરાબ કાર્યોનું.

'दुष्ट प्रतिषिद्ध धावन–वल्गनादिक्रियारूप चेष्टित यत्र तत् तथा तस्य दुश्चेष्टितोद्भवस्येत्यर्थ', अनेन कायिकमाह' (યો. સ્વો વૃ પ્ર ૩) 'જેનો નિષેધ કરવામાં આવ્યો છે તેવું દોડવા-કૂદવા વગેરે ક્રિયારૂપ ચેષ્ટિત તે 'દુશ્ચેષ્ટિત'. તેનાથી ઉત્પન્ન થયેલાનું.' આ પદ વડે કાયિક અતિચારનું સૂચન થાય છે

**मिच्छा मि दुक्कडं** – [मिथ्या मे दुष्कृतम्] – મારુ પાપ મિથ્યા હો.

## (૫) અર્થ-નિર્ણય

पडिक्कमण – ठवणा-सुत्त – [ પ્રતિક્રમણ-સ્થાપના-સૂત્ર. ]

પ્રતિક્રમણની સ્થાપના જે સૂત્ર વડે કરવામાં આવે છે, તે 'પ્રતિક્રમણ-સ્થાપના-સૂત્ર'. આ સૂત્રથી દૈવસિક પ્રતિક્રમણના

અતિચારોની આલોચનાનો પ્રારંભ થાય છે, તેથી તેને 'પ્રતિક્રમણ-સ્થાપના-સૂત્ર' કહેવામાં આવે છે. ધર્મસંગ્રહમાં આ સૂત્ર સંબંધી જણાવ્યું છે કે–'इद च सकलप्रतिक्रमण-बीजभूत ज्ञेयम्'–'આ સૂત્રને સકલ પ્રતિક્રમણના બીજરૂપ જાણવુ.'

दुश्चिन्तित – મનની દુષ્ટ પ્રવૃત્તિ વડે લાગેલા અતિચાર.

दुर्भाषित – વાણીની દુષ્ટ પ્રવૃત્તિ વડે લાગેલા અતિચાર.

दुश्चेष्टित – કાયાની દુષ્ટ પ્રવૃત્તિ વડે લાગેલા અતિચાર.

## (૬) અર્થ-સંકલના

હે ભગવન્! સ્વેચ્છાથી મને દૈવસિક પ્રતિક્રમણમા સ્થિર થવાની આજ્ઞા આપો.* હું ભગવંતના એ વચનને ઇચ્છુ છું.

દિવસ દરમિયાન મનની દુષ્ટ પ્રવૃત્તિથી, વાણીની દુષ્ટ પ્રવૃત્તિથી તથા કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી જે અતિચારોનુ સેવન થયુ હોય, તે સર્વેનુ મારું પાપ મિથ્યા હો.

## (૭) સૂત્ર-પરિચય

કોઈ પણ વસ્તુનો વિશદ બોધ થવાને માટે તેનું કથન બે પ્રકારે કરવામા આવે છે: વિસ્તારથી અને સંક્ષેપથી. તેમાં વિસ્તાર વડે થયેલુ કથન તે વસ્તુની જુદી જુદી બાજુઓ, જુદા જુદા સંબંધો કે જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓ રજૂ કરે છે, જ્યારે સંક્ષેપથી થયેલું કથન તે વસ્તુને લગતાં વિવિધ દૃષ્ટિ-

* અહીં ગુરુ આજ્ઞા આપે છે કે 'ठाएह'–'પ્રતિક્રમણમા સ્થિર થાઓ.' ત્યારે શિષ્ય કહે છે કે–

બિંદુઓનો સમન્વય કરે છે, વિવિધ વર્ણનોનો સાર ખેંચે છે કે સત્ત્વરૂપ હકીકત ટૂંકમાં જ જણાવી દે છે. પ્રસ્તુત સૂત્ર પ્રતિક્રમણની ક્રિયાનું સંક્ષિપ્ત કથન છે, એટલે તેમાં પ્રતિક્રમણને લગતી વિવિધ ક્રિયાઓનો સાર ટૂંકમાં જ જણાવી દીધો છે. એ છે દુષ્ટ ચિન્તન, દુષ્ટ ભાષણ અને દુષ્ટ વર્તન અંગે સાચા હૃદયની દિલગીરી. બીજી રીતે કહીએ તો જ્યાં મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિ માટે દિલગીરી નથી, ત્યાં પ્રતિક્રમણની સ્થાપના થઈ શકતી નથી, પ્રતિક્રમણનો પ્રારંભ થઈ શકતો નથી, તે કારણે પણ આ સૂત્રને પ્રતિક્રમણનુ બીજ માનવું ઉચિત છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનુ સૂચન, શ્રીહેમચન્દ્રાચાર્યકૃત સ્વોપજ્ઞ યોગ-શાસ્ત્રના વિવરણ (પ્ર. ૩, પૃ. ૨૪૭)માં દર્શાવેલી પ્રતિક્રમણ-વિધિની પૂર્વાચાર્યની ગાથાઓમાં (ગા. ૨) મળે છે:–

"वंदित्तु चेइआइं, दाउं चउराइए खमासमणे ।

भू–निहिअ–सिरो, सयलाइयार–मिच्छो( च्छा-दु )क्कडं देइ ॥"

ચૈત્યોને વંદન કરીને, ચાર વગેરેને (ભગવાન્, આચાર્ય ઉપાધ્યાય, સર્વ સાધુઓને) ખમાસમણા દઈને, પૃથ્વી પ મસ્તક સ્થાપીને સકલ અતિચારોનુ મિથ્યા દુષ્કૃત આપે.'

સૂત્રની ભાષા પ્રાકૃત છે

# २७ अइयारालोअण-सुत्तं

## [ अतिचारालोचन-सूत्रम् ]

## અતિચાર-આલોચના-સૂત્ર

### ( ૧ ) મૂલપાઠ

इच्छाकारेण संदिसह भगवं ! देवसिअं आलोउं ?

[ गुरु-' आलोएह ' ]

इच्छं । आलोएमि ।

जो मे देवसिओ अइआ(या)रो कओ,

काइओ वाइओ माणसिओ,

उस्सुत्तो उम्मग्गो अकप्पो अकरणिज्जो,

दुज्झाओ दुव्विचिंतिओ,

अणायारो अणिच्छिअव्वो असावग-पाउग्गो,

नाणे दंसणे चरित्ताचरित्ते सुए सामाइए ॥

तिण्हं गुत्तीणं, चउण्हं कसायाणं,

पंचण्हमणुव्वयाणं, तिण्हं गुणव्वयाणं, चउण्हं सिक्खा-वयाणं,

बारसविहस्स सावगधम्मस्स जं खंडिअं, जं विराहिअं,

तस्स मिच्छा मि दुक्कडं ॥

### (૨) સંસ્કૃત છાયા

इच्छाकारेण संदिशत भगवन्! दैवसिकं आलोचयामि ?

(गुरु :–'आलोचयत')

इच्छामि । आलोचयामि ।

यः मया दैवसिकः अतिचारः कृतः,

कायिकः वाचिकः मानसिकः,

उत्सूत्रः उन्मार्गः अकल्प्यः अकरणीयः,

दुर्ध्यातः दुर्विचिन्तितः,

अनाचारः अनेष्टव्यः अश्रावक-प्रायोग्यः,

ज्ञाने दर्शने चारित्राचारित्रे श्रुते सामायिके ॥

तिसृणां गुप्तीनां चतुर्भिः कषायैः,

पञ्चानाम् अणुव्रतानाम्, त्रयाणां गुणव्रतानाम्, चतुर्णां शिक्षाव्रतानाम्,

द्वादशविधस्य श्रावकधर्मस्य यत् खण्डितं यद् विराधितं,

तस्य मिथ्या मे दुष्कृतम् ॥

### (૩) ગુજરાતી છાયા

ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો ભગવંત! દૈવસિક આલોચન કરવાને.

[ગુરુ-'આલોચના કરો']

એ પ્રમાણે ઇચ્છું છું. આલોચું છું.

જે મારા વડે દૈવસિક અતિચાર કરાયો હોય,

કાયિક વાચિક માનસિક,

ઉત્સૂત્ર ઉન્માર્ગ અકલ્પ્ય અકરણીય,

દુર્ધ્યાત દુર્વિચિંતિત,

અનાચાર અનેષ્ટવ્ય શ્રાવકને અત્યંત અયોગ્ય,

જ્ઞાનને વિષે, દર્શનને વિષે, ચારિત્રાચારિત્રને વિષે, શ્રુતને વિષે, સામાયિકને વિષે,

ત્રણ ગુપ્તિઓનું, ચાર કષાયો વડે,

પાંચ અણુવ્રતોનુ, ત્રણ ગુણવ્રતોનું, ચાર શિક્ષાવ્રતોનુ,

બાર પ્રકારના શ્રાવકધર્મનું જે ખંડિત થયું હોય, જે વિરાધાયું હોય,

તે સબંધી મિથ્યા (હો) મારું દુષ્કૃત.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ.

**इच्छाकारेण** – [इच्छाकारेण] – ઇચ્છા-પૂર્વક.

**संदिसह** – [सदिशत] – આજ્ઞા આપો.

**भगवं !** – [भगवन् !] – હે ભગવંત !

**देवसिअं** – [दैवसिकम्] – દિવસ-સંબંધી, દિવસભરનું.

**आलोउं ?** – [आलोचयामि ?] – આલોચન કરું ? પ્રકાશિત કરુ ?

आ+लुच् વિચારવું, પ્રકાશિત કરવું એ પરથી आलोचयामि નો અર્થ આલોચના કરું, વિચારું, પ્રકાશિત કરુ એવો થાય છે. મર્યાદિત કે સંપૂર્ણ કોઈ પણ પ્રકાશન માટે તે વપરાય

છે. 'आलोचयामि मर्यादया सामस्त्येन वा प्रकाशयामि' (યો. સ્વો. વૃ. પૃ. ૨૪૪).

**आलोएह** – [ आलोचयत ] – આલોચના કરો.

**इच्छं** – [ इच्छामि ] – ઇચ્છું છું. (એ જ મુજબ).

**आलोएमि** – [ आलोचयामि ] – આલોચના કરું છું, પ્રકાશિત કરુ છુ.

**जो** – [ य. ] – જે.

**मे** – [ मया ] – મારા વડે.

**देवसिओ** – [ दैवसिक : ] – દિવસ-સંબંધી.

'दिवसेन निर्वृतो दिवस-परिमाणो वा दैवसिक:' (આ. ટી. ૫૭૧). દિવસ દરમ્યાન થયેલો કે દિવસના માપવાળો તે દૈવસિક.

**अइआरो** – [ अतिचार : ] – અતિચાર, અતિક્રમણ, ઉલ્લંઘન.

બાંધેલી મર્યાદા કે હદનું અતિક્રમણ કરવું, ઉલ્લંઘન કરવું તેને સામાન્ય રીતે 'અતિચાર' કહેવામાં આવે છે. 'अति-चरणमतिचार:' (આ. ટી ) વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૫.

**कओ** – [ कृत · ] – કર્યો હોય

**काइओ** – [ कायिक · ] – કાયિક, કાયા વડે થયેલો.

કાયા એ જેનુ પ્રયોજન હોય કે કાયા જેમાં પ્રયોજક હોય (તેવો અતિચાર) તે 'કાયિક'. 'काय: प्रयोजनं प्रयोजकोऽस्यातिचारस्येति कायिक:' (યો. સ્વો. વૃ. પ્ર. ૩. પૃ.

૨૪૩ ) અથવા કાયા વડે થયેલો કે કાયા-સંબંધી અતિચાર તે ‘ કાયિક ’.

**वाइओ** – [ वाचिकः ] – વાચિક, વાચા વડે થયેલો.

વાચા જેનું પ્રયોજન છે તે ‘ વાચિક ’. ‘ वाक् प्रयोजनमस्य वाचिकः ’ ( યો. સ્વો. વૃ. પ્ર. ૩ ) વાચા વડે થયેલો કે વાચા-સંબંધી જે અતિચાર, તે ‘ વાચિક ’.

**माणसिओ** – [ मानसिक ' ] – માનસિક, મન વડે થયેલો.

મનથી બનેલો તે ‘ માનસ ’. તેનુ જે સ્વરૂપ, તે ‘ માનસિક ’. ‘ मनसा निर्वृतो मानसः, स एव मानसिकः ’ ( આ. ટી. અ. ૪ ). અથવા ‘ मनः प्रयोजनमस्येति मानसिकः ’–મન છે પ્રયોજન જેનું તે ‘ માનસિક ’. અર્થાત્ જે અતિચાર મન વડે થયેલો છે કે મન સાથે સંબંધ ધરાવે છે તે ‘ માનસિક. ’

**उस्सुत्तो** – [ उत्सूत्रः ] – ઉત્સૂત્ર, સૂત્રથી વિરુદ્ધ.

‘ सूत्रादुत्क्रान्तः उत्सूत्रः ’ – સૂત્રને ઓળંગી ગયેલ તે ‘ ઉત્સૂત્ર ’. ‘ સૂત્ર ’ શબ્દ જુદા જુદા અનેક અર્થમા વપરાય છે. જેમ કે ધ્યેય તરીકે સ્વીકારાયેલું ટૂંકું વાક્ય, નાટકનો પ્રસ્તાવ, માન્ય ગ્રંથ, સંક્ષિપ્ત વાક્ય કે ‘ આપ્ત-વચન ’ તેમાંથી અહીં ‘ આપ્ત-વચન ’નો અર્થ સંગત છે. એટલે જે વચનો આપ્તપુરુષનાં હોય, સર્વજ્ઞનાં હોય, તે ‘ સૂત્ર ’ કહેવાય છે. તેનાથી વિરુદ્ધ વર્તન કરવું, તે ‘ ઉત્સૂત્ર ’.

**उम्मग्गो** – [ उन्मार्गः ] – ઉન્માર્ગ, માર્ગથી વિરુદ્ધ.

‘ मार्गः क्षायोपशमिको भावस्तमतिक्रान्तः उन्मार्गः क्षायो-

पशमिकभावत्यागेनौदयिकभावसंक्रमः कृत इत्यर्थः' (યો. સ્વો. વૃ. પ્ર. ૩) 'માર્ગ' એટલે ક્ષાયોપશમિક ભાવ. તેનું ઉલ્લંઘન કરવું, તે 'ઉન્માર્ગ'. તાત્પર્ય કે ક્ષાયોપશમિક ભાવ છોડીને ઔદયિક ભાવમાં સંક્રમ કરવો-પ્રવેશ કરવો, તે 'ઉન્માર્ગ'. ઉદયમાં આવેલાં કર્મોનો ક્ષય થાય અને નહીં ઉદયમાં આવેલાં કર્મનો ઉપશમ થાય, તેને 'ક્ષાયોપશમિક ભાવ' કહે છે.

આવા ભાવોની કુલ સંખ્યા અઢાર છે. તે સંબંધી તત્ત્વાર્થ-સૂત્રના બીજા અધ્યાયમાં જણાવ્યું છે કે-"ज्ञानाज्ञान-दर्शन-दानादिलब्धयश्चतुस्त्रि-त्रि-पञ्चभेदाः यथाक्रमं सम्यक्त्व-चारित्र-संयमासंयमाश्च ॥ ५ ॥" "ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, દાનાદિ પાંચ લબ્ધિઓ, સમ્યકત્વ, સર્વવિરતિ ચારિત્ર અને દેશવિરતિ-ચારિત્ર" એ અઢાર 'ક્ષાયોપશમિક ભાવ' છે. અર્થાત્ મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાના-વરણીય અને મનઃપર્યવજ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી ઉત્પન્ન થતા 'મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન' -એ ચાર 'ક્ષાયોપશમિક ભાવ' છે, તથા મતિ-અજ્ઞાના-વરણીય, શ્રુત-અજ્ઞાનાવરણીય અને વિભંગ-જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી ઉત્પન્ન થતા 'મતિ-અજ્ઞાન, શ્રુત-અજ્ઞાન, અને વિભંગજ્ઞાન' એ ત્રણ અજ્ઞાન પણ 'ક્ષાયોપશમિક ભાવ' છે. વળી ચક્ષુર્દર્શનાવરણીય, અચક્ષુર્દર્શનાવરણીય અને અવધિ-દર્શનાવરણીયના ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં 'ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન તથા અવધિદર્શન' એ ત્રણ દર્શનો પણ 'ક્ષાયોપશમિક ભાવ' છે. તે ઉપરાંત દાનાંતરાય, લાભાંતરાય,

ભોગાંતરાય, ઉપભોગાંતરાય અને વીર્યાંતરાય—એ પાંચ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતી ' દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય 'રૂપી પાંચ લબ્ધિઓ પણ ' ક્ષાયોપશમિક ભાવ ' છે અને અનંતાનુબંધિ-ચતુષ્ક તથા દર્શનમોહનીય ત્રિકના ક્ષયોપશમથી ઉત્પન્ન થતું ' સમ્યક્ત્વ ' પણ ' ક્ષાયોપશમિક ભાવ ' જ ગણાય છે તથા અનંતાનુબંધી આદિ બાર પ્રકારના કષાયના ક્ષયોપશમથી પ્રકટ થતું ' સર્વવિરતિ-ચારિત્ર ' અને અનંતાનુબંધી આદિ આઠ પ્રકારના કષાયના ક્ષયોપશમથી પ્રકટ થતું ' દેશવિરતિ-ચારિત્ર ' ( સંયમાસંયમ ) પણ ' ક્ષાયોપશમિક ભાવ 'નો જ પ્રકાર છે. આ રીતે ' ક્ષાયો-પશમિક ભાવો ' કુલ અઢાર પ્રકારના છે.

કર્મના ઉદયથી પ્રકટ થતા ભાવો ' ઔદયિક ' કહેવાય છે તત્ત્વાર્થસૂત્ર ( અ. ૨, સૂ. ૬ )માં તેની સંખ્યા એકવીશની જણાવેલી છે : " गति-कषाय-लिङ्ग-मिथ्यादर्शनाज्ञानासयतासिद्धत्व-लेश्याश्चतुश्चतुस्त्र्येकैकैकैकषड्भेदाः । "

" ચાર ગતિ, ચાર કષાય, ત્રણ લિંગ ( વેદ ), એક મિથ્યાદર્શન, એક અજ્ઞાન, એક અસંયમ, એક અસિદ્ધભાવ અને છ લેશ્યા એ ઔદયિક ભાવો છે. " એટલે ' ગતિનામ-કર્મ 'ના ઉદયથી ' નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ '—એ ચાર ' ગતિ ' પ્રાપ્ત થાય છે; ' કષાયમોહનીયકર્મ 'ના ઉદયથી ' ક્રોધ, માન, માયા અને લોભ ' એ ચાર ' કષાય ' પેદા થાય છે, ' વેદમોહનીયકર્મ 'ના ઉદયથી ' સ્રીવેદ, પુરુષવેદ, અને નપુંસકવેદ 'ની ઉત્પત્તિ થાય છે, ' મિથ્યાત્વમોહનીયકર્મ 'ના

ઉદયથી તત્ત્વ પ્રત્યે અશ્રદ્ધા-'મિથ્યાદર્શન' ઉત્પન્ન થાય છે, તથા 'અજ્ઞાન' એ 'જ્ઞાનાવરણીયના અને દર્શનાવરણીય'ના ઉદયનું ફલ છે, 'અસંયતિપણું' એ 'અનંતાનુબંધી' આદિ બાર પ્રકારના 'ચારિત્રમોહનીય'ના ઉદયનું પરિણામ છે; 'અસિદ્ધત્વ'-શરીર-ધારણ આદિ 'વેદનીય, આયુ, નામ અને ગોત્ર' કર્મના ઉદયનું પરિણામ છે. અને 'કૃષ્ણ, નીલ, કાપોત, તેજ, પદ્મ અને શુક્લ' એ છ પ્રકારની 'લેશ્યાઓ' કષાયના ઉદયથી રંજિત યોગ-પ્રવૃત્તિ કે યોગજનક 'શરીર-નામકર્મ'ના ઉદયનું પરિણામ છે. આ રીતે 'ઔદયિક ભાવો' ૨૧ પ્રકારના છે.

अकप्पो-[अकल्प्य:]-અકલ્પ્ય, ન કલ્પે તેવું, આચાર-થી વિરુદ્ધ.

'કલ્પ' એટલે વિધિ, આચાર કે ચરણ-કરણરૂપ વ્યાપાર. તેને યોગ્ય, તે કલ્પ્ય અને નહિ યોગ્ય, તે 'અકલ્પ્ય'. એટલે જે કંઈ વિધિથી વિરુદ્ધ, આચારથી વિરુદ્ધ કે ચારિત્ર અને ક્રિયાને લગતા નિયમોની વિરુદ્ધ કર્યું હોય, તે 'અકલ્પ્ય'.

अकरणिज्जो-[अकरणीय:]-ન કરવા યોગ્ય.

'न करणीयोऽकरणीय:'-ન કરવા યોગ્ય તે 'અકરણીય'.

दुज्झाओ-[दुर्ध्यात ]-દુર્ધ્યાનથી કરાયેલો હોય.

'दुष्टो ध्यातो दुर्ध्यात:'-દુષ્ટ રીતે કરેલું ધ્યાન 'દુર્ધ્યાન'. તે 'આર્ત્ત અને રૌદ્ર'ના ભેદથી બે પ્રકારનું છે. તેમાં જે

ધ્યાનમાં દુઃખ, મુસીબત, વિટંબણા કે નિરાશાનુ ચિંતન મુખ્ય હોય તે 'આર્ત્તધ્યાન' કહેવાય છે. જેમ કે 'અરેરે! હું બહુ દુઃખી છુ, કોઈ મારું સાંભળતું નથી, કોઈ મને મદદ કરતું નથી, મારા જેવો દુખિયારો બીજો કોણ હશે?' વગેરે. તેના (૧) "અનિષ્ટસ યોગ-આર્ત્તધ્યાન, (૨) ઇષ્ટ-વિયોગ-આર્ત્તધ્યાન, (૩) રોગ-નિદાન-આર્ત્તધ્યાન અને (૪) અગ્રશોચન-આર્ત્તધ્યાન"—એ ચાર ભેદો પ્રસિદ્ધ છે. (વિગત માટે જુઓ 'વ દિત્તુ'સૂત્ર, અનર્થદ ડ-વિરમણ વ્રતનુ વિવરણ). અને જે ધ્યાનમાં હિંસા, ચોરી, જૂઠ વગેરેનુ ચિંતન મુખ્ય હોય, તે 'રૌદ્રધ્યાન' કહેવાય છે. જેમ કે 'અમુક માણસ મારો વૈરી છે, માટે હુ તેને જોઈ લઈશ, મારી બનાવટ કરવાની કલા એવી છે કે કોઈને પણ ખબર ન પડે; હું દરેકને સિફતથી સમજાવી શકું છુ' વગેરે. તેના "હિંસાऽऽનદ રૌદ્ર, મૃષાऽऽનંદ રૌદ્ર, ચૌર્યાऽऽનદ રૌદ્ર અને સ રક્ષણાऽऽનંદ રૌદ્ર" એવા ચાર ભેદો છે. (વિશેષ વિગત માટે જુઓ 'વ દિત્તુ'-સૂત્ર, અનર્થદ ડ-વિરમણવ્રતનું વિવરણ.)

**दुव्विचिंतिओ** – [दुर्विचिन्तितः] – દુષ્ટ ચિંતન થયું હોય, દુષ્ટ વિચારો આવ્યા હોય

'दुष्टो विचिन्तितो दुर्विचिन्तित' – દુષ્ટ રીતે વિચારાયેલું, તે દુર્વિચિન્તિત. ચિત્તની ચંચળતાને લીધે જે કાંઈ અશુભ વિચારો આવ્યા હોય, તે 'દુર્વિચિન્તિત' કહેવાય. 'દુષ્ટ-ધ્યાન' અને 'દુર્વિચિંતન' વચ્ચે એ તફાવત છે કે પહેલામાં એક વસ્તુપરત્વે ધારાબદ્ધ અશુભ વિચારો આવે છે, જ્યારે

બીજામાં એક વિષય પરત્વે છૂટા-છવાયા અશુભ વિચારો આવે છે.

**अणायारो**-[अनाचारः]-અનાચાર, શ્રાવકના આચાર-થી વિરુદ્ધ.

આચરવા યોગ્ય, તે (શ્રાવકનો) 'આચાર'-'आचरणीयः श्रावकाणामाचार.' (યો. સ્વો. વૃ. પ્ર. ૩). ન આચરવા યોગ્ય, તે 'અનાચાર'. न आचारोऽनाचारः ।

**अणिच्छियव्वो**-[अनेष्टव्यः]-ન ઇચ્છવા યોગ્ય.

મનવડે જરા પણ નહિ ઇચ્છવા યોગ્ય, તે 'અનેષ્ટવ્ય.'

'अनेष्टव्यः मनागपि मनसाऽपि न एष्टव्यः' (યો. સ્વો. વૃ. પ્ર ૩)

**असावग-पाउग्गो**-[अश्रावक-प्रायोग्यः]-શ્રાવકને માટે અત્યંત અનુચિત.

સમ્યક્ત્વ પામીને તથા અણુવ્રતાદિ ગ્રહણ કરીને જે સાધુ પાસે સાગાર-ધર્મની અને અનગાર-ધર્મની સામાચારી સાભળે, તે 'શ્રાવક'. તેને 'પ્રાયોગ્ય'-ઉચિત, તે 'શ્રાવક-પ્રાયોગ્ય'. અને તેથી વિરુદ્ધ, તે 'અશ્રાવક-પ્રાયોગ્ય'. તાત્પર્ય કે જે કર્ત્તવ્ય શ્રાવકને કરવુ ઉચિત નથી, તેવું જે કાંઈ થયુ હોય, તે 'અશ્રાવક-પ્રાયોગ્ય' કહેવાય.

**नाणे**-[ज्ञाने]-જ્ઞાનને વિષે, જ્ઞાનના આરાધનને વિષે.

ભ્રમ, સંશય અને વિપર્યયથી રહિત વસ્તુનો જે બોધ થાય, તેને સામાન્ય રીતે 'જ્ઞાન' કહેવામાં આવે છે. પરંતુ મોક્ષ-

માર્ગની સાધનામાં સમ્યક્ત્વ-પૂર્વકના જ્ઞાનને જ ‘જ્ઞાન’ ગણુવામાં આવ્યુ છે, અને તે સિવાયના જ્ઞાનનો સમાવેશ ‘અજ્ઞાન’માં કરવામાં આવ્યો છે. જ્ઞાન-પ્રાપ્તિ માટેનો સમ્યક્ પ્રયાસ, તે ‘જ્ઞાનની આરાધના’ કહેવાય છે. તેના વિષે, તે સંબધી.

दंसणे–[दर्शने]–દર્શનને વિષે, દર્શનના આરાધનને વિષે.

વિશ્વનાં મૂળભૂત તત્ત્વોની વ્યવસ્થા સર્વજ્ઞોએ જે રીતે સમજાવી છે, તેના પર અનન્ય શ્રદ્ધા રાખવી, તે ‘દર્શન’. તેના વિષે, તેના આરાધનને વિષે.

चरित्ताचरित्ते–[चारित्राचारित्रे]–દેશવિરતિ-ચારિત્રમાં.

સ્થૂલ સાવદ્યયોગની જેટલા અંશે નિવૃત્તિ, તેટલું ‘ચારિત્ર’ અને જેટલા અંશે અભાવ, તેટલું ‘અચારિત્ર’, શ્રાવકનું ચારિત્ર આ પ્રકારનું હોઈને તે ‘ચારિત્રાચારિત્ર’ કહેવાય છે. એનો પર્યાયશબ્દ ‘દેશવિરતિ’ છે. સાધુનાં વ્રતો મહાવ્રતો હોઈને તે ‘સર્વવિરતિ’ કહેવાય છે, એટલે તેમના માટે ‘ચારિત્ર’શીલ શબ્દ ઉપયુક્ત છે, જ્યારે શ્રાવકનાં વ્રતો અણુવ્રતો હોઈને તે ‘દેશવિરતિ’રૂપ છે, તેથી તે ‘ચારિત્રાચારિત્ર’–અમુક અંશે ચારિત્રવાન્ અને અમુક અંશે ચારિત્રવાન્ નહિ, એમ કહેવાય છે.

सुए–[श्रुते]–શ્રુતજ્ઞાનમાં, શ્રુતજ્ઞાનની ગ્રહણુવિધિમા.

અમુક શાસ્ત્ર અમુક સમયે ભણવું અને અમુક સમયે ન ભણવું એવા વિધિ-નિષેધના નિયમોને અનુસરી શ્રુત-

ગ્રહણની જે પ્રવૃત્તિ થાય, તેને 'કાલોચિત' સ્વાધ્યાય' કહેવામા આવે છે, અને નિષિદ્ધ સમયે શાસ્ત્રનુ પઠન-પાઠન કરવું, તે 'અકાલ-સ્વાધ્યાય' કહેવાય છે.

**सामाइए** - [सामायिके] - સામાયિકને વિષે

શ્રાવકને 'સમ્યક્ત્વ-સામાયિક' અને 'દેશવિરતિ-સામાયિક' એમ બે પ્રકારનું 'સામાયિક' હોય છે. તે બન્ને પ્રકારનાં સામાયિકને વિષે.

**तिण्हं गुत्तीणं** - [तिसृणां गुप्तीनाम्] - ત્રણ ગુપ્તિઓનુ

"મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ" એ ત્રણ 'ગુપ્તિઓ'નું.

**चउण्हं कसायाणं** - [चतुर्भि. कषायैः] - ચાર કષાયો વડે.

"ક્રોધ, માન, માયા અને લોભ" એ ચાર કષાયો વડે. અહીં તૃતીયાના અર્થમા ષષ્ઠી વપરાયેલી છે.

**पंचण्हं अणुव्वयाणं** - [पञ्चानाम् अणुव्रतानाम्] - પાંચ અણુવ્રતોનુ

સાધુનાં પાંચ મહાવ્રતોના સ્થાને શ્રાવકો પાંચ 'અણુવ્રતો' ધારણ કરે છે, તે નીચે મુજબ :-

(૧) સ્થૂલપ્રાણાતિપાત-વિરમણ વ્રત.

(૨) સ્થૂલમૃષાવાદ-વિરમણ વ્રત.

(૩) સ્થૂલઅદત્તાદાન-વિરમણ વ્રત.

(૪) પરદારાગમન-વિરમણ વ્રત. (સ્વદારા-સંતોષવ્રત)

(૫) પરિગ્રહ-પરિમાણ વ્રત.

**तिण्हं गुणव्वयाणं** – [त्रयाणां गुणव्रतानाम्] – ત્રણ ગુણ-વ્રતોનું.

શ્રાવકનાં ત્રણ 'ગુણવ્રતો' નીચે મુજબ હોય છે: (૧) 'દિક્પરિમાણ વ્રત' – દરેક દિશામાં અમુક અંતરથી વધારે ન જવું, તેવું વ્રત

(૨) 'ભોગોપભોગ-પરિમાણ વ્રત' – ભોગ અને ઉપભોગની વસ્તુઓનુ પરિમાણ બાંધતું વ્રત.

(૩) 'અનર્થદંડ-વિરમણ વ્રત' – આત્મા ખોટી રીતે દંડાય તેવી ક્રિયાઓ છોડી દેવાનું વ્રત.

આ વ્રતોની વિશેષ વિગત માટે જુઓ 'વંદિત્તુ' સૂત્ર.

**चउण्हं सिक्खावयाणं** – [चतुर्णां शिक्षाव्रतानाम्] – ચાર 'શિક્ષાવ્રતો'નાં.

શ્રાવકનાં ચાર 'શિક્ષાવ્રતો' નીચે મુજબ હોય છે :–

(૧) 'સામાયિક વ્રત' – સામાયિક કરવાનું વ્રત.

(૨) 'દેશાવકાશિક વ્રત' – બધાં વ્રતોમાં નક્કી કરેલી મર્યાદાનો દૈનિક સંકોચ કરવાનું વ્રત.

(૩) 'પોષધોપવાસ વ્રત' – પોષધ કરવાનું વ્રત.

(૪) 'અતિથિ-સંવિભાગ વ્રત' – સાધુ મુનિરાજ આદિ સુપાત્ર અતિથિને ભક્તિભાવથી યોગ્ય આહારાદિ અર્પણ કરવાનું વ્રત.

बारसविहस्स – [ द्वादशविधस्य ] – બાર પ્રકારના.

सावगधम्मस्स – [ श्रावकधर्मस्य ] – શ્રાવકધર્મનું.

जं – [ यत् ] – જે.

खंडिअं – [ खण्डितम् ] – ખંડિત કર્યું હોય.

અમુક અંશે વિરાધના થઈ હોય, તે ખંડિત.

विराहिअं – [ विराधितम् ] – વિરાધ્યું હોય.

સર્વ અંશે ખંડિત થયું હોય, તે વિરાધિત.

तस्स – [ तस्य ] – તે સંબંધી.

मिच्छा मि दुक्कडं – [ मिथ्या मे दुष्कृतम् ] – મિથ્યા હો મારું દુષ્કૃત.

## (૫) અર્થ-નિર્ણય

अइयारालोअणसुत्त – અતિચારની આલોચનાનું સૂત્ર.

યો. સ્વો. વૃ.ના તૃતીય પ્રકાશમાં શ્રીહેમચંદ્રાચાર્યે જણાવ્યું છે કે–"एव वन्दनक दत्त्वाऽवग्रहमध्यस्थित एव विनेयोऽतिचारालोचन कर्तुकामः किञ्चिदवनतकायो गुरु प्रतीदमाह"

'એ રીતે વાંદણાં દઈને અવગ્રહની મધ્યમાં રહીને જ શિષ્ય અતિચારનુ આલોચન કરવાની ઇચ્છાવાળો થયો, છતો કાયાથી કાંઈક નમીને ગુરુ પ્રત્યે આમ કહે છે.' એટલે આ સૂત્ર અતિચારની આલોચના કરવાને માટે યોજાયેલું છે.

आलोएमि – ગુરુ સમક્ષ પ્રકટ કરુ છુ.

'आलोचयामि' પદનો સામાન્ય અર્થ મર્યાદિત રીતે કે સમસ્તપણે પ્રકાશિત કરુ છું, એવો થાય છે, પરંતુ તેનો રૂઢ અર્થ ગુરુ-સમક્ષ પ્રકટ કરવાનો છે.

जो मे देवसिओ अइयारो कओ – દિવસભરમાં મે જે સ્ખલનાઓ કરી હોય.

'અતિચાર'નો સામાન્ય અર્થ અતિક્રમણ કે ઉલ્લંઘન છે, પરંતુ અહીં તે 'અતિક્રમ, વ્યતિક્રમ અને અતિચાર' એ ત્રણેયના સામાન્ય અર્થમાં વપરાયેલો છે, એટલે તે વ્રત-માલિન્ય, સ્ખલના કે દોષનુ સૂચન કરે છે. 'દૈવસિક'નો સામાન્ય અર્થ દિવસ-સંબંધી છે, છતાં પ્રતિક્રમણના સંબંધમાં રાત્રિ-પ્રતિક્રમણ કર્યા પછી દૈવસિક પ્રતિક્રમણ કરવાનો જેટલો કાળ પહોંચતો હોય, તેટલા કાળ સુધીનો તેમાં સમાવેશ થાય છે.

काइओ वाइओ माणसिओ – કાયિક, વાચિક અને માનસિક સ્ખલના.

સમસ્ત સ્ખલનાઓનુ વર્ગીકરણ ત્રણ વિભાગમાં થઈ શકે છે "(૧) કાયિક, (૨) વાચિક અને (૩) માનસિક." એટલે જે સ્ખલનાઓ થઈ હોય: તે કાયા દ્વારા થઈ હોય, વાણી દ્વારા થઈ હોય, કે મન દ્વારા થઈ હોય. તેથી પહેલો નિર્દેશ તેનો કરેલો છે.

उस्सुत्तो उम्मग्गो अकप्पो अकरणिज्जो – સૂત્ર, માર્ગ, કલ્પ અને કર્ત્તવ્યના અનુસરણમાં થયેલી ભૂલો.

સૂત્રનુ અનુસરણ એટલે શ્રીજિનેશ્વરભગવતે સૂત્રોમાં જે પ્રરૂપણા કરી છે, તે પ્રમાણે ચાલવાનો નિષ્ઠા-પૂર્વકનો પ્રયત્ન. તેમાં જે કાંઈ સ્ખલના કે ભૂલ થઈ હોય, તે 'ઉત્સૂત્ર'. સૂત્રમાં કહેલી બાબતથી તદ્દન વિરુદ્ધ વર્તવું, તેને પણ 'ઉત્સૂત્ર' જ કહી શકાય, પણ તે અનાચારની કોટિમાં આવતું હોઈ અતિચારથી ભિન્ન છે. એવા દોષ માટે માત્ર આલોચના નહિ પણ પ્રાયશ્ચિત્તનુ વિધાન છે

માર્ગનુ અનુસરણ એટલે જે જે ઉપાયો કે વર્તનથી ચારિત્રની સુધારણા થાય, તેવા માર્ગે ચાલવાનો નિષ્ઠા-પૂર્વકનો પ્રયત્ન. તેમા જે કાંઈ સ્ખલના કે ભૂલ થઈ હોય તે 'ઉન્માર્ગ'. ક્ષયોપશમભાવમાંથી ઔદયિકભાવમા જવુ તે આ પ્રકારનો 'ઉન્માર્ગ' છે.

'કલ્પનું અનુસરણ' એટલે શાસ્ત્રો દ્વારા નિયત થયેલા નિયમોને અનુસરીને વર્તવાનો નિષ્ઠા-પૂર્વકનો પ્રયત્ન. તેમાં જે કાંઈ સ્ખલના કે ભૂલો થઈ હોય તે 'અકલ્પ્ય'.

'કર્ત્તવ્યનુ અનુસરણ' એટલે શ્રાવકોએ કરવા યોગ્ય કર્ત્તવ્યો કરવાનો નિષ્ઠા-પૂર્વકનો પ્રયત્ન તેમા થયેલી સ્ખલના કે ભૂલો, તે 'અકરણીય'

સૂત્રથી જે વિરુદ્ધ હોય તે માર્ગથી વિરુદ્ધ હોય; માર્ગથી જે વિરુદ્ધ હોય તે કલ્પથી વિરુદ્ધ હોય, અને કલ્પથી જે વિરુદ્ધ હોય તે કર્ત્તવ્યથી વિરુદ્ધ હોય છે, એટલે આ દોષોની ગણના કર્ત્તવ્ય-નિષ્ઠામાં જે કાંઈ ખામી આવી હોય તે દર્શાવવાને માટે કરેલી છે.

दुज्झाओ दुव्विचिंतिओ – ધ્યાન અને ચિંતનમાં થયેલી સ્ખલનાઓ.

એક વિષય પર મનનું કેન્દ્રિત થવું, તે 'ધ્યાન'; અને સામાન્ય વિચારો આવવા, તે 'ચિંતન'. પૂર્વ અભ્યાસની પ્રબળતાને લીધે આવા 'ધ્યાન' કે 'ચિંતન'માં કાંઈ મલિનતા આવી ગઈ હોય, તે 'દુર્ધ્યાત' કે 'દુર્વિચિન્તિત'.

ઉત્સૂત્રાદિ ચાર સ્ખલનાઓ મુખ્યત્વે 'કાયિક અને વાચિક' છે, ત્યારે આ સ્ખલનાઓ 'માનસિક' છે

अणायारो अणिच्छियव्वो असावग – पाउग्गो – ન આચરવા યોગ્ય, ન ઇચ્છવા યોગ્ય, શ્રાવકોને અત્યંત અયોગ્ય એવી સ્ખલનાઓ.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યને લગતો આચાર એ શ્રાવકનો 'સામાન્ય આચાર' છે અને દૈનિક કર્તવ્ય એ 'વિશિષ્ટ આચાર' છે. આ બંને પ્રકારના આચારને યોગ્ય ન હોય, તેવું જે કાંઈ થયું હોય તે, આચારને યોગ્ય કહેવાય નહિ.

મનથી જે ઇચ્છવા યોગ્ય નથી, તે 'અનેષ્ટવ્ય'.

શ્રાવકને માટે 'સામાન્ય ધર્મ' અને 'વિશેષ ધર્મ' એ યોગ્ય છે, તેમાં 'સામાન્ય ધર્મ' માર્ગાનુસારીના ૩૫ ગુણોથી યુક્ત છે અને 'વિશેષ ધર્મ' બાર વ્રતોથી યુક્ત છે. તેથી જે કાંઈ વિપરીત હોય, તે શ્રાવકને યોગ્ય નથી. એટલે શ્રાવક-ધર્મના પાલનમાં જે કાંઈ સ્ખલનાઓ થઈ હોય, તેનું સૂચન આ પદ વડે થાય છે.

नाणे दंसणे चरित्ताचरित्ते सुए सामाइए – જ્ઞાન, દર્શન, દેશવિરતિ-ચારિત્ર, શ્રુત અને સામાયિકને વિષે.

જ્ઞાનના વિષયમાં, દર્શનના વિષયમાં, શ્રાવકધર્મના વિષયમાં, શ્રુતના વિષયમાં અને સામાયિકના વિષયમાં જે કાંઈ સ્ખલનાઓ થઈ હોય.

ઉપર જે સ્ખલનાઓ ગણાવી છે તે ઉપાસનાના દૃષ્ટિબિંદુથી ગણાવી છે, જ્યારે આ સ્ખલનાઓ ઉપાસ્ય વિષયની છે.

तिण्ह गुत्तीण – ત્રણ ગુપ્તિઓનુ: મનોગુપ્તિનુ, વચનગુપ્તિનુ અને કાયગુપ્તિનુ.

चउण्हं कसायाण – ચાર કષાયો વડે.

'ક્રોધ, માન, માયા અને લોભ' એ 'ચાર કષાયો' વડે. અહીં તૃતીયાર્થે ષષ્ઠી વપરાયેલી છે.

पंचण्हमणुव्वयाण, तिण्हं गुणव्वयाणं, चउण्हं सिक्खावयाणं– પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતોનુ.

बारसविहस्स सावगधम्मस्स – [એવી રીતે] બાર પ્રકારના શ્રાવકધર્મનુ.

ज खंडिअं, ज विराहिअं – જે ખડિત થયુ હોય, જે વિરાધાયુ હોય.

तस्स – તેનુ.

मिच्छा मि दुक्कड – મારુ દુષ્કૃત મિથ્યા હો

## ( ૬ ) અર્થ-સંકલના

ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો, હે ભગવંત ! હુ દૈવસિક આલોચના કરવાને ઇચ્છું છું.

[ ગુરુ કહે – આલોચના કરો ]

[ શિષ્ય ] – એ જ પ્રમાણે ઇચ્છું છું.

દિવસભરમાં મેં જ્ઞાન, દર્શન, દેશવિરતિ-ચારિત્ર, શ્રુત અને સામાયિકની આરાધના કરતાં સૂત્ર, માર્ગ, કલ્પ અને કર્ત્તવ્યના અનુસરણમા તથા ધ્યાન અને ચિંતનમાં કાયિક, વાચિક અને માનસિક જે સ્ખલનાઓ કરી હોય, તે આપની સમક્ષ પ્રકટ કરુ છું.

ત્રણ ગુપ્તિના વિષયમાં, તથા પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળી બાર પ્રકારના શ્રાવકધર્મના વિષયમાં, ચાર કષાયો વડે, જે કાંઈ ખંડના કે વિરાધના થઈ હોય. તે સંબંધી મારું સઘળું પાપ મિથ્યા હો.

## ( ૭ ) સૂત્ર-પરિચય

ઘરને સુઘડ રાખવા માટે જેમ સફાઈની જરૂર છે, ઉદ્યાનને મનોહર રાખવા માટે જેમ સંમાર્જનની અગત્ય છે અને ખેતરને ફળદ્રૂપ રાખવા માટે જેમ નિંદવાની આવશ્યકતા છે. તેમ ચારિત્રને નિર્મળ રાખવા માટે શોધનની આવશ્યકતા છે.

'શોધન' એટલે આત્મ-શોધન, આત્મ-ગુણોનુ શોધન કે આત્મ-સ્વરૂપનુ શોધન. વધારે સ્પષ્ટ કહીએ તો આત્મા જે દોષોને લીધે, જે સ્ખલનાઓને લીધે કે જે અતિચારોને લીધે મલિન બને છે, તેને દૂર કરવા--તેનાથી બચી જવું, એ આત્મ-શોધનની સાચી ક્રિયા છે. તે માટે પ્રથમ આત્માના ગુણો કયા છે, તે કેવી ક્રિયાથી પ્રગટે છે અને તેમાં કેવી રીતે અતિચાર લાગે છે, તે જાણવાની જરૂર છે. તે જાણવાથી જ તેની યોગ્ય આલોચના થઈ શકે છે કે જેના પરિણામે ગયેલી વિશુદ્ધિ પુનઃ પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત સૂત્રમા આ રીતે અતિચારની આલોચનાનો વિધિ બતાવ્યો છે, એટલે તે 'અતિચાર-આલોચન'સૂત્ર કહેવાય છે.

પ્રત્યેક આધ્યાત્મિક અનુષ્ઠાન જેમ ગુરુની અનુજ્ઞા-પૂર્વક થાય છે, તેમ આ ક્રિયા પણ ગુરુની અનુજ્ઞા-પૂર્વક કરવાની છે. તે માટે પ્રારભમા 'इच्छाकारेण सदिसह भगव! देवसिअ आलोएमि'–'ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો હે ભગવત! હુ દૈવસિક આલોચના કરવાને ઇચ્છુ છુ,' એ પદો મૂકેલા છે. એના પ્રત્યુત્તરમા ગુરુની 'आलोएह'–'આલોચના કરો' એવી અનુજ્ઞા મળ્યા પછી અને તેનો 'इच्छ'પદ વડે સ્વીકાર કર્યા પછી દિવસ દરમિયાન લાગેલા 'અતિચારોની આલોચના' કરવામા આવે છે.

તેનો સામાન્ય ક્રમ એવો છે કે પ્રથમ ક્રિયાનો સ્પષ્ટ નિર્દેશ કરવો, પછી 'અતિચારો'ના પ્રકાર વર્ણવવા અને છેવટે તે શેના વિષે લાગે છે તે જણાવવુ. આ માટે સૂત્રના

પ્રારંભમા 'जो मे देवसिओ अइआरो कओ'-એટલે 'દિવસ દરમિયાન મારા વડે જે અતિચાર કરાયો હોય, તેનો નિર્દેશ કરાયો છે.' काइओ, वाइओ અને माणसिओ-એ ત્રણ પદો વડે અતિચારોનો સામાન્ય નિર્દેશ તથા 'उस्सुत्तो थी असावग-पाउग्गो' સુધીના પદો વડે અતિચારોનો વિશેષ નિર્દેશ કરવામાં આવ્યો છે. એનો અર્થ એ છે કે કાયાના પ્રવર્ત્તન વડે, વાણીના પ્રયોગ વડે કે વિચારો આવી જવાથી મે જે કાંઈ અતિચાર કર્યો હોય, પછી તે ઉત્સૂત્રરૂપ હોય, ઉન્માર્ગ-રૂપ હોય, અકલ્પ્ય હોય કે અકર્ત્તવ્યરૂપ હોય અથવા તો દુર્ધ્યાનથી થયેલો હોય કે દુષ્ટ ચિંતનથી થયેલો હોય અથવા તો આચારને યોગ્ય ન હોય, તે સઘળાની આલોચના કરુ છું.

ત્યારબાદ नाणे दसणे चरित्ताचरित्ते सुए અને सामाइए એ પાચ પદો વડે અતિચાર શેના વિષે થાય છે તે જણાવ્યુ છે. આ પાંચ પદોમાં પહેલાં ત્રણ પદો સાધ્યને અનુલક્ષીને અને બાકીનાં બે પદો સાધનને અનુલક્ષીને બોલવામા આવે છે.

જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ આત્માના ગુણો છે, તેથી 'સાધ્ય' છે; અને તેની સિદ્ધિ શ્રુત તથા સામાયિકની ઉપાસના વડે થાય છે, એટલે તે 'સાધન' છે.

આ પછી મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિરૂપ ત્રણ પ્રકારની ગુપ્તિમા તથા પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળી બાર પ્રકારના શ્રાવકધર્મમાં ચતુર્વિધ કષાયના યોગે જે કાંઈ ખડના કે વિરાધના થઈ હોય તે જણાવવાને માટે 'तिण्ह गुत्तीणं थी जं विराहिअ' સુધીનાં પદો બોલવામાં

આવે છે. મતલબ કે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો ચારિત્રના વિકાસમાં મુખ્ય અંતરાયરૂપ હોઈ તેનું થોડું સરખું સેવન પણ અનિષ્ટ છે, અને તેથી ફરી તેમ ન બને તેની પૂરી તકેદારી રાખવાની છે. આ રીતે અન્ય કારણોથી કે કષાયના ઉદયથી થયેલા સર્વ અતિચારો માટે સાધકે અત્યંત દિલગીર થવાનું છે અને ફરી તેવું ન કરવાના ભાવ સાથે 'तस्स मिच्छा मि दुक्कड'–'તે સંબંધી મારું સઘળું પાપ મિથ્યા થાઓ' એ શબ્દો બોલવાના છે.

દિવસ દરમિયાન થયેલા અતિચારોને ગુરુ-સમક્ષ પ્રકટ કરવા માટે આ સૂત્ર યોજાયેલું છે, એટલે જ્યાં જ્યાં જે જે પ્રકારનો દોષ થયો હોય તે નિખાલસ રીતે પણ ભારે હૃદયે ગુરુ-સમક્ષ પ્રકટ કરવાનો છે અને પરિણામે ગુરુ તેનું જે કાંઈ પ્રાયશ્ચિત્ત આપે તે સ્વીકારીને દોષ-મુક્ત થવાનું છે. આ પ્રકારની નિખાલસતા અને નિર્મળતા પ્રતિક્રમણની ભાવ-આરાધના માટે ખાસ જરૂરની છે.

## (૮) આધાર-સ્થાન

આવશ્યકસૂત્રના ચોથા* પ્રતિક્રમણાધ્યયનમાં અને પાંચમા કાયોત્સર્ગાધ્યયનમાં+ શ્રમણધર્મ સાથે સંબંધ ધરાવતા પાઠ સાથે આ સૂત્ર આવે છે, તેને અનુસરીને આ સૂત્રની યોજના થયેલી જણાય છે.

---

* આ. ટી, પૃ. ૫૭૧.

\+ આ. ટી, પૃ. ૭૭૮.

# २८ अइयार-वियारण-गाहा।

## [अतिचार-विचारण-गाथाः।]

## અતિચારો[ વિચારવા માટે ]ની ગાથાઓ



### (१) મૂલપાઠ

(गाहा)

नाणम्मि दंसणम्मि अ, चरणम्मि तवम्मि तह य वीरियम्मि।
आयरणं आयारो, इअ एसो पंचहा भणिओ ॥ १ ॥

काले विणए वहुमाणे, उवहाणे तह अनिण्हवणे।
वंजण-अत्थ-तदुभये, अट्ठविहो नाणमायारो ॥ २ ॥

निस्संकिअ निक्कंखिअ, निव्वितिगिच्छा अमूढदिट्ठी अ।
उववूह-थिरीकरणे, वच्छल्ल-पभावणे अट्ठ ॥ ३ ॥

पणिहाण-जोग-जुत्तो, पंचहिं समिईहिं तीहिं गुत्तीहिं।
एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥ ४ ॥

वारसविहम्मि वि तवे, सब्भिंतर-वाहिरे कुसल-दिट्ठे।
अगिलाइ अणाजीवी, नायव्वो सो तवायारो ॥ ५ ॥

अणसणमूणोअरिआ, वित्ती-सखेवणं रस-च्चाओ ।
काय-किलेसो संलीणया य बज्झो तवो होइ ॥ ६ ॥

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ।
झाणं उस्सग्गो वि अ, अब्भिंतरओ तवो होइ ॥ ७ ॥

अणिगूहिअ-बल-वीरिओ, परक्कमइ जो जहुत्तमाउत्तो ।
जुंजइ अ जहाथामं, नायव्वो वीरिआयारो ॥ ८ ॥

## ( २ ) સંસ્કૃત છાયા

ज्ञाने दर्शने च चरणे, तपसि तथा च वीर्ये ।
आचरणम् आचार, इति एष पञ्चधा भणितः ॥ १ ॥

काले विनये बहुमाने, उपधाने तथा अनिह्नवने ।
व्यञ्जने अर्थे तदुभये, अष्टविध ज्ञानाचारः ॥ २ ॥

नि:शङ्कित निष्काङ्क्षित, निर्विचिकित्सा अमूढदृष्टिः च ।
उपबृंहा-स्थिरीकरणे, वात्सल्य-प्रभावने अष्ट ॥ ३ ॥

प्रणिधान-योग-युक्त, पञ्चभि समितिभिः तिसृभिः गुप्तिभिः ।
एष चारित्राचार., अष्टविध भवति ज्ञातव्यः ॥ ४ ॥

द्वादश-विधे अपि तपसि, साभ्यन्तर-बाह्ये कुशल-दिष्टे ।
अग्लान्या अनाजीविक, ज्ञातव्यः स तप-आचार ॥ ५ ॥

अनशनम् ऊनोदरिका, वृत्ति-सक्षेपणं रस-त्याग ।
कायक्लेशः सलीनता च, बाह्य तपः भवति ॥ ६ ॥

प्रायश्चित्त विनय, वैयावृत्त्य तथैव स्वाध्यायः ।
ध्यानम् उत्सर्गः अपि च, आभ्यन्तर तपः भवति ॥ ७ ॥

अनिगूहित-बल-वीर्यः, पराक्रामति यः यथोक्तम् आयुक्तः।
युनक्ति च यथास्थाम, ज्ञातव्यः वीर्याचारः ॥८॥

## (૩) ગુજરાતી છાયા

જ્ઞાને દર્શને અને, ચારિત્રે તપે તેમ જ વીર્યે,
આચરણ (તે જ) આચાર, એમ એ પાંચ પ્રકારે કહ્યો. ૧.

કાલે વિનયે બહુમાને, ઉપધાને તથા અનિહ્નવતાએ;
વ્યંજન-અર્થ-તદુભયે, અષ્ટવિધ જ્ઞાન-આચાર. ૨.

નિઃશંકિતા, નિષ્કાંક્ષિતા, નિર્વિચિકિત્સા, અમૂઢદૃષ્ટિ વળી;
ઉપબૃંહણા સ્થિરીકરણ, વાત્સલ્ય, પ્રભાવના (એ) આઠ. ૩.

પ્રણિધાન-યોગ-યુક્ત, પંચ સમિતિએ ત્રણ ગુપ્તિએ;
એ ચારિત્રાચાર, અષ્ટવિધ હોય (એ) જાણવો. ૪.

બાર પ્રકારે વળી તપે, (જે) સાભ્યંતર-બાહ્ય કુશલ-દિષ્ટે;
અગ્લાનિવડે અનાજીવિક, જાણવો તે તપાચાર. ૫

અનશન ઊનોદરતા, વૃત્તિ-સંક્ષેપ રસ-ત્યાગ;
કાય-ક્લેશ (અને) સંલીનતા, પણ બાહ્ય તપ હોય. ૬.

પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ત્ય તેમ જ સ્વાધ્યાય;
ધ્યાન (અને) ઉત્સર્ગ પણ, આભ્યંતર તપ હોય ૭.

અણુગોપવ્યુ બલ-વીર્ય, ફોરવે જે યથોક્ત આયુક્ત;
જોડે વળી યથાશક્તિ, જાણવો તે વીર્યાચાર. ૮.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

नाणम्मि – [ ज्ञाने ] – જ્ઞાનને વિષે.

જેના વડે કે જેનાથી જણાય-બોધ થાય, તે 'જ્ઞાન'. 'ज्ञायते अनेनास्माद् वेति ज्ञानम्'-વિશિષ્ટ અર્થમાં જેના વડે આત્મ-કલ્યાણનો માર્ગ સમજાય, મોક્ષમાર્ગના સાધનોનો બોધ થાય, તે 'જ્ઞાન'. ઉપચારથી તેનું આયોજન કરનારી વાક્ય-રચના તથા તેના લિપિબદ્ધ વ્યવસ્થિત સંગ્રહને પણ 'જ્ઞાન' કહેવામા આવે છે. તે સંબંધી આચારપ્રદીપમાં કહ્યું છે કે "यद्यपि ज्ञान मति-श्रुतावधि-मनःपर्यत्र-केवलज्ञानभेदात् पञ्चविध, तथाऽप्यत्र श्रुतज्ञान ग्राह्य, वक्ष्यमाण-काल-विनयाद्यष्टविधज्ञानाचारस्य तत्रैव सम्भवात् ।"

"જો કે 'જ્ઞાન' "મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, કેવલ"ના ભેદથી પાંચ પ્રકારનુ છે, તો પણ અહીં 'શ્રુતજ્ઞાન' ગ્રહણ કરવું, કારણ કે 'કાલ,' 'વિનય' આદિ 'જ્ઞાનાચાર'ના આઠ ભેદો કહેવાના છે, તેનો સંભવ તેમાં જ છે." આટલા ખુલાસા પછી તેનો અર્થ કરતાં તેમણે જણાવ્યું છે કે 'ज्ञाने-श्रुतज्ञाने – द्वादशाङ्ग्यादिरूपे' "'જ્ઞાને' એટલે દ્વાદશાંગીરૂપ 'શ્રુતજ્ઞાનમાં'".

**दंसणम्मि**–[दर्शने]–'तत्र दर्शन सम्यग्दर्शनमुच्यते, न चक्षुरादिदर्शनम्'–(દશવૈ. હારિ. વૃત્તિ. પૃ. ૨૦૨). અહીં 'દર્શન' શબ્દથી સામાન્ય ઉપયોગરૂપ દર્શનના ચક્ષુદર્શન આદિ ભેદો ગ્રહણ કરવાના નથી, પણ રત્નત્રયી પૈકીનુ 'સમ્યગ્દર્શન' ગ્રહણ કરવાનું છે. વાચકમુખ્ય શ્રીઉમાસ્વાતિજીએ તત્ત્વાર્થ-સૂત્રમા તેની વ્યાખ્યા કરતાં જણાવ્યુ છે કે:– 'तत्त्वार्थ-श्रद्धान सम्यग्दर्शनम् । (अ. १-२) તત્ત્વભૂત પદાર્થોનું યથાર્થ-

રૂપથી શ્રદ્ધાન અથવા રુચિ, તે સમ્યગ્દર્શન. તેના વિષે.

**चरणम्मि** – [ चरणे-चारित्रे ] – ચારિત્રે.

'चरित्रमेव चारित्रम्' – ચરિત્ર એ જ 'ચારિત્ર'. 'चर्' ધાતુને 'इत्र' પ્રત્યય લાગવાથી 'ચરિત્ર' શબ્દ બનેલો છે. તેનો સામાન્ય અર્થ આચરણ, ચાલચલગત કે વર્તન થાય છે. પરંતુ અહીં તે સંયમ કે વિરતિનો અર્થ બતાવે છે. "चारित्रे सर्वविरतिरूपे, श्राद्धं त्वाश्रित्य देशविरतिरूपे" ( આ. પ્ર. પૃ. ૧ ). "'ચારિત્રે' એટલે 'સર્વવિરતિરૂપ ચારિત્રમાં,' શ્રાવકને અંગે 'દેશવિરતિરૂપ ચારિત્રમાં'".

**तवम्मि** – [ तपसि ] – તપને વિષે.

જેનાથી શરીરની રસાદિ ધાતુ અથવા કર્મ તપે-શોષાય, તે 'તપ'. 'ताप्यन्ते रसादिधातवः कर्माणि वा अनेनेति तपः।' તેને કર્મ-નિર્જરાનું સાધન માનવામાં આવ્યુ છે. तपसा निर्जरा च। ( ત૦ અ૦ ૯-૩ ) અને 'તપ' વડે ( સંવર ) અને નિર્જરા થાય છે. શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૩૦મા અધ્યયનમાં જણાવ્યું છે કે 'भवकोडी-सचिय कम्म, तवसा निज्जरिज्जइ' ક્રોડો ભવથી સંચિત કરેલુ કર્મ 'તપ' વડે ક્ષીણ થાય છે, તેના વિષે.

**वीरियम्मि** – [ वीर्ये ] – વીર્યને વિષે, આત્મબલને વિષે.

જીવનુ સામર્થ્ય, આત્મ-શક્તિ કે આત્મ-બલને 'વીર્ય' કહેવામાં આવે છે. તે માટે વિ૦ ભા૦ માં કહ્યુ છે કે 'वीरियं ति बलं जीवस्स लक्खण' ( ગા. ૨૧૭૨ ). "'વીર્ય' એ બલ છે

કે જે જીવનુ લક્ષણ છે." તે બે પ્રકારનું હોય છે: 'સકર્મ અને અકર્મ' તેમાં કર્મના ઉદયથી ઔદયિક ભાવરૂપ જે સામર્થ્ય ઉત્પન્ન થાય છે, તે 'સકર્મ વીર્ય' કહેવાય છે અને કર્મના ક્ષયથી ક્ષાયિકભાવરૂપ જીવનું સાહજિક સામર્થ્ય પ્રકટે છે, તે 'અકર્મવીર્ય કહેવાય' છે.

**आयरणं** – [ आचरणम् ] – આચરણ, વર્તણુક, વ્યવહાર.

**आयारो** – [ आचार ] – આચાર.

શાસ્ત્ર-શુદ્ધ વર્તણુક કે ધર્મ-વિહિત જીવન-વ્યવહારને 'આચાર' કહેવામા આવે છે.

'सम्यगाचरण आचार' ( આ. પ્ર. )

**इअ** – [ इति ] – એ પ્રમાણે.

**एसो** – [ एष ] – એ.

**पंचहा** – [ पञ्चधा ] – પાચ પ્રકારનો.

**भणिओ** – [ भणितः ] – કહેવાયેલો, પ્રતિપાદન કરાયેલો.

भण् – બોલવુ, કહેવુ કે પ્રતિપાદન કરવું. તે પરથી 'भणित'નો અર્થ બોલાયેલો, કહેવાયેલો કે પ્રતિપાદન કરાયેલો થાય છે.

**काले** – [ काले ] – કાલે, કાલના નિયમને અનુસરવા વડે.

"'કાલ' એટલે સમય. જે સમય શ્રુતજ્ઞાનના અભ્યાસ માટે નક્કી થયેલો છે, તેને અહીં 'કાલ' શબ્દથી સૂચિત કરવામાં આવ્યો છે. કાર્ય-સિદ્ધિ માટે સમય એક અગત્યનું

કારણ મનાય છે, એટલે કે અમુક કાર્ય અમુક સમયે કરવાથી જ સિદ્ધ થાય છે. અહીં જ્ઞાનોપાસના કે શાસ્ત્રાભ્યાસરૂપી કાર્યની સિદ્ધિને પણ તે જ નિયમ લાગુ પડે છે. એટલે નિયત થયેલા સમયે અધ્યયન કરવામાં આવે તે ઇષ્ટ છે. આ અર્થમાં ' કાલ ' એ ' જ્ઞાનાચાર 'નો પ્રથમ ભેદ છે.

**विणओ** – [ विनये ] – વિનયને વિષે.

' વિનય 'નો સામાન્ય અર્થ શિક્ષણ, શિષ્ટતા કે નમ્રતા થાય છે, પરંતુ અહીં તે ગુરુ, જ્ઞાની, જ્ઞાનાભ્યાસી, જ્ઞાન અને જ્ઞાનનાં ઉપકરણોની આશાતના ( અનાદર ) વર્જવાના અને યોગ્ય ભક્તિ કરવાના અર્થમા વપરાયેલો છે. તે માટે આચાર-પ્રદીપમા કહ્યું છે કે :– ' तथा विनयो गुरोर्ज्ञानिना ज्ञानाभ्यासिनां ज्ञानस्य ज्ञानोपकरणाना च पुस्तक-पृष्ठक-पत्र-पट्टिका-कपरिका-स्थापनिका-उलिका-टिप्पनक-दस्तरिकाऽऽदीना सर्वप्रकारैराशातना-वर्जन-भक्त्यादिर्यथार्ह कार्य. । '

' તે જ રીતે વિનય એટલે ગુરુની, જ્ઞાનીઓની, જ્ઞાના-ભ્યાસીઓની, જ્ઞાનની અને પુસ્તક, પૂઠું, પાનાં, પાટી, કવલી, ઠવણી ( સાપડો-સાપડી ), ઓળિયું, ટીપણું, દસ્તરી વગેરે જ્ઞાનોપકરણોની–જ્ઞાન મેળવવાના સાધનોની આશાતનાનું વર્જન અને તેમની યથાયોગ્ય રીતે ભક્તિ વગેરે કરવાં. '

ગુરુનો વિનય–ઊભા થઈને સામે જવું, આસન આપવું, પગ ધોવા, વિશ્રામણા કરવી, વન્દના કરવી, આજ્ઞા-પાલન કરવું, સાભળવાની ઇચ્છા રાખવી, વગેરે વડે થાય છે. તે સંબધમાં પૂર્વાચાર્યોએ જણાવ્યુ છે કે :–

"अब्भुट्ठाणजलिकरण तहेवासण-दायण ।
गुरुभत्ति-भावसुस्सूसा, विणओ एस विआहिओ ॥"

'અભ્યુત્થાન, અંજલિકરણ (બે હાથ જોડવા), આસન આપવું, ગુરુ-ભક્તિ અને ભાવશુશ્રૂષા એ વિનય કહેવાય છે.'

જ્ઞાન-દાતા ગુરુનો 'વિનય' કરવો આવશ્યક છે. જો તેમ કરવામાં ન આવે તો શાસ્ત્રાભ્યાસનુ યોગ્ય ફલ મળી શકતું નથી. શ્રીહરિભદ્રસૂરિએ દશવૈકાલિકટીકામાં જણાવ્યુ છે કે 'अविनयगृहीत हि तदफल भवति' (પૃ ૨૦૭). એટલે 'અવિનયથી ગ્રહણ કરેલું જ્ઞાન નિષ્ફલ થાય છે.' તે માટે માતગ પાસેથી વિદ્યા શીખનાર શ્રેણિક રાજાનુ ઉદાહરણ પ્રસિદ્ધ છે.

ગુરુ વગેરેના 'વિનય'પૂર્વક શ્રુતજ્ઞાનનો અભ્યાસ કરવો તે 'વિનય' નામનો બીજો 'જ્ઞાનાચાર' છે.

**बहुमाणे** – [बहुमाने] – બહુમાનને વિષે

'बहुमानश्च आभ्यन्तर प्रीतिप्रबन्ध·' (આ. પ્ર. પૃ. ૧૫) 'બહુમાન એટલે આંતરિક પ્રીતિ રાખવી તે. ગુરુ, જ્ઞાન તથા જ્ઞાનોપકરણ પ્રત્યે આતરિક પ્રીતિ કે ભાવોલ્લાસ તે 'બહુમાન' નામનો જ્ઞાનાચારનો ત્રીજો ભેદ છે

**उवहाणे** – [उपधाने] – ઉપધાનને વિષે.

"उप – समीपे धीयते – क्रियते सूत्रादिक येन तपसा तदुपधानम्" (આ. પ્ર. ટી. પૃ. ૧૭).

"જે તપ વડે સૂત્રાદિક [ આત્મ ]-સમીપમાં કરાય, તે ઉપધાન."

ઉપધાન એ જ્ઞાનાચારનો ચોથો વિભાગ છે.

**अनिण्हवणे** – [ अनिह्नवने ] – ગુરુ, જ્ઞાન અને સિદ્ધાંત વગેરેનો અપલાપ ન કરવાને વિષે.

नि + ह्नु – છુપાવવું. તે પરથી निह्नव–છુપાવનાર એવું પદ બને છે. તેનો જે ભાવ તે निह्नवन. એટલે છુપાવવાની ક્રિયા, અપલાપ કરવો કે શઠપણુ તે निह्नवन છે. તે ન હોવું તે अनिह्नवन. તાત્પર્ય કે અશઠપણું કે નિખાલસતા એ જ 'અનિહ્નવન' છે.

જે ગુરુએ શાસ્ત્રાભ્યાસ કરાવ્યો હોય, તેનુ નામ છુપાવવું તે 'નિહ્નવન દોષ' છે. તે જ રીતે સિદ્ધાંતને છુપાવવો કે તેના પર ઢાંકપિછોડો કરવો અથવા તેનાથી વિરુદ્ધ પ્રતિપાદન કરવું, તે પણ 'નિહ્નવન દોષ' છે.

'અનિહ્નવન' એ 'જ્ઞાનાચાર'નો પાંચમો ભેદ છે.

**वंजण-अत्थ-तदुभये** – [ व्यञ्जन-अर्थ-तदुभये ] – વ્યંજન, અર્થ અને તદુભયને વિષે અક્ષર, અર્થ અને તે ઉભય વિષે.

'व्यज्यते अनेन अर्थ. इति व्यञ्जनम्' 'જેનાથી અર્થ પ્રકટ થાય તે વ્યંજન'. આ રીતે વર્ણમાલાના તમામ અક્ષરો વ્યંજન કહેવાય છે. અહીં વ્યંજન-શબ્દ વ્યંજન-શુદ્ધિ–શબ્દ-શુદ્ધિ માટે વપરાયેલો છે, જે જ્ઞાનાચારનો છઠ્ઠો વિભાગ છે.

શબ્દના બોધ્ય વિષયને 'અર્થ' કહેવામાં આવે છે. જેમ કે 'પંકજ' એટલે કમળ; 'સુવર્ણ' એટલે સોનું; 'મુક્તા' એટલે મોતી, વગેરે. 'અર્થ' શબ્દ અહીં અર્થ-શુદ્ધિ માટે વપરાયેલો છે તે 'જ્ઞાનાચાર'નો સાતમો વિભાગ છે.

'વ્યંજન અને અર્થ' એ ઉભયનો સંબંધ જાળવી રાખવો તે તદુભય; જેમ કે અર્હન્ શબ્દ સાંભળીને કે વાંચીને अर्हन् શબ્દ જ બોલવો ને તે વખતે 'પૂજાને યોગ્ય તે અર્હન્' એવો ભાવ ચિંતવવો તે 'તદુભય' છે. 'વ્યંજન અને અર્થ-ઉભયની શુદ્ધિ' તે 'જ્ઞાનાચાર'નો આઠમો વિભાગ છે.

**अट्ठविहो** – [ अष्टविध ] – આઠ પ્રકારે.

**होइ** – [ भवति ] – હોય છે.

**नायव्वो** – [ ज्ञातव्यः ] – જાણવા યોગ્ય.

**निस्संकिअ** – [ निःशङ्कितम् ] – નિઃશંકિત, શંકા-રહિત.

સંશયને 'શંકા' કહેવામાં આવે છે, તે બે પ્રકારની હોય છેઃ 'દેશશંકા' અને 'સર્વશંકા' તેમાં વિષયના અમુક ભાગ પૂરતી શંકા હોય તે 'દેશશંકા' કહેવાય છે અને સમસ્ત વિષયને લગતી શંકા હોય તો તે 'સર્વશંકા' કહેવાય છે. શ્રીહરિભદ્રસૂરિએ દશવૈકાલિક-નિર્યુક્તિ પરની ટીકામાં તેના દૃષ્ટાંતો આપતાં જણાવ્યું છે કે –'જીવપણું સમાન છતાં એક ભવ્ય અને બીજો અભવ્ય એમ કેમ થાય?' આવી શંકા તે 'દેશશંકા' છે આ સ્થાને એવો વિચાર કરવો જોઈએ કે 'કેટલાક પદાર્થો હેતુ વડે ગ્રાહ્ય છે અને કેટલાક પદાર્થો અહેતુ

વડે ગ્રાહ્ય છે. તેમાં જે જીવાદિ પદાર્થો છે, તે હેતુ વડે ગ્રાહ્ય છે અને ભવ્યત્વ વગેરે અહેતુ વડે ગ્રાહ્ય છે, કારણ કે તે ઉત્કૃષ્ટ જ્ઞાન વિના આપણા જેવા છદ્મસ્થોને સમજાતા નથી. તેનું જ્ઞાન માત્ર કેવલજ્ઞાનીઓના વચનમાત્રથી જ થાય છે.'

'સઘળા સિદ્ધાંતો પ્રાકૃતમાં રચાયેલા છે, માટે તે બધા કલ્પિત હશે' એવી શંકા કરવી તે 'સર્વશંકા' છે. તે સ્થાને એમ વિચારવું જોઈએ કે, સિદ્ધાંતોની રચના પ્રાકૃતમાં થઈ છે, તે બાલક વગેરે સર્વને સામાન્ય રીતે સહેલી પડે તે માટે થયેલી છે. કહ્યું છે કે-

"बाल-स्त्री-मन्द-मूर्खाणां, नृणां चारित्रकाङ्क्षिणाम्।
अनुग्रहार्थं तत्त्वज्ञैः, सिद्धान्तः प्राकृत स्मृ(कृ)तः॥"

(હરિભદ્રસૂરિની દશવૈકાલિકટીકામાં ઉદ્ધૃત પૃ. ૧૦૨)

'ચારિત્રની ઇચ્છાવાળા બાળકો, સ્ત્રીઓ, મંદ અને મૂર્ખ મનુષ્યોના અનુગ્રહને માટે તત્ત્વજ્ઞ પુરુષોએ સિદ્ધાંતને પ્રાકૃત [ભાષા]માં કરેલો છે.'

આ બન્ને પ્રકારની શંકાથી રહિત થવું તે 'નિઃશંકિત' નામનો પ્રથમ 'દર્શનાચાર' છે.

निक्कंखिअ - [निष्काङ्क्षितम्] - નિષ્કાંક્ષિત, કાંક્ષા-રહિત.

ઇચ્છા, અભિલાષા કે ચાહનાને 'કાંક્ષા' કહેવામાં આવે છે. અહીં શ્રદ્ધા જાળવી રાખવાના વિષયમાં અન્ય મતની, મિથ્યા-દર્શનની ચાહના કરવી, તેને 'કાંક્ષા' નામનો દોષ

ગણવામા આવ્યો છે તેનાથી રહિત થવુ, તે 'નિષ્કાંક્ષિત' નામનો 'દર્શનાચાર'નો બીજો પ્રકાર છે.

**निव्वितिगिच्छा** – [ निर्विचिकित्सा ] – મતિ-વિભ્રમથી રહિત.

'विचिकित्सा – मति-विभ्रम , निर्गता – विचिकित्सा मति-विभ्रमो यतोऽसौ निर्विचिकित्सा' ( દશવૈ. ટી. હા. પૃ. ૨૦૩ ) 'વિચિકિત્સા' એટલે 'મતિ-વિભ્રમ' તે જેમાથી ચાલ્યો ગયો છે, તે 'નિર્વિચિકિત્સ'. એટલે એક વસ્તુ હિતકારી હોય, સુંદર ફલને આપનારી હોય, છતાં એવા વિચારો કરવા કે તે હિતકર હશે કે કેમ? અથવા તેનુ ફલ સારુ આવશે કે કેમ? તો એ 'વિચિકિત્સા' કરી કહેવાય. અહીં 'જિનદર્શન તો સારું છે, પણ તેમાં પ્રવૃત્તિ કરવાથી મને ફલ મળશે કે નહિ? કારણ કે ખેતી વગેરે ક્રિયાઓમા બંને જાતનાં પરિણામો આવતાં જોવાય છે, એટલે ફલ મળે પણ ખરુ અને ન પણ મળે.' એવી વિચારણા કરવી તે 'વિચિકિત્સા' નામનો દોષ ગણાય છે તેનાથી રહિત થવુ, તે 'નિર્વિચિકિત્સા' નામનો 'દર્શન'નો ત્રીજો આચાર છે

**अमूढदिट्ठी** – [ अमूढदृष्टि ] – અમૂઢદૃષ્ટિ, જેની દૃષ્ટિ ચલિત થઈ નથી તેવો.

જેનામા વિવેકની ખામી હોય એટલે કે સારું ખોટુ પારખવાની શક્તિ ખીલેલી ન હોય કે ખીલ્યા છતાં ચાલી ગઈ હોય તે 'મૂઢદૃષ્ટિ' કહેવાય છે. કોઈનો ઠઠારો, ભપકો કે લોક-સમૂહને આજી નાખનારા ચમત્કારો જોઈને

સમ્યગ્દર્શનમાંથી ચલિત ન થવું, તે 'અમૂઢદૃષ્ટિ' નામનો 'દર્શન'નો ચોથો આચાર છે.

उववूह - थिरीकरणे – [ उपबृंहण - स्थिरीकरणे ] – ઉપબૃંહણ અને સ્થિરીકરણ.

સમાનધર્મીના ગુણની પ્રશંસા કરી તેની વૃદ્ધિ કરવી, તે 'ઉપબૃંહણ' અને ધર્મથી ચ્યુત થતા એવા ધર્મીને યોગ્ય રીતે સ્થિર કરવા, તે 'સ્થિરીકરણ'. આ બંને ગુણો અનુક્રમે 'દર્શનાચાર'નો પાંચમો અને છઠ્ઠો આચાર છે

वच्छल्ल - पभावणे – [ वात्सल्य - प्रभावने ] – વાત્સલ્ય અને પ્રભાવના.

સમાનધર્મી પર હૃદયથી પ્રેમ રાખવો ને તેના પર ઉપકાર કરવો (તેના હિતના ઉપાયો લેવા), તે 'વાત્સલ્ય' અને ધર્મકથા આદિથી તીર્થની ખ્યાતિ કરવી, તે 'પ્રભાવના'.

આવી 'પ્રભાવના' આઠ પ્રકારના વિશિષ્ટ શક્તિશાલી મહાત્માઓ દ્વારા થાય છે, તે માટે કહ્યું છે કે :-

"पावयणी धम्मकही, वाई नेमित्तिओ तवस्सी य ।
विज्जा-सिद्धो अ कवी, अट्ठेव पभावगा भणिया ॥"

(સમ્યક્ત્વસપ્તતિ ગા. ૩૨, પૃ. ૧૦૮).

"પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યાવાન, સિદ્ધ અને કવિ એ આઠ જાતના પ્રભાવકો કહેલા છે." તેમાં જે મહાત્મા વિદ્યમાન જિનાગમના પારગામી

બની શાસનની પ્રભાવના કરે, તે ‘પ્રાવચનિક પ્રભાવક’ ગણાય; જેમ કે શ્રીવજસ્વામી. જે મહાત્મા ‘ધર્મકથા’ કરવાની વિશિષ્ટ શક્તિ વડે હૃદયના ગૂઢ સંશયોને પણ દૂર કરી શકે તથા ભવ્યજીવોના ચિત્તને આનંદમગ્ન બનાવી શકે, તે ‘ધર્મકથી’ નામના બીજા ‘પ્રભાવક’ ગણાય, જેમ કે શ્રીમહાવીરપ્રભુના શિષ્ય નંદિષેણ. જે મહાત્મા પ્રમાણો, યુક્તિઓ અને સિદ્ધાન્તોના બલથી પરવાદીઓ સાથે વાદ કરીને તેમના એકાન્ત મતનો ઉચ્છેદ કરી શકે, તે ‘વાદી’ નામના ત્રીજા ‘પ્રભાવક’ ગણાય; જેમ કે આચાર્ય મલ્લવાદી. જે મહાત્મા ‘અષ્ટાંગ નિમિત્ત’ તથા જ્યોતિષ શાસ્ત્રના બલથી શાસનની ઉન્નતિ કરે, તે ‘નૈમિત્તિક’ નામના ચોથા ‘પ્રભાવક’ ગણાય, જેમ કે શ્રીભદ્રબાહુસ્વામી. જે મહાત્મા વિવિધ પ્રકારની તપસ્યાઓ વડે ધર્મનો પ્રભાવ વધારે, તે ‘તપસ્વી’ નામના પાંચમા ‘પ્રભાવક’ ગણાય, જેમકે શ્રીવિષ્ણુકુમાર-મુનિ. જે મહાત્મા મંત્ર-તંત્ર આદિ ‘વિદ્યાનો’ ઉપયોગ શાસનની ઉન્નતિ માટે કરે પણ અંગત સ્વાર્થ માટે કરે નહિ, તે ‘વિદ્યા-પ્રભાવક’ નામના છઠ્ઠા ‘પ્રભાવક’ ગણાય; જેમ કે આર્ય ખપુટાચાર્ય. જે મહાત્મા અંજન, ચૂર્ણ અને લેપ આદિ સિદ્ધ કરેલા યોગો વડે જિનશાસનનું ગૌરવ વધારે, તે ‘સિદ્ધ’ નામના સાતમા ‘પ્રભાવક’ ગણાય, જેમ કે શ્રીપાદલિપ્તસૂરિ. અને જે મહાત્મા અદ્‌ભુત કાવ્યશક્તિ વડે સહુના હૃદયનું હરણ કરી શકે તે ‘કવિ’ નામના આઠમા ‘પ્રભાવક’ ગણાય; જેમ કે શ્રીસિદ્ધસેન દિવાકર.

શ્રાવકને માટે 'પ્રભાવના'નો માર્ગ એ છે કે તેણે બને તેટલું ધન 'સાત ક્ષેત્ર' અને અનુકંપાદાનમાં વાપરવું. સાત ક્ષેત્રો નીચે મુજબ છે: "(૧) જિન-ચૈત્ય, (૨) જિન-બિંબ, (૩) જિનાગમ, (૪) સાધુ, (૫) સાધ્વી, (૬) શ્રાવક અને (૭) શ્રાવિકા." 'અનુકંપા-દાન' એટલે દયાથી દ્રવ્યાદિવડે દીન-દુઃખીઓનો ઉદ્ધાર.

**पणिहाण-जोग-जुत्तो** – [ प्रणिधान-योग-युक्त . ] – ચિત્તની સમાધિ-પૂર્વક.

'प्रणिधानं – चेत स्वास्थ्य तत्प्रधाना योगा: – व्यापारास्तैर्युक्त – समन्वित: प्रणिधानयोगयुक्त:' – (દશવૈ ટી. હારિ. પૃ. ૨૧૦) 'પ્રણિધાન' એટલે ચિત્તની સ્વસ્થતા, તેની પ્રધાનતાવાળા 'યોગો' એટલે વ્યાપારો, તેનાથી 'યુક્ત' તે 'પ્રણિધાનયોગ-યુક્ત'. તાત્પર્ય કે જે સ્થિતિમાં ચિત્ત સમાધિવાળું–પ્રસન્નતાવાળું રહે, તેનાથી યુક્ત.

**पंचहिं समिईहिं** – [ पञ्चभि समितिभि: ] – પાંચ સમિતિઓ વડે.

સમ્યક્ ચેષ્ટા તે 'સમિતિ'. એની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨.

**तीहिं गुत्तीहिं** – [ तिसृभि: गुप्तिभि: ] – ત્રણ ગુપ્તિઓ વડે.

સંયમ કે નિગ્રહ તે 'ગુપ્તિ'. એની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨.

एस –[ एष ]– એ.

चरित्तायारो –[ चारित्राचार ]– ચારિત્રાચાર.

नायव्वो –[ ज्ञातव्य : ]– જાણવો.

बारसविहम्मि –[ द्वादशविधे ]– બાર પ્રકારના.

तवे –[ तपसि ]– તપને વિષે.

सब्भितर-बाहिरे –[ साभ्यन्तर-बाह्ये ]– આભ્યન્તર અને બાહ્ય ભેદોવાળા.

अभि+अन्तर – અંતરની સન્મુખ તે 'अभ्यन्तर.' તેનાથી સહિત તે 'साभ्यन्तर'. 'અભ્યન્તર' એટલે અંદરનું અને 'બાહ્ય' એટલે બહારનું.

कुसल-दिट्ठे –[ कुशल-दिष्टे ]– જિનેશ્વરોએ ઉપદેશેલું, તેને વિષે 'कुशलेन दिष्टमिति कुशल-दिष्टं तस्मिन्'–'કુશલ એવા જિનેશ્વરોએ જેનો ઉપદેશ કર્યો છે, તેના વિષે.' જો कुशल-दिट्ठे નો સંસ્કાર कुशल-दृष्टे કરવામા આવે, તો જિનેશ્વરોએ જોયેલું એવો અર્થ થાય.

अगिलाइ अणाजीवी –[ अग्लान्या अनाजीविक ]– ગ્લાનિ વગર, આજીવિકાની ઇચ્છા વગર.

ग्लानि–કંટાળો. તે જેમાં નથી, તે 'अग्लानि.' તેના વડે.

आजीवी-(अ)-[आजीविकः]-આજીવિકાની ઇચ્છા-વાળો. 'अन् + आजीवी'-આજીવિકાની ઇચ્છા વગરનો-નિસ્પૃહ.

सो-[सः]-તે.

तवायारो-[तप-आचारः]-તપાચાર.

(૧-૨) अणसणमूणोअरिआ-[अनशनम्, ऊनोदरिका]-અનશન અને ઊનોદરતા-ઊનોદરિકા.

[अन् + अशन]-ન ખાવું તે 'અનશન' તપ છે, અને ऊन-उदर ઓછું પેટ ભરવું-ચાલુ ખોરાકથી ઓછું ખાવું, તે 'ऊनोदरता' છે, જેને 'ઊનોદરિકા તપ' કહેવામાં આવે છે. 'ऊनमुदरमूनोदर तस्य करणमूनोदारिका' (આ. પ્ર. પૃ. ૮૫).

(૩) वित्ती-संखेवण-[वृत्ति-सक्षेपः]-વૃત્તિ-સંક્ષેપ.

'વૃત્તિ' એટલે દ્રવ્ય અથવા આહાર-પાણીની વસ્તુઓ. 'वर्त्ततेऽनयेति वृत्ति-भैक्ष्यम्' (આ. પ્ર પૃ. ૮૫) તેનો 'सक्षेप' એટલે હ્રાસ કે ઘટાડો. 'सक्षेपण ह्रास', (આ. પ્ર. પૃ. ૮૫). જેમાં ખાવા-પીવાની વસ્તુઓની સંખ્યા ઘટાડીને મર્યાદિત કરવામા આવે, તે 'વૃત્તિ-સંક્ષેપ'.

(૪) रस-च्चाओ-[रस-त्याग]-રસ-ત્યાગ.

શરીરની ધાતુઓને વિશેષ પુષ્ટ કરે, તે 'રસ' કહેવાય છે. જેમ કે દૂધ, દહીં, ઘી, તેલ, ગોળ અને પકવાન્ન. તેનો ત્યાગ કરવો, તે 'રસ-ત્યાગ.'

(૫) **काय-किलेसो** – [ कायक्लेश ] – કષ્ટ સહન કરવું તે, 'તિતિક્ષા.'

કાયાને ક્લેશ આપવો–કષ્ટ આપવું, તે 'કાય-ક્લેશ.' અહીં કષ્ટ આપવાનુ પ્રયોજન સંયમનુ પાલન કે ઇન્દ્રિયોના વિકારોનું દમન છે.

(૬) **संलीणया** – [ संलीनता ] – સંલીનતા. શરીરાદિનું સંગોપન.

'संलीनस्य संवृतस्य भाव संलीनता'–'સંલીન' એટલે સંવૃત–સંયમી. તેનો જે ભાવ તે સંલીનતા.' ઇન્દ્રિયો તથા કષાય પર જય મેળવવા માટે શરીરનુ સંગોપન કરીને રહેવું, તે 'સંલીનતા' કહેવાય છે.

**बज्झो** – [ बाह्यः ] – બાહ્ય, સ્થૂલ

**तवो** – [ तप ] – તપ

**होइ** – [ भवति ] – હોય છે.

(૧) **पायच्छित्तं** – [ प्रायश्चित्तम् ] – પ્રાયશ્ચિત્ત.

વિગત માટે જુઓ સૂત્ર ૬. 'પ્રાયશ્ચિત્ત' એ આભ્યંતર તપનો પહેલો ભેદ છે.

(૨) **विणओ** – [ विनय ] – જ્ઞાનાદિ મોક્ષ-સાધનોની યથાવિધ આરાધના

'विनीयतेऽनेनाष्टप्रकार कर्मेति विनय इति'–'જેનાથી આઠ પ્રકારનાં કર્મો દૂર કરાય, તે વિનય'. (આ પ્ર. પૃ.

૮૭) તે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને ઉપચારના ભેદથી પાંચ પ્રકારનો છે. કહ્યું છે કે:–

" दसण-नाण-चरित्ते, तवे अ तह ओवयारिए चेव ।
एसो अ मोक्ख-विणओ, पचविहो होइ नायव्वो ॥ २१४ ॥"

दशवैकालिक–निर्युक्ति.

" દર્શન-સંબંધી, જ્ઞાન-સંબંધી, ચારિત્ર-સંબધી, તપ-સંબંધી તેમજ ઔપચારિક, એવી રીતે 'મોક્ષ-વિનય' પાંચ પ્રકારે જાણવા યોગ્ય છે."

( ३ ) वेआवच्चं – [ वैयावृत्त्यम् ] – વૈયાવૃત્ત્ય, શુશ્રૂષા.

વૈયાવૃત્ત્યની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૪.

तहेव – [ तथैव ] – તે જ પ્રમાણે.

सज्झाओ – [ स्वाध्यायः ] – સ્વાધ્યાય.

स्व+अध्याय=સ્વાધ્યાય. 'સ્વ' એટલે પોતાનું કે આત્માનું. 'અધ્યાય' એટલે અધ્યયન કે મનન. તે પરથી વિશિષ્ટ અર્થમાં આત્માને હિતકર એવાં શાસ્ત્રોનું અધ્યયન અને અધ્યાપન. તે 'સ્વાધ્યાય'.

झाणं – [ ध्यानम् ] – ધ્યાન

અંતર્મુહૂર્ત સુધી ચિત્તની એકાગ્રતા, તે 'ધ્યાન'. 'ध्यानम्–अन्तर्मुहूर्तकालमात्रमेकाग्रचित्तता' (આ. પ્ર. પૃ ૮૯) તેના શુભ અને અશુભ એવા બે પ્રકારો છે. તેમાં અહીં

શુભનો જ અધિકાર છે. 'શુભ ધ્યાન' એટલે ધર્મધ્યાન અને શુક્લધ્યાન.

उस्सग्गो – [ उत्सर्ग· ] – ત્યાગ.

ઉત્સર્ગના વધારે વિવેચન માટે જુઓ સૂત્ર ૬.

वि अ – [ अपि च ] – અને વળી.

अब्भिंतरओ – [ आभ्यन्तर ] – આંતરિક.

જેનો સંબંધ અંતર સાથે છે, તે આભ્યંતર.

अणिगूहिअ-बल-वीरिओ – [ अनिगूहित-बल-वीर्यः ] – જેણે બળ અને વીર્ય નથી છુપાવેલુ તે.

नि+गूह – છુપાવવું, તે પરથી 'निगूहित' – છુપાવેલુ. 'अनिगूहित' – ન છુપાવેલુ 'बल' – શારીરિક શક્તિ. 'बल शारीर· प्राण' (ભ. ટી. શ. ૧. ઉ. ૩).

'वीर्य' – આત્માનો ઉત્સાહ, મનોબળ. 'वीर्य जीवोत्साह·' (ભ. ટી. શ. ૧. ઉ. ૩). એટલે શારીરિક અને માનસિક બળનો સદાચારમાં ઉપયોગ કરનાર 'અનિગૂહિત-બલ-વીર્ય' કહેવાય છે.

परक्कमइ – [ पराक्रामति ] – પરાક્રમ કરે છે, પ્રબલ ઉદ્યમ કરે છે.

परा – વિશેષ. क्रम – ઉદ્યમ, પ્રયત્ન. વિશેષ પ્રયત્ન કર... તે 'પરાક્રમ'. વિશિષ્ટ અર્થમાં ઇષ્ટફળને સાધનારો ...

પુરુષાર્થ, તે 'પરાક્રમ'. "पराक्रमश्च स एव साधिताभिमतप्रयोजन पुरुपकारपराक्रमः" (ભ ટી. શ. ૧. ઉ. ૩). અથવા શત્રુનું નિરાકરણ કરનારી જે ક્રિયા, તે 'પરાક્રમ'. "पराक्रमस्तु शत्रुनिराकरणमिति" (ભ. ટી. શ. ૧. ઉ. ૩.). અહીં શત્રુ-શબ્દથી આભ્યંતર શત્રુ સમજવા.

जो – [ यः ] – જે.

जहुत्तं – [ यथोक्तम् ] – યથોક્ત, શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે. यथा + उक्तम् = यथोक्तम् – જે પ્રમાણે [ શાસ્ત્રમાં ] કહ્યું છે, તે યથોક્ત.

आउत्तो –[ आयुक्त ]– સારી રીતે યોજાયેલો, સાવધાન થઈને જ્ઞાનાદિમાં પ્રવૃત્ત થનાર.

आ + युज् – સારી રીતે જોડાવું, તે પરથી आयुक्त–સારી રીતે જોડાયેલો, બરાબર સાવધાન થઈને પ્રવૃત્તિ કરનારો.

जुंजइ – [ युनक्ति ] – જોડે છે.

जहाथामं – [ यथास्थाम ] – શક્તિ પ્રમાણે.

यथा + स्थाम = यथा – જેવું. स्थाम – સામર્થ્ય, બળ. [ જેવું બળ હોય તે પ્રમાણે. ]

वीरिआयारो – [ वीर्याचारः ] – વીર્યાચાર.

## ( ૫ ) અર્થ-નિર્ણય.

अइयार-वियारण–गाहा – અતિચારની વિચારણા માટેની ગાથાઓ.

કાયોત્સર્ગમાં અતિચાર-ચિંતન પ્રસંગે આચારથી વિરુદ્ધ શુ શુ થયુ છે? તે વિચારવા માટે આ ગાથાઓનો ઉપયોગ થાય છે, તેથી કેટલાક તેને 'અતિચારની ગાથાઓ' પણ કહે છે, પરંતુ દશવૈકાલિક નિર્યુક્તિના ટીકાકાર શ્રીહરિભદ્રસૂરિએ 'उक्तो द्रव्याचार , साम्प्रत भावाचारमाह' એવી પીઠિકા પછી આ ગાથાઓ દર્શાવી તેના પર ટીકા કરી છે, તેમ જ ખુદ નિર્યુક્તિકારે પણ નીચેની ગાથાના ઉપોદ્ઘાત-પૂર્વક તેની રજૂઆત કરી છે–

"दसण-नाण-चरित्ते, तव-आयारे अ वीरियायारे ।
एसो भावायारो, पचविहो होइ नायव्वो ॥"

એટલે આ ગાથાઓ પાંચ પ્રકારના ભાવાચારને દર્શાવનારી છે. તેનુ અવલંબન લઈને લાગેલા અતિચારોની વિચારણા કરવામા આવે છે.

आयारो – ભાવાચાર.

આચાર બે પ્રકારનો છે: 'દ્રવ્યાચાર'-અને 'ભાવાચાર'. તેમાં રૂઢિ, રિવાજ કે પરપરાથી ચાલ્યા આવતા લૌકિક આચારને અનુસરવુ, તે 'દ્રવ્યાચાર' છે અને આત્મ-ગુણોનો વિકાસ કરવા માટે શક્તિ મુજબ પુરુષાર્થ કરવો, તે 'ભાવાચાર' છે. અહીં 'આચાર'શબ્દથી આ ઉભય આચારો પૈકીનો 'ભાવાચાર' ગ્રહણ કરવાનો છે. તેના "(૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપઆચાર અને (૫) વીર્યાચાર"–એવા પાંચ ભેદો છે

શ્રીસ્થાનાંગસૂત્રમા 'આચાર'ના ભેદો નીચે મુજબ બતાવ્યા છે:–

"दुविहे आयारे पन्नत्ते, तं जहा – णाणायारे चेव नोनाणायारे चेव। नोनाणायारे दुविहे पन्नत्ते, त जहा – दंसणायारे चेव नोदंसणायारे चेव। नोदसणायारे दुविहे पन्नत्ते, त जहा – चरित्तायारे चेव-नोचरित्तायारे चेव। णोचरित्तायारे दुविहे पन्नत्ते, त जहा – तवायारे चेव वीरियायारे चेव॥"

'આચાર' બે પ્રકારે કહ્યો છે. તે આ રીતે: 'જ્ઞાનાચાર' અને 'નોજ્ઞાનાચાર.' 'નોજ્ઞાનાચાર' બે પ્રકારનો કહ્યો છે. તે આ રીતે: 'દર્શનાચાર' અને 'નોદર્શનાચાર'. 'નોદર્શનાચાર' બે પ્રકારનો કહ્યો છે. તે આ રીતે. 'ચારિત્રાચાર' અને 'નોચારિત્રાચાર.' 'નોચારિત્રાચાર' બે પ્રકારનો કહ્યો છે. તે આ રીતે 'તપઆચાર' અને 'વીર્યાચાર'.

એટલે તેનું વર્ગીકરણ નીચે પ્રમાણે થાય છે:–



काल – સ્વાધ્યાય-કાલ.

જ્ઞાન-પ્રાપ્તિ માટે સ્વાધ્યાય કરવાનો નિયત થયેલો જે 'કાલ' સમય–તે 'સ્વાધ્યાય-કાલ'. તેનો વિશિષ્ટ અધિકાર દશવૈકાલિકસૂત્ર, નિશીથસૂત્ર, વ્યવહારસૂત્ર વગેરેમાં છે.

લોક-વ્યવહારમાં પણ સ્વાધ્યાયને સંધ્યા-કાલે વર્જ્ય ગણેલો છે. કહ્યું છે કે :–

"चत्वारि खलु कर्माणि, सन्ध्याकाले विवर्जयेत् ।
आहारं मैथुन निद्रा, स्वाध्यायं च विशेषतः ॥"

"સંધ્યા-સમયે ચાર કર્મોનો ત્યાગ કરવો જોઈએ: આહાર, મૈથુન, નિદ્રા અને વિશેષે કરીને સ્વાધ્યાય."

विणय – ગુરુ-સેવા.

'વિનય'ના અર્થો જુદી જુદી અનેક રીતે ઘટાવવામાં આવે છે. જેમ કે 'विनयति नाशयति सकल-क्लेशकारकमष्टप्रकारं कर्म, स विनय' 'विनीयते वाऽनेन कर्मेति विनय' 'आन्तरतपोविशेष' વગેરે. પરંતુ જ્ઞાનાચારના સંબંધમાં તેનો અર્થ ગુરુ-શુશ્રૂષા કે ગુરુ-સેવા કરવો યોગ્ય છે, કારણ કે તે પણ આઠ પ્રકારનાં કર્મોના ક્ષયમાં અનન્ય કારણ છે. એ વિનયનાં મુખ્ય લક્ષણો "આજ્ઞા-પાલન, પ્રીતિ અને વિચક્ષણતા" છે. તે માટે શ્રીઉત્તરાધ્યયનસૂત્રના પ્રથમ વિનયાધ્યયનમાં કહ્યું છે કે :–

"आणा-निद्देसकरे, गुरूणमुववायकारए ।
इंगियागार-संपन्ने, से विणीए त्ति वुच्चई ॥ २ ॥"

"જે આજ્ઞાને પાળનાર હોય, ગુરુની નિકટ રહેનાર હોય અને ઇંગિત તથા આકારને જાણનાર હોય, તે 'વિનીત' કહેવાય છે."

જૈનશાસ્ત્રોમાં ગુરુવિનય સાત પ્રકારનો બતાવ્યો છે. તે નીચે મુજબ

"(૧) સત્કાર, (૨) સન્માન, (૩) વંદન, (૪) અભ્યુત્થાન (ગુરુ આવે ત્યારે ઊભા થવું), (૫) અંજલિ-કરણ (ગુરુની સામે હાથ જોડીને ઊભા રહેવુ), (૬) આસન-પ્રદાન (ગુરુને બેસવા માટે આસન આપવું), (૭) આસનાનુ-પ્રદાન (બીજેથી લાવીને આસન મૂકવું—ગુરુને આસન આપ્યા પછી પોતે આસન સ્વીકારવું.)" *

શ્રીઉત્તરાધ્યયનસૂત્રમા '(ગુરુ)વિનય'નુ સ્વરૂપ દર્શાવતાં જણાવ્યુ છે કે :—

(૧) ગુરુજનોની પીઠ પાસે કે આગળ-પાછળ અડીને બેસવું નહિ.

(૨) એકદમ પાસે બેસી પગ સાથે પગ અડાડવા નહિ.

(૩) શય્યા કે પોતાના આસન પર બેસીને જ પ્રત્યુત્તર આપવો નહિ.

(૪) ગોંઠણ છાતી પાસે રાખી હાથ બાંધીને બેસવું નહિ.

(૫) પગ ફેલાવીને પણ બેસવું નહિ.

---

* યોગશાસ્ત્ર પ્રકાશ ૩, શ્લોક ૧૨૫-૬.

(૬) આચાર્ય બોલાવે ત્યારે બેસી ન રહેતાં વિવેક-પૂર્વક પોતાનુ આસન છોડીને તેમની પાસે જવું અને તેમને શું કહેવાનુ છે તે સાભળવું

(૭) પોતાની શય્યા કે આસન પર બેઠાં બેઠાં ગુરુને પ્રશ્ન પૂછવો નહિ.

(૮) ગુરુની પાસે જઈ, હાથ જોડી, નમ્રતા-પૂર્વક બેસી કે ઊભા રહીને પ્રશ્નનુ સમાધાન મેળવવું.

(૯) આવી રીતે વિનયથી વર્તનારને ગુરુએ સૂત્ર-વચન અને અર્થ એ બંને વસ્તુ અધિકાર મુજબ આપવી. [ ગાથા ૧૮ થી ૨૩. ]

તાત્પર્ય કે ગુરુની દરેક રીતે મર્યાદા સાચવવી અને તેમની સેવા કરવી એ ગુરુ પ્રત્યેનો ' વિનય ' છે.

बहुमाण – ગુરુ પ્રત્યે પૂર્ણ આદરભાવ.

વિનય બાહ્ય રીતે પણ થઈ શકે છે, એટલે આંતરિક ભાવની આવશ્યકતા દર્શાવવાને માટે ' બહુમાન 'નો જુદો ભેદ બતાવ્યો છે ગુરુ પ્રત્યે અંતરથી પૂર્ણ સદ્ભાવ, પૂર્ણ પ્રીતિ કે પૂર્ણ આદર એ ' બહુમાન 'નુ સ્વરૂપ છે.

શાસ્ત્રકારોએ ' વિનય ' અને ' બહુમાન 'ની ચતુર્ભંગી બતાવી છે. તે આ રીતે :–

(૧) કોઈને ' વિનય ' હોય, પણ ' બહુમાન ' ન હોય.

(૨) કોઈને ' બહુમાન ' હોય, પણ ' વિનય ' ન હોય.

(૩) કોઈમા 'વિનય' પણ હોય અને 'બહુમાન' પણ હોય.

(૪) કોઈમાં 'વિનય' કે 'બહુમાન' એકેય ન હોય.

આ ભંગો પૈકી પહેલો અને બીજો ભંગ મધ્યમ છે, ત્રીજો ઉત્કૃષ્ટ છે અને ચોથો ત્યાગ કરવાને યોગ્ય છે. રોગાદિ કારણે ગુરુનો યોગ્ય વિનય થઈ શકયો ન હોય તો તે દોષ ગણાતો નથી.

उवहाण – જ્ઞાનારાધન માટેનુ તપોમય અનુષ્ઠાન.

'ઉપધાન'નો સામાન્ય અર્થ આલંબન છે, પણ 'જ્ઞાનાચાર'ના સંબંધમાં તે આલંબનરૂપ તપોમય ખાસ અનુષ્ઠાનને માટે વપરાય છે. આત્માની શક્તિઓ પૂર્ણરૂપે પ્રકટ ન થવાનું કારણ કર્મનું બંધન છે. આ કર્મનું બંધન તપ વડે જ કપાય છે. એટલે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ કે ક્ષય પણ તપ વડે જ થાય છે. જ્ઞાનાચારના વર્ણનમાં તપનું વિધાન કરવાનું મુખ્ય કારણ એ છે કે જ્ઞાનારાધનમાં બાધક એવા પ્રમાદ અને જાડ્યનો નાશ તપ વડે જ થઈ શકે છે. તેમાં ઉપવાસ અને આયબિલ સાથે સૂત્રોના આરાધન નિમિત્તે ખાસ ક્રિયાઓ કરવામાં આવે છે. શ્રીશાંત્યાચાર્યે ઉત્તરાધ્યયનસૂત્રની ટીકા અ. ૧૧, ગા. ૧૪માં જણાવ્યુ છે કે :-

"उपधानम् – अङ्गानङ्गाध्ययनादौ यथायोगमाचाम्लादितपोविशेष." 'ઉપધાન' એટલે "અંગ અને-અંગ-બાહ્ય શ્રુતના અધ્યયનોની આદિમાં કરવામાં આવતું યોગોદ્વહન-પૂર્વકનું આયંબિલાદિ તપ-વિશેષ." અહીં 'आचाम्लादि'માં 'આદિ'

શબ્દથી ઉપવાસ, રસત્યાગ, વૃત્તિ-સંક્ષેપ આદિ અભિપ્રેત છે.

શ્રીઉત્તરાધ્યયનસૂત્રમાં 'उवहाण' શબ્દ નીચેની ગાથાઓ-માં વપરાયેલો છે –

" तवोवहाणमादाय, पडिमं पडिवज्जओ ।
एवं पि विहरओ मे, छउम न नियट्टई ॥ अ. २-४३ ॥ "

"તપ અને 'ઉપધાન' ગ્રહણ કરીને તથા ભિક્ષુ-પ્રતિમા વહન કરીને વિચરવા છતાં મારું છદ્મ[સ્થ]પણું—અજ્ઞાન કેમ દૂર થતું નથી?" (વિનીત શિષ્યે કેવા વિચારો કરવા નહિ એ સંબંધમા આ ગાથા આપેલી છે.)

" वसे गुरुकुले निच्च, जोगव उवहाणवं ।
पियकरे पियवाई, से-सिक्ख लद्धुमरिहई ॥ अ. ११, गा. १४ ॥"

"જે હમેશાં ગુરુ-કુલમા રહે છે, 'યોગવાન' તથા 'ઉપધાનવાન' છે તથા પ્રિય કરનાર અને પ્રિય બોલનાર છે; તે શિક્ષા(શિક્ષણ)પ્રાપ્તિને યોગ્ય છે. [શિક્ષા-પ્રાપ્તિ-શાસ્ત્રનો અભ્યાસ]."

" नीयावित्ती अचवले, अमाई अकुऊहले ।
विणीय-विणए दंते, जोगवं उवहाणव ॥ अ. ३४, गा. २७ ॥
पियधम्मे दढधम्मे, ऽवज्जभीरु हिएसए ।
एय-जोग–समाउत्तो, तेओलेस तु परिणमे ॥ अ. ३४, गा. २८ ॥"

"નમ્રતાથી વર્તનાર, ચપલતાથી રહિત, છલ-કપટથી રહિત, કુતૂહલને ન સેવનાર, પરમ વિનયયુક્ત, ઇન્દ્રિયોનુ દમન કરનાર, યોગવાન, 'ઉપધાનવાન,' ધર્મપ્રેમી, દૃઢધર્મી,

પાપથી ડરનાર, સર્વનુ હિત ચાહનાર વગેરે ગુણોથી યુક્ત એવો શિષ્ય તેજોલેશ્યાને પ્રાપ્ત કરે છે."

'ઉપધાન'શબ્દ આ દરેક સ્થળે ઉપર જણાવેલા અર્થમાં જ વપરાયેલો છે.

બત્રીસ પ્રકારના યોગ-સંગ્રહનો ઉલ્લેખ જે ઉત્ત૦ સૂત્રના ચરણવિધિ નામના ૩૧મા અધ્યયનમાં આવે છે, તેનું વર્ણન સમવાયાગસૂત્રના ૩૨મા સૂત્રમા આપેલું છે. તેમાં યોગના છઠ્ઠા પ્રકારમાં 'आणिस्सिओवहाणे य त्ति' એ સૂત્રથી અન્યની સહાયની અપેક્ષા રાખ્યા વિના 'ઉપધાન' કરવું એમ જણાવ્યું છે. આ સૂત્રના પ્રસિદ્ધ ટીકાકાર શ્રીઅભયદેવ-સૂરિજીએ અહીં તેનો અર્થ માત્ર તપ જ કરેલો છે. જેમ કે— 'अनिश्रितोपधान परसाहाय्यानपेक्ष तपो विधेयमित्यर्थ.।' (પૃ. ૫૭). 'અનિશ્રિત ઉપધાનનો અર્થ પરની સહાયની અપેક્ષા રાખ્યા વિના તપ કરવું એ છે.'

શ્રાવક માટેના 'ઉપધાન'ની વિશેષ વિગતો શ્રીમહા-નિશીથ-સૂત્રમાં મળે છે.

अनिण्हवण – ગુરુનો અને સર્વજ્ઞ-ભાષિત સિદ્ધાંતનો અપલાપ ન કરવો તે.

જે ગુરુએ શાસ્ત્રાભ્યાસ કરાવ્યો હોય તે બહુ પ્રસિદ્ધ ન હોય કે જાતિ અથવા કુલથી ઉચ્ચ ન હોય તેટલા માટે તેમના નામનો અપલાપ કરીને—તેમનુ નામ છુપાવીને કોઈ જાણીતા કે સમર્થ પુરુષનુ ભળતુ જ નામ લેવુ, તે 'નિહ્નવતા' છે.

તેમ કરવામાંથી બચવુ-તેમ ન કરવું, તે 'અનિહ્નવતા' છે. જ્ઞાનોપાસના અને જ્ઞાન-પરપરા યથાર્થ રીતે જળવાઈ રહે તે માટે આ આચાર અતિ અગત્યનો છે. જેઓએ તેથી વિરુદ્ધ વર્તન કર્યું છે, તેના જ્ઞાનની ક્ષતિ થયાના-વિદ્યાઓ ન ફળ્યાના દાખલાઓ શાસ્ત્રમા નોધાયેલા છે. લોકોમાં પણ એ માન્યતા પ્રસિદ્ધ છે કે એક પણ અક્ષરનુ જ્ઞાન આપનાર ગુરુને ઓળવવો નહિ.

જ્ઞાનનો પ્રદેશ અતિગહન છે. તેનું પૂર્ણ સ્વરૂપ માત્ર બુદ્ધિથી પામી શકાય નહિ. જેઓ માત્ર બુદ્ધિની લીલા વડે શાસ્ત્રનાં પરમ રહસ્યો પામવાને મથ્યા છે, તેઓ એમાં સફલ થયા નથી, અથવા તો અવળે માર્ગે ચડી ગયા છે. એટલે જ જ્ઞાનોપાસનામાં સર્વજ્ઞ-પ્રણીત સૂત્રો કે સિદ્ધાતોને દીવાદાંડી સમાન માની તેને જ બરાબર અનુસરવું એ હિતાવહ છે. એમ કરતા કોરી બુદ્ધિને કદાચ સતોષ ન થાય તો એવા પ્રસંગે એમ વિચારવું ઘટે કે 'જે પુરુષો રાગ-દ્વેષથી રહિત હતા, જેમને આ જગતમા કોઈ પણ પ્રકારનો સ્વાર્થ ન હતો અને જેઓ પૂર્ણ જ્ઞાની હતા, તેઓ સત્યથી વિરુદ્ધ કથન કેમ કરે? એટલે મારી બુદ્ધિની ઊણપને લીધે જ મને સમજાતું નથી.' તેમ વિચારવાને બદલે તેમણે પ્રરૂપેલા સત્ય સિદ્ધાંતોનો અપલાપ કરવો તે સાચા જ્ઞાનોપાસકને માટે જરાય શોભાસ્પદ નથી, અર્થાત્ 'નિહ્નવન' છે.

જિનશાસનમા જેમણે એકાદ સિદ્ધાતનો પણ અપલાપ કર્યો છે, તેમને 'નિહ્નવ' નામથી ઓળખવામાં આવ્યા છે. સ્થાનાંગસૂત્ર, આવશ્યક-નિર્યુક્તિ આદિના ઉલ્લેખો પ્રમાણે

તેમની સંખ્યા સાતની છે. તે આ રીતે (૧) જમાલિ. (૨) તિષ્યગુપ્તાચાર્ય. (૩) આષાઢાચાર્ય(ના શિષ્યો), (૪) અશ્વમિત્રાચાર્ય, (૫) ગંગાચાર્ય, (૬) ષડુલુકાચાર્ય અને (૭) ગોષ્ઠામાહિલ. આ 'નિહ્નવો' શ્રીવીરપ્રભુના સમયથી માંડીને તેમના નિર્વાણ બાદ ૫૮૪ વર્ષ સુધીમાં થયેલા છે.

એટલે સિદ્ધાંતનો અપલાપ ન કરવો, એ પણ अनिण्हवण–'અનિહ્નવન' છે.

वंजण – વ્યંજન-શુદ્ધિ, ભાષા-શુદ્ધિ.

પ્રાજ્ઞ પુરુષોએ ઉપદેશેલા સત્ય સિદ્ધાંતો આપણા સુધી ભાષાના વાહન મારફત પહોંચે છે. એ ભાષાનું બંધારણ 'વ્યંજનો' એટલે અક્ષરો, તેનાં બનેલાં પદો અને પદોનાં બનેલાં વાક્યો પર આધાર રાખે છે. તેની એ રચનામાં જો કાંઈ પણ ફેરફાર થાય તો તેના મૂળ આશયને ક્ષતિ પહોંચે છે અને તેટલા અંશે જ્ઞાનોપાસક સત્ય જ્ઞાનથી વંચિત રહે છે. તેથી એ અક્ષર-રચનાને બરાબર વફાદાર રહેવું–એ જ્ઞાનોપાસકનુ કર્ત્તવ્ય છે.

અક્ષર-રચનામાં નીચે જણાવેલી રીતે વિપર્યાસ થવા સંભવ છે.–

(૧) **કાનાનો વધારો-ઘટાડો.** કોઈ પણ પદમાં એક સ્થળે કાનો વધારી દેવાથી કે ઓછો કરવાથી અર્થમા મોટુ પરિવર્તન થઈ જાય છે. જેમ કે 'પત્ર' અને 'પાત્ર'. 'પવન' અને 'પાવન', 'પ્રમદ' અને 'પ્રમદા.' 'પ્રમદ' એટલે હર્ષ

અને પ્રમદા એટલે સ્ત્રી. 'પ્રસાદ'–'પ્રાસાદ.' પ્રસાદ એટલે પ્રસન્નતા, કૃપા અને 'પ્રાસાદ' એટલે મંદિર કે મહેલ.

(૨) **ઇ-ઈનો વધારો-ઘટાડો.** કોઈ પણ પદમાં એક સ્થળે હ્રસ્વ કે દીર્ઘ ઈ વધારી દેવાથી કે ઘટાડી દેવાથી તેના અર્થમાં મોટું પરિવર્તન થઈ જાય છે. જેમ કે–'નર' અને 'નીર'. 'નર' એટલે પુરુષ અને 'નીર' એટલે પાણી. 'જન-વાણી' અને 'જિન-વાણી'. જન-વાણી એટલે લોકોની ભાષા અને 'જિન-વાણી' એટલે જિનેશ્વરની ભાષા. 'કરણ' અને 'કિરણ'. 'કરણ' એટલે કરવુ અથવા કરવાનુ સાધન અને 'કિરણ' એટલે રશ્મિ. 'કલ' અને 'કલિ'. 'કલ' એટલે મધુર, મનોહર અને 'કલિ' એટલે કલહ અથવા કલિયુગ.

(૩) **ઉ-ઊનો વધારો-ઘટાડો.** કોઈ પણ પદમાં એક સ્થળે ઉ કે ઊનો ઉમેરો કરવાથી કે ઘટાડી દેવાથી તેના અર્થમા ભારે પરિવર્તન થાય છે. જેમ કે–'પત્ર'–'પુત્ર'. 'ફલ'–'ફૂલ', 'મલ'–'મૂલ', 'યતિ'–'યુતિ'.

(૪) **એક કે બે માત્રાનો વધારો-ઘટાડો.** પદના કોઈ પણ અક્ષર પર એક કે બે માત્રા ચડાવી દેવાથી કે કાઢી નાખવાથી અર્થમા મોટો ફેરફાર થાય છે. જેમ કે–'સોદર્યઃ' અને 'સૌદર્ય' સોદર્યઃ એટલે એક માતાના ઉદરથી જન્મેલી સગી બહેનો અને સૌંદર્ય એટલે સુદરતા. 'છદ' અને 'છેદ'. છદ એટલે પત્ર અને છેદ એટલે કાપવું. 'મધ્ય' અને 'મેધ્ય' 'મધ્ય' એટલે વચ્ચેનુ અને મેધ્ય એટલે પવિત્ર. 'વર' અને 'વૈર' 'વર' એટલે શ્રેષ્ઠ અને વૈર

એટલે શત્રુતા. 'કલિ' અને 'કેલિ'. કલિ એટલે કલહ અને કેલિ એટલે ક્રીડા.

(૫) **કાના અને માત્રાનો વધારો-ઘટાડો.** તેનું પરિણામ પણ ઉપર મુજબ અર્થ-પરિવર્તનમાં આવે છે 'રાગ'-'રોગ,' 'ચર'-'ચોર,' 'કોમલ'-'કમલ,' 'સખ્ય'-'સૌખ્ય'.

(૬) **અનુસ્વારનો વધારો કે ઘટાડો.** તેનુ પરિણામ પણ ઉપર મુજબ અર્થ-પરિવર્તનમા આવે છે 'કટક'-'કંટક,' 'તત્ર'-'તંત્ર,' 'વશ'-'વંશ,'-'મદ'-'મંદ,' 'અધીયઉ'-'અંધીયઉ' (અધીયતામ્-અંધીયતામ્) વગેરે

(૭) **અક્ષર-પરિવર્તન.** પદનો કોઈ પણ અક્ષર ફેરવી નાખવાથી અર્થમાં પરિવર્તન થાય છે. જેમકે-'વચન'-'વમન,' 'નયણ'-'વયણ,' 'ષષ્ટિ'(૬૦)-'ષષ્ઠી' (છટ્ઠી), 'કમલ'-'કવલ,' 'સ્વજન'-'શ્વજન'. સ્વજન એટલે સગા અને શ્વજન એટલે કૂતરા

(૮) **પદચ્છેદ ખોટો કરવો.** પદચ્છેદ ખોટો કરવાથી પણ અર્થમા ફેરફાર થઈ જાય છે જેમ કે-'દીવાનથી'-'દીવા નથી,' 'નરો'-'ન રો.' 'કરવાળુ'-'કર વાળું' વગેરે.

(૯) અક્ષરોના ઉચ્ચારણમા ફેર પડવાથી પણ અર્થમા પરિવર્તન થાય છે જેમ કે 'सकल'-આખું. 'शकल'-ટુકડો, 'सकृत्'-એક વાર. 'शकृत्'-વિષ્ટા.

અશુદ્ધ પાઠનું લખવું, લખાવવું, પ્રકાશિત કરવું, ભણવું-ભણાવવું, ઉચ્ચારણ કરવું, એ જ્ઞાનની આશાતના છે તથા 'સ્વ' અને 'પર' ઉભયને અહિતકારી છે

अत्थ – અર્થ-શુદ્ધિ.

શબ્દનો અર્થ બરાબર કરવો એટલે કે તેના મૂળ ભાવને જાળવી રાખવો તે 'અર્થ-શુદ્ધિ' નામનો આચાર છે. તેમ ન કરતા જો અર્થમા ગમે તેવી છૂટ લેવામા આવે, તો તેના મૂળ ભાવની વિકૃતિ થવાનો સભવ છે દાખલા તરીકે-'नर-वसह' – 'नर-वृषभ' – એ શબ્દનો મૂળ અર્થ નરમા શ્રેષ્ઠ એટલે શ્રેષ્ઠ નર એવો છે. પરતુ તેનો અર્થ જો એમ કરવામા આવે કે 'नर' એટલે માણસ અને 'वृषभ' એટલે બળદ, અર્થાત્ જે માણસમા બળદ જેવો છે – મૂર્ખ છે તે नरवृषभ, તો મૂળ ભાવથી તદ્દન વિપરીત ભાવ પેદા થાય છે અહીં સમજવાનુ એ છે કે પ્રાચીન કાલથી આ પ્રયોગ ગાન સૂચવવાને માટે થાય છે, પણ કોઈને પણ બળદ કહેવાના અર્થમા થતો નથી, છતા કોઈ કરે તો અર્થમા ફેરફાર કર્યો કહેવાય તે જ રીતે 'पाखण्डी' શબ્દ વ્રતધારી અર્થને સૂચવે છે જેમ કે–'पाखण्ड–व्रत तदस्यास्तीति पाखण्डी' (દશ. વૈ. ટીકા શ્રીહરિભદ્રસૂરિ પૃ ૧૬૭) પરતુ આજે 'પાખડી'નો આ અર્થ કરવાને બદલે જો તેનો અર્થ દભી કે ઢાગી કરવામાં આવે તો અર્થનો વિપર્યાસ કર્યો ગણાય માટે શબ્દના મૂળ ભાવને જાળવી રાખવાની સપૂર્ણ કાળજી રાખવી એ જ્ઞાનોપાસનાનુ અગત્યનુ અગ છે, અને તેથી અર્થ-ભેદ ન કરવો તેને 'જ્ઞાનાચાર'નો ખાસ પ્રકાર ગણાવેલો છે

तदुभय – શબ્દ-શુદ્ધિ સાથે અર્થ-શુદ્ધિ.

ભાષા અને અર્થની ચૌભગી નીચે મુજબ થાય છે:–

(૧) ભાષા શુદ્ધ બોલે. પણ અર્થ શુદ્ધ ન કરે.

(૨) ભાષા અશુદ્ધ બોલે, પણ અર્થ શુદ્ધ કરે.

(૩) ભાષા અશુદ્ધ બોલે ને અર્થ પણ અશુદ્ધ કરે.

(૪) ભાષા અને અર્થ બને શુદ્ધ કરે.

આ ચૌભગીમાથી ચોથો પ્રકાર શ્રેષ્ઠ હોઈ તેને અનુ-સરવાનુ છે

'તદુભય' એ જ્ઞાનનો આઠમો અને છેલ્લો વિભાગ છે.

निस्सकिय – શંકા-રહિતપણું.

મનુષ્યમાં જ્યા સુધી સત્ય-શોધનની વૃત્તિ જાગતી નથી ત્યા સુધી સત્યની પ્રાપ્તિ થતી નથી અને સત્ય-પ્રાપ્તિ વિના આત્મ-શક્તિને પ્રકટ કરવાનો માર્ગ હાથમાં આવતો નથી. આ સત્ય-શોધનની વૃત્તિ વડે જ્યારે એવી પ્રતીતિ થાય કે જે શ્રીજિનેશ્વરદેવે કહ્યુ છે, તે જ સત્ય છે–'तमेव सच्च णिस्सक ज जिणेहिं पवेइय।' (આચારાગસૂત્ર–સૂ. ૧૬૩), ત્યારે તેને सम्यग्-दर्शन ની–સાચા દૃષ્ટિબિંદુની પ્રાપ્તિ થઈ ગણાય. જો આ દૃષ્ટિબિંદુને લક્ષ્યમા રાખીને વર્તવામાં આવે તો જ્ઞાન અને ક્રિયા ઉભયનુ સમ્યક્ પ્રકારે આરાધન થઈ શકે છે અને પરિણામે મુક્તિ પ્રાપ્ત કરી શકાય છે.

આ સમ્યગ્દર્શન કે શુદ્ધ શ્રદ્ધાને જાળવી રાખવા માટે શુ કરવું? અને શું ન કરવું? તે જાણવાની જરૂર છે અને તે

જાણ્યા પછી તેને લગતી ઉપાદેય બાબતો અમલમાં મૂકવાની આવશ્યકતા છે. તે જ છે 'દર્શનાચાર'નું સ્વરૂપ. તેની પહેલી શરત એ છે, કે જિનવચનમા નિઃશંક થવું. 'નિઃશંક' એટલે શંકા-રહિત. અહીં કોઈને એવો પ્રશ્ન થાય કે બુદ્ધિ તો શંકા ઉઠાવ્યા જ કરે છે અને તેનું સમાધાન ન થાય તો મનની તે બાબતની રુચિ ઊડી જાય છે. જો મનનો સ્વભાવ જ એવો છે તો અહીં નિઃશંક થવાનું કહ્યું, તેનો અર્થ શો સમજવો? એ પ્રશ્નનો જવાબ એ છે કે વસ્તુના સ્વરૂપને જાણવા માટે પ્રશ્નો ઊઠવા, વિશેષ પ્રશ્નો ઉદ્ભવવા સહજ છે, તેથી તેનું સમાધાન મેળવવા પ્રયત્નશીલ રહેવું ઇષ્ટ છે, પણ જેના પર બધા માર્ગ-દર્શનનો આધાર છે, તેવા શ્રીજિનેશ્વરદેવના વચનની પ્રામાણિકતામાં શંકા કરવી તે કોઈ પણ રીતે ઉચિત નથી

દર્શનાચારનો પાલક મુમુક્ષુ અહીં એવો વિચાર કરે કે:-

"वीतरागा हि सर्वज्ञा , मिथ्या न ब्रुवते क्वचित् ।
यस्मात् तस्माद् वचस्तेषा, तथ्य भूतार्थदर्शनम् ॥"

"વીતરાગો ખરેખર સર્વજ્ઞ છે, તેઓ કદી પણ મિથ્યા બોલતા નથી, તેથી તેમનું વચન તથ્ય છે, જગતના સ્વરૂપનું સત્ય દર્શન કરાવનારું છે"

જો શ્રીજિનેશ્વરદેવની સર્વજ્ઞતામા શંકા કરવામાં આવે તો મન-સમક્ષ કોઈ પણ નિશ્ચિત ધ્યેય રહેવાનું જ નહિ અને કોઈ પણ નિશ્ચિત ધ્યેયના અભાવે અધઃપતનનો માર્ગ

અનિવાર્ય છે. અન્યત્ર પણ કહ્યું છે કે—' संशयात्मा विनश्यति '–સંશયવાળા આત્માનો વિનાશ થાય છે.' આ કથનનો પરમાર્થ પણ નિઃશંક થવાનું સૂચન કરે છે.

આ રીતે શંકા-રહિત થવું તે 'દર્શનાચાર'નો પહેલો ભેદ છે.

निक्कंखिय – અન્ય મતની અભિલાષાનો ત્યાગ.

'કાંક્ષિત' – 'કાંક્ષા' એટલે ઇચ્છા કે અભિલાષા. મનુષ્યનું મન જ્યારે એક ધ્યેયરૂપી ખીલે બંધાયું હોતું નથી, ત્યારે તે જ્યાં ત્યાં ભટકે છે અને જેની તેની ઇચ્છા કરે છે. એનું પરિણામ એ આવે છે કે તેની એકાગ્રતા કોઈ નિશ્ચિત ધ્યેય પર જામતી નથી અને તેથી કોઈ પણ જાતની પ્રગતિ સાધી શકાતી નથી. અહીં દર્શનાચારના સંબંધમાં ધ્યેય નિશ્ચિત છે કે જે પ્રમાણે શ્રીજિનેશ્વરદેવે જીવન-વિકાસનો માર્ગ બતાવ્યો છે, તે જ સત્ય છે, તે જ આચરવા યોગ્ય છે અને તે જ મુક્તિ-પથે પહોચાડનાર છે. તેથી એ પ્રમાણે જ વર્તવું. એ માટે જરૂરી એ છે કે સ્વીકારેલા ધ્યેયની પ્રાપ્તિ માટે જ સમગ્ર શક્તિઓને એકઠી કરવી, પણ જ્યા ત્યા જે તે મતની અભિલાષા કરવી નહિ. એટલે અન્ય મતને ગ્રહણ કરવાની ઇચ્છા છેવટે ધ્યેયમાથી વિચલિત કરે છે, માટે તેને છોડી દેવી. દર્શનની શુદ્ધિ જાળવી રાખવા માટે આ આચરણ-આચારની જરૂર છે, તેથી તેને 'દર્શનાચાર'નો બીજો ભેદ ગણવામા આવે છે.

निव्वितिगिच्छा – સ્થિર બુદ્ધિ.

નિર્વિચિકિત્સાનો એક અર્થ એ છે કે સાધુ-સાધ્વીના વસ્ત્રો કે ગાત્રોને મલિન જોઈને તેની જુગુપ્સા–ઘૃણા કરવી નહિ. તથા બીજો અર્થ એ છે કે મતિ-વિભ્રમનો નાશ. મતિ-વિભ્રમ એટલે મતિનો વિભ્રમ, બુદ્ધિનો ભ્રંશ, કે બુદ્ધિમા થયેલુ અનિષ્ટ પરિવર્તન. એટલે પ્રથમ એક ધર્માચરણને પૂર્ણ વિચાર કરીને સારુ માન્યુ હોય અને તેનો સ્વીકાર કર્યો હોય, છતા કલ્પના-માત્રથી કે કોઈ પણ વિશિષ્ટ પ્રયોજન વિના 'તે તો ઠીક નથી' અથવા તેના ફળ વિષયમા સદેહ ઉત્પન્ન કરી, તેમા ચલચિત્ત થવું તે 'મતિ-વિભ્રમ' છે એ પ્રકારનો વિભ્રમ શ્રદ્ધારૂપી દીપકને જ્વલત રાખી શકે નહિ, તેથી 'નિર્વિચિકિત્સ' બનવુ એ હિતાવહ છે આ રીતે ધર્મના ફળ સબધમાં સ્થિર-બુદ્ધિવાળા થવુ એ 'દર્શનાચાર'નો ત્રીજો ભેદ છે.

अमूढदिट्ठी – મૂઢ દૃષ્ટિવાળા ન થવુ તે

સરળ થવુ તે બરાબર છે, પણ મૂઢ થવું તે બરાબર નથી. મૂઢતા એ બુદ્ધિના વિકાસની ખામી સૂચવે છે એક માણસનો બાહ્યાડબર, વાક્-ચાતુરી કે અટપટી રમતને સમજી લેવા જેટલી બુદ્ધિ કેળવાઈ ન હોય તો સભવ છે કે સાચો રસ્તો હાથમા આવ્યો હોય તો પણ તે છૂટી જાય તે માટે ત્રણ ધૂતારાઓએ બ્રાહ્મણની પાસેથી બકરીનુ બચ્ચુ કેવી રીતે પડાવી લીધુ હતું, તે ઉદાહરણ પ્રસિદ્ધ છે. કેટલાક માણસો જુદી જુદી જાતના ચમત્કારો બતાવી લોકોને વિશ્વાસ પમાડે છે ને પછી તેમની મૂઢતાનો ગેરલાભ લે છે કેટલાક ધર્મ;

સેવા, કર્ત્તવ્ય વગેરેનાં નામે એક જાતનું અસરકારક વાતાવરણ ઊભું કરે છે, પછી તેનાં નામે લોકોને આડે રસ્તે ચડાવી પોતાનો કોઈ પણ પ્રકારનો સ્વાર્થ સાધે છે. ત્યારે કેટલાક પોતે ખોટા રસ્તે હોઈને તેને જ સાચો રસ્તો માની બીજાને પણ તે રસ્તે ચડાવવા માટે બુદ્ધિને છળ પમાડનારુ વાતાવરણ ઊભુ કરે છે એટલે શ્રીજિનેશ્વરદેવે બતાવેલા સત્યના માર્ગ પર સ્થિર રહેવું હોય તો એવી મૂઢતાથી રહિત થવું ને પોતાનુ સાચું હિત શેમાં છે તે બરાબર લક્ષ્યમાં રાખવું. આ રીતે મૂઢતાથી રહિત થવું, એ ' દર્શનાચાર 'નો ચોથો ભેદ છે

उववूह – સમાનધર્મીના ગુણની પુષ્ટિ-પ્રશંસા.

જે વ્યક્તિઓ શ્રીજિનેશ્વરદેવે પ્રરૂપેલા સત્યમાર્ગ તરફ શ્રદ્ધા ધરાવતી હોય, અને તે દિશામાં યથાશક્તિ પ્રયત્ન કરી રહી હોય, તેના ગુણોની પ્રશસા કરવી અને તે ગુણોમાં વૃદ્ધિ થાય તેવું આચરણ રાખવું, તે ' ઉપબૃહણા ' નામનો દર્શનનો પાચમો આચાર છે

थिरीकरण – ધર્મમા સ્થિર કરવુ તે.

કોઈ સાધક શ્રીજિનેશ્વરદેવે બતાવેલા સત્ય માર્ગથી વિચલિત થયો હોય ને તે માર્ગ છોડી જવાની તૈયારી કરતો હોય, તો તેને મૂળ માર્ગમાં સ્થિર રાખવાનો પ્રયત્ન કરવો, તેને સમજાવવા માટે પ્રેમ, વિનય અને શાણપણ એ ત્રણેનો ઉપયોગ કરવો સભવ છે કે તેની એ નિર્બલ ક્ષણો ચાલી ગયા પછી પાછો તે નવીન ઉત્સાહથી ધર્મનુ આરાધન

કરે. આ જાતની વૃત્તિ રાખવાથી પોતાનો શ્રદ્ધાગુણ-દર્શન-ગુણ ખૂબ મજબૂત બને છે અને તેથી જ તેને 'દર્શનાચાર'નો પાચમો ભેદ કહેલો છે.

वच्छल्ल – સમાનધર્મી પ્રત્યે વાત્સલ્ય.

બાળકને જોઈને માતાને જે ભાવ સ્ફુરે છે તે વાત્સલ્ય કહેવાય છે એ ભાવ બાળકના સ્વભાવની વિચિત્રતા કે ખોડ-ખાંપણ જોવા છતા ઓછો થતો નથી તે તો નિરંતર વહેતો જ રહે છે એ જ મુજબ સમાનધર્મીને જોતાં હૃદયમા વાત્સલ્યની ભાવના સ્ફુરવી, તેને પોતાના જેવો કે તેથી પણ અધિક માનવો ને તેનો દરેક રીતે અભ્યુદય થાય તેમ ઇચ્છવું અને યથાશક્તિ વચન અને કાયાદ્વારા પ્રવૃત્તિ કરવી એ 'વાત્સલ્ય' ગુણ છે આ પ્રકારની વૃત્તિ કેળવવાથી મૂળ ધ્યેય પ્રત્યેની આપણી વૃત્તિ ખૂબ જ બલવતી બને છે અને વાતાવરણ પણ આપણને તેમા વિશેષ દૃઢ થવાની અનુકૂળતા પ્રાપ્ત કરી આપે છે

पभावणा – ધર્મની પ્રભાવના.

ધર્મનો પ્રભાવ લોકોના હૃદય પર પડે અને તેઓ ધર્મા-ચરણ કરવાની વૃત્તિવાળા થાય, તેવા જે જે કાર્યો કરવા, તે 'પ્રભાવના' છે. સમય અને સંયોગ પ્રમાણે આ 'પ્રભાવના' અનેક પ્રકારની હોઈ શકે છે 'પ્રભાવના' એ 'દર્શનાચાર'નો આઠમો ભેદ છે

पणिहाण-जोग-जुत्तो – ચિત્તની સમાધિ-પૂર્વક.

મન, વચન અને કાયાની પ્રવૃત્તિ તે 'યોગ'. તે જ્યારે એકાગ્રતાવાળો, સ્વસ્થતાવાળો કે ચિત્તની સમાધિવાળો હોય ત્યારે 'પ્રણિધાન-યોગ' કહેવાય. તેનાથી જે યુક્ત તે પ્રણિ-ધાન-યોગ-યુક્ત. આ વિશેષણ ચારિત્રાચારને માટે વપરાયેલુ છે એટલે જે આચરણ વેઠ સમજીને કે કંટાળા-પૂર્વક કરાયેલુ ન હોય, પણ ચિત્તની સમાધિ-પૂર્વક કરાયેલુ હોય તે 'ચારિત્રાચાર' કહેવાય

पंचहिं समिईहिं, तीहि गुत्तीहि – પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વડે.

"ઈર્યા, ભાષા, એષણા, આદાન-નિક્ષેપ અને પારિષ્ઠા-પનિકા" એ પાચ સમિતિઓ છે અને "મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ" એ ત્રણ ગુપ્તિઓ છે, તેમાં 'સમિતિ' સમ્યક્-ક્રિયારૂપ છે અને 'ગુપ્તિ' નિગ્રહરૂપ છે એકમા પ્રવૃત્તિ કેવી રીતે કરવી, તેનુ વિધાન છે અને બીજામા પ્રવૃત્તિના જે મુખ્ય સાધનો મન, વચન અને કાયા, તેનો નિગ્રહ કેવી રીતે કરવો તેનુ વિધાન છે આ આઠ બાબતોને સમગ્રપણે 'અષ્ટ પ્રવચન-માતા' કહેવામા આવે છે એમા 'પ્રવચન' શબ્દથી પ્રવચનના સારરૂપ ચારિત્ર અને 'માતા' શબ્દથી તેને ઉત્પન્ન કરનાર–પાલન કરનાર–વૃદ્ધિ પમાડનાર એવો અર્થ લેવાનો છે. એટલે જેના વડે ચારિત્રનુ ધારણ, પોષણ આદિ થાય છે, તેવા આઠ પ્રકારના નિયમોને 'પ્રવચન-માતા' કહેવામા આવે છે. કલિકાલ-સર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશમા કહ્યુ છે કે :–

"एताश्चारित्रगात्रस्य जननात् परिपालनात् ।
सशोधनाच्च साधूना मातरोऽष्टो प्रकीर्त्तिता ॥ ४९ ॥"

"આ પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સાધુઓનાં ચારિત્રરૂપી શરીરને (માતાની માફક) જન્મ દેતી હોવાથી, તેનુ પરિપાલન કરતી હોવાથી, તેમજ તેની અશુદ્ધિઓ દૂર કરી તેને સ્વચ્છ-નિર્મળ રાખતી હોવાથી, તેમની આઠ માતારૂપે શાસ્ત્રોમા કથન કરાયેલી છે"

એ રીતે પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વડે ચિત્તની સમાધિવાળો આઠ પ્રકારનો આચાર, તે 'ચારિત્રાચાર' છે.

चरित्तायार – ચારિત્રાચાર

'ચારિત્ર' બે પ્રકારનુ છે. 'સર્વવિરતિ' અને 'દેશવિરતિ.' તેમા 'સર્વવિરતિ' ચારિત્ર પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ-સહિત પચ મહાવ્રતના પાલનરૂપ છે જ્યારે 'દેશવિરતિ' ચારિત્ર પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતના પાલનરૂપ છે એટલે અહીં પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ 'ચારિત્રાચાર'ની જે વ્યાખ્યા કરી છે, તે શ્રમણધર્મને અનુ-સરીને સમજવાની છે તથા શ્રાવકધર્મમા પણ સામાયિક, પોસહ આદિ વ્રતો વખતે તેનુ પાલન આવશ્યક મનાયુ છે.

શ્રાવક પ્રતિક્રમણની ક્રિયા કરે છે, તે મુખ્યત્વે 'પચાચાર'ની શુદ્ધિ માટે કરે છે જેમ કે 'इह पञ्चविधाचारातिचारविशुद्ध्यर्थं श्रावक प्रतिक्रमण करोति ।' (શ્રાદ્ધ-પ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ) શ્રીજયચદ્રસૂરિએ પણ પ્રતિ-ક્રમણ-હેતુગર્ભના પ્રારભમા એ જ હકીકત જણાવી છે કે

'पञ्चाचारविशुद्ध्यर्थं श्रीगुरुसमक्ष, तद्विरहे स्थापनाचार्य-समक्ष वा प्रतिक्रमण विधेयम्' એટલે શ્રાવક પ્રતિક્રમણની ક્રિયા ખાસ કરીને '૫ આચાર'ની વિશુદ્ધિ અર્થે કરે છે. આ ક્રિયામા આચાર અંગે જે જે અતિચારો લાગ્યા હોય, તેનુ ચિંતન કરવા માટે પ્રસ્તુત ગાથાઓનુ સ્મરણ કાયોત્સર્ગમાં કરવામાં આવે છે. તેમા આચારના ભેદોમાં જે જે ક્ષતિઓ થઈ હોય, તે અતિચાર છે એમ સમજવાનુ છે. અહીં 'ચારિત્રાચાર' અંગે શ્રાવકે સામાયિક અને પોષધાદિ ક્રિયાઓમા સમિતિ અને ગુપ્તિનુ પાલન અવશ્ય કરવાનુ છે તથા બાકીના સમયમાં પણ તેનો આદર્શ દૃષ્ટિ-સમક્ષ રાખીને વર્તવાનુ છે. એટલે કે તેનુ ગમનાગમન યતના-પૂર્વક હોય (ઈર્યા-સમિતિ), તેનો વાણી-વ્યવહાર યતના-પૂર્વક હોય (ભાષા-સમિતિ), તે ભોજન-પાણી યતના-પૂર્વક ગ્રહણ કરે (એષણા-સમિતિ), તે વસ્તુઓ-ની લે-મૂક યતના-પૂર્વક કરે (આદાન-નિક્ષેપ-સમિતિ), તે નકામી વસ્તુઓ ફેંકી દેવામા પૂરતી યતના રાખે (પારિષ્ઠા-પનિકા-સમિતિ). તથા તે મન, વચન તથા કાયાનો બને તેટલો નિગ્રહ કરે (મનોગુપ્તિ. વચનગુપ્તિ અને કાયગુપ્તિ).

એમા જે જે ક્ષતિઓ થઈ હોય. તે 'અતિચાર'.

અગિલાઈ – અણાજીવી – કંટાળા અને આજીવિકાના હેતુથી રહિત.

તપાચાર'નું આ વિશેષણ છે. તેમાં 'તપાચાર'ની બાબતમાં બે શરતો જણાવી છે: એક તો તે પરાણે-પરાણે કે કંટાળા પૂર્વક કરેલુ ન હોવું જોઈએ, અને બીજું તેમાં આજીવિકાનો હેતુ રહેલો ન હોવો જોઈએ. એટલે કે તપ કરવાથી ઘર-ખર્ચમાં

કરકસર થશે અથવા તો બીજા સમાનધર્મીઓ મારી ભક્તિ કરશે, એવા વિચારને આધીન થઈને તપનુ અનુષ્ઠાન કરવાનુ નથી. તે શુદ્ધ કર્મ-નિર્જરાના હેતુથી જ કરવાનુ છે.

अणसण – આહારનો ત્યાગ-ઉપવાસ.

'न अशनमनशनम् – आहार-त्याग इत्यर्थः'।

ન ભોજન કરવુ, તે 'અનશન' એટલે આહાર-ત્યાગ તે બે પ્રકારનો હોય છે '(૧) ઇત્વર અને (૨) યાવત્કથિક.' તેમા જે આહાર-ત્યાગ નિયત સમય માટેનો હોય છે, તે 'ઇત્વર અનશન' કહેવાય છે. તેમાં સમય પૂરો થયા બાદ ભોજન કરવાની આકાક્ષા હોય છે જ્યારે મૃત્યુ-પર્યન્તનો આહાર-ત્યાગ 'યાવત્કથિક' કહેવાય છે. તેમા આહારનો ત્યાગ કર્યો પછી ભોજનની આકાક્ષા હોતી નથી.

'ઇત્વરિક અનશન' છ પ્રકારનુ હોય છે: "(૧) શ્રેણિ તપ, (૨) પ્રતર તપ, (૩) ઘન તપ, (૪) વર્ગ તપ, (૫) વર્ગ-વર્ગ તપ અને (૬) પ્રકીર્ણ" તેમાં શ્રેણિના અક પ્રમાણે જે તપ કરાય તે શ્રેણિ તપ તેની છ શ્રેણિઓ હોય છે

૧, ૨.
૧, ૨, ૩
૧, ૨, ૩, ૪
૧, ૨, ૩, ૪, ૫
૧, ૨, ૩, ૪, ૫, ૬
૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭

[એટલે એક ઉપવાસ અને પારણુ, પછી બે ઉપવાસ અને પારણુ. એમ સર્વત્ર સમજી લેવા]

કુલ ૮૩ ઉપવાસ ને ૨૭ પારણા.

પ્રતર, ઘન, વર્ગ અને મહાવર્ગ તપ આ રીતે ગણિતના વિસ્તાર મુજબ સમજી લેવાના છે. પ્રકીર્ણ તપ એ શ્રેણિબદ્ધ નહિ, પરંતુ ખાસ કોઈ ક્રમ વિના કરવાનું હોય છે. તેમા પણ અનેક પ્રકારો હોય છે. આ તપથી તેજોલેશ્યા આદિ લબ્ધિઓ પ્રાપ્ત થાય છે.

યાવત્કથિક અનશન ત્રણ પ્રકારનું હોય છે:

"(૧) પાદપોપગમન, (૨) ઇંગિનીમરણ અને (૩) ભક્તપરિજ્ઞા." તેનો વિસ્તાર આચારાંગાદિ સૂત્ર-ગ્રંથોથી સમજવો.

ऊणोअरिया – ઊણોદરી તપ

वित्ती – संखेवण – વૃત્તિ-સંક્ષેપ.

આ તપ સાધુઓને માટે ગોચરીના અભિગ્રહરૂપ હોય છે તે દ્રવ્ય, ક્ષેત્ર. કાલ અને ભાવથી ચાર પ્રકારનુ હોય છે. જેમ કે અમુક સ્થિતિમાં રહેલો સાથવો મળે તો લેવો, એ 'દ્રવ્ય-અભિગ્રહ'. અમુક નિશાનવાળી વ્યક્તિઓના હાથે આહારાદિ મળે તો જ લેવો, તે 'ક્ષેત્ર–અભિગ્રહ'. બધા સાધુ ગોચરી ગયા પછી ગોચરી લેવા જવુ, તે 'કાલ-અભિગ્રહ' અને દાતા હસતો, રડતો કે અમુક ભાવવાળો હોય અને આપે તો જ લેવું. તે 'ભાવ-અભિગ્રહ' શ્રીમહાવીરસ્વામીએ ધારણ કરેલો અતિકઠિન અભિગ્રહ ચદનબાલા દ્વારા પૂર્ણ થયો હતો, તે વાત સુપ્રસિદ્ધ છે. આ અભિગ્રહ વૃત્તિ-સક્ષેપ નામક તપનો એક પ્રકાર હતો

શ્રાવકો પણ ખાન-પાનના દ્રવ્યાદિની સખ્યા ઘટાડીને જુદી જુદી અનેક રીતે આ તપ કરી શકે છે

रसच्चाओ – રસ-ત્યાગ, વિકૃતિનો ત્યાગ

રસનુ સેવન મન, વચન અને કાયામા વિકૃતિ લાવે છે, માટે તેને 'વિકૃતિ'ના સૂચક નામથી ઓળખવામા આવે છે.

"विगइ विगई-भीओ, विगइ-गय जो उ भुजए साहू ।
विगई विगइ-सहावा, विगइ विगई बला नेइ ॥ १ ॥"

વિગતિ એટલે દુર્ગતિથી ભય પામેલો સાધુ વિકૃતિ કરનાર-વિગતિમા ગમન કરાવનાર–વિગઈ (રસવાળા પદાર્થો)નુ જો ભોજન કરે તો વિકાર કરવાના સ્વભાવવાળી વિગઈ તેને બલાત્કારે દુર્ગતિમા લઈ જાય છે.

આ 'વિકૃતિ' સ્વરૂપની દૃષ્ટિએ ત્રણ પ્રકારની છે: "(૧) દ્રવરૂપ, (૨) પિંડરૂપ અને (૩) દ્રવ પિંડરૂપ" જે પ્રવાહી હોય, તે 'દ્રવરૂપ' કહેવાય. જેમ કે દૂધ, મધ, તેલ વગેરે. જે પિંડ જેવી હોય તે 'પિંડરૂપ' કહેવાય જેમ કે માખણ, પકવાન્ન, અને જે દ્રવ અને પિંડ બન્નેના મિશ્રણરૂપ હોય, તે 'દ્રવ-પિંડ' કહેવાય. જેમ કે ઘી, ગોળ, દહીં વગેરે.

વિકૃતિના મુખ્ય ભેદો ૧૦ છે. (૧) મધ, (૨) મદિરા, (૩) માખણ, (૪) માસ, (૫) દૂધ, (૬) દહીં, (૭) ઘી, (૮) તેલ, (૯) ગોળ, (૧૦) પકવાન્ન. તેમાથી પહેલી ચાર મહાવિકૃતિ હોઈ સર્વથા ત્યાજ્ય ગણાયેલી છે, જ્યારે બીજી છ'નુ બને તેટલુ ઓછુ સેવન કરવાનું છે આ વિકૃતિના ઉત્તરભેદો વગેરે પ્રત્યાખ્યાનના વિવેચનમાથી જોઈ લેવા.

काय-किलेस – તિતિક્ષા.

'કાય-ક્લેશ' શબ્દથી અહીં અજ્ઞાનકષ્ટ સમજવાનુ નથી, જેમ કે ઠડા પાણીમાં ઊભા રહેવું, પચાગ્નિ તાપની આતાપના લેવી, ઝાડની ડાળીએ ઊંધે માથે લટકી રહેવુ વગેરે. કારણ કે તેમા જીવોની હિંસા રહેલી છે તથા સયમના સાધનરૂપ દેહ અને ઇંદ્રિયોની પ્રત્યક્ષ હાનિ થાય છે. પરતુ અહી સમજણ-પૂર્વકની તિતિક્ષા સમજવાની છે તે માટે શ્રીઉત્તરાધ્યયન-સૂત્રના ૩૦મા અધ્યયનમા કહ્યુ છે કે –

"ठाणा वीरासणाईया, जीवस्स उ सुहावहा ।
उग्गा जहा धरिज्जाति, कायकिलेस तमाहिय ॥ २७ ॥"

જીવથી સુખે કરી શકાય ( स्थिरसुखमासनम् ) તેવાં વીરાસન વગેરે આસનો જે રીતે ઉગ્ર પ્રકારે ધારણ કરાય, તે ' કાય-ક્લેશ ' નામનુ તપ કહેવાય છે. તાત્પર્ય કે કાયાને અપ્રમત્ત રાખવા માટે જ્યાં સુધી વીરાસન, ગોદોહિકાસન, પદ્માસન આદિ આસનોદ્વારા કાયાને ક્લેશ આપવામા ન આવે ત્યાં સુધી અપ્રમત્ત દશા પ્રાપ્ત થવી કઠિન છે.

ઉપલક્ષણથી ઉઘાડા પગે ચાલવુ, થોડા વસ્ત્રોથી ચલાવી લેવુ, ડાસ-મચ્છરનો ઉપદ્રવ સહન કરવો, લોચ કરાવવો વગેરે સયમની પુષ્ટિ અર્થે જે જે તિતિક્ષા કરવામાં આવે છે, તે પણ ' કાય ક્લેશ ' કહેવાય છે ' કાય-યોગ 'નો નિરોધ પણ આ તપમા સમાવેશ પામે છે

संलीणया – પ્રવૃત્તિ-સકોચ

' સલીનતા નો સામાન્ય અર્થ જો કે શરીરાદિનુ સગોપન થાય છે, તો પણ શાસ્ત્રકારોના અભિપ્રાયથી પ્રવૃત્તિ-ઓનો સકોચ કરવો, પ્રવૃત્તિઓને ઘટાડવી ને એકાત-સેવન કરવુ તે એનુ મુખ્ય સ્વરૂપ છે. એના પ્રચલિત ચાર વિભાગો નીચે મુજબ છે

" (૧) ઇદ્રિય-જય, (૨) કષાય-જય, (૩) યોગ નિરોધ અને (૪) વિવિક્ત-ચર્યા "

તેમા પાચ ઇદ્રિયોને તેના વિષયમાથી પાછી લાવવી, તે ' ઇદ્રિય-જય ' છે, ચાર કષાયોને ઉદયમા આવવા ન દેવા અથવા ઉદયમાં આવે તો પણ નિષ્ફળ કરવા, તે ' કષાય-જય ' છે, અપ્રશસ્ત યોગનો નિરોધ અને કુશળ યોગની ઉદીરણા અમલમા લાવવાનો પ્રયત્ન, તે ' યોગ-નિરોધ ' છે અને સ્રી,

પશુ તથા નપુંસક આદિ અયોગ્ય સંસર્ગથી રહિત શુદ્ધ સ્થાનમાં શયન તથા આસન રાખવું. તે 'વિવિક્ત ચર્યા' છે. તે માટે કહ્યું છે કે :-

"इंदिअ-कसाय-जोए. पडुच्च संलीणया मुणेयव्वा ।
तह य विवित्त-चरिआ, पण्णत्ता वीअरागेहिं ॥"

"ઇંદ્રિય, કષાય અને યોગને આશ્રીને સંલીનતા સમજવી. તેમ જ વિવિક્ત-ચર્યા નામના ભેદને પણ વીતરાગો-એ સંલીનતા કહેલી છે."

પાયચ્છિત્ત—પ્રાયશ્ચિત્ત, પાપનો છેદ અથવા ચિત્તનું શોધન.

'પ્રાયશ્ચિત્ત' એટલે મૂલગુણો અને ઉત્તરગુણોમાં થયેલા અતિચારની શુદ્ધિ માટે કરવામાં આવતું વિશિષ્ટ અનુષ્ઠાન. તેમા કેટલાંક 'પ્રાયશ્ચિત્ત' 'આલોચના'ને યોગ્ય હોય છે, કેટલાક 'પ્રતિક્રમણ'ને યોગ્ય હોય છે, કેટલાંક તે ઉભયને યોગ્ય હોય છે એટલે કે 'મિશ્ર' હોય છે, કેટલાંક 'વિવેક'-રૂપ હોય છે, કેટલાંક 'કાયોત્સર્ગ'ને યોગ્ય હોય છે, કેટલાક 'તપ'ને યોગ્ય હોય છે, કેટલાંક દીક્ષા-પર્યાયના 'છેદ'ને યોગ્ય હોય છે, કેટલાક 'મૂળ'ને યોગ્ય એટલે ફરીને મહા-વ્રતોના આરોપણને યોગ્ય હોય છે, કેટલાંક 'અનવસ્થાપ્ય' એટલે ભારે તપશ્ચર્યા અને ફરી મહાવ્રત લેવા યોગ્ય હોય છે, તો કેટલાંક લિંગ(વેષ), કુલ, ગણ અને સંઘથી બહાર કરવા યોગ્ય હોય છે, તે 'પારાંચિક' કહેવાય છે. આ દશે પ્રાયશ્ચિત્તનો વિસ્તાર ભગવતીસૂત્ર અને છેદસૂત્ર આદિ ગ્રંથોમાં આપેલો છે.

છેલ્લા બે પ્રકારના પ્રાયશ્ચિત્તનો હાલમાં વિચ્છેદ ગણાય છે, કારણ કે 'પ્રથમ સંહનન' અને 'ચૌદ પૂર્વી'નો હાલમાં વિચ્છેદ છે. 'પ્રાયશ્ચિત્ત' એ પહેલા પ્રકારનું 'આભ્યંતર તપ' છે.

विणओ – શાસ્ત્રાનુસારી વિનય.

'विनीयतेऽनेनाष्टप्रकार कर्मेति विनय इति'–'જેનાથી આઠ પ્રકારનાં કર્મો દૂર કરી શકાય છે, તે 'વિનય.'' તે પાંચ પ્રકારનો છે "(૧) જ્ઞાન-વિનય, (૨) દર્શન-વિનય, (૩) ચારિત્ર-વિનય, (૪) તપ-વિનય અને (૫) ઉપચાર-વિનય" 'ઉપચાર' એટલે આચાર્યાદિ પાસેથી શિક્ષા ગ્રહણ કરવા અંગેનો વિનય, તેના ભેદો બીજી અનેક રીતે પણ પાડેલા છે.

વિનયની મહત્તા જણાવતા વાચક શ્રીઉમાસ્વાતિજીએ કહ્યું છે કે–

"विनय-फल शुश्रूषा, गुरुशुश्रूषा-फल श्रुतज्ञानम् ।
ज्ञानस्य फल विरतिर्विरति-फल चास्रव-निरोध· ॥ ७२ ॥
सवरफल तपोबलमथ तपसो निर्जराफल दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्ति·, क्रियानिवृत्तेरयोगित्वम् ॥ ७३ ॥
योग-निरोधाद् भवसन्तति-क्षय: सन्ततिक्षयान्मोक्ष· ।
तस्मात् कल्याणाना, सर्वेषा भाजन विनय ॥ ७४ ॥"

(પ્રશમરતિ-પ્રકરણ)

"'વિનય'નુ ફલ ગુરુ-શુશ્રૂષા છે. ગુરુ-શુશ્રૂષાનુ ફલ શ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાનનુ ફલ વિરતિ છે અને વિરતિનુ ફલ

આસ્રવ નિરોધ છે. આસ્રવ-નિરોધ એટલે સંવર, તેનું ફલ તપોબલ છે અને તપોબલનું ફલ નિર્જરા કહેલી છે. તેનાથી ક્રિયા નિવૃત્તિ થાય છે અને ક્રિયા નિવૃત્તિથી અયોગિપણું પ્રાપ્ત થાય છે. અયોગિપણું એટલે યોગ નિરોધ તેથી ભવ-સંતતિ-ભવ-પરંપરાનો ક્ષય થાય છે અને ભવ-પરંપરાનો ક્ષય થતાં મોક્ષ મળે છે. એ રીતે સર્વ કલ્યાણોનું ભાજન 'વિનય' છે. 'વિનય' એ બીજા પ્રકારનું 'આભ્યંતર તપ' છે."

वेयावच्च – વૈયાવૃત્ત્ય, સેવા.

દશ પ્રકારના વૈયાવૃત્ત્ય માટે જુઓ સૂત્ર ૨૩મું. 'વૈયા-વૃત્ત્ય' એ ત્રીજા પ્રકારનું 'આભ્યંતર તપ' છે.

सज्झाओ – સ્વાધ્યાય.

સ્વાધ્યાય પાંચ પ્રકારનો છે: "(૧) વાચના, (૨) પ્રચ્છના, (૩) પરિવર્તના, (૪) અનુપ્રેક્ષા અને (૫) ધર્મકથા." સૂત્ર-પાઠ અને તેનો અર્થ ગ્રહણ કરવો, તે 'વાચના' તેના અંગે થતી શંકાઓનું નિરાકરણ કરવા પ્રશ્ન પૂછવા, તે 'પ્રચ્છના' તેની આવૃત્તિ કરવી–પુનરાવર્તન કરવું, તે 'પરિ-વર્તના'. તેનું તત્ત્વ ચિંતવવું, તે 'અનુપ્રેક્ષા' અને તેનો અન્યને યોગ્ય રીતે વિનિમય કરવો, તે 'ધર્મ-કથા'. આ પાંચ પ્રકારનો 'સ્વાધ્યાય' એ ચોથા પ્રકારનું 'આભ્યંતર તપ' છે. મોક્ષમાર્ગનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો જ 'સ્વાધ્યાય'નો વિષય મનાયેલો છે; અને તે ચોથા પ્રકારનું 'આભ્યંતર તપ' છે.

झाण – ધ્યાન.

'ધ્યાન'ના ચાર ભેદો છે. "(૧) આર્ત્ત, (૨) રૌદ્ર, (૩) ધર્મ અને (૪) શુક્લ" તે પૈકી 'ધર્મધ્યાન' અને 'શુક્લ-ધ્યાન' ઉપાદેય મનાયેલાં છે. પરંતુ આ જાતના 'ધ્યાન'માં કેવી રીતે સ્થિર થવાય તે સમજવુ ઘટે છે. મન અતિ ચંચળ હોઈને જુદા જુદા અનેક વિષયોમાં પરિભ્રમણ કરતું જ રહે છે એટલે વિષયોની આસક્તિ જ્યા સુધી ઘટે નહિ, ત્યાં સુધી મન ધર્મધ્યાનમા સ્થિર થતું નથી. તે માટે જ ઉપવાસ, ઊનોદરતા, દ્રવ્ય-સંક્ષેપ, રસ-ત્યાગ, આસનાદિ કાય-ક્લેશ અને ઇંદ્રિય-જય, કષાય-જય, યોગ-નિરોધ તથા એકાંત-સેવન આદિનુ વિધાન છે. એ બધા તપો મનને શાંત અને સ્થિર કરવા માટે ઉપયોગી છે. એ રીતે મન જ્યારે અમુક અંશે શાંત અને સ્થિર થાય, ત્યારે જ મૈત્રી આદિ શુભ ભાવનામાં રહી શકે છે. 'ધર્મધ્યાન'માથી આગળ વધતાં 'શુક્લ-ધ્યાન'મા પહોંચાય છે, જે અતિ ઉચ્ચ કક્ષાનુ 'ધ્યાન' છે. એમાં આરૂઢ થયેલો આત્મા ક્રમશઃ આગળ વધતાં કેવલ-જ્ઞાનની પ્રાપ્તિ કરે છે એટલે 'ધ્યાન' એ પાંચમા પ્રકારનું 'આભ્યંતર તપ' છે

उस्सग्गो – ત્યાગભાવ

'ઉત્સર્ગ' એટલે ત્યાગ. તે બે પ્રકારનો હોય છેઃ "દ્રવ્ય-વ્યુત્સર્ગ અને ભાવ-વ્યુત્સર્ગ." તેમાં 'દ્રવ્ય-વ્યુત્સર્ગ' ચાર પ્રકારનો છે. "(૧) ગણ-વ્યુત્સર્ગ (લોકસમૂહનો ત્યાગ કરી એકાકી વિચરવું), (૨) શરીર-વ્યુત્સર્ગ (કાયોત્સર્ગ), (૩) ઉપધિ વ્યુત્સર્ગ અને (૪) ભક્તપાન-વ્યુત્સર્ગ" 'ભાવ-

વ્યુત્સર્ગ' ત્રણ પ્રકારનો છે. જેમ કે "(૧) કષાય-વ્યુત્સર્ગ, (૨) સંસાર-વ્યુત્સર્ગ અને (૩) કર્મ-વ્યુત્સર્ગ." એટલે કષાયનો ત્યાગ, સંસારનો ત્યાગ અને આઠ પ્રકારના કર્મોનો ત્યાગ. સંક્ષિપ્તમાં ત્યાગ-ભાવનો અમલ તે 'વ્યુત્સર્ગ' નામનુ છઠ્ઠો પ્રકારનુ 'આભ્યંતર તપ' છે.

अणिगूहिअ – बल-वीरिओ........वीरिआयारो

(जहुत्त) ઉપર કહેલા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના છત્રીસ આચારોને વિષે (जो) જે (अणिगूहिअ–बल-वीरिओ) બાહ્ય અને આભ્યંતર સામર્થ્યને ન ગોપવતાં–ન છુપાવતાં (परिक्कमइ) પરાક્રમ કરે છે અને (आउत्तो) તેના પાલનમાં (जहा-थाम) યથાશક્તિ પોતાના આત્માને (जुजइ) જોડે છે–જોડી રાખે છે, (सो) તેવા આચારવાનનો આચાર (वीरि-आयारो) વીર્યાચાર (नायव्वो) જાણવો.

જેઓ એકાંતે એમ માને છે કે–

"प्राप्तव्यो नियतिबलाश्रयेण योऽर्थः,
सोऽवश्यं भवति नृणा शुभोऽशुभो वा ।
भूताना महति कृतेऽपि हि प्रयत्ने,
नाभव्य भवति न भाविनोऽस्ति नाशः ॥"

"નિયતિના પ્રભાવે જે શુભ કે અશુભ અર્થ મનુષ્યોને મળવાનો હોય છે, તે અવશ્ય મળે છે. જીવો ગમે તેવો મોટો પ્રયત્ન કરે તો પણ ન થવાનુ તે થતું નથી અને થવાનું છે તે ફરતુ નથી."

તેઓ પ્રત્યક્ષ-સિદ્ધ પુરુષાર્થનો અપલાપ કરનારા હોઈ પ્રામાણિક નથી. જ્યારે 'ઉત્થાન' (ઊભું થવું-પ્રવૃત્ત થવું) કર્મ (ઊંચુ-નીચુ કરવુ-ફેરવવુ). 'બલ' (શારીરિક શક્તિ), 'વીર્ય' (આભ્યંતર શક્તિ-જીવનો ઉત્સાહ) અને 'પરાક્રમ' (ઇષ્ટ-સિદ્ધિ માટેનો પ્રયાસ) વગેરેનુ પરિણામ પ્રત્યક્ષ સિદ્ધ હોઈને માનવા યોગ્ય છે.

મોક્ષમાર્ગની સિદ્ધિનો સંપૂર્ણ આધાર વીર્યોલ્લાસની વૃદ્ધિ ઉપર રહેલો છે, ગુર્વાદિક વગેરે તો માત્ર વીર્યના ઉલ્લાસની વૃદ્ધિમા હેતુરૂપ છે, તેથી વીર્યાચારનું પાલન એ મોક્ષમાર્ગમાં અતિ અગત્યનુ મનાયેલ છે.

## (૬) અર્થ-સંકલના

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય (પુરુષકાર)ની બાબતમા જે આચરણ કરવુ તે 'આચાર' કહેવાય છે. આ આચાર પાચ પ્રકારનો છે· "(૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર અને (૫) વીર્યાચાર." ૧.

જ્ઞાનાચારના આઠ પ્રકાર છે: "(૧) કાળ, (૨) વિનય, (૩) બહુમાન, (૪) ઉપધાન, (૫) અનિહ્નવતા, (૬) વ્યંજન, (૭) અર્થ અને (૮) તદુભય." ૨

દર્શનાચારના આઠ પ્રકાર છે. "(૧) નિઃશંકતા, (૨) નિષ્કાંક્ષતા, (૩) નિર્વિચિકિત્સા, (૪) અમૂઢદૃષ્ટિતા, (૫) ઉપબૃંહણા, (૬) સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય અને (૮) પ્રભાવના" ૩

ચારિત્રાચાર આઠ પ્રકારનો જાણવો. તે આ રીતે: "ચિત્તની સમાધિ-પૂર્વક પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું પાલન." ૪.

જિનેશ્વરોએ કહેલું 'બાહ્ય અને આભ્યંતર તપ' બાર પ્રકારનું છે. તે જ્યારે ગ્લાનિ-રહિત અને આજીવિકાના હેતુ વિના થતું હોય, ત્યારે તેને 'તપ-આચાર' જાણવો. ૫.

"(૧) અનશન, (૨) ઊનોદરતા. (૩) વૃત્તિ-સંક્ષેપ, (૪) રસ-ત્યાગ, (૫) કાય-ક્લેશ અને (૬) સંલીનતા" એ 'બાહ્ય તપ' છે. ૬.

"(૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવૃત્ત્ય, (૪) સ્વાધ્યાય, (૫) ધ્યાન અને (૬) ઉત્સર્ગ" એ 'આભ્યંતર તપ' છે. ૭.

ઉપર કહેલા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના આચારોને ગ્રહણ કરવામાં જે બાહ્ય અને આભ્યંતર સામર્થ્યથી પરાક્રમ કરે છે અને ગ્રહણ કર્યા પછી તેના પાલનમાં પોતાના આત્માને યથાશક્તિ જોડે છે–જોડી રાખે છે, તે [ આચારવાનનો આચાર] 'વીર્યાચાર' જાણવો. ૮.

## (૭) સૂત્ર-પરિચય

વિચારનો સાર તત્ત્વજ્ઞાન છે, તત્ત્વજ્ઞાનનો સાર ધર્મ છે; અને ધર્મનો સાર 'આચાર' છે. તેથી જ અનુભવી પુરુષોએ કહ્યું છે કે–'आचारः प्रथमो धर्मः'। '–આચાર એ પહેલો ધર્મ છે અર્થાત્ જ્યાં આચારની મુખ્યતા નથી, ત્યાં ધર્મની સંભાવના

નથી. પરંતુ 'આચાર અથવા આચરણ' એ સહેલી વસ્તુ નથી. કલ્પનાના ઘોડા ગમે તેમ દોડી શકે છે, તર્કથી ગમે તેવી વસ્તુ પૂરવાર કરી શકાય છે અને તત્ત્વજ્ઞાનથી મનને એક પ્રકારનું સમાધાન પણ સાપડે છે, પરંતુ તેમા પ્રતિપાદિત કરેલા સિદ્ધાંતોને જીવનમા ઉતારવા તે તો કોઈ વીરલા પુરુષો જ કરી શકે છે સંસ્કારોની પ્રબલતાને જીતવી એ ઘણું કપરુ કામ છે.

'આચાર'સંબંધી જુદા જુદા ધર્મ-પ્રવર્ત્તકોએ જુદી જુદી વ્યાખ્યાઓ કરી છે. કોઈએ માત્ર શૌચને જ 'આચાર' કહ્યો છે, તો કોઈએ કુલ-ક્રમાગત રિવાજને જ 'આચાર' કહ્યો છે, તો કોઈએ વળી માસાહાર, મદિરા-પાન, મત્સ્ય-ભક્ષણ, મુદ્રા અને મૈથુન-એ પાચ પ્રકારનાં નિંદ્યકર્મને પણ એક પ્રકારનો 'આચાર' ગણાવ્યો છે. અને તેનાથી શીઘ્ર મુક્તિ મળે છે એવું નિરૂપણ કરીને એક પ્રકારની ભ્રમજાળ પણ ફેલાવી છે. એટલે 'આચાર' કોને કહેવો? એ સહુથી પહેલા વિચારવા યોગ્ય છે.

તે માટે યોગ અને આત્મ-વિદ્યાના પરમનિષ્ણાત એવા નિર્ગ્રંથ-નાયકોએ જણાવ્યુ છે કે—

'नाणम्मि दंसणम्मि, चरणम्मि तवम्मि तह य वीरियम्मि आयरण आयारो'

અર્થાત્ જે આચરણથી જ્ઞાનની પ્રાપ્તિ થાય, જ્ઞાનની વૃદ્ધિ થાય કે જ્ઞાનનો પ્રકાશ થાય, જે આચરણથી દર્શનની પ્રાપ્તિ થાય, દર્શનની શુદ્ધિ થાય કે દર્શનનો વિકાસ થાય,

જે આચરણથી ચારિત્રની નિર્મલતા પ્રગટે, જે આચરણથી તપનું અનુષ્ઠાન થાય અને જે આચરણથી જ્ઞાનાદિ માટે પ્રબલ પુરુષાર્થ જાગૃત થાય, તે 'આચાર' છે. અર્થાત્ જે ક્રિયાઓ આમાંના કોઈ પણ ઉદ્દેશની પૂર્તિ કરતી નથી, તેને 'આચાર' ગણી શકાય નહિ 'આચાર' બે પ્રકારનો છે: એક "લૌકિક અથવા દ્રવ્ય" અને બીજો "લોકોત્તર કે ભાવ". તેમા જે 'લોકોત્તર' કે 'ભાવાચાર' છે તે જ ઉપાદેય છે. આ 'ભાવાચાર'નુ સ્વરૂપ યથાર્થ રીતે સમજાય તે માટે તેના હેતુપરત્વે પાંચ વિભાગો કરવામા આવ્યા છે· "(૧) જ્ઞાનાચાર, (૨) દર્શનાચાર, (૩) ચારિત્રાચાર, (૪) તપાચાર ને (૫) વીર્યાચાર." તેમાં 'જ્ઞાનાચાર'ને પ્રથમ પદ આપવાનુ કારણ એ છે કે તેના વિના અન્ય 'આચાર'નુ પાલન કેવી રીતે કરવુ તે સમજાતું નથી. કહ્યુ છે કે–

"पढम नाण तओ दया, एव चिट्ठइ सव्वसंजए।
अन्नाणी किं काही ?, किं वा नाही छेअ-पावग ? ॥"

(દશવૈકાલિકસૂત્ર અ. ૪, ગા. ૧૦.)

"પ્રથમ જ્ઞાન અને પછી દયા એવી રીતે સર્વ સયમી પુરુષની સ્થિતિ છે. જે અજ્ઞાની હશે તે શુ કરશે ? શુ આચરશે ? અથવા પુણ્ય-પાપને કેવી રીતે જાણશે ?"

'જ્ઞાન' પછી બીજુ સ્થાન 'દર્શન અથવા શ્રદ્ધા'ને આપવામાં આવ્યુ છે, કારણ કે આત્મ-વિકાસના પ્રવાસીને માટે તે ધ્રુવ તારો છે. જ્યાં શ્રદ્ધા નથી ત્યા આચરણ કેળવવાનો

પુરુષાર્થ થાય જ કેવી રીતે? ત્યાર પછી ચારિત્રને સ્થાન આપવાનું કારણ એ છે કે જ્ઞાન અને દર્શન વડે પ્રાપ્ત કરવા-યોગ્ય વસ્તુ એ છે. જ્ઞાન હોય, શ્રદ્ધા હોય પણ ચારિત્ર ન હોય તો સરવાળે મીંડું. ત્યાર પછી તપનું ખાસ વિધાન કરેલું છે, કારણ કે તે કર્મ-નિર્જરાનો હેતુ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણેની સિદ્ધિમા તે અગત્યનો ભાગ ભજવે છે; અને છેવટે વીર્યાચારને મૂકયો છે, કારણ કે પૂરો પ્રયત્ન કર્યા સિવાય, સબળ પુરુષાર્થ સેવ્યા સિવાય જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની સંપૂર્ણ આરાધના થઈ શકતી નથી.

'આચાર'ની વ્યાખ્યા અને વિભાગો બતાવ્યા પછી તેનું ક્રમશઃ વર્ણન કરવું જોઈએ, એટલે સૂત્રકારે તેમાંથી પહેલો 'જ્ઞાનાચાર' લઈને તેને લગતા આઠ નિયમો બતાવ્યા છે તે આ રીતે· "(૧) કાલ, (૨) વિનય, (૩) બહુમાન, (૪) ઉપધાન, (૫) અનિહ્નવતા, (૬) વ્યંજન, (૭) અર્થ અને (૮) તદુભય" તેનો ભાવાર્થ એ છે કે જો જ્ઞાનો-પાસના કરવી હોય તો પ્રતિદિન 'નિયત કાલે'–'નિયત સમયે' શાસ્ત્રોનુ અધ્યયન કરવું જોઈએ. જે આવા કોઈ પ્રકારના નિયમમા નથી, તે વ્યવસ્થિત રીતે જ્ઞાન-પ્રાપ્તિ કરી શકતો નથી બીજું જ્ઞાનોપાસના કરવા ઇચ્છનારે જ્ઞાન આપનાર ગુરુનો યથાર્થ 'વિનય' કરવો જોઈએ અને તેનું હૃદયથી 'બહુમાન' કરવુ જોઈએ જો એ પ્રકારના નિયમનું દૃઢતાથી પાલન કરવામાં ન આવે, તો કયા ગુરુ એવા અવિનીત શિષ્યને જ્ઞાન આપે? અર્થાત્ એ સંયોગોમાં જ્ઞાન-ગંગાનો

પ્રવાહ અટકી જાય ને તેથી મુમુક્ષુને જ્ઞાન-પ્રાપ્તિનો લાભ થઈ શકે નહિ. ઉપર્યુક્ત નિયમો સાથે એ પણ જરૂરનું છે કે શાસ્ત્રોનો મર્મ યથાર્થ રીતે સમજવા માટે બુદ્ધિની જડતા દૂર કરવી, અને તે માટે ઉપવાસ, આયબિલ આદિ વિધિ-પુર.સરના 'તપોનુ અનુષ્ઠાન' કરવું 'તપ' અને 'જ્ઞાન'ને ઘનિષ્ઠ સબંધ છે. કોઈ પણ કર્મનુ બળ તોડવા માટે 'તપ' ઉત્તમ શસ્ત્ર છે. એટલે જ્ઞાનાવરણીય કર્મને ખપાવવા માટે તેનુ વિધાન ઉચિત છે. વળી આ નિયમો સાથે એક એ પણ યાદ રાખવા જેવું છે કે સિદ્ધાંતોનો અભ્યાસ પૂરેપૂરી નમ્રતા અને સદ્બુદ્ધિથી કરવો, પણ બુદ્ધિ-મદ કે દુરાગ્રહને વશ થઈ સિદ્ધાંતોનુ 'નિહ્નવન' કરવું નહિ, અપલાપ કરવો નહિ. ગુરુને ઓળવવા એ પણ તેટલુ જ ખરાબ કૃત્ય હોઈ, તેમનુ સાચુ નામ છુપાવવાની વૃત્તિ કદી પણ રાખવી નહિ. આ પાચ નિયમોની સાથે ત્રણ નિયમો જ્ઞાનનો સાક્ષાત્ વિનય કરવા અ ગેના છે. તે એ રીતે કે પ્રથમ તો સૂત્રનો પાઠ શુદ્ધ બોલવો. એટલે કે તેમા કાનો, માત્રા, મીંડું કે વરડુ આઘાં-પાછાં કરવાં નહિ, વર્ણ-વ્યત્યય કરવો નહિ, તેમ જ ઉચ્ચાર બરાબર શુદ્ધ કરવો. ગમે તેવા ગોટા વાળવા,—હ્રસ્વને બદલે દીર્ઘ કે દીર્ઘને બદલે હ્રસ્વ બોલવો અથવા બ નેની જગાએ પ્લુત ઉચ્ચારો કરવા અને શબ્દો જે પદ-રચના, પદ-ચ્છેદ કે પદ યોજના પ્રમાણે બોલવા જોઈએ, તે પ્રમાણે ન બોલતા—ઉતાવળ, અધીરાઈ કે ક ટાળાની વૃત્તિ બતાવવી તે જ્ઞાનનો અવિનય છે. જ્ઞાનનુ અપમાન છે. સૂત્રના ઉચ્ચારો શુદ્ધ કરવા, તેની સાથે તેના અર્થો પણ શુદ્ધ જ કરવા ઘટે. એટલે કે

પૂર્વાપરનો સંબંધ વિચારી વિષયને અનુરૂપ તથા પ્રણાલિકાને છાજે તે રીતે તેના અર્થો કરવા જોઈએ. વળી આ અર્થો સૂત્રોના ઉચ્ચારણની સાથે જ વિચારવા જોઈએ, એટલે કે તદ્-ઉભયનો મેળ બરાબર સાધવો જોઈએ ઉચ્ચાર શુદ્ધ હોય પણ અર્થ બરાબર ન હોય, અથવા અર્થ બરાબર હોય પણ ઉચ્ચાર શુદ્ધ ન હોય, તો તે ચાલે નહિ તે જ રીતે શું બોલાય છે તેનો અર્થ પણ તે જ વખતે વિચારવો જોઈએ

ધર્મના બંધારણની દૃષ્ટિએ જોઈએ તો શાસ્ત્રનો વ્યંજન-ભેદ કરવો, અર્થ-ભેદ કરવો કે તદુભય-ભેદ કરવો તે મહા-પાતક છે, કારણ કે તેથી જ્ઞાનનો પવિત્ર માર્ગ વિરાધાય છે. જ્ઞાન પ્રત્યેની સન્માન-વૃત્તિ ટકાવી રાખવા માટે તેના ઉપકરણો-સાધનો પ્રત્યે પણ વિનય રાખવો-એ પણ જ્ઞાનની આરાધનાનું અંગ છે.

'જ્ઞાનાચાર'ના આટલા ભેદો વર્ણવ્યા પછી બીજો 'દર્શનાચાર' લેવામાં આવ્યો છે. તેના પણ આઠ વિભાગો બતાવ્યા છે જેમ કે—"(૧) નિઃશંકતા, (૨) નિષ્કાંક્ષતા, (૩) નિર્વિચિકિત્સા, (૪) અમૂઢદૃષ્ટિતા, (૫) ઉપબૃંહણા, (૬) સ્થિરી-કરણ, (૭) વાત્સલ્ય અને (૮) પ્રભાવના" તેનો ભાવાર્થ એ છે કે—શ્રદ્ધા ટકાવી રાખવી હોય, તો વારવાર અને જે તે પ્રકારની શંકાઓ કરવી નહિ, અન્ય સિદ્ધાંતોની કે અન્ય દર્શનની અભિલાષા કરવી નહિ, ફ્લ-સંબંધી વારવાર વિચાર કરીને બુદ્ધિને ડહોળી નાખવી નહિ અર્થાત્ સ્થિર રાખવી અન્યના ચમત્કારો કે બાહ્ય દેખાવો

યા ભયથી કોઈને ચલિત થઈ જવું નહિ, સમાનધર્મીના ગુણની પ્રશંસા તથા પુષ્ટિ કરવી; તેમને ધર્મ-માર્ગમાં સ્થિર કરવાનો પ્રયત્ન કરવો અને તેના યોગ-ક્ષેમ માટે વાત્સલ્યભાવ દર્શાવવો. આ ઉપરાંત ધર્મના સિદ્ધાંતો પ્રત્યે જનતાનું વલણ થાય, ધર્મની યોગ્યતા જનતાના મનમાં વસે અને તે માર્ગે ચાલવાનો પ્રયત્ન કરે, તે માટે શાસન-પ્રભાવનાનાં કાર્યો કરવાં.

'ચારિત્રાચાર'ના ભેદો પણ આઠ છે તે આ રીતે: મનની એકાગ્રતાપૂર્વક ઈર્યા આદિ પાંચ સમિતિઓ તથા મનો-ગુપ્તિઆદિ ત્રણ ગુપ્તિઓનું યથાર્થ પાલન. આ વિધાન જો કે નિર્ગ્રંથો અથવા સાધુઓના પૂરતું છે, તો પણ સાધુધર્મ એ શ્રાવકોનો આદર્શ હોવાથી તેને અનુસરતું યથાશક્તિ પાલન તેઓએ પણ કરવાનું છે. તે એ કે યતનાથી ચાલવું, યતનાથી બોલવું, યતનાથી ભોજનાદિ કરવાં, યતનાથી વસ્તુઓ લેવી-મૂકવી અને મળ, મૂત્ર તથા કચરો ગમે તેમ ન ફેંકતાં યતના-પૂર્વક યોગ્ય સ્થળે જ પરઠવવો.

'તપાચાર'ના મુખ્ય ભેદો બે છે: 'બાહ્ય અને આભ્યંતર'. તે દરેકના પણ છ છ ભેદો છે, એટલે તપને કુલ બાર પ્રકારમાં વિભક્ત કરવામાં આવ્યું છે. આ દરેક ભેદ સારી રીતે સમજવા જેવો છે. એમા ઉપવાસ, એકાશન આદિ વડે યથાશક્તિ આહાર-ત્યાગ કરી શકાય છે; ઊનોદરતા, વૃત્તિ-સંક્ષેપ અને રસ-ત્યાગ વડે રસના(જિહ્વા) વગેરે ઇંદ્રિયો પર કાબૂ મેળવી શકાય છે; વીરાસનાદિ આસન વડે અપ્રમત્ત બની શકાય છે તથા નિર્દોષ સ્થાનમાં રહીને ઇંદ્રિય અને કષાયના

જય ઉપરાત મનની વૃત્તિઓનો તથા વાણીનો નિરોધ પણ કરી શકાય છે. એટલે તપના આ બાહ્ય પ્રકારમાં આરોગ્ય, અધ્યાત્મ અને ધર્મના સિદ્ધાતોનો યોગ્ય સમન્વય સાધવામાં આવ્યો છે એ જ રીતે 'આભ્યતર તપ'માં પ્રાયશ્ચિત્તનુ વિધાન છે, એટલે દોષની શુદ્ધિ બતાવી છે, વિનયનુ વિધાન છે, એટલે નમ્રતા અને ભક્તિનો સ્વીકાર કરવામા આવ્યો છે, વૈયાવૃત્ત્યનુ વિધાન છે, એટલે નિ:સ્વાર્થ ભાવે કરાયેલી સેવા-શુશ્રૂષાને સન્માનવામા આવી છે, સ્વાધ્યાયનુ વિધાન છે, એટલે શિક્ષણનુ મહત્ત્વ પ્રકાશવામા આવ્યુ છે, ધ્યાનનુ વિધાન છે, એટલે યોગમાર્ગને અપનાવવામા આવ્યો છે અને વ્યુત્સ-ર્ગના વિધાનથી સર્વ પ્રકારના ત્યાગને-તેમા પણ કાયા ઉપરના મમત્વભાવના ત્યાગને અત્યત મહત્ત્વ આપવામાં આવ્યુ છે. ભાવ-શુદ્ધિ માટે આ સાધનોની ઉપયુક્તતા વિદિત છે.

કાયા અને મનની શુદ્ધિ કરવા માટે અને તે દ્વારા આત્મ-વિકાસના અજવાળા જોવા માટે અહીં ભિન્ન ભિન્ન તપ-પ્રણા-લિકાઓનો જે સમન્વય કરવામાં આવ્યો છે, તે ખરેખર ઘણો જ સુદર છે અને નિર્ગ્રથ-નાયકોની વિશ્વ( સમગ્ર ) દૃષ્ટિનો અચૂક પૂરાવો છે.

હવે રહ્યો 'વીર્યાચાર'. તેની શરત એક જ છે કે અ તરમા ભરેલી અમિત શક્તિને પ્રગટ કરવા માટે પ્રાપ્ત શક્તિનો પૂરેપૂરો ઉપયોગ કરવો અને તે ઉપર બતાવેલાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની આરાધના માટે છતી શક્તિએ કાંઈ ન કરવું એ વીર પુરુષનુ લક્ષણ નથી. એક લડવૈયો રણક્ષેત્રમા જે

અદાથી લડે છે તેના કરતાં સહસ્ર-ગણી વીરતાથી આ આધ્યાત્મિક ક્ષેત્રમાં કર્મ-રિપુઓની સામે લડવાનું છે અને તો જ મનુષ્યભવમાં મળેલી શક્તિઓ સાર્થક થવાની સંભાવના છે.

આ છે ભાવાચારનું સુંદર સ્વરૂપ આ છે પંચાચારની પવિત્ર રૂપરેખા.

## (૯) આધાર-સ્થાન

આ ગાથાઓનું આધાર-સ્થાન શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી દશવૈકાલિકસૂત્રની 'નિર્યુક્તિ'માં મળે છે, કે જેના પર શ્રીહરિભદ્રસૂરિની ટીકા ઉપલબ્ધ છે. ઉત્તરાધ્યયનસૂત્રની ત્રણ ગાથાઓ પણ આ ગાથાઓને બરાબર મળતી છે. તેની યાદી નીચે મુજબ :–

ગા. ૧ નિ ગા. ૧૮૧ (થોડા ફેરફાર સાથે)
ગા. ૨ નિ. ગા. ૧૮૪
ગા. ૩ નિ. ગા. ૧૮૨ (ઉત્ત. અ. ૨૮ – ગા. ૩૧)
ગા. ૪ નિ. ગા. ૧૮૫
ગા. ૫ નિ. ગા. ૧૮૬
ગા. ૬ નિ. ગા. ૪૭ (ઉત્ત. અ. ૩૦, ગા. ૮ થોડો ફેરફાર)
ગા. ૭ નિ. ગા. ૪૮ (ઉત્ત અ. ૩૦, ગા. ૩૦ થોડો ફેરફાર)
ગા. ૮ નિ ગા. ૧૮૭

---

# २९ सुगुरु-वंदण-सुत्तं

## [ सुगुरु-वन्दन-सूत्रम् ]

## સુગુરુ-વંદન સૂત્ર

### (૧) મૂલપાઠ

[ ૧. ઇચ્છા-નિવેદન-સ્થાન ]

शिष्यः– इच्छामि खमासमणो ! वंदिउं जावणिज्जाए निसीहिआए,

गुरुः– [ छंदेणं ]

[ ૨ અનુજ્ઞાપન-સ્થાન ]

शिष्यः– अणुजाणह मे मिउग्गहं ।

गुरुः– [ अणुजाणामि ]

शिष्यः– निसीहि अहोकायं काय-संफासं खमणिज्जो भे ! किलामो,

[ ૩. અવ્યાબાધ પૃચ્છા-સ્થાન ]

अप्पकिलंताणं बहुसुभेण भे !

दिवसो वइक्कतो ?

गुरुः– [ तह त्ति ]

[ ૪. સંયમયાત્રા-પૃચ્છા-સ્થાન ]

शिष्यः– जत्ता भे ?

गुरुः– [ तुब्भं पि वट्टए ? ]

[ ૫ યાપના-પૃચ્છા-સ્થાન ]

शिष्यः– जवणिज्जं च भे ?

गुरुः– [ एवं ]

[ ૬. અપરાધ-ક્ષમાપન-સ્થાન ]

शिष्यः– खामेमि खमासमणो ! देवसिअं वइक्कमं.

गुरुः– [ अहमवि खामेमि तुब्भं ]

शिष्यः– आवस्सिआए पडिक्कमामि ।

खमासमणाणं देवसिआए आसायणाए,

तित्तीसन्नयराए,

जं किंचि मिच्छाए,

मण-दुक्कडाए वय-दुक्कडाए काय-दुक्कडाए,

कोहाए माणाए मायाए लोभाए,

सव्वकालियाए सव्वमिच्छोवयाराए

सव्वधम्माइक्कमणाए,

आसायणाए

जो मे अइआरो कओ, तस्स खमासमणो !

पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥

## '(૨) સંસ્કૃત છાયા

[ ૧. ઇચ્છા-નિવેદન-સ્થાન ]

शिष्य.– इच्छामि क्षमाश्रमण ! वन्दितुं यापनीयया नैषेधिक्या ।

गुरु – [ छन्देन ]

[ ૨. અનુજ્ઞાપન-સ્થાન ]

शिष्य.– अनुजानीत मे मितावग्रहम् ।

गुरु – [ अनुजानामि ]

शिष्य – नैषेधिकी अधःकाय काय-सस्पर्श

[ करोमि ] क्षमणीय. भवद्भि. क्लम. ।

[ ૩. શરીરયાત્રા-પૃચ્છા-સ્થાન ]

अल्प-क्लान्तानां बहुशुभेन भवतां दिवसः व्यतिक्रान्त ?

गुरु – [ तथेति ]

[ ૪. સંયમયાત્રા-પૃચ્છા-સ્થાન ]

शिष्य – यात्रा भवताम् ?

गुरुः– [ तवापि वर्तते ? ]

[ ૫ સામર્થ્ય-પૃચ્છા-સ્થાન ]

शिष्य – यापनीय च भवताम् ?

गुरु – [ एवम् ]

[ ૬. અપરાધ-ક્ષમાપન-સ્થાન ]

शिष्यः– क्षमयामि क्षमाश्रमण ! दैवसिक व्यतिक्रमम् ।

## ( ૩ ) ગુજરાતી છાયા

[ ૧. ઇચ્છાનિવેદન-સ્થાન ]

શિષ્ય :– ઇચ્છુ છું, ક્ષમાશ્રમણ ! વાંદવાને. યાપનીયા વડે નૈષેધિકી વડે,

ગુરુ :– [ જેવી તારી ઇચ્છા ]

[ ૨. અનુજ્ઞાપન-સ્થાન ]

શિષ્ય .– આજ્ઞા આપો, મને મિતાવગ્રહની.

ગુરુ :– [ આજ્ઞા આપું છું ]

શિષ્ય :– પાપક્રિયા તજીને [ આપના ] ચરણને હું ( ઉત્તમાંગ વડે ) સ્પર્શ કરું છું. ક્ષમા કરવા યોગ્ય છે, જો આપને [ કાંઈ પણ ] ખેદ થયો હોય.

[ ૩. શરીરયાત્રા-પૃચ્છા-સ્થાન ]

ઓછા ખેદે બહુ શુભ વડે આપનો દિવસ
વ્યતિક્રમ્યો ?

ગુરુ:- [ તેમ જ છે. ]

[ ૪. સંયમયાત્રા-પૃચ્છા-સ્થાન ]

શિષ્ય:- આપને સંયમ-યાત્રા વર્ત્તે છે ?

ગુરુ.- [ તને પણ વર્ત્તે છે ? ]

૫. સામર્થ્ય-પૃચ્છા-સ્થાન ]

શિષ્ય.- આપનું શરીર અને મન ઇંદ્રિયો અને કષાયોના
ઉપઘાતથી રહિત છે ?

ગુરુ - [ એમ જ છે. ]

[ ૬. અપરાધ-ક્ષમાપન-સ્થાન ]

શિષ્ય:- ખમાવું છુ, હે ક્ષમાશ્રમણ ! દિવસમાં થયેલા
વ્યતિક્રમને.

ગુરુ'- [ હું પણ તને ખમાવું છુ. ]

શિષ્ય:- આવશ્યક સંબંધી લાગેલા અતિચારથી પાછો
ફેરુ છુ.

[ પૂજ્ય ] ક્ષમાશ્રમણની દિવસ-સંબંધી આશાતનાથી, તેત્રીસ
પૈકી કોઈ વડે

જે કોઈ મિથ્યાત્વથી થયેલી હોય તેને.

મનના દુષ્કૃત વડે, વચનના દુષ્કૃત વડે, કાયાના દુષ્કૃત વડે,

ક્રોધથી થયેલી, માનથી થયેલી, માયાથી થયેલી, લોભથી થયેલી,

સર્વકાલ-સંબંધી, સર્વ પ્રકારના ખોટા ઉપચાર-સંબંધી, સર્વ પ્રકારના ધર્માતિક્રમણ-સંબંધી, આશાતના વડે,

જે મેં અતિચાર કર્યો હોય, તેનાથી હે ક્ષમાશ્રમણ ! હું પાછો ફરુ છું, તેને હું નિંદું છું, હુ ગર્હું છુ અને [તેવી આશાતના કરનારા મારા] આત્માને વિસર્જન કરુ છું.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**इच्छामि** – [ इच्छामि ] – ઇચ્છુ છુ.

**खमासमणो !** – [ क्षमाश्रमण ! ] – હે ક્ષમાશ્રમણ !

(વિગત માટે જુઓ સૂત્ર ૩.)

**वंदिउं** – [ वन्दितुम् ] – વાંદવાને.

**जावणिज्जाए** – [ यापनीयया ] – વિષય અને વિકારથી રહિત.

(વિગત માટે જુઓ સૂત્ર ૩.)

**निसीहिआए** – [ नैषेधिक्या ] – પાપ-નિષેધવાળી કાયાથી, નિષ્પાપ બનેલા શરીરથી.

(વિગત માટે જુઓ સૂત્ર ૩ )

[ छंदेणं – छन्देन – ઇચ્છા પ્રમાણે કરો. ]

छन्द એટલે ઇચ્છા, મરજી કે અભિલાષા. તેના વડે. અર્થાત્ તમારી જે પ્રમાણે ઇચ્છા હોય, મરજી કે અભિલાષા હોય તે પ્રમાણે કરો.

**अणुजाणह** – [ अनुजानीत ] – અનુજ્ઞા આપો, અનુમતિ આપો, પરવાનગી આપો.

अनु + ज्ञा – અનુમતિ આપવી, સમ્મતિ આપવી, તે પરથી આજ્ઞાર્થના દ્વિતીયપુરુષના બહુવચનમા આ રૂપ સધાયેલું છે. તેનો અર્થ તમે અનુજ્ઞા આપો, અનુમતિ આપો કે પરવાનગી આપો

**मे** – [ मे ] – મને

**मिउग्गहं** – [ मितावग्रहम् ] – અવગ્રહમાં આવવા માટે, આપની મર્યાદિત ભૂમિમાં પ્રવેશ કરવા માટે.

मित + अवग्रह તે मितावग्रह 'मित' એટલે મર્યાદિત, માપેલો કે નિયત. 'अवग्रह' એટલે ગુરુની આસપાસની શરીર-પ્રમાણ જગા. તેના પ્રત્યે સામાન્ય રીતે શિષ્યે ગુરુથી ઓછામા ઓછા સાડા ત્રણ હાથ દૂર રહેવાનુ હોય છે, પરંતુ તેથી વધારે નજીક જવુ, તેને અવગ્રહમાં પ્રવેશ કર્યો કહેવાય છે. એટલે 'મિતાવગ્રહ' પ્રત્યે જવાનો અર્થ અવગ્રહની અંદર જવુ કે ગુરુની મર્યાદિત ભૂમિમા નજીક જવુ એમ થાય છે

**अणुजाणामि** – [ अनुजानामि ] – અનુજ્ઞા આપુ છું

**निसीहि** – [ नैषेधिकी ] – પાપ-વ્યાપારનો ત્યાગ કર્યો છે, એવું સૂચવતો શબ્દ-સંકેત.

निषेध – છોડવું તે, વર્જન. તે પરથી नैषेधिकी શબ્દ 'નિષેધ'વાળી અશુભ પ્રવૃત્તિને નિષેધ કરનારી ક્રિયાના અર્થમાં યોજાયેલો છે. અર્થાત્ હું પાપકારક પ્રવૃત્તિનો ત્યાગ કરુ છું.

**अहोकायं** – [ अधःकायम् ] – ચરણને.

' अधस्तात् कायोऽध काय: पादलक्षणस्तम् '–અધોભાગે રહેલી–નીચે રહેલી કાયા, તે અધઃકાય. લક્ષણાથી તેનો અર્થ પાદ–ચરણ સમજવો.

**काय-संफासं** – [ काय-संस्पर्शम् ]–મારી કાયા વડે સંસ્પર્શ.

' कायेन संस्पर्श काय-संस्पर्शम् ' – કાયા વડે સંસ્પર્શ, તે કાય-સંસ્પર્શ. અહીં કાય એટલે નિજદેહ અને સ્પર્શ એટલે હસ્ત, લલાટ આદિ વડે ગુરુ-ચરણને કરવામા આવેલો સ્પર્શ સમજવાનો છે करोमि પદ અહીં અધ્યાહાર છે.

' **खमणिज्जो** – [ क्षमणीय: ]– સહન કરવા યોગ્ય છે.

' खमणिज्जो क्षमणीय: सोढव्य: ' ( યો. સ્વો. વૃ. પ્ર. ૩. પૃ. ૨૩૯ ) ક્ષમણીય એટલે સહન કરવા યોગ્ય છે.

**भे** – [ भवद्भि: ] – આપના વડે.

**किलामो** – [ क्लम. ] – ખેદ, પરિશ્રમ, ગ્લાનિ.

' किलामो क्लम: संस्पर्शे सति देह-ग्लानिरूप: ' ( યો. સ્વો.

વૃ. પ્ર. ૩. પૃ. ૨૩૯) 'કિલામો' એટલે સ્પર્શ કરવાથી થતો દેહ-ગ્લાનિરૂપ ખેદ.

अप्प-क्लिंताणं – [ अल्पक्लान्तानाम् ] – ઓછી ગ્લાનિવાળા આપનો

'अल्पं स्तोक क्लान्तं क्लमो येषा तेऽल्पक्लान्तास्तेषामल्पवेदनामित्यर्थ · ' ( યો. સ્વો. વૃ. પૃ. ૨૩૯ )

अल्प – થોડી, क्लान्त – ગ્લાનિ–વેદના જેને છે તે अल्पक्लान्त, તેઓને.

बहुसुभेण – [ बहुशुभेन ] – ઘણા સુખ-પૂર્વક.

'बहु च तच्छुभ च बहुशुभ तेन बहुसुखेनेत्यर्थः' ( યો. સ્વો. વૃ. પૃ. ૨૩૯ ) બહુ જે શુભ તે બહુશુભ, તેના વડે. એટલે કે બહુસુખ-પૂર્વક. બહુ–ઘણુ, 'શુભ'–કલ્યાણકારી, સારું; ભાવાર્થથી આત્મિક સુખ, તેના વડે, તે પૂર્વક.

भे – [ भवताम् ] – આપનો

दिवसो – [ दिवसः ] – દિવસ.

वइक्कंतो – [ व्यतिक्रान्तः ] – વીત્યો? પસાર થયો? वि + अतिक्रम् – વિશેષ ઓળંગી જવુ, પસાર કરવુ–પરથી व्यतिक्रान्त પદ બનેલુ છે તેનો અર્થ વીતી ગયેલ કે પસાર થયેલ થાય છે. તે દિવસનું વિશેષણ છે.

तह त्ति [ तथा इति ] – તે પ્રમાણે છે.

जत्ता – [ यात्रा ] – યાત્રા, સંયમ-યાત્રા.

'यात्रा सयम-तपो-नियमादिलक्षणा' (યો. સ્વો. વૃ. પૃ. ૨૩૯) સંયમ, તપ અને નિયમાદિ લક્ષણવાળી 'યાત્રા'. સામાન્ય રીતે તીર્થની મુસાફરીએ જવું તેને 'યાત્રા' કહેવાય છે, પરંતુ પંચમહાવ્રતધારી ગુરુને માટે સંયમ, તપ અને નિયમો ભાવતીર્થરૂપ હોઈને તેનું પાલન 'યાત્રા' સમાન છે.

[ **तुब्भं पि वट्टए** – तवापि वर्तते – તને પણ વર્તે છે ? ]

**जवणिज्जं** – [ यापनीयम् ] – ઇન્દ્રિયો અને મનના ઉપશમ વગેરે પ્રકારો વડે યુક્ત, વ્યાબાધા-રહિત.

'यापनीयमिन्द्रिय-नोइन्द्रियोपशमादिना प्रकारेणाबाधित च' (યો. સ્વો. વૃ. પૃ ૨૩૯)

**एवं** – [ एवम् ] – એ જ પ્રકારે છે.

**खामेमि** – [ क्षमयामि ] – ખમાવું છું, સહન કરાવું છું, માફી માગું છુ.

**खमासमणो** ! – [ क्षमाश्रमण ! ] – હે ક્ષમાશ્રમણ !

વિગત માટે જુઓ સૂત્ર ૩.

**देवसिअं** – [ दैवसिकम् ] – દિવસ-સંબંધી.

'दिवसे भवो दैवसिकस्तम्' – દિવસમાં થયેલો તે દૈવસિક. અર્થાત્ દિવસ-સંબંધી

**वइक्कमं** – [ व्यतिक्रमम् ] – વ્યતિક્રમને, અપરાધને.

'व्यतिक्रममवश्यकरणीय-योगविराधनारूपमपराधम्' (યો. સ્વો. વૃ. પૃ. ૨૩૯) અવશ્ય કરવા યોગ્ય યોગની વિરાધના-રૂપ અપરાધ તે વ્યતિક્રમ, તેને.

[ अहमवि खामेमि तुब्भे = अहमपि क्षमयामि युष्मान्-હું પણ તમને ખમાવું છુ. ]

**आवस्सिआए** – [ आवश्यक्या ] – 'આવશ્યક' ક્રિયા વડે 'આવશ્યક' અધિકારે.

આવશ્યકી એટલે 'આવશ્યક'સંબંધી. 'આવશ્યક'ને લગતી

'अवश्य कर्त्तव्यमिति आवश्यकम्' અવશ્ય કરવા યોગ્ય તે 'આવશ્યક.' તે માટે કહ્યું છે કે–

"समणेण सावएण य, अवस्सकायव्व हवई जम्हा ।
अतो अहो-निसिस्स उ, तम्हा आवस्सय नाम ॥"

–વિશેષાવશ્યકભાષ્ય ગા. ૮૭૩.

શ્રમણે અને શ્રાવકે દિવસ અને રાત્રિના અંત ભાગે અવશ્ય કરવા યોગ્ય છે, તેથી તે 'આવશ્યક' કહેવાય છે.

**पडिक्कमामि** – [ प्रतिक्रामामि ] – પ્રતિક્રમણ કરુ છું.

**खमासमणाणं** – [ क्षमाश्रमणानाम् ] – ક્ષમાશ્રમણોની.

**देवसिआए** – [ दैवसिक्या ] – દિવસ-સંબંધી.

**आसायणाए** – [ आशातनया ] – આશાતના વડે.

'ज्ञानाद्यायस्य शातना खण्डना आशातना तया' (યો. સ્વો. વૃ. પૃ. ૨૩૯) જ્ઞાનાદિના લાભનું જે ખંડન અથવા જેનાથી ખંડન થાય, તે 'આશાતના.' તેના વડે.

**तित्तीसन्नयराए** – [ त्रयस्त्रिंशदन्यतरया ] – તેત્રીસમાંથી કોઈ પણ એક ( અગર બે ત્રણ ) વડે.

त्रयस्त्रिंशत् – તેત્રીસ. अन्यतर – કોઈ એક.

जं किंचि – [ यत् किञ्चित् ] – જે કાંઈ.

मिच्छाए – [ मिथ्यया ] – મિથ્યાભાવ વડે.

આ પદ આશાતનાનુ વિશેષણ હોવાથી તૃતીયામાં છે.

'मिथ्यया मिथ्यायुक्तेन' ( યો. સ્વો વૃ. પૃ. ૨૩૯ ).

मण-दुक्कडाए – [ मनो-दुष्कृतया ] – મન વડે કરાયેલી દુષ્કૃતરૂપ આશાતનાથી.

'मनसा दुष्कृता मनोदुष्कृता तया' – મન વડે કરાયેલી દુષ્ટતા તે મનની દુષ્ટતા, તેના વડે. તાત્પર્ય કે પ્રદ્વેષ આદિ ભાવો વડે કરાયેલી આશાતનાથી.

वय-दुक्कडाए – [ वचो-दुष्कृतया ] – વાણી વડે કરાયેલી દુષ્કૃતરૂપ આશાતનાથી.

'वाग्-दुष्कृतया असभ्य-परुषादिवचन-निमित्तया' – વાગ્-દુષ્કૃત વડે એટલે અસભ્ય, કઠોર વગેરે પ્રકારના વચનના વ્યવહાર દ્વારા કરાયેલી આશાતના વડે.

काय-दुक्कडाए – [ काय-दुष्कृतया ] – કાયા વડે કરાયેલી દુષ્કૃતરૂપ આશાતના વડે.

'काय-दुष्कृतया आसन-गमन-स्थानादिनिमित्तया' – આસન, ગમન અને સ્થાનાદિ નિમિત્તે થયેલુ કાયાનુ દુષ્ટ પ્રવર્ત્તન, તે કાયાની દુષ્ટતા, તે રૂપ આશાતના વડે.

कोहाए – [ क्रोधयुक्तया ] – ક્રોધવાળી.

**माणाए** – [ मानयुक्तया ] – માનવાળી

**मायाए** – [ मायायुक्तया ] – માયાવાળી.

**लोभाए** – [ लोभयुक्तया ] – લોભવાળી.

આ ચાર પદો 'આશાતના'નાં વિશેષણ છે. અર્થાત્ ક્રોધ, માન, માયા અને લોભથી યુક્ત થઈને વિનય ચૂકવો વગેરે પ્રકારની 'આશાતના'.

**सव्वकालियाए** – [ सार्वकालिक्या ] – સર્વકાલ-સંબંધી, તેના વડે.

'सर्वकालेषु भवा सार्वकालिकी तया' – સર્વકાલમાં ઉત્પન્ન થયેલી, તે 'સાર્વકાલિકી,' તેના વડે. સર્વકાલમાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણેનો સમાવેશ થાય છે. ભવિષ્યની આશાતના ગુરુ વિષે ખોટા તર્ક-વિતર્કો કરવાથી કે તેમનું ભાવિ અહિત ચિંતવવાથી થાય છે.

**सव्वमिच्छोवयाराए** – [ सर्वमिथ्योपचारया ] – બધી જાતના મિથ્યોપચાર–મિથ્યા આચારથી પૂર્ણ.

'मिथ्या' – ખોટું 'उपचार' – માયા-કપટથી કરાતું આચરણ, તેના વડે

**सव्वधम्माइक्कमणाए** – [ सर्वधर्मातिक्रमणया ] – સર્વ ધર્મના અતિક્રમણવાળી, તેના વડે

સર્વ પ્રકારના 'धर्म' એટલે અષ્ટ પ્રવચન-માતા (૫ સમિતિ, ૩ ગુપ્તિ), અથવા સામાન્ય રીતે કરવા યોગ્ય પ્રવૃત્તિઓ, તે 'सर्वधर्म,' તેનું 'અતિક્રમણ' એટલે ઉલ્લંઘન, તેના વડે.

जो – [ यः ] – જે.

मे – [ मया ] – મારા વડે.

अइआरो – [ अतिचारः ] – અતિચાર, વિરુદ્ધ આચરણ.

कओ – [ कृत ] – કર્યો હોય.

तस्स – [ तस्य ] – તે સંબંધી.

खमासमणो ! – [ क्षमाश्रमण ! ] હે ક્ષમાશ્રમણ !

पडिक्कमामि – [ प्रतिक्रामामि ] – પ્રતિક્રમણ કરું છું.

निंदामि – [ निन्दामि ] – નિંદું છું.

गरिहामि – [ गर्हे ] – ગુરુ-સમક્ષ નિંદું છું.

अप्पाणं – [ आत्मानम् ] – આત્માને.

वोसिरामि – [ व्युत्सृजामि ] – છોડી દઉં છું.

છેલ્લા પાંચ પદોના વિસ્તાર માટે જુઓ સૂત્ર ૯–( કરેમિ ભતે ).

## ( ૫ ) અર્થ-નિર્ણય

सुगुरुवंदणसुत्तं – સુગુરુને વંદન કરવાનું સૂત્ર.

ગુરુને વદન કરતી વખતે આ સૂત્ર બોલાય છે, તેથી તેનું નામ 'ગુરુવંદન સૂત્ર' પડેલુ છે. 'ગુરુ' શબ્દથી અહીં આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, સ્થવિર અને રત્નાધિક એ પાંચ પદવાળા ગુરુઓ સમજવાના છે. 'આચાર્ય' એટલે ગચ્છના નાયક, 'ઉપાધ્યાય' એટલે શાસ્ત્રોનો અભ્યાસ કરાવનાર, 'પ્રવર્ત્તક' એટલે સાધુઓને તપ. સંયમ આદિ પ્રશસ્ત યોગમાં

પ્રવર્ત્તાવનાર તથા તેમની યથોચિત સાર-સંભાળ કરનાર, 'સ્થવિર' એટલે વયોવૃદ્ધ-ઠરેલ, ડગમગતા સાધુઓને સુશિક્ષા આપી સંયમ-માર્ગમાં સ્થિર કરનાર અને 'રત્નાધિક' એટલે વયમાં નાના પણ ચારિત્ર ગુણમાં અધિક હોય તેવા સાધુ.

'ગુરુ' શબ્દ અહીં સુગુરુનો વાચક છે, પણ નામધારી ગુરુઓનો વાચક નથી. એટલે વંદન સુગુરુને જ કરવાનું છે, પણ કુગુરુને કરવાનું નથી. શ્રીદેવેન્દ્રસૂરિએ ગુરુવંદનભાષ્યમાં જણાવ્યું છે કે–

"पासत्थो उस्सन्नो, कुसील-ससत्तओ अहाछंदो ।
दुग-दुग-ति-दुग-णेगविहा, अवंदणिज्जा जिणमयंमि ॥"

"બે પ્રકારના 'પાસત્થા,' બે પ્રકારના 'અવસન્ના', ત્રણ પ્રકારના 'કુશીલો,' બે પ્રકારના 'સંસક્તો' અને અનેક પ્રકારના 'યથાછંદો' જિનમતમાં–જૈનશાસનમાં અવંદનીય કહ્યા છે."

જે સાધુ દોષિત આહાર-પાણી લે અને સાધુપણાનો ખોટો ગર્વ રાખે, તે 'દેશ-પાસત્થા' કહેવાય, અને જે સાધુ જ્ઞાન, દર્શન અને ચારિત્રના ઉપકરણો પાસે રાખ્યા છતાં તેનો લાભ ન લે, તે 'સર્વ-પાસત્થા' કહેવાય.

જે સાધુ સાધુ-યોગ્ય નિત્ય-કરણીમાં શિથિલતા રાખતા હોય, તે 'દેશ-અવસન્ન' કહેવાય અને જે પડી પથારીએ સૂઈ રહેતા હોય તથા પ્રમાદવશ બની દેહને જ પોષતા હોય તથા સંયમ-કરણીમાં તદ્દન નિર્માલ્ય હોય તે 'સર્વ-અવસન્ન' કહેવાય.

જે સાધુ જ્ઞાન, દર્શન અને ચારિત્રના પાળવા યોગ્ય આચાર ન પાળે તે અનુક્રમે 'જ્ઞાન-કુશીલ,' 'દર્શન-કુશીલ' અને 'ચારિત્ર-કુશીલ' કહેવાય.

જે સાધુ આપમતે જીવ-હિંસાદિક અનેક કર્મબંધનાં કારણોનુ સેવન કરે, પારકા ગુણ સહન ન કરી શકે, તથા સુખશીલિયાપણું આચરે, તે 'સંક્લિષ્ટ-સંસક્ત' કહેવાય તથા સારા-ખોટાના વિવેક વિના સારાની સાથે સારો અને બૂરાની સાથે બૂરો એમ વર્તે, તે 'અસંક્લિષ્ટ-સંસક્ત' કહેવાય.

'યથાછંદ' સાધુઓ અનેક પ્રકારના છે જેઓ બેઠા બેઠા કંઈક પ્રકારના તરંગો બાંધે, મનમાં આવે તેમ લવતા ફરે, ઉત્સૂત્ર ભાષણ કરે, પોતાનો કલ્પિત-સ્વાર્થ સધાય તેવું બોલે, પર-નિંદા કરે, કોઈ પર આળ ચઢાવે, લોકોમા પૂજાવા માટે મિથ્યાડંબર કરે, વગેરે.

કુગુરુને વંદન કરવાથી આત્મ-ગુણોની પુષ્ટિ થવાને બદલે હાનિ થાય છે, માટે તેમને અવંદનીય કહ્યા છે.

ગુરુ-વંદનાના ત્રણ પ્રકારો છે. "(૧) ફિટ્ટા-વંદન, (૨) થોભ-વંદન અને (૩) દ્વાદશાવર્ત્ત વંદન." (વિગત માટે જુઓ સૂત્ર ૩.) તેમા છેલ્લા 'દ્વાદશાવર્ત્ત વંદન'-પ્રસંગે આ સૂત્ર બોલવામાં આવે છે, તેથી કેટલાક સ્થળે તેનો 'દ્વાદશાવર્ત્ત વંદન' તરીકે પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ગુરુ-ચરણની સ્થાપનાને સ્પર્શ કરી નિજ-લલાટે સ્પર્શ કરવો, તે 'આવર્ત્ત' કહેવાય. તેવા છ આવર્ત્તો એક વંદનમાં આવે છે, એટલે બે વાર વંદન કરતા બાર 'આવર્ત્તો' થાય છે.

ગુરુ-વંદનને "વંદન, ચિતિકર્મ, કૃતિકર્મ, પૂજાકર્મ કે વિનયકર્મ" કહેવામાં આવે છે. 'वंदण-चिइ-किइकम्मं, पूया-कम्म च विणयकम्म च' (આ. નિ. ૩) તેમાં દ્વાદશાવર્ત્ત વંદનને માટે 'કૃતિકર્મ' શબ્દનો પ્રયોગ વિશેષ થાય છે.

'ગુરુ-વંદન'નો ખાસ અર્થ શાસ્ત્રકારોએ નીચે મુજબ કરેલો છે:–'वन्दन वन्दनयोग्याना धर्माचार्याणा पञ्चविंशत्या-वश्यकविशुद्ध द्वात्रिंशद्दोषरहित नमस्करणम्' (યો. સ્વો. વૃ. પૃ. ૨૩૪). 'વંદન' એટલે વંદન-યોગ્ય ધર્માચાર્યોને ૨૫ આવશ્યકોથી વિશુદ્ધ અને ૩૨ દોષોથી રહિત કરવામાં આવેલો નમસ્કાર. તેમાં ૨૫ આવશ્યકની ગણતરી તેઓ આ રીતે કરાવે છે:–

"दो ओणय अहाजाय किइकम्म बारसावय ।
चउसिर तिगुत्त च दुपवेस एगनिक्खमणं ॥"

–આવશ્યકનિર્યુક્તિ ગા ૧૨૦૨ (આ. હા પૃ. ૫૪૨-૫૪૩)

"બે અવનત, યથાજાત મુદ્રા, દ્વાદશાવર્ત્ત અને કૃતિકર્મ, ચાર શિરોનમન, ત્રણ ગુપ્તિ, બે પ્રવેશ અને એક નિષ્ક્રમણ."

બે વખતના વંદનમાં આ ક્રિયાઓ નીચે મુજબ થાય છે:–

૨ 'અવનત'· ઇચ્છામિ ખમાસમણો! નિસીહિઆએ બોલતી વખતે જે નમન કરવામાં આવે છે, તે અવનત. બે વારના વંદનમા બે અવનત.

૧ 'યથાજાત મુદ્રા': જન્મતી વખતે જેવી મુદ્રા હોય છે, તેવી જ મુદ્રા દીક્ષા લેતી વખતે ધારણ કરવામાં આવે છે,

અને તેવી જ મુદ્રા આ વંદન-પ્રસંગે કરવામાં આવે છે. તેમાં ચરવળો અને મુહપત્તી હાથમાં રાખી, બે હાથ જોડી અધો-ભાગ સિવાય ખુલ્લા શરીરે નમીને ઊભા રહેવાનું હોય છે.

૧૨ 'કૃતિકર્મ' દ્વાદશાવર્ત: અહો-કાયં-કાય એટલા શબ્દો બોલતાં ગુરુ-ચરણ અને લલાટ-સ્પર્શના મળીને છ આવર્ત થાય છે. એટલે બે વારના બાર આવર્ત.

૪ 'શિરોનમન': 'સંફાસં'વખતે એક શિરોનમન અને 'ખામેમિ ખમાસમણો! દેવસિયં વઇક્કમં' બોલતી વખતે બીજુ શિરોનમન. બે વારનાં મળીને ચાર વાર શિરો-નમન.

૩ 'ગુપ્તિ'. મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ-પૂર્વક એ વંદન કરવાનું છે.

૨ 'પ્રવેશ': અનુજ્ઞા લઈને પ્રવેશ કરવો, તે પહેલો પ્રવેશ અને અવગ્રહમાંથી નીકળી ગયા પછી ફરી વાર પ્રવેશ કરવો, તે બીજો પ્રવેશ.

૧ 'નિષ્ક્રમણ': અવગ્રહમાંથી 'આવસ્સિઆએ' પદ બોલીને બહાર નીકળવું, તે નિષ્ક્રમણ. બીજી વારની વંદનામાં આ પદ બોલવામા આવતું નથી, એટલે નિષ્ક્રમણ એક જ વાર થાય છે.

'વંદન' કરતી વખતે ટાળવા યોગ્ય ૩૨ દોષોની યાદી નીચે મુજબ છે:–

૧ આદરહીનતા હોવી તે.
૨ અક્કડાઈ રાખવી તે
૩ ઉતાવળ કરવી તે
૪ સૂત્રોનો અવ્યક્ત ઉચ્ચાર કરવો તે.
૫ કૂદકો મારીને વંદન કરવું તે.
૬ પરાણે વંદન કરવું તે.
૭ આગળ-પાછળ હલન-ચલન કરવું તે.
૮ વંદન-સમયે ફર્યા કરવું (જલમાં માછલાની જેમ) તે.
૯ મનમાં દ્વેષ રાખીને વંદન કરવું તે.
૧૦ બે હાથ ઘૂંટણની બહાર રાખીને વંદન કરવું તે.
૧૧ ભયથી વંદન કરવું તે.
૧૨ અન્ય પણ મને વંદન કરશે, માટે હું વંદન કરું એવી બુદ્ધિથી વંદન કરવુ તે.
૧૩ મૈત્રીની ઇચ્છાથી વંદન કરવુ તે.
૧૪ હોશિયારી બતાવવા વંદન કરવું તે.
૧૫ સ્વાર્થબુદ્ધિથી વંદન કરવુ તે.
૧૬ ચોરી-છૂપીથી વંદન કરવું તે.
૧૭ અયોગ્ય વખતે વંદન કરવું તે
૧૮ ક્રોધથી વંદન કરવું તે.
૧૯ ઠપકાથી વંદન કરવું તે.
૨૦ રાજી રાખવા વંદન કરવું તે.

૨૧ નિંદા કરતાં વંદન કરવું તે.

૨૨ વંદન કર્યું-ન કર્યું ને બીજી વાતોમાં વળગવું તે.

૨૩ કોઈ દેખે તો વંદન કરે, પણ અંધારું કે આંતરો હોય તો ઊભો રહે તે.

૨૪ આવર્ત્ત વખતે હાથ બરાબર લલાટે ન અડાડે તે.

૨૫ રાજ-ભાગ ચૂકવવાની માફક તીર્થંકરની આજ્ઞા સમજીને વંદન કરે તે.

૨૬ લોકાપવાદમાંથી બચવા માટે વંદન કરે તે.

૨૭ રજોહરણ તથા મસ્તકને બરાબર સ્પર્શ ન કરે તે.

૨૮ ઓછા અક્ષરો બોલે તે.

૨૯ વંદન કરીને ‘ મત્થએણ વંદામિ ’ ખૂબ ઊંચેથી બોલે તે.

૩૦ બરાબર ઉચ્ચાર કર્યા વિના મનમાં જ બોલે તે.

૩૧ ખૂબ ઊંચેથી બોલીને વંદન કરે તે.

૩૨ હાથ ભમાવીને બધાને એકીસાથે વંદન કરે તે

વન્દન કરતી વખતે શિષ્યને છ સ્થાન સાચવવાનાં હોય છે તે માટે કહ્યું છે કે—

“इच्छा य अणुन्नवणा, अव्वाबाहं च जत्त-जवणा य ।
अवराह-खामणा चिय, छट्ठाणा हुंति वन्दणए ॥”

—આવશ્યક-નિર્યુક્તિ ગા. ૧૨૧૮ ( આ. હા. પત્ર ૫૪૮ ).

‘ ગુરુ-વંદન ’માં “ ઇચ્છા( નિવેદન ), અનુજ્ઞાપન, અવ્યાબાધ( પૃચ્છા ), યાત્રા( પૃચ્છા ), યાપના( પૃચ્છા ) અને અપરાધ-ક્ષમાપના ” એ છ સ્થાન હોય છે.

### ૧. ઇચ્છા-નિવેદન-સ્થાન

इच्छामि खमासमणो ! वंदिउ जावणिज्जाए निसीहिआए – હે ક્ષમાશ્રમણ ! આપને હું નિર્વિકાર અને નિષ્પાપ કાયા વડે વંદન કરવાને ઇચ્છુ છુ.

આ પદોથી વંદન કરવાની ઇચ્છાનું નિવેદન થાય છે તેથી તે 'ઇચ્છાનિવેદન-સ્થાન' કહેવાય છે.

શિષ્યે ઇચ્છાનુ નિવેદન કર્યા પછી ગુરુ જો કામમાં હોય તો 'त्रिविधेन' એવા શબ્દો કહે છે અને આજ્ઞા આપવી હોય તો 'छंदेण' 'તમારી ઇચ્છા હોય તે પ્રમાણે કરો' એમ કહે છે.

### ૨. અનુજ્ઞાપન-સ્થાન

अणुजाणह मे मिउग्गह – મને આપની સમીપ આવવાની અનુજ્ઞા આપો.

મિત અવગ્રહમા દાખલ થવું એટલે ગુરુની મર્યાદિત ભૂમિમા જવું.

ગુરુ અહીં પ્રત્યુત્તર આપે છે કે – 'अणुजाणामि' – અનુજ્ઞા આપું છુ

निसीहि – સર્વ અશુભ વ્યાપારોનો ત્યાગ કરુ છુ.

વંદનક્રિયા ભાવ-પૂર્વક કરવી હોય તો મનને સંપૂર્ણ રીતે તેમાં જ જોડવું જોઈએ પરંતુ તે સ્થિતિ ત્યારે જ ઉત્પન્ન થાય છે, કે જ્યારે મનને અન્ય સઘળી પ્રવૃત્તિઓમાથી પાછુ ખેંચી લેવામાં આવે. અહીં 'निसीहि' શબ્દ આવી સ્થિતિને સૂચવવા અર્થે વપરાય છે

अहोकायं काय-संफास खमणिज्जो मे ! किलामो – હે ભગવંત ! આપના ચરણને મારી કાયાનો સ્પર્શ થતા કિલામણા-ખેદ-તકલીફ થાય. તે સહન કરી લેશો.

'નિસીહિ' બોલ્યા પછી ત્રણ પાછળના, ત્રણ આગળના અને ત્રણ ભૂમિના એ રીતે નવ સંડાસા(સંદંશ-ઊરુ-સંધિ, જાંઘ અને ઊરુની વચ્ચેનો ભાગ)નુ પ્રમાર્જન કરી શિષ્ય ગોદોહિકા–આસને એટલે ઉભડક પગે ગુરુની સામે બેસે છે, અને રજોહરણ ગુરુ-ચરણ આગળ મૂકી તેમાં ગુરુ-ચરણની સ્થાપના કરે છે. પછી તે પર મુહપત્તી મૂકી એક એક અક્ષર સ્પષ્ટ સ્વરે જુદો જુદો બોલે છે. તે આ રીતે :-

अ – રજોહરણને સ્પર્શ કરતાં બોલે છે.

हो – લલાટને સ્પર્શ કરતાં બોલે છે

का – રજોહરણને સ્પર્શ કરતાં બોલે છે

य – લલાટને સ્પર્શ કરતાં બોલે છે.

का – રજોહરણને સ્પર્શ કરતા બોલે છે.

य – લલાટને સ્પર્શ કરતાં બોલે છે.

આ રીતે કુલ છ આવર્ત્ત થાય છે. પછી ગુરુ ચરણની સ્થાપના પર બે સવળા હાથ રાખી નમસ્કાર કરતા બોલે છે કે–'सफास'. અહીં પ્રથમ નમસ્કાર થાય છે. પછી બે હાથ જોડી લલાટ ઉપર રાખતા બોલે છે કે 'खमणिज्जो मे ! किलामो'. અહીં સુધીના પદોનો સમાવેશ અનુજ્ઞાપન-સ્થાનમા થાય છે.

### ૩. અવ્યાબાધ-પૃચ્છા-સ્થાન

अप्पक्लिलताण बहुसुभेण मे दिवसो वइक्तो ? – અલ્પ-ગ્લાનિવાળા એવા આપનો દિવસ સુખપૂર્વક પસાર થયો છે ?

અંતઃકરણની પ્રસન્નતા-પૂર્વક થતા કામમાં કંટાળો જણાતો નથી, તેથી ગ્લાનિ પણ ઓછી જ લાગે છે. અહીં ગુરુને અલ્પ ગ્લાનિવાળા કહેવાનો હેતુ, તેઓ દિનચર્યાને પ્રસન્નતા-પૂર્વક અનુસરનારા છે, એમ જણાવવાનો છે. 'બહુ-શુભ' શબ્દ અવ્યાબાધ સ્થિતિ એટલે રોગાદિ-પીડા-રહિત સ્થિતિ સૂચવવાને માટે વપરાયેલો છે. તેથી આ વાક્ય દ્વારા ગુરુને વિનય-પૂર્વક એમ પૂછવામાં આવે છે કે આપને ગ્લાનિ તો નથી થઈ? આપ શાતામાં છો ? કોઈ જાતની પીડા તો નથીને ?

ગુરુ કહે છે કે–તેમજ છે; અર્થાત્ હું અલ્પ ગ્લાનિવાળો અને શરીરથી નિરાબાધ છુ

### ૪. યાત્રા-પૃચ્છા-સ્થાન

जत्ता मे ? – આપને સંયમ-યાત્રા ( સુખ-પૂર્વક ) વર્તે છે ?

સંયમનો નિર્વાહ એ 'ભાવ-યાત્રા' છે, અને 'ભાવ-યાત્રા' છે તે જ સાચી 'યાત્રા' છે. તેથી 'યાત્રા' શબ્દથી અહીં સંયમનો નિર્વાહ સમજવાનો છે, આ બે પદના ત્રણ અક્ષરો વિશિષ્ટ રીતે બોલાય છે તે આ રીતે ·

ज – અનુદાત્ત સ્વરથી બોલાય છે અને તે જ વખતે ગુરુની ચરણ-સ્થાપનાને બે હાથે સ્પર્શ કરવામાં આવે છે.

ત્તા – સ્વરિત સ્વરે બોલવામાં આવે છે, અને તે વખતે ચરણ-સ્થાપના પરથી ઉઠાવી લીધેલા હાથ (રજોહરણ અને લલાટ વચ્ચે રાખવામાં) ચત્તા કરવામાં આવે છે.

મે – ઉદાત્ત સ્વરથી બોલવામાં આવે છે અને તે વખતે દૃષ્ટિ ગુરુ-સમક્ષ રાખી બંને હાથ લગાડવામાં આવે છે.

સ્વરના ત્રણ ભેદો છે: 'ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત.' તેમાં ઊંચેથી બોલાય તે 'ઉદાત્ત,' નીચેથી બોલાય તે 'અનુદાત્ત' અને મધ્યમ રીતે બોલાય તે 'સ્વરિત'.

ગુરુ આ પ્રશ્નોનો ઉત્તર આપતાં સામેથી પૂછે છે કે તને પણ 'સંયમ-યાત્રા' (સુખ-પૂર્વક) વર્તે છે?

આ બે પદનો સમાવેશ 'યાત્રા પૃચ્છા-સ્થાન'માં થાય છે.

### ૫. યાપના-પૃચ્છા-સ્થાન

जवणिज्ज च मे? – અને હે ભગવંત! ઇંદ્રિયો અને કષાયો વશમાં વર્તે છે?

ઇંદ્રિયો અને કષાયો ઉપઘાત-રહિત હોય, અર્થાત્ વશમાં વર્તતા હોય તે 'યાપનીય' કહેવાય છે. બાહ્ય તપના 'સંલીનતા' નામના છઠ્ઠા પ્રકારમાં ઇંદ્રિય-જય અને કષાય-જયનું ખાસ વિધાન કરેલું છે. એટલે આ પૃચ્છા એક રીતે તપ-સંબંધી જ ગણાય. આ શબ્દો પણ ઉપરના બે પદોની જેમ વિશિષ્ટ રીતે બોલાય છે. તે આ રીતે.

ज – અનુદાત્ત સ્વરે, ચરણ-સ્થાપનાને સ્પર્શ કરતાં.

व – સ્વરિત સ્વરે. મધ્યમાં આવતા હાથ ચત્તા.

णि – ઉદાત્ત સ્વરે. લલાટે સ્પર્શ કરતાં

ज्ज – અનુદાત્ત સ્વરે. ચરણ-સ્થાપનાને સ્પર્શ કરતાં.

च – સ્વરિત સ્વરે મધ્યમા આવતાં હાથ ચત્તા.

मे – ઉદાત્ત સ્વરે લલાટે સ્પર્શ કરતાં.

ગુરુ કહે છે કે–' હા, એમ જ છે.'

પાંચમું ' યાપના-પૃચ્છા-સ્થાન ' અહીં પૂરું થાય છે.

### ૬. અપરાધ-ક્ષમાપન-સ્થાન

खामेमि खमासमणो ! देवसिअं वइक्कम – હે ક્ષમાશ્રમણ! દિવસ-દરમિયાન થયેલા અપરાધોને હું ખમાવું છું.

શિષ્યનુ ક્ષમાપન સાંભળીને ગુરુ કહે છે કે–' હું પણ તને દિવસ-સંબંધી પ્રમાદાદિ અપરાધો ખમાવુ છુ.'

આટલો વિધિ થયા પછી શિષ્ય પાછળના ત્રણ સંડાસા (સ્થળે) પ્રમાર્જીને ઊભો થાય છે. અને કહે છે કે–

आवस्सिआए – આવશ્યક કરવાના હેતુથી હું અવગ્રહની બહાર નીકળુ છુ.

અહીં ' આવસ્સિઆએ ' પદ નિષ્ક્રમણક્રિયાના નિર્દેશ પૂરતું જ મૂકેલું છે

पडिक्कमामि – પ્રતિક્રમણ કરુ છુ.

खमासमणाण देवसिआए आसायणाए तित्तीसन्नयराए – દિવસ-દરમિયાન આપ ક્ષમાશ્રમણની તેત્રીસમાંથી કોઈ પણ આશાતના થઈ હોય તેનુ

**તેત્રીસ આશાતનાની** ગણતરી નીચે મુજબ કરવામા આવે છે:-

(૧) કારણ વિના ગુરુની આગળ ચાલવું.
(૨) ,, ,, ,, બાજુમાં ચાલવું
(૩) ,, ,, ,, પાછળ તદ્દન નજીક ચાલવું
(૪) ,, ,, ,, આગળ જ ઊભા રહેવું.
(૫) ,, ,, ,, બાજુમા ઊભા રહેવું.
(૬) ,, ,, ,, પાછળ તદ્દન નજીક ઊભા રહેવું.
(૭) ,, ,, ,, આગળ બેસવું.
(૮) ,, ,, ,, બાજુમાં બેસવું.
(૯) ,, ,, ,, પાછળ નજીક બેસવું.
(૧૦) ગુરુની પહેલાં સ્થંડિલ-ભૂમિથી પાછા ફરી આવવું.
(૧૧) ગુરુ વાતચીત કરે તે પહેલા પોતે વાતચીત કરવી.
(૧૨) સાથે બહારથી આવ્યા છતાં પહેલાં 'ગમણાગમણે'ની આલોચના કરવી.
(૧૩) ગોચરી બીજા પાસે આલોચ્યા પછી ગુરુ પાસે આલોચવી
(૧૪) ગોચરી બીજાને બતાવીને ગુરુને બતાવવી.
(૧૫) ગુરુની રજા વિના વધારે ગોચરી કોઈને આપી દેવી.
(૧૬) બીજાની પછી ગુરુને નિમંત્રણ દેવું.
(૧૭) ગુરુને જે તે આપી દઈ સારુ સારું પોતે લઈ લેવું.

(૧૮) ગુરુ રાતમાં જાગવા કે ઊંઘવાનો પ્રશ્ન પૂછે, પણ તેનો જવાબ ન દેવો

(૧૯) રાત્રિ સિવાયના વખતમાં પણ જવાબ ન આપવો.

(૨૦) ગુરુ મહારાજ બોલાવે તો આસન પર બેઠાં બેઠા કે શયનમાં સૂતા સૂતાં જવાબ આપવો.

(૨૧) ગુરુ બોલાવે તો 'શું છે ? શુ છે ?' એમ બોલવું.

(૨૨) ગુરુને તુંકારાથી બોલાવવા.

(૨૩) 'તમે ય આળસુ છો' એમ કહી તેમણે કહેલું કામ ન કરવું.

(૨૪) ઘણા ઊંચા અને કર્કશ સ્વરથી વંદન કરવું.

(૨૫) ગુરુ વાતચીત કરતા હોય કે ઉપદેશ આપતા હોય, ત્યારે વચ્ચે ડહાપણ ડહોળવું કે 'આ આમ છે, તેમ છે,' વગેરે

(૨૬) 'તમને પાપ નથી લાગતું ? વાત એમ નથી' વગેરે બોલવુ

(૨૭) ગુરુ-વાક્યની પ્રશંસા ન કરવી

(૨૮) ગુરુ ધર્મકથા કરતા હોય તે વેળા 'હવે મૂકો એ વાત ! ભિક્ષા-વેળા, સૂત્ર-પૌરુષી-વેળા કે ભોજન-વેળા થઈ છે,' વગેરે બોલવું

(૨૯) વચ્ચે બોલવુ, ગુરુની વાત તોડી નાખવી.

(૩૦) ગુરુ-સામે સમાસને કે ઊંચા આસને બેસવું.

(૩૧) પોતે વિશેષ ધર્મકથા કહેવી.

( ૩૨ ) ગુરુના આસનને પગ લગાડવો, અથવા ભૂલથી લાગી જાય તો ખમાવવું નહિ.

( ૩૩ ) ગુરુની શય્યા કે આસન પર બેસવું.

जं किंचि..... ..सव्वधम्माइक्कमणाए – જે કાંઈ મિથ્યા-પ્રકારે મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિને લીધે, ક્રોધ, માન, માયા અને લોભની વૃત્તિને લીધે, સર્વકાલ-સંબંધી, સર્વ મિથ્યા-ઉપચાર-સંબંધી, (માયા-કપટભર્યાં આચરણોવાળી) સર્વ પ્રકારના ધર્મના અતિક્રમણ-સંબંધી.

आसायणाए – આશાતના વડે.

जो मे अइआरो कओ – મેં જે અતિચાર કર્યો હોય.

तस्स – તેને.

खमासमणो ! – હે ક્ષમાશ્રમણ !

पडिक्कमामि .......वोसिरामि – પ્રતિક્રમું છું, નિંદું છું, ગુરુ-સાક્ષીએ ગર્હું છું અને આત્માને તે ભાવમાંથી વ્યુત્સર્જન (ત્યાગ) કરું છું, તજું છું.

## ( ૬ ) અર્થ-સંકલના

શિષ્ય – હે ક્ષમાશ્રમણ ગુરુદેવ ! આપને હું નિર્વિકારી અને નિષ્પાપ કાયા વડે વંદન કરવાને ઇચ્છું છું.

ગુરુ – [ જો એવી જ ઇચ્છા હોય તો તેમ કરો ]

શિષ્ય – મને આપની મર્યાદિત ભૂમિમાં સમીપ આવવાની આજ્ઞા આપો.

ગુરુ – [ આજ્ઞા આપુ છું. ]

શિષ્ય – સર્વ અશુભ વ્યાપારોના ત્યાગ-પૂર્વક આપના ચરણને મારી કાયા વડે સ્પર્શ કરું છુ. તેથી જે કાંઈ તકલીફ થાય તેની ક્ષમા આપશો. આપનો દિવસ ઓછા ખેદથી સુખ-પૂર્વક વ્યતીત થયો છે?

ગુરુ – [ તેમ જ છે ]

શિષ્ય – આપને સંયમ-યાત્રા વર્ત્તે છે?

ગુરુ – [ તને પણ સંયમ-યાત્રા વર્ત્તે છે? ]

શિષ્ય – આપને ઇંદ્રિયો અને કષાયો ઉપઘાત-રહિત વર્તે છે?

ગુરુ – [ એ જ પ્રકારે છે. ]

શિષ્ય – હે ક્ષમાશ્રમણ! દિવસ-દરમિયાન થયેલા અપરાધને ખમાવું છુ.

ગુરુ – [ હું પણ તને ખમાવું છું ]

શિષ્ય – આવશ્યક-ક્રિયા માટે હવે હું અવગ્રહની બહાર જાઉં છુ દિવસ-દરમિયાન આપ ક્ષમાશ્રમણની તેત્રીસ પૈકી કોઈ પણ આશાતના કરી હોય તેનાથી હું પાછો ફરુ છુ. વળી જે કાંઈ અતિચાર મિથ્યાભાવને લીધે થયેલી આશાતના વડે થયો હોય, મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિથી થયેલી આશાતના વડે થયો હોય, ક્રોધ, માન, માયા અને લોભની વૃત્તિ દ્વારા થયેલી આશાતના વડે થયો હોય કે સર્વ કાલ સંબંધી, સર્વ પ્રકારના મિથ્યા ( માયા-કપટભર્યા )

ઉપચારો દ્વારા, સર્વ પ્રકારના ધર્મના અતિક્રમણને લીધે થયેલી આશાતના વડે થયો હોય, તેનાથી હે ક્ષમાશ્રમણ! હું પાછો ફરું છું, તેની નિંદા કરું છું, ગુરુ-સમક્ષ તેની ગર્હા કરું છું અને એ અશુભ યોગમાં વર્તેલા મારા આત્માનો ત્યાગ કરું છું.

## (૬) સૂત્ર-પરિચય

અનંત સંસાર-સાગરને નિશ્ચિત તરી જવો હોય તો ગુરુરૂપી વહાણની અગત્ય છે. ભયાનક ભવારણ્યને સહીસલામત પાર કરવું હોય તો ગુરુરૂપી ભોમિયાની જરૂર છે. તે જ રીતે, અજ્ઞાનના ઘોર અંધકારને ભેદીને બહાર નીકળવું હોય તો ગુરુરૂપી દીપકની આવશ્યકતા છે. પ્રાજ્ઞ પુરુષોનો એ અનુભવ છે કે 'જ્યાં ગુરુ નથી ત્યાં જ્ઞાન નથી; જ્યાં જ્ઞાન નથી ત્યાં વિરતિ નથી; જ્યાં વિરતિ નથી ત્યાં ચારિત્ર નથી, અને જ્યાં ચારિત્ર નથી ત્યાં મોક્ષ નથી.' તેથી આત્મ-વિકાસને ઇચ્છનારા મુમુક્ષુઓએ ગુરુનું શરણ સ્વીકારવું જોઈએ અને તેમના માર્ગ-દર્શન નીચે સાધના-ક્રમ અનુસરવો જોઈએ.

ગુરુની પ્રસન્નતા વિનય કે વંદન વડે પ્રાપ્ત થાય છે. તે માટે કહ્યું છે કે 'आयारस्स उ मूलं विणओ, सो गुणवओ उ पडिवत्ती; सा य विहि-वदणाओ ।' [સર્વજ્ઞ-પ્રણીત] આચારનું મૂલ વિનય છે, તે વિનય ગુણવંતની સેવા-ભક્તિરૂપ છે. તે સેવા-ભક્તિ વિધિ-પૂર્વક વંદના કરવાથી થાય છે.

આ વંદના કોને કરવી જોઈએ ? તે સંબંધી શ્રીભદ્રબાહુ-સ્વામીએ આવશ્યક નિર્યુક્તિમાં જણાવ્યું છે કે—

"समण वंदिज्ज मेहावी, संजय सुसमाहिय ।
पंचसमिय-तिगुत्त, असजम-दुगुछग ॥ ११०६ ॥"

બુદ્ધિમાન પુરુષે સંયત, ભાવસમાધિ-યુક્ત, પંચસમિતિ અને ત્રિગુપ્તિવાળા તથા અસંયમ પ્રત્યે જુગુપ્સા ધરાવનારા એવા શ્રમણને વંદના કરવી જોઈએ."

તે સાથે તેમણે એ પણ જણાવ્યું છે કે –

"पासत्थाई वंदमाणस्स, नेव कित्ती न निज्जरा होई ।
काय-किलेस एमेव, कुणई तह कम्म-बंध च ॥ ११०८॥"

"પાસત્થા (પાર્શ્વસ્થ) આદિ પાંચ પ્રકારના શ્રમણોને વંદન કરતાં કીર્તિ કે નિર્જરા થતી નથી, પરંતુ કાય-ક્લેશ તેમ જ કર્મ-બંધ થાય છે."

સુગુરુની સેવા–સુગુરુનો વિનય નિરંતર કરવા યોગ્ય છે, છતાં સાયંકાલ અને પ્રાતઃકાળના ષડાવશ્યક-પ્રસંગે તો તે વિશિષ્ટ પ્રકારે અવશ્ય કરવો ઘટે છે. આ વિનયનું સ્વરૂપ પ્રસ્તુત સૂત્ર દ્વારા સમુચિતરૂપે પ્રકટ થાય છે.

પંચમહાવ્રતધારી, ક્ષાંતિ, માર્દવ આદિ દશવિધ યતિ-ધર્મના પાલક, સમતાના સાગર એવા ગુરુ ભાવ-સમાધિમાં સ્થિર છે. એ વખતે ભવ-ભીરુ, ગુણ-ગ્રાહક અને વિનય-સંપન્ન શિષ્ય ત્યાં આવે છે, અને દૂર ઊભો રહીને ઇચ્છાનું નિવેદન કરતાં જણાવે છે કે –

હે ક્ષમાશ્રમણ! હું આપને યાપનીય અને નૈષેધિકી-પૂર્વક વંદન કરવાને ઇચ્છું છું. ગુરુ તેને 'છંદેણ' શબ્દથી વંદન

કરવાની અનુમતિ આપે છે, એટલે શિષ્ય બે હાથ જોડી અત્યંત નમ્રતા-પૂર્વક જણાવે છે કે 'આપ મને આપની સમીપમાં આવવાની અનુજ્ઞા આપો' (કે જેથી હું વિધિસર વંદન કરીને કૃતાર્થ થાઉં.) ગુરુ તેને અનુજ્ઞા આપે છે, એટલે શિષ્ય 'નિસીહિ' શબ્દ બોલીને સર્વ અશુભ વ્યાપારોનો ત્યાગ કર્યો છે તેમ સૂચવે છે. જ્યાં અશુભ વ્યાપારોનો ત્યાગ નથી, ભાવની શુદ્ધિ નથી, ત્યાં સાચું વંદન સંભવતું નથી, એ એનું રહસ્ય છે. પછી ગુરુ-ચરણને બંને હાથે સ્પર્શ કરીને તેને લલાટે લગાડે છે. આમ તે ત્રણ વાર કરે છે, જે વિનયની પરાકાષ્ઠા સૂચવે છે. જ્યાં શિષ્ય-સમુદાય બહોળો હોય, ત્યાં બધા શિષ્યો ગુરુ-ચરણને સ્પર્શ કરી ન શકે, તે માટે રજોહરણમાં (શ્રાવક-શ્રાવિકા મુહપત્તી પર) ગુરુ-ચરણની સ્થાપનાની કલ્પના કરી તેને વંદન કરવામાં આવે છે, પરંતુ તે વખતે હૃદયનો ભાવ તો ગુરુ-ચરણને સ્પર્શ કરવાનો જ હોય છે. આ સ્પર્શ ગુરુને રખે કંટાળો ઉપજાવનારો નીવડે, તે માટે શિષ્ય કહે છે કે 'હે ભગવંત ! મેં આપના ચરણને મારી કાયા વતી સ્પર્શ કર્યો છે, તેની કિલામણા (ગ્લાનિ) મારી ખાતર સહન કરશો.'

પછી તે ગુરુની શરીર-સુખાકારી પૂછે છે, સંયમ-યાત્રાની માહિતી મેળવે છે અને છેવટે ઇંદ્રિયો અને કષાયોને જીતવા-રૂપ યાપનીય અવસ્થાની પૃચ્છા કરે છે. ગુરુ તે બધાના ક્રમશઃ ઉત્તરો આપે છે, જે સાંભળીને શિષ્ય ઊંડો આહ્લાદ અનુભવે છે. પછી તે દિવસ-દરમિયાન પોતાના તરફથી ગુરુનો જે કાંઈ

અનાદર-અપરાધ થયો હોય તેની ક્ષમા માગે છે. ગુરુ પણ સામેથી ક્ષમા માગે છે. સમભાવના સાધકોનો આ અરસ-પરસનો વ્યવહાર સ્પષ્ટ રીતે સૂચવે છે કે શ્રીજિનેશ્વરદેવોએ બતાવેલા માર્ગમાંથી કોઈએ પણ ચલિત થવાનું નથી, પછી તે શિષ્ય હોય કે ગુરુ હોય

આટલી વિધિ પછી શિષ્ય અવગ્રહમાંથી બહાર નીકળીને દિવસ-દરમિયાન ગુરુની જે કાંઈ આશાતના થઈ હોય તેનું પ્રતિક્રમણ કરે છે. એ સાથે જે જે ક્રિયાઓથી આશાતના થવાનો સંભવ છે તે તે ક્રિયાઓને પણ યાદ કરે છે. જેમ કે મિથ્યાભાવ, મન, વચન અને કાયાની દુષ્ટ પ્રવૃત્તિઓ અને ક્રોધાદિ ચાર કષાયો, તે ઉપરાંત સર્વ કાલમા થયેલી આશાતનાઓનુ પણ તે પ્રતિક્રમણ કરે છે. એટલે સર્વ પ્રકારની મિથ્યા ઉપચારવાળી ખોટી પ્રવૃત્તિઓ અને સર્વ પ્રકારના ધર્મ-માર્ગના અતિક્રમણથી, જે જે આશાતનાઓ ભૂતકાળમા થઈ ગઈ હોય, વર્તમાનકાળમા થઈ રહી હોય, અને ભાવિમાં થવાની સંભાવના હોય, તે બધામાંથી તે પાછો ફરે છે, તેને ખોટી ગણે છે, તેને ગુરુ-સમક્ષ પ્રકટ કરે છે અને તે જાતની પ્રવૃત્તિ કરનારા આત્માને (ચિત્તવૃત્તિઓને) છોડી દે છે. આવું વંદન શિષ્ય બે વાર કરે છે, તેનો હેતુ વિનય-ગુણની પુષ્ટિ અથવા ગુરુનુ અધિક સન્માન કરવાની વૃત્તિ છે. ગુરુ અને શિષ્યનો સબધ એ ઉચ્ચ કોટિનો આધ્યાત્મિક સંબધ છે તેમા સ્વાર્થને સ્થાન નથી. શિષ્યના અનેક સંશયો છેદીને ગુરુ તેને ભાવસમાધિમાં સ્થિર કરે છે. તેમના આ

મદદ ઉપકારનો બદલો શિષ્ય કેવી રીતે વાળી શકે? તે જ રીતે શિષ્ય દ્વારા જ્ઞાનની પરંપરા જળવાઈ શકે છે, તેથી તેની ઉપેક્ષા પણ કેમ થઈ શકે? એટલે શિષ્યે ગુરુની સેવા કરવી જોઈએ, અને ગુરુએ શિષ્યને ખંતથી સન્માર્ગનું જ્ઞાન આપવું જોઈએ. ગુરુ-શિષ્યના આ ઉચિત સંબંધ પર જ ધર્મમાર્ગનું પ્રવર્તન અવલંબિત છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનું આધાર-સ્થાન આવશ્યકસૂત્રનું વંદનાધ્યયન નામે ત્રીજું અધ્યયન છે.

---

# ३० जीवहिंसा-आलोयणा

## [जीवहिंसाऽऽलोचना]

## 'સાત લાખ' सूत्र

---

### (૧) મૂલપાઠ

सात लाख पृथ्वीकाय,
सात लाख अप्काय,
सात लाख तेउकाय,
सात लाख वाउकाय,
दस लाख प्रत्येक-वनस्पतिकाय,
चौद लाख साधारण-वनस्पतिकाय,
बे लाख बेइंद्रिय,
बे लाख तेइंद्रिय,
बे लाख चउरिंद्रिय,
चार लाख देवता,
चार लाख नारकी,
चार लाख तिर्यंच-पंचेन्द्रिय,
चौद लाख मनुष्य,

एवंकारे चोराशी लाख जीवयोनिमांहे माहरे जीवे
जे कोइ जीव हण्यो होय, हणाव्यो होय, हणतां प्रत्ये

अनुमोद्यो होय, ते सर्वे मने वचने कायाए करी मिच्छा मि दुक्कडं ॥

## (૨-૩-૪) સંસ્કૃત છાયાદિ

આ સૂત્ર ગુજરાતીમાં હોઈને તેની સંસ્કૃત છાયા, ગુજરાતી છાયા તથા સામાન્ય અને વિશેષ અર્થ આપેલા નથી.

## (૫) અર્થ-નિર્ણય

जीवहिंसा-आलोयणा – પ્રસ્તુત સૂત્રમાં ચોરાશી લાખ જીવ-યોનિમાંના જીવોની હિંસાની આલોચના હોવાથી તેનુ નામ "જીવહિંસા-આલોયણા (આલોચના)" રાખેલું છે. તેના પ્રથમ શબ્દો પરથી તે "સાત લાખ" સૂત્ર પણ કહેવાય છે.

જેમાથી શક્તિનો નાશ થયો નથી અને જે જીવને ઉપજાવવાની શક્તિએ કરીને સંપન્ન હોય છે, તેવું જીવને ઉત્પન્ન થવાનુ સ્થાન તે 'યોનિ'. તેના મુખ્ય પ્રકારો નવ છે: "(૧) સચિત્ત, (૨) અચિત્ત, (૩) સચિત્તાચિત્ત, (૪) શીત, (૫) ઉષ્ણ, (૬) શીતોષ્ણ, (૭) સંવૃત, (૮) વિવૃત અને (૯) સંવૃત-વિવૃત." તેમા જીવ-પ્રદેશવાળી યોનિ તે સચિત્ત, જીવપ્રદેશથી રહિત યોનિ તે અચિત્ત, તે બંનેના મિશ્રણવાળી તે સચિત્તાચિત્ત. જેનો સ્પર્શ ઠંડો હોય તે શીત, જેનો સ્પર્શ ગરમ હોય તે ઉષ્ણ, જેનો સ્પર્શ કેટલાક ભાગમાં શીત અને કેટલાક ભાગમાં ઉષ્ણ હોય તે શીતોષ્ણ, જે ઢંકાયેલી હોય તે સંવૃત, જે ઉઘાડી હોય તે વિવૃત અને જે કેટલેક અંશે ઢંકાયેલી અને કેટલેક અંશે ઉઘાડી હોય તે સંવૃત-વિવૃત.

જીવને ઉત્પન્ન થવાના સ્થાનો અસંખ્ય છે, પરંતુ જેનાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ સમાન હોય, તેવા બધાં સ્થાનોની એક 'યોનિ' ગણીએ, તો તેની સંખ્યા ૮૪ લાખની થાય છે.

જુદી જુદી અપેક્ષાએ જીવ એક પ્રકારના, બે પ્રકારના, ત્રણ પ્રકારના, ચાર પ્રકારના, પાંચ પ્રકારના કે છ પ્રકારના ગણાય છે. તે આ રીતે: એક પ્રકારના તે 'ચેતનયુક્ત'. બે પ્રકારના તે 'ત્રસ અને સ્થાવર'. જે જીવો હલનચલન કરી શકે તેવું શરીર ધારણ કરે છે, તે 'ત્રસ' અને જે જીવો હલન-ચલન ન થઈ શકે તેવું શરીર ધારણ કરે છે, તે 'સ્થાવર' ત્રણ પ્રકારના તે 'પુલિંગ, સ્ત્રીલિંગ અને નપુસક લિંગ'. ચાર પ્રકારના તે 'દેવ, નારક, તિર્યંચ અને મનુષ્ય' પાચ પ્રકારના તે 'એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય'. છ પ્રકારના તે 'પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય'.

આ વિભાગો પૈકી પ્રસ્તુત સૂત્રમા પ્રથમના પાચ ભેદો સ્થાવરના છે, અને બાકીના સાત ભેદો ત્રસના છે.

सात लाख पृथ्वीकाय – જેનું શરીર પૃથ્વીરૂપ છે, તેવા જીવોની 'યોનિ' સાત લાખ છે.

પૃથિવી જેની કાયા છે, જેનુ શરીર છે તે 'પૃથિવીકાય' કે 'પૃથ્વીકાય' કહેવાય તેના મુખ્ય ભેદો બે છે: સૂક્ષ્મ અને બાદર. તેમાં 'સૂક્ષ્મ-પૃથ્વીકાય' સર્વલોક-વ્યાપી છે અને 'બાદર-પૃથ્વીકાય' લોકના અમુક ભાગમાં જ રહેલા છે. બાદર-પૃથ્વીકાયના બે ભેદ છે: 'શ્લક્ષ્ણ' (મૃદુ) અને 'ખર' (કઠિન). તેમાં 'શ્લક્ષ્ણ બાદર-પૃથ્વીકાય'ના સાત ભેદ છે:

"(૧) કૃષ્ણ-મૃત્તિકા, (૨) નીલ-મૃત્તિકા, (૩) લોહિત-મૃત્તિકા, (૪) હારિદ્ર-મૃત્તિકા, (૫) શુકલ-મૃત્તિકા, (૬) પાંડુ-મૃત્તિકા અને (૭) મનક-મૃત્તિકા." 'ખર બાદર-પૃથ્વીકાય'ના અનેક પ્રકાર છે. જેમ કે. "(૧) શુદ્ધ પૃથ્વી, (૨) કાંકરા, (૩) રેતી, (૪) નાના પત્થરો, (૫) શિલા, (૬) લવણ, (૭) ખારો, (૮) લોખંડની ધાતુ, (૯) તાંબાની ધાતુ, (૧૦) જસતની ધાતુ, (૧૧) સીસાની ધાતુ, (૧૨) રૂપાની ધાતુ, (૧૩) સોનાની ધાતુ, (૧૪) વજ્રરત્ન, (૧૫) હરતાળ, (૧૬) હિંગળો, (૧૭) મણશિલ, (૧૮) પારો, (૧૯) અંજનરત્ન, (૨૦) પ્રવાલ, (૨૧) અભ્રક (અબરખ), (૨૨) અભ્રવાલુકા, (૨૩-૪૦) અઢાર જાતનાં રત્નો, વગેરે.

सात लाख अप्काय – જેનુ શરીર પાણીરૂપ છે, તેવા જીવોની 'યોનિ' સાત લાખ છે

अप् એટલે પાણી, તે જેનુ શરીર છે તે 'अप्काय'. તેવા જીવોના મુખ્ય પ્રકારો બે છે. 'સૂક્ષ્મ અને બાદર'. તેમાં 'બાદર અપ્કાય' અનેક પ્રકારના છે. જેમ કે–ઝાકળ, બરફ, ધુમ્મસ, કરા, વનસ્પતિ ઉપરનાં જલબિંદુ, શુદ્ધોદક, શીતોદક (કૂવા, વાવ, તળાવ વગેરેનુ શીત-પરિણામવાળું પાણી), ઉષ્ણોદક (ઝરા વગેરેનુ ઉષ્ણ-પરિણામવાળું પાણી), ક્ષારોદક (ખારું પાણી), ખટ્ટોદક (કાંઈક ખટાશવાળું પાણી), અમ્લોદક (ખાટું પાણી), લવણોદક (લવણ-સમુદ્રનુ પાણી), વરુણોદક (વરુણ-સમુદ્રનુ પાણી). ક્ષીરોદક (ક્ષીરસમુદ્રનુ પાણી), ઈક્ષૂદક (ઈક્ષુસમુદ્રનું પાણી), રસોદક (પુષ્કરવરસમુદ્રાદિમાં રહેલુ પાણી) વગેરે.

सात लाख तेउकाय–જેનું શરીર અગ્નિરૂપ છે, તેવા જીવોની ‘ યોનિ ’ સાત લાખ છે.

તેઉ–તેજસ્-અગ્નિ. તે રૂપ જેનુ શરીર છે, તે ‘ તેઉકાય ’. તેના મુખ્ય પ્રકારો બે છે· ‘ સૂક્ષ્મ અને બાદર ’. તેમાં ‘ બાદર તેઉકાય ’ અનેક પ્રકારના છે. જેમ કે–અંગારા, જ્વાલા, ભાઠો, ઊડતી જ્વાળા ( અર્ચિઃ ), ઉંબાડિયુ; શુદ્ધાગ્નિ, ઉલ્કાગ્નિ; વિદ્યુત્, અશનિ ( આકાશમાંથી પડતા અગ્નિકણ ), નિર્ઘાત ( વૈક્રિય વજ્રના આઘાતથી થતો અગ્નિ ), સંઘર્ષથી ઉત્પન્ન થયેલો, સૂર્યકાંતમણિથી થયેલો વગેરે.

सात लाख वाउकाय–જેનુ શરીર વાયુરૂપ છે, તેવાં જીવોની ‘ યોનિ ’ સાત લાખ છે.

‘ વાયુકાય ’ના બે ભેદો છે· સૂક્ષ્મ અને બાદર. તેમા બાદર વાયુકાયના અનેક ભેદો છે. જેમ કે પૂર્વનો વાયુ, પશ્ચિમનો વાયુ, દક્ષિણનો વાયુ, ઉત્તરનો વાયુ, ઊર્ધ્વ-દિશાનો વાયુ, અધોદિશાનો વાયુ, તીરછો વાયુ, વિદિશાઓનો વાયુ, વાતોદ્ભ્રમ ( અનિયમિત વાયુ ), વાતોત્કલિકા ( તરંગોવાળો ), વાત-મંડલિકા ( વંટોળિયો ), ઉત્કલિકાવાત ( ઘણા તરંગોથી મિશ્રિત થયેલો ), ગુંજાવાત ( ગુંજારવ કરતો ), ઝંઝાવાત ( વૃષ્ટિસાથેનો વાયુ ), સંવર્તવાત ( તૃણાદિને ભમાવનારો ), ઘનવાત ( રત્નપ્રભા વગેરે પૃથ્વીની નીચે રહેલો ), તનુવાત ( દ્રવ પરિણામવાળો ), શુદ્ધવાત વગેરે

दस लाख प्रत्येक-वनस्पतिकाय–પ્રત્યેક વનસ્પતિકાયની ‘ યોનિ ’ દસ લાખ છે.

વનસ્પતિમાં જીવ હોવાની સાબિતીઓ ઘણી સ્પષ્ટ છે.

(૧) તે વાવવાથી ઊગે છે, તેની વંશ-વૃદ્ધિ થાય છે.

(૨) જમીન, પાણી, હવા વગેરે અનુકૂળ પડતાં તે વૃદ્ધિ પામે છે, અને પ્રતિકૂળ પડતા તે નાશ પામે છે.

(૩) તેને અન્ય પ્રાણીઓની જેમ રોગો લાગુ પડે છે.

(૪) તેના પર ઝેરની અસર થાય છે.

(૫) તેને આહારસંજ્ઞા છે, તેથી જમીન તથા વાતાવરણમાંથી રસ-કસ ચૂસે છે. કેટલીક વનસ્પતિઓ પાંદડાં તથા તંતુઓ વડે જંતુઓ તથા નાના-મોટા પ્રાણીઓનો શિકાર પણ કરે છે. *

(૬) તેને ભય-સંજ્ઞા છે. તેથી તે ભય પામે છે+, લજ્જા પામે છે, સંકોચ પામે છે. લજામણી વેલમાં તે ખૂબ સ્પષ્ટ રીતે દેખાય છે.

(૭) તેને મૈથુન-સંજ્ઞા છે. અશોકાદિ વૃક્ષ શૃંગારવતી સ્ત્રીને જોઈ રોમાંચ અનુભવે છે. પુષ્પોમાં સ્ત્રી-કેસર તથા પું-કેસર જુદાં જુદાં જોઈ શકાય છે.

(૮) તેને પરિગ્રહ-સંજ્ઞા છે. પલાશ, આકડા વગેરેનાં મૂળો ધન પર ખાસ પક્ષપાત બતાવે છે, તેને દબાવીને રહે છે.

* આફ્રિકાના માડાગાસ્કર ટાપુમાં મનુષ્યભક્ષી વૃક્ષો જોવા-જાણવામાં આવે છે.

+ વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બસુએ ખાસ યંત્રો વડે વનસ્પતિ પર થતી ભયની અસર નોંધી બતાવી હતી.

(૯) તેને ક્રોધાદિ ભાવો પણ હોય છે. અમુક કંદ પર પગ પડતા તે હુંકાર કરે છે.

(૧૦) તે મરણ પામે છે.

વનસ્પતિ બે પ્રકારની છેઃ (૧) સૂક્ષ્મ અને (૨) બાદર તેમાં બાદરના ભેદો બે છે (૧) પ્રત્યેક અને (૨) સાધારણ. એક જીવનુ એક શરીર તે 'પ્રત્યેક,' અને અનેક જીવોનું એક શરીર તે 'સાધારણ'. કેરી, રાયણ, જાંબુ વગેરે 'પ્રત્યેક' કહેવાય અને ગાજર, આદું, કચૂરો વગેરે 'સાધારણ' કહેવાય. આ બને પ્રકારની વનસ્પતિ જાણવાનુ મુખ્ય લક્ષણ એ છે કે–

"गूढसिर-संधि-पव्वं, समभग-महिरुग च छिन्नरुह ।
साहारण-सरीर, तव्विवरीअ च पत्तेय ॥ १२ ॥"

—जीवविचार-प्रकरण ।

"જેની નસો, સાધા અને ગાંઠા ગુપ્ત હોય, જેને ભાગવાથી બે સરખા ભાગ થાય, જે તાતણા-રહિત હોય, જેને છેદીને વાવીએ તો પણ ફરીથી ઊગે, તેંને 'સાધારણ-વનસ્પતિ' જાણવી. તેથી જે વિપરીત હોય, તે 'પ્રત્યેક-વનસ્પતિ' કહેવાય."

'પ્રત્યેક-વનસ્પતિ'માં ફળ, ફૂલ, છાલ, થડ, મૂળ, પાદડા ને બીજ–એ સાત સ્થાનોમાં જુદા જુદા જીવો હોય છે.

'પ્રત્યેક-વનસ્પતિ'ના મુખ્ય વિભાગો બાર છે. તે નીચે મુજબ

(૧) વૃક્ષ–આંબો વગેરે.
(૨) ગુચ્છ–રીંગણી વગેરે.
(૩) ગુલ્મ–નવમલ્લિકા વગેરે.
(૪) લતા–ચંપકલતા વગેરે.
(૫) વેલો–કાકડી વગેરે.
(૬) પર્વગ–શેલડી વગેરે.
(૭) તૃણ–ડાભ, ઝંઝવો વગેરે.
(૮) વલય–કેળ, કેરડી વગેરે
(૯) હરિત–તાંદળજો, મેથી વગેરે.
(૧૦) ઔષધિ–ધાન્યાદિ.
(૧૧) જલરુહ–કમળ વગેરે
(૧૨) કુહણ–છત્રૌક, વંસી વગેરે.

चौद लाख साधारण-वनस्पतिकाय – 'સાધારણ-વનસ્પતિ-કાય'ની 'યોનિ' ચૌદ લાખ છે.

'સાધારણ-વનસ્પતિ'ના અનેક પ્રકારો છે. તેમા બત્રીસ અનંતકાયની ગણતરી નીચે મુજબ કરવામાં આવે છે:–

(૧) સર્વ પ્રકારના કંદો, સૂરણ વગેરે. (૨) વજ્રકંદ, (૩) લીલી હળદર, (૪) લીલું આદુ, (૫) લીલો કચૂરો, (૬) શતાવરી, (૭) બિરાલિકા (ભોંકોળું), (૮) કુંવાર, (૯) થોર, (૧૦) ગળો, (૧૧) લસણ, (૧૨) વાંસ-કારેલા, (૧૩) ગાજર, (૧૪) લુણી, (૧૫) પદ્મિની-કંદ (૧૬) ગરમર,\(૧૭) કૂંપળો (સર્વ વનસ્પતિનાં ઊગતાં પાંદડાં), (૧૮) ખીરસૂરા કંદ, (૧૯) થેગ, (૨૦) લીલી

મોથ, (૨૧) ભમર છાલ, (૨૨) બિલ્લુડો (કંદની જાતિ), (૨૩) અમૃતવેલ, (૨૪) મૂળાનો કંદ. (૨૫) બિલાડીના ટોપ, (૨૬) અંકુરા (કઠોળ વગેરેના કોંટા), (૨૭) વથુલાની ભાજી (વત્થુલા પ્રથમ વારનો અનંતકાય છે, પણ વાઢ્યા પછી ફરી ઊગેલ ન હોય તો નહીં), (૨૮) પલ્લંક શાક, (૨૯) શુકરવાલ (જંગલી વેલો), (૩૦) કૂણી આંબલી (કચૂકો ન બંધાયો હોય ત્યાં સુધી), (૩૧) આલૂ (રતાળુ, પિંડાળુ વગેરે), (૩૨) કૂણાં ફળ.

આ સિવાય પણ બીજાં ઘણી જાતનાં અનંતકાય છે.

बे लाख बेइंद्रिय – બે ઇન્દ્રિયવાળા જીવોની 'યોનિ' બે લાખ છે.

વિગત માટે જુઓ સૂત્ર ૫.

बे लाख तेइंद्रिय – ત્રણ ઇન્દ્રિયવાળા જીવોની 'યોનિ' બે લાખ છે

વિગત માટે જુઓ સૂત્ર ૫.

बे लाख चउरिंद्रिय – ચાર ઇંદ્રિયવાળા જીવોની 'યોનિ' બે લાખ છે.

વિગત માટે જુઓ સૂત્ર ૫.

चार लाख देवता – દેવતાની 'યોનિ' ચાર લાખ છે.

દેવતાઓ મુખ્યત્વે ચાર જાતિમાં વહેંચાયેલા છે.

(૧) "ભવનપતિ, (૨) વ્યન્તર, (૩) જ્યોતિષ્ક અને વૈમાનિક." તેમાં 'ભવનપતિ'ના દસ ભેદ છે,

'વ્યન્તર'ના આઠ ભેદ છે, 'જ્યોતિષ્ક'ના પાંચ ભેદ છે અને 'વૈમાનિક'ના બાર ભેદ છે. તેનો વિસ્તાર સૂત્રગ્રંથોથી જાણવો.

चार लाख नारकी – નારકીના જીવોની 'યોનિ' ચાર લાખ છે.

અધોલોકમા "(૧) રત્નપ્રભા, (૨) શર્કરાપ્રભા, (૩) વાલુકાપ્રભા, (૪) પંકપ્રભા, (૫) ધૂમપ્રભા, (૬) તમઃ-પ્રભા, (૭) મહાતમ-પ્રભા" આદિ સાત ભૂમિઓ એક-બીજાની નીચે અનુક્રમે વિસ્તૃત થતી રહેલી છે. તે દરેકમાં એકએક નરક આવેલુ છે, તેથી નરકની સંખ્યા સાતની ગણાય છે. આ નરકમાં દુઃખનુ પ્રમાણ ઉત્તરોત્તર વધારે હોય છે. જે જીવો નરકમા ઉત્પન્ન થાય તેને 'નારકી' કહે છે. તેમને ઉત્પન્ન થવાની 'યોનિ'ઓ ચાર લાખ છે.

चार लाख तिर्यच-पचेन्द्रिय – તિર્યંચ-પંચેન્દ્રિય જીવોની 'યોનિ' ચાર લાખ છે.

પાંચ ઇન્દ્રિયોવાળા તિર્યંચ જીવોના મુખ્ય ભેદો ત્રણ છેઃ

"(૧) જલચર, (૨) સ્થલચર અને (૩) ખેચર." તેમાં 'જલચરો' અનેક પ્રકારના છે. જેમ કે સુસુમાર (પાડાના જેવા મત્સ્ય), માછલાં, કાચબા, ઝુંડ, મગર વગેરે.

'સ્થલચરો' ત્રણ જાતના છેઃ "[૧] ચતુષ્પદ, [૨] ઉરપરિ-સર્પ અને [૩] ભુજ-પરિસર્પ." તેમાં ગાય, ભેંસ, ઘોડા, ઊંટ. હાથી, સિંહ, વાઘ, દીપડા ચતુષ્પદ છે;

સાપ, ચીતળ, અજગર વગેરે 'ઉરપરિસર્પ' છે અને ગરોળી, ઊંદર, ઘો, કાકીડો, નોળિયો વગેરે 'ભુજપરિસર્પ' છે.

(૩) ખેચર એટલે પક્ષી તે ચાર પ્રકારના છે· [૧] ચર્મ-પક્ષી, [૨] લોમ-પક્ષી, [૩] સમુદ્દગક-પક્ષી અને [૪] વિતત-પક્ષી. તેમા ચર્મપક્ષી અનેક પ્રકારના છે, જેમ કે–વાગોળ, ચામાચીડિયા, ભારડપક્ષી, સમુદ્રવાયસ, વિશલિકા વગેરે લોમ-પક્ષી પણ અનેક પ્રકારના છે. જેમ કે–ઢક, કક, કુરલ, વાયસ, ચક્રવાક, હસ, કલહસ, રાજહસ, બગલા, ક્રૌચ, સારસ, મયૂર, કાક, તેતર, બતક વગેરે સમુદ્દગક એટલે બીડેલી પાંખવાળા અને વિતત એટલે ઉઘાડી પાંખવાળા. આ બન્ને પ્રકારના પક્ષીઓ અઢીદ્વીપમા હોતા નથી

चौद लाख मनुष्य – મનુષ્યની 'યોનિ' ચૌદ લાખ છે

જુદી જુદી અપેક્ષાએ મનુષ્યના જુદા જુદા વિભાગો પાડી શકાય છે જેમ કે ક્ષેત્રની દૃષ્ટિએ, ચામડીના વર્ણ પ્રમાણે, સસ્કાર પ્રમાણે, ભાષા પ્રમાણે, વગેરે. તેમા ક્ષેત્રની દૃષ્ટિએ તેના ત્રણ વિભાગો છે· "(૧) કર્મભૂમિના મનુષ્યો, (૨) અકર્મભૂમિના મનુષ્યો, (૩) અંતરદ્વીપના મનુષ્યો" કર્મભૂમિ ૧૫ છે, અકર્મભૂમિ ૩૦ છે, જેની વિગતો આ ગ્રથમા સૂત્ર ૧૧ તથા ૨૧મા આપેલી છે. અતરદ્વીપ ૫૬ છે તે આ રીતે. જબૂદ્વીપમા પૂર્વ-પશ્ચિમ લાંબા હિમવાન અને શિખરી નામના બે પર્વતો આવેલા છે. તે પર્વતની બે દિશાના ચાર છેડામાથી બબ્બે

દાઢાઓ (ગજદંત) લવણ-સમુદ્રમાં ગયેલી છે. એટલે કે તેવી દાઢાઓ કુલ આઠ છે. આ દરેક દાઢા પર સાત સાત અંતરદ્વીપ હોવાથી તેની સંખ્યા (૫૬) છપ્પનની થાય છે. આ રીતે મનુષ્યોના કુલ ભેદ ૧૦૧ ગણાય છે. જ્ઞાનીઓએ તેની 'યોનિ' ૧૪ લાખ જણાવેલી છે

## (૬) અર્થ-સંકલન

મૂલપાઠ મુજબ સ્પષ્ટ છે.

## (૭) સૂત્ર-પરિચય

અતુલ આત્મ-લક્ષ્મીના અધિકારી અર્હદ્-દેવોનો એ ઉપદેશ છે કે સર્વ જીવોને આયુષ્ય તથા સુખ પ્રિય હોવાથી અને વધ તથા દુઃખ અપ્રિય હોવાથી કોઈની પણ હિંસા કરવી નહિ. હિંસાનુ પરિણામ બૂરું છે તેનુ કારણ જણાવતાં તેઓ કહે છે કે જ્યાં સુધી માણસ પોતાના સુખને માટે [કે બીજા સ્વાર્થના કારણે] અન્ય જીવોની હિંસા કર્યા કરે છે, ત્યાં સુધી તે પોતાનુ વૈર વધાર્યા કરે છે. તાત્પર્ય કે હિંસાના આચરણ વડે અનેક જીવો સાથે દુશ્મનાવટ થાય છે.

જીવ-હિંસાનો ત્યાગ કરવા માટે જીવ અને અજીવનો ભેદ જાણવાની જરૂર છે. તે સાથે જીવોની વિવિધ ગતિઓ અને તેના સ્વરૂપનુ જ્ઞાન પણ આવશ્યક છે. શ્રીદશવૈકાલિક-સૂત્ર (અ ૪, ગા. ૧૫)માં કહ્યુ છે કે—

"जया गइ बहुविहं, सव्वजीवाण जाणइ ।
तया पुण्णं च पावं च, बंध मुक्खं च जाणइ ॥"

"જ્યારે સર્વ જીવોની બહુવિધ ગતિને જાણે છે, ત્યારે તેના કારણરૂપ પુણ્યને અને પાપને, તથા બંધને અને મોક્ષને જાણે છે."

જીવો કેટલા છે? ક્યાં છે? અને તેમનામાં કેવી શક્તિઓ નજરે પડે છે, વગેરે બાબતોનો વિચાર જૈન સૂત્રોમા બહુ સૂક્ષ્મ રીતે કરવામા આવ્યો છે. તેમનુ એ ભારપૂર્વક કથન છે કે–મનુષ્ય, દેવતા, નારકી અને તિર્યંચ–પંચેન્દ્રિયથી માંડીને વનસ્પતિ, વાયુ, અગ્નિ, પાણી તથા પૃથ્વી સુદ્ધામાં જીવો છે. એ જીવોને ઉત્પન્ન થવાનાં સ્થાનો એટલે કે 'યોનિઓ' ૮૪ લાખ છે. તે આ પ્રમાણે:–

"पुढवाईणं, चउण्हं, पत्तेय सत्त सत्तेव ॥ ४५ ॥
दस पत्तेयतरूण, चउदस लक्खा हवंति इयरेसु ।
विगलिंदिअेसु दो दो, चउरो पंचिंदि-तिरियाण ॥ ४६ ॥
चउर चउरो नारय-सुरेसु मणुआण चउदस हवंति ।
संपिंडिया य सव्वे, चुलसी लक्खा उ जोणीण ॥ ४७ ॥"

–જીવવિચાર

"પૃથ્વી આદિ ચાર કાયના જીવોની સાત સાત લાખ 'યોનિ,' પ્રત્યેક વનસ્પતિકાયની દસ લાખ 'યોનિ' અને તેનાથી ઇતર વનસ્પતિકાયની એટલે સાધારણ-વનસ્પતિકાયની ચૌદ લાખ 'યોનિ' હોય છે. વિકલેન્દ્રિય એટલે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોની બબ્બે લાખ 'યોનિ,' તિર્યંચ-પંચેન્દ્રિયની ચાર લાખ 'યોનિ,' નારક તથા દેવોની ચાર ચાર લાખ 'યોનિ' અને મનુષ્યની ચૌદ લાખ 'યોનિ'

હોય છે. તે બધાનો સરવાળો કરીએ એટલે કુલ ચોરાશી લાખ 'યોનિ' થાય."

આ ગાથાઓનો સાર પ્રસ્તુત સૂત્રમાં સરલ ભાષામા આપવામાં આવ્યો છે.

૮૪ લાખ 'જીવયોનિ'મા ઉત્પન્ન થતા વિશ્વના સમસ્ત જીવો પ્રત્યે મૈત્રીભાવ હોવો ઘટે, છતાં કોઈ પણ કારણસર તેમાંના કોઈ પણ જીવની હિંસા કરી હોય, કરાવી હોય કે તે પ્રત્યે અનુમતિ દાખવી હોય તો તે માટે મિથ્યા દુષ્કૃત દેવું એ આ સમગ્ર સૂત્રનો સાર છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રમા જણાવેલ ૮૪ લાખ 'જીવ-યોનિ'સબંધી ઉલ્લેખ સમવાયાંગસૂત્ર (૮૪ સમવાય)માં, તથા અભયદેવ-સૂરિએ રચેલી તેની વ્યાખ્યામાં, તથા જીવાજીવાભિગમસૂત્ર, પ્રજ્ઞાપનાસૂત્ર, પ્રવચનસારોદ્ધાર આદિમાં જોવામાં આવે છે.

## ३१ अट्ठारस पाव-ठाणाणि ।

[ अष्टादश पाप-स्थानानि । ]

અઢાર પાપસ્થાનકો



(१) મૂલપાઠ

पहेले प्राणातिपात,
बीजे मृषावाद,
त्रीजे अदत्तादान,
चोथे मैथुन,
पांचमे परिग्रह,
छट्ठे क्रोध,
सातमे मान,
आठमे माया,
नवमे लोभ,
दसमे राग,
अगियारमे द्वेष,
बारमे कलह,
तेरमे अभ्याख्यान,
चौदमे पैशुन्य,

पंद्रमे रति-अरति,
सोलमे परपरिवाद,
सत्तरमे मायामृषावाद,
अढारमे मिथ्यात्व-शल्य ।

ए अढार पापस्थानकमांही माहरे जीवे जे कोइ पाप सेव्युं होय, सेवराव्युं होय, सेवतां प्रत्ये अनुमोद्युं होय, ते सर्वे मन, वचन, कायाए करी मिच्छा मि दुक्कडं ॥

## (૨) સંસ્કૃત છાયા

આ પાઠ ગુજરાતીમાં હોવાથી તેની સંસ્કૃત છાયા આપેલી નથી.

## (૩) ગુજરાતી છાયા

આ પાઠ ગુજરાતી જ છે.

## (૪-૫) સામાન્ય અને વિશેષ અર્થ તથા અર્થ-નિર્ણય

प्राणातिपात – હિંસા.

પ્રાણનો અતિપાત તે 'પ્રાણાતિપાત' 'પ્રાણ' શબ્દ પાચ ઇંદ્રિયો, ત્રણ બળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્યનો અર્થ બતાવે છે જ્યારે 'અતિપાત' શબ્દ અતિક્રમણ, વ્યાઘાત કે વિનાશનો સૂચક છે તેથી કોઈ પણ પ્રાણની હાનિ કરવી, નાશ કરવો કે તેને કોઈ પણ પ્રકારે પીડા ઉપજાવવી, તે 'પ્રાણાતિપાત' કહેવાય છે તેને માટે શાસ્ત્રોમા હિંસા, ઘાતના, મારણા, વિરાધના, સરભ, સમારભ, આરભ આદિ

જુદાં જુદા અનેક નામો વપરાયેલા છે. પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં તેના ત્રીસ નામો આપેલાં છે. તત્ત્વાર્થસૂત્રમાં કહ્યું છે કે 'प्रमत्तयोगात् प्राणव्यपरोपण हिंसा।' 'પ્રમાદ વડે થયેલો પ્રાણનો અતિપાત, તે હિંસા છે'

मृषावाद – જૂઠું બોલવું

મૃષા જે વાદ તે 'મૃષાવાદ' મૃષા–શબ્દ અપ્રિય, અપથ્ય તથા અતથ્યનો સૂચક છે, જ્યારે વાદ-શબ્દ વદવાનો કે કહેવાનો ભાવ પ્રદર્શિત કરે છે. તેથી અપ્રિય બોલવું, અપથ્ય બોલવુ કે અતથ્ય બોલવું તે 'મૃષાવાદ' કહેવાય છે વ્યવહારમાં તેને જૂઠ કે જૂઠાણા તરીકે ઓળખવામાં આવે છે.

अदत्तादान – ચોરી

અદત્તનુ આદાન, તે 'અદત્તાદાન' જે વસ્તુ તેના સ્વામી આદિ તરફથી રાજીખુશીથી ન અપાયેલી હોય, તે અદત્ત. તેનુ આદાન કરવું એટલે ગ્રહણ કરવું તે 'અદત્તાદાન' વ્યવહારમા તેને 'સ્તેય' કે 'ચોરી' કહેવામાં આવે છે

मैथुन – અબ્રહ્મ.

મિથુનનો ભાવ તે 'મૈથુન' 'મિથુન' એટલે નર-માદાનુ જોડું તેમની અરસપરસ જે ભોગ કરવાની વૃત્તિ કે ક્રિયા તે 'મૈથુન'. વ્યવહારમા તેને અબ્રહ્મ, કામક્રીડા, વિષય-ભોગ કે સભોગ કહેવામા આવે છે

परिग्रह – માલ-મિલકત પરની મૂર્છા.

परि ઉપસર્ગ સાથે ग्रह् ધાતુ સ્વીકાર કે અગીકારનો

અર્થ બતાવે છે. તેથી જે વસ્તુનો માલિકીભાવથી સંગ્રહ કરવામાં આવ્યો હોય, તે 'પરિગ્રહ' કહેવાય છે.

"હિંસા, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહ" એ પાંચ પાપસ્થાનકોનો પ્રતિકાર કરનારા ગુણો અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ ગણાય છે આ ગુણો જીવનમાં ઉતારવા માટે પાંચ 'મહાવ્રતો' તથા પાંચ 'અણુવ્રતો'નુ આયોજન કરવામાં આવ્યુ છે. 'મહાવ્રતો'ની વિગત માટે જુઓ સૂત્ર ૨ 'અણુવ્રતો'ની વિગત માટે જુઓ સૂત્ર ૩૨

क्रोध – ગુસ્સો, કોપ.

કષાયમોહનીય કર્મના ઉદયથી જીવનો ગુસ્સે થવારૂપ પરિણામ, તે 'ક્રોધ'. કોપ, રોષ, ભંડન એ તેના પર્યાય-શબ્દો છે.

मान – ગર્વ, મદ.

કષાયમોહનીય કર્મના ઉદયથી જીવનો મદ થવારૂપ પરિણામ, તે 'માન'. સ્તમ્ભ, ગર્વ, ઉત્સેક, અહંકાર, દર્પ, મદ વગેરે તેના અર્થસૂચક શબ્દો છે.

माया – છળ, કપટ

કષાયમોહનીય કર્મના ઉદયથી જીવનો કપટ કરવારૂપ પરિણામ, તે 'માયા' દગો, પ્રપંચ, વિશ્વાસઘાત, કુટિલતા આદિ તેના અર્થસૂચક શબ્દો છે.

लोभ – તૃષ્ણા.

કષાયમોહનીય કર્મના ઉદયથી જીવનો તૃષ્ણારૂપ પરિણામ, તે 'લોભ' ધન-વૈભવ, સત્તા-અધિકાર કે રાજ્યાદિ ઐશ્વર્ય વગેરેની સ્પૃહાનો-કામનાનો સમાવેશ આ દોષમા થાય છે.

"ક્રોધ, માન, માયા અને લોભ" એ ચાર માનસિક દોષોને 'કષાય' તરીકે ઓળખવામા આવે છે આ 'કષાયો'નો ઉદય થવાથી આત્માનુ મૂળ સ્વરૂપ મલિન થાય છે, એટલે કે તે વિભાવદશાને પામે છે.

'ક્રોધ'થી સમોહ થાય છે, સમોહથી મતિ-વિભ્રમ પેદા થાય છે અને મતિ-વિભ્રમ પેદા થતા બુદ્ધિનો નાશ થાય છે કે જે આધ્યાત્મિક મૃત્યુ ગણાય છે

'માન'થી વિનયનો નાશ થાય છે, વિનયનો નાશ થતા શિક્ષા પ્રાપ્ત થતી નથી અને શિક્ષાના અભાવે જ્ઞાન કે ચારિત્રમા કોઈ જાતની પ્રગતિ સભવતી નથી.

'માયા'થી સરલતા ચાલી જાય છે, સરલતા ચાલી જતાં ધર્મ ટકતો નથી અને ધર્મના અભાવે મનુષ્યનુ જીવન પશુ જેવુ બની જાય છે

'લોભ'થી તૃષ્ણા વધે છે, તૃષ્ણા વધતા કાર્ય-અકાર્યનુ ભાન ભૂલી જવાય છે અને કાર્ય-અકાર્યનુ ભાન ભૂલાયુ કે પાપનો પ્રવાહ જોરથી ધસી આવે છે એટલે લોભ એ સર્વ સદ્‌ગુણોનો વિનાશક છે.

અન્ય તત્ત્વચિંતકોએ પણ "કામ, ક્રોધ, લોભ, મોહ મદ અને મત્સર" એ છ દોષોને અતરના શત્રુઓ ગણાવ્

છે કે જે મનુષ્યને પાપાચરણ કરવામાં પ્રવૃત્ત કરે છે. એટલે "ક્રોધ, માન, માયા અને લોભ" એ ચાર મનોવૃત્તિઓને આધીન થયેલો આત્મા પાપસ્થાનમા ઊભેલો છે તેમ સમજવાનુ છે

राग – પ્રેમ

'रञ्जन राग' – રંજન–રંજિત થવું તે 'રાગ'. અહીં રંજન-શબ્દથી વિવિધ ભાવો વડે થતું આત્માનુ રંજિતપણું સમજવાનુ છે. વિશિષ્ટ અર્થમાં માયા અને લોભની મુખ્યતા-વાળી વૃત્તિઓથી આત્માને અમુક વસ્તુ પ્રત્યે જે મનોજ્ઞભાવ –પ્રેમ પેદા થાય છે તે 'રાગ' કહેવાય છે. 'रज्यते जीव अनेन इति राग ।'

આ 'રાગ'નુ સ્વરૂપ મુખ્યત્વે ત્રણ પ્રકારનુ માનવામા આવ્યુ છે "(૧) દૃષ્ટિરાગ, (૨) કામરાગ, (૩) સ્નેહ-રાગ" તેમા કુપ્રવચનમા આસક્તિ થવી–જેમા ખોટા સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરવામાં આવ્યું હોય. તે પણ સારું લાગવું, રુચિકર થવું, તે 'દૃષ્ટિરાગ' કહેવાય છે શબ્દ, રૂપ, રસ, ગધ અને સ્પર્શમા આસક્તિ થવી. તે 'કામરાગ' કહેવાય છે, અને પુત્ર-પરિવારાદિ પ્રત્યે સ્નેહભાવ રાખવો તે 'સ્નેહરાગ' કહેવાય છે. ટૂંકમા કોઈ પણ અશુભ વસ્તુ પ્રત્યે આસક્તિ પેદા થવી કે તેના અગે ભાવ-પ્રેમ ઉત્પન્ન થવો તે 'રાગ' છે

દ્વેષ – અણગમો તિરસ્કાર.

રાગથી ઊલટો શબ્દ 'દ્વેષ' છે. એટલે કોઈ પણ વસ્તુ અંગે અમનોજ્ઞ ભાવ પેદા થવો કે અણગમો યા તિરસ્કાર જન્મવો તે 'દ્વેષ' છે તેનું મુખ્ય લક્ષણ અપ્રીતિ છે. જે મનુષ્ય સમભાવનો કે આત્મૌપમ્યનો સિદ્ધાંત સ્વીકારે છે, તેને બીજા પ્રત્યે 'દ્વેષ' કરવાનું કાંઈ કારણ નથી, એટલે 'દ્વેષવૃત્તિ' અજ્ઞાન અને મોહમાથી ઉત્પન્ન થાય છે અને તે કારણે તેની ગણના પાપસ્થાનકમાં થયેલી છે.

'રાગ' અને 'દ્વેષ'ને લીધે જીવ વિષય અને વિકારને આધીન થતાં પાપ-પંકથી ખરડાય છે. માટે જ આત્મ-વિકાસના વાંછુઓ આગળ 'વીતરાગતા'નો આદર્શ મૂકાયેલો છે.

कलह – કજિયો, કંકાસ.

કલહ એટલે કજિયો, કંકાસ કે લડાઈ. તેનો ઉદ્ભવ ક્રોધ, માન, માયા, લોભ, રાગ કે દ્વેષની બહુલતા સિવાય થતો નથી. એટલે તેની ગણના પાપસ્થાનકમા કરવામા આવી છે. નાના સરખા કલહમાથી મોટા ઝઘડાઓ પેદા થાય છે, એ ઝઘડામાથી કાયમની દુશ્મનાવટ ઊભી થાય છે અને એ દુશ્મનાવટના પરિણામે માણસો એવા એવા કાર્યો કરી બેસે છે કે તેમને સદાને માટે પસ્તાવું પડે છે.

अभ्याख्यान – દોષારોપણ, અછતા દોષનુ આરોપણ કરવું તે.

'अभिमुखेन आख्यान दोषाविष्करणमभ्याख्यानम्' (ભ. ટી. શ ૫, ઉ ૬) સામે થઈ દોષોને પ્રકટ કરવારૂપ કથન, તે

'અભ્યાખ્યાન'. અથવા 'अभ्याख्यान–प्रकटमसद्दोषारोपणम्' (સ્થા. ટી. પ્ર. ૧. સૂત્ર ૪૮-૪૯) જાહેર રીતે ખોટા દોષોનું આરોપણ કરવું–બીજા પર આળ ચડાવવું, તે 'અભ્યાખ્યાન'.

'પૈશુન્ય–ચાડી-ચુગલી. પીઠ પાછળ સાચા-ખોટા દોષો પ્રકાશવા તે.

'पैशुन्य–पिशुनकर्म प्रच्छन्न सदसद्दोषाविर्भावनम्, (સ્થા. ટી. સ્થા. ૧. સૂ. ૪૮-૪૯) 'પૈશુન્ય' એટલે પિશુનકર્મ અર્થાત્ સાચા-ખોટા અનેક દોષો પીઠ પાછળ ખુલ્લા પાડવા તે. વ્યાવહારિક ભાષામા તેને ચાડી–ચુગલી કહેવામાં આવે છે.

रति-अरति – હર્ષ અને ઉદ્વેગ.

ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થતાં કે અનિષ્ટ વસ્તુ દૂર થતા હર્ષની લાગણી થઈ આવવી, તે 'रति' અને અનિષ્ટનો સંયોગ થતાં કે ઇષ્ટ વસ્તુ ચાલી જતાં ઉદ્વેગ થવો, તે 'अरति'. આ બને ભાવો મોહ અને અજ્ઞાનની પ્રબલતાને લીધે થાય છે, એટલે તે ચારિત્રના યોગ્ય વિકાસની ખામી સૂચવે છે. મહાપુરુષો હર્ષ અને વિષાદના હિંડોલે ન હીંચતા પ્રસન્નતાના સ્થિર આસન પર સ્થિર થાય છે. એટલે 'રતિ અને અરતિ'ની ગણના પાપસ્થાનકમાં કરવામાં આવી છે.

पर-परिवाद – બીજાનુ વાંકું બોલવું અને પોતાની વડાઈ કરવી તે.

'परेषा परिवाद. पर-परिवादो विकत्थनमित्यर्थ' (સ્થા. ટી. સ્થા. ૧. સૂત્ર ૪૮-૪૯.) બીજાનુ ખોટું બોલવું, ઘસાતું

બોલવુ કે વાંકું બોલવુ, તે 'પર-પરિવાદ'. સત્પુરુષો પોતાના દોષને પર્વત જેવા કરીને જુએ છે ને અન્યના દોષો પ્રત્યે ઉપેક્ષાભાવ સેવે છે, કારણ કે 'આત્મ-શ્લાઘા અને પર-નિંદા' જેવુ કોઈ પાપ નથી.

माया-मृषावाद – છેતરપિંડી, પ્રતારણા.

માયાથી ઉત્પન્ન થયેલો મૃષાવાદ કે માયાવાળો મૃષાવાદ, તે 'માયામૃષાવાદ'. વ્યવહારુ ભાષામાં તેને જાળ બિછાવવી, કાવતરાં કરવા, છેતરપિંડી કરવી કે પ્રતારણા કરવી કહેવાય છે. માયા સાથે મૃષાવાદ ભળવાથી–એ બંનેના યોગથી ઉત્પન્ન થયેલુ સ્થાન એક રીતે ભિન્ન હોવાથી 'માયા-મૃષાવાદ'ની ગણના જુદા પાપસ્થાનક તરીકે કરવામાં આવી છે.

मिथ्यात्व शल्य – મિથ્યાત્વ-દોષ.

વસ્તુ-સ્વરૂપને વિપરીત રીતે સમજવું કે અન્ય રીતે માનવું તે 'મિથ્યાત્વ' કહેવાય છે. મિથ્યાજ્ઞાનનો ભાવ તે 'મિથ્યાત્વ'. 'શલ્ય' શબ્દ અહીં પાપ કે દોષના અર્થમ વપરાયેલો છે એટલે મિથ્યાત્વનુ સેવન કરવું કે મિથ્યાત્વ દોષના ભાગી થવું, તે પાપસ્થાનક ગણાય છે. તેના વિવિધ પ્રકારો શાસ્ત્રમા પ્રસિદ્ધ છે

सेव्यु होय – જાતે આચર્યું હોય, કર્યું હોય

सेवराव्यु होय – સત્તા, લાલચ કે સૂચનાથી બીજાની પાસે આચરાવ્યું હોય, બીજાની પાસે કરાવ્યુ હોય

सेवता अनुमोद्यु होय – તેવુ જે પાપસ્થાનક-આચરણ કરી

રહ્યા હોય, તેને અંતરથી સારું માન્યું હોય કે વચનાદિ દ્વારા અનુમોદન-ઉત્તેજન આપ્યું હોય

## (૭) સૂત્ર-પરિચય

જેનું સેવન કરવાથી, અથવા જે ભાવોમાં રહેવાથી પાપો બંધાય, તે 'પાપ-સ્થાનક.' તેવા પાપ-સ્થાનકોની સંખ્યા ૧૮ની હોવાથી પ્રસ્તુત સૂત્રને 'અઢાર પાપ-સ્થાનક'ના નામથી ઓળખવામાં આવે છે.

આ સૂત્રમાં પાપના જે અઢાર સ્થાનકો વર્જનીય તરીકે બતાવવામાં આવ્યા છે, તે ધર્મ અને નીતિના સાર-નિચોડરૂપ છે, અથવા તો જગતના તમામ સંત પુરુષોએ જે જે શિખામણો આપી છે, તેના સારરૂપ છે

જે '**હિંસા**'ને પાપનું સ્થાન માને છે, તે જ તેને છોડીને 'અહિંસક' બની શકે છે. જે '**જૂઠ**'ને પાપનું સ્થાન માને છે, તે જ જૂઠને છોડી 'સત્યવાદી' થઈ શકે છે. જે '**અણ-દીધી વસ્તુ લેવી**' તેને પાપ સમજે છે, તે જ સર્વ પ્રકારની નાની-મોટી ચોરીઓ છોડીને ખરો 'પ્રામાણિક' બની શકે છે. જે '**મૈથુન**'ને અનુચિત ગણે છે, પાપનું સ્થાન માને છે, તે જ 'બ્રહ્મચારી' થઈ શકે છે. એ જ રીતે જે '**માલ-મિલકત પરની મૂર્છા**'ને પાપ ગણે છે, તે જ તૃષ્ણાનો દાસ મટી સાચા અર્થમાં 'નિષ્પરિગ્રહ' થઈ શકે છે.

'**ક્રોધ**'ને પાપ ગણ્યા વિના 'ક્ષમા' પ્રકટતી નથી, '**માન**'ને પાપ ગણ્યા વિના 'નમ્રતા' આવતી નથી,

'**માયા**'ને પાપ ગણ્યા વિના 'સરલતા' સધાતી નથી અને '**લોભ**'ને પાપ ગણ્યા વિના 'સંતોષ'મા સ્થિર થવાતું નથી. એ જ રીતે '**રાગ અને દ્વેષ**'ના દ્વંદ્વને પાપ ગણવામાં આવે તો જ તેમાથી છુટકારો મેળવી 'સમતા'નુ સાચુ સુખ માણી શકાય છે.

'**કલહ-કંકાસ કરવો,**' '**બીજા પર આળ ચડાવવું' કે તેને જાહેર રીતે ઉતારી પાડવો** યા '**કોઈની ચાડી ખાવી**' એ પ્રત્યક્ષ પાપ જ છે એને છોડ્યા સિવાય 'શિષ્ટાચાર' સંભવી શકતો નથી કે 'સજ્જનતા' આવી શકતી નથી તે જ રીતે '**હર્ષ કે ઉદ્વેગ**'ના પ્રવાહમાં તણાવું, '**અન્યની નિંદા**' કરવી, અન્યને '**ફસાવવા માટે જાળ બિછાવવી**' એ પણ પાપ જ છે, અને આ બધાં પાપો કરતા મોટુ પાપ તે '**મિથ્યાત્વ-શલ્ય**' એટલે કે દેવ, ગુરુ, ધર્મ અને મુક્તિમાર્ગ વિષેની ખોટી માન્યતાઓમાં સબડ્યા કરવું તે છે એને છોડ્યા સિવાય ગુણનો સંગ્રહ થતો નથી કે સત્યમાર્ગનુ દર્શન થતું નથી. આ રીતે અઢારે પાપસ્થાનકોને સમજવાથી તે તે પાપાચરણો ટાળી શકાય છે, અને છેવટે પૂર્ણ પવિત્ર બની પરમાત્મ-દશાને પ્રાપ્ત કરી શકાય છે.

### (૮) આધાર-સ્થાન

આ સૂત્રનુ આધાર-સ્થાન સ્થાનાંગસૂત્રના પહેલા સ્થાનનુ ૪૮મુ તથા ૪૯મું સૂત્ર છે. પ્રવચનસારોદ્ધારના ૨૩૭મા દ્વારમા નીચેની ગાથાઓ આપેલી છે —

"सव्व पाणाइवाय १, अलियमदत्त २-३ च मेहुण सव्व। ४
सव्व परिग्गह ५ तह, राईभत्त ६ च वोसरिमो ॥ ९१ ॥
सव्व कोह ७ माण ८, माय ९ लोहं १० च राग ११-दोसे १२य।
कलह १३ अब्भक्खाण १४, पेसुन्नं १५ पर-परीवाय १६॥९२॥
मायामोस १७ मिच्छादसण-सल्ल १८ तहेव वोसरिमो।
अतिमऊसासमि देह पि जिणाइ-पच्चक्ख ॥ ९३ ॥"

આ યાદીમાં 'રાત્રિભોજન'નુ નામ છે અને 'રતિ-અરતિ'નું નામ આપેલુ નથી. તે સબધમા તેની વૃત્તિમાં જણાવ્યુ છે કે — "स्थानाङ्गे च रात्रिभोजनं पापस्थानमध्ये न पठित, किन्तु परपरिवादाग्रतोऽरति-रति"—"સ્થાનાંગસૂત્રમાં પાપસ્થાનમા 'રાત્રિ-ભોજન'નો પાઠ જોવાતો નથી, પણ પરપરિવાદ પછી 'અરતિ-રતિ'નો પાઠ જોવાય છે."

# ३२ सावग-पडिक्कमण-सुत्तं

## [ श्रावक-प्रतिक्रमण-सूत्रम् ]

## 'વંદિત્તુ' સૂત્ર

### (१) મૂલપાઠ

(ગાહા)

वंदित्तु सव्वसिद्धे, धम्मायरिए अ सव्वसाहू अ ।
इच्छामि पडिक्कमिउं, सावग-धम्माइआरस्स ॥ १ ॥
जो मे वयाइआरो, नाणे तह दंसणे चरित्ते अ ।
सुहुमो य बायरो वा, तं निंदे तं च गरिहामि ॥ २ ॥
दुविहे परिग्गहम्मी, सावज्जे बहुविहे अ आरंभे ।
कारावणे अ करणे, पडिक्कमे देसिअं सव्वं ॥ ३ ॥
जं बद्धमिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसत्थेहिं ।
रागेण व दोसेण व, तं निंदे तं च गरिहामि ॥ ४ ॥
आगमणे निग्गमणे, ठाणे चंकमणे अणाभोगे ।
अभिओगे अ निओगे, पडिक्कमे देसिअं सव्वं ॥ ५ ॥
संका कंख विगिच्छा, पसंस तह संथवो कुलिंगीसु ।
सम्मत्तस्स-इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ ६ ॥
छक्काय-समारंभे, पयणे अ पयावणे अ जे दोसा ।
अत्तट्ठा य परट्ठा, उभयट्ठा चेव तं निंदे ॥ ७ ॥

पंचण्हमणुव्वयाणं, गुणव्वयाणं च तिण्हमइआरे ।
सिक्खाणं च चउण्हं, पडिक्कमे देसिअं सव्वं ॥ ८ ॥
पढमे अणुव्वयम्मी, थूलग-पाणाइवाय-विरईओ ।
आयरियमप्पसत्थे, इत्थ पमाय-प्पसंगेणं ॥ ९ ॥
वह-बंध-छवि-च्छेए, अइभारे भत्त-पाण-वुच्छेए ।
पढमवयस्स-इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १० ॥
बीए अणुव्वयम्मी, परिथूलग-अलियवयण-विरईओ ।
आयरियमप्पसत्थे, इत्थ पमाय-प्पसंगेणं ॥ ११ ॥
सहसा-रहस्स-दारे, मोसुवएसे अ कूडलेहे अ ।
बीयवयस्स-इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १२ ॥
तइए अणुव्वयम्मी, थूलग-परदव्व-हरण-विरईओ ।
आयरियमप्पसत्थे, इत्थ पमाय-प्पसंगेणं ॥ १३ ॥
तेनाहड-प्पओगे, तप्पडिरूवे विरुद्ध-गमणे अ ।
कूडतुल-कूडमाणे, पडिक्कमे देसिअं सव्वं ॥ १४ ॥
चउत्थे अणुव्वयम्मी, निच्चं परदार-गमण-विरईओ ।
आयरियमप्पसत्थे, इत्थ पमाय-प्पसंगेणं ॥ १५ ॥
अपरिग्गहिआ-इत्तर-अणंग-वीवाह-तिव्व-अणुरागे ।
चउत्थवयस्स-इआरे, पडिक्कमे देसिअं सव्वं ॥ १६ ॥
इत्तो अणुव्वए पंचमम्मि आयरिअमप्पसत्थम्मि ।
परिमाण-परिच्छेए, इत्थ पमाय-प्पसंगेणं ॥ १७ ॥
धण-धन्न-खित्त-वत्थू, रुप्प-सुवन्ने अ कुविअ-परिमाणे ।
दुपए चउप्पयम्मि य, पडिक्कमे देसिअं सव्वं ॥ १८ ॥

गमणस्स य परिमाणे, दिसासु उड्ढं अहे अ तिरिअं च।
वुड्ढी सइ-अंतरद्धा, पढमम्मि गुणव्वए निंदे ॥ १९ ॥
मज्जम्मि अ मंसम्मि अ, पुप्फे अ फले अ गंध-मल्ले अ।
उवभोग-परीभोगे, वीअम्मि गुणव्वए निंदे ॥ २० ॥
सच्चित्ते पडिबद्धे, अपोल-दुप्पोलियं च आहारे ।
तुच्छोसहि-भक्खणया, पडिक्कमे देसिअं सव्वं ॥ २१ ॥
इंगाली-वण-साडी-भाडी-फोडीसु वज्जए कम्मं ।
वाणिज्जं चेव दंत-लक्ख-रस-केस-विस-विसयं ॥ २२ ॥
एवं खु जंतपीलण-कम्मं निल्लंछणं च दव-दाणं ।
सर-दह-तलाय-सोसं, असई-पोसं च वज्जिज्जा(ज्जेमि) ॥२३॥
सत्थग्गि-मुसल-जंतग-तण-कट्ठे मंत-मूल-भेसज्जे ।
दिन्ने दवाविए वा, पडिक्कमे देसिअं सव्वं ॥ २४ ॥
ण्हाणुव्वट्टण-वन्नग-विलेवणे सद्द-रूव-रस-गंधे ।
वत्थासण-आभरणे, पडिक्कमे देसिअं सव्वं ॥ २५ ॥
कंदप्पे कुक्कुइए, मोहरि-अहिगरण-भोग-अइरित्ते ।
दंडम्मि अणट्ठाए, तइअम्मि गुणव्वए निंदे ॥ २६ ॥
तिविहे दुप्पणिहाणे, अणवट्ठाणे तहा सइ-विहूणे ।
सामाइय(ए) वितह-कए, पढमे सिक्खावए निंदे ॥ २७ ॥
आणवणे पेसवणे, सद्दे रूवे अ पुग्गल-क्खेवे ।
देसावगासिअम्मी, वीए सिक्खावए निंदे ॥ २८ ॥
संथारुच्चारविही-पमाय तह चेव भोअणाभोए ।
पोसहविहि-विवरीए, तईए सिक्खावए निंदे ॥ २९ ॥

सच्चित्ते निक्खिवणे, पिहिणे ववएस-मच्छरे चेव ।
कालाइक्कम-दाणे, चउत्थ-सिक्खावए निंदे ॥ ३० ॥

सुहिएसु अ दुहिएसु अ, जा मे अस्सं(मं)जएसु अणुकंपा ।
रागेण व दोसेण व, तं निंदे तं च गरिहामि ॥ ३१ ॥

साहूसु संविभागो, न कओ तव-चरण-करण-जुत्तेसु ।
संते फासुअदाणे, तं निंदे तं च गरिहामि ॥ ३२ ॥

इह लोए परलोए, जीविअ-मरणे अ आसंस-पओगे ।
पंचविहो अइआरो, मा मज्झं हुज्ज मरणंते ॥ ३३ ॥

काएण काइअस्सा, पडिक्कमे वाइअस्स वायाए ।
मणसा माणसिअस्सा, सव्वस्स वयाइआरस्स ॥ ३४ ॥

वंदण-वय-सिक्खा-गारवेसु सण्णा-कसाय-दंडेसु ।
गुत्तीसु अ समिईसु अ, जो अइआरो अ तं निंदे ॥ ३५ ॥

सम्मद्दिट्ठी जीवो, जइ वि हु पावं समायरइ किंचि ।
अप्पो सि होइ बंधो, जेण न निद्धंधसं कुणइ ॥ ३६ ॥

तं पि हु सपडिक्कमणं, सप्परिआवं सउत्तरगुणं च ।
खिप्पं उवसामेई, वाहि व्व सुसिक्खिओ विज्जो ॥ ३७ ॥

जहा विसं कुट्ठ-गयं, मंत-मूल-विसारया ।
विज्जा हणंति मंतेहिं, तो तं हवइ निव्विसं ॥ ३८ ॥

एवं अट्ठविहं कम्मं, राग-दोस-समज्जिअं ।
आलोअंतो अ निंदंतो, खिप्पं हणइ सुसावओ ॥ ३९ ॥

कय-पावो वि मणुस्सो, आलोइअ निंदिअ(य) गुरु-सगासे ।
होइ अइरेग-लहुओ, ओहरिअ-भरु व्व भारवहो ॥ ४० ॥

आवस्सएण एएण, सावओ जइ वि बहुरओ होइ ।
दुक्खाणमंतकिरिअं, काही अचिरेण कालेण ॥ ४१ ॥
आलोअणा बहुविहा, न य संभरिआ पडिक्कमण-काले ।
मूलगुण-उत्तरगुणे, तं निंदे तं च गरिहामि ॥ ४२ ॥
तस्स धम्मस्स केवलि-पन्नत्तस्स
अब्भुट्ठिओ मि आराहणाए विरओ मि विराहणाए ।
तिविहेण पडिक्कंतो, वंदामि जिणे चउव्वीसं ॥ ४३ ॥
जावंति चेइआइं, उड्ढे अ अहे अ तिरिअलोए अ ।
सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥ ४४ ॥
जावंत के वि साहू, भरहेरवय-महाविदेहे अ ।
सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंड-विरयाणं ॥ ४५ ॥
चिर-संचिअ-पाव-पणासणीइ, भव-सय-सहस्स-महणीए ।
चउवीस-जिण-विणिग्गय-कहाइ वोलंतु मे दिअहा ॥ ४६ ॥
मम मंगलमरिहंता, सिद्धा साहू सुअं च धम्मो अ ।
सम्मद्दिट्ठी देवा, दिंतु समाहिं च बोहिं च ॥ ४७ ॥
पडिसिद्धाणं करणे, किच्चाणमकरणे अ पडिक्कमणं ।
असद्दहणे अ तहा, विवरीअ-परूवणाए अ ॥ ४८ ॥
खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणई ॥ ४९ ॥
एवमहं आलोइअ, निंदिअ गरहिअ दुगंछिउं(अं) सम्मं ।
तिविहेण पडिक्कंतो, वंदामि जिणे चउव्वीसं ॥ ५० ॥

## (૨) સંસ્કૃત છાયા

वन्दित्वा सर्वसिद्धान्, धर्माचार्यान् च सर्वसाधून् च।
इच्छामि प्रतिक्रमितु, श्रावकधर्मातिचारस्य(रात्) ॥ १ ॥

य· मे व्रतातिचार , ज्ञाने तथा दर्शने चारित्रे च।
सूक्ष्म. वा बादर वा, त निन्दामि त च गर्हे ॥ २ ॥

द्विविधे परिग्रहे, सावद्ये बहुविधे च आरम्भे।
कारणे च करणे, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ ३ ॥

यद् बद्धम् इन्द्रियै , चतुर्भि कषायै अप्रशस्तै ।
रागेण वा द्वेषेण वा, तत् निन्दामि तत् च गर्हे ॥ ४ ॥

आगमने निर्गमने, स्थाने चङ्क्रमणे अनाभोगे।
अभियोगे च नियोगे, प्रतिक्रामामि दैवसिकं सर्वम् ॥ ५ ॥

शङ्का काङ्क्षा विचिकित्सा, प्रशंसा तथा सस्तव कुलिङ्गिषु।
सम्यक्त्वस्य अतिचारान्, प्रतिक्रामामि दैवसिकं सर्वम् ॥ ६ ॥

षट्काय-समारम्भे, पचने च पाचने च ये दोषा ।
आत्मार्थं च परार्थम्, उभयार्थं च एव तान् निन्दामि ॥ ७ ॥

पञ्चानाम् अणुव्रतानां, गुणव्रताना च त्रयाणाम् अतिचारान्।
शिक्षाणा च चतुर्णां. प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ ८ ॥

प्रथमे अणुव्रते. स्थूलक-प्राणातिपात विरतित ।
अतिचरितम् अप्रशस्ते, अत्र प्रमाद-प्रसङ्गेन ॥ ९ ॥

वध-बन्ध-छविच्छेदे. अतिभारे भक्त-पान व्यवच्छेदे।
प्रथमव्रतस्य अतिचारान्. प्रतिक्रामामि दैवसिकं सर्वम् ॥ १० ॥

द्वितीये अणुव्रते, परिस्थूलक-अलीकवचन-विरतित: ।
अतिचरितम् अप्रशस्ते, अत्र प्रमाद-प्रसङ्गेन ॥ ११ ॥
सहसा-रह -स्वदारेषु, मृषोपदेशे च कूटलेखे च ।
द्वितीयव्रतस्य अतिचारान्, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ १२ ॥
तृतीये अणुव्रते, स्थूलक-परद्रव्य-हरण-विरतित ।
अतिचरितम् अप्रशस्ते, अत्र प्रमाद-प्रसङ्गेन ॥ १३ ॥
स्तेनाहृत-प्रयोगे, तत्प्रतिरूपे विरुद्ध-गमने च ।
कूटतुला-कूटमाने, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ १४ ॥
चतुर्थे अणुव्रते, नित्य पर-दार-गमन-विरतित: ।
अतिचरितम् अप्रशस्ते, अत्र प्रमाद-प्रसङ्गेन ॥ १५ ॥
अपरिगृहीता-इत्वरा-अनङ्ग-विवाह-तीव्रानुरागान् ।
चतुर्थव्रतस्य अतिचारान्, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ १६ ॥
इत अणुव्रते पञ्चमे, अतिचारितम् अप्रशस्ते ।
परिमाण-परिच्छेदे, अत्र प्रमाद-प्रसङ्गेन ॥ १७ ॥
धन-धान्य-क्षेत्र-वास्तु-रूप्य-सुवर्णे च कुप्य-परिमाणे ।
द्विपदे चतुष्पदे च, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ १८ ॥
गमनस्य च परिमाणे, दिक्षु ऊर्ध्वम् अध: च तिर्यक् च ।
वृद्धि-स्मृति-अन्तर्धा, प्रथमे गुणव्रते निन्दामि ॥ १९ ॥
मद्ये च मासे च, पुष्पे च फले च गन्ध-माल्ये च ।
उपभोग-परिभोगौ, द्वितीये गुणव्रते निन्दामि ॥ २० ॥
सचित्ते प्रतिबद्धे, अपक्व-दुष्पक्वे आहारे ।
तुच्छ-औषधि-भक्षणता( णात् ), प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥२१

अङ्गार-वन-शकट-भाटक-स्फोटेषु (स्फोट), वर्जयेत्(सुवर्जयेत्) कर्म।
वाणिज्य च एव दन्त-लाक्षा-रस-केश-विष-विषयम् ॥ २२ ॥
एव खलु यन्त्र-पीलनकर्म, निर्लाञ्छनं च दवदानम् ।
सर-ह्रद-तडाग-शोषम्, असतीपोष च वर्जये ॥ २३ ॥
शस्त्र-अग्नि-मुशल-यन्त्र-तृण काष्ठे मन्त्र-मूल-भैषज्ये ।
दत्ते दापिते वा, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ २४ ॥
स्नान-उद्वर्तन-वर्णक-विलेपने शब्द-रूप-रस-गन्धे ।
वस्त्र-आसन-आभरणे, प्रतिक्रामामि दैवसिक सर्वम् ॥ २५ ॥
कन्दर्पे कौकुच्ये, मौखर्ये अधिकरण-भोगातिरिक्ते ।
दण्डे अनर्थे, तृतीये गुणव्रते निन्दामि ॥ २६ ॥
त्रिविधे दुष्प्रणिधाने, अनवस्थाने तथा स्मृति-विहीने ।
सामायिके वितथे कृते, प्रथमे शिक्षाव्रते निन्दामि ॥ २७ ॥
आनयने प्रेषणे, शब्दे रूपे च पुद्गल-क्षेपे ।
देशावकाशिके, द्वितीये शिक्षाव्रते निन्दामि ॥ २८ ॥
सस्तार-उच्चारविधि-प्रमादे तथा च एव भोजनाभोगे ।
पोषध-विधि-विपरीते, तृतीये शिक्षाव्रते निन्दामि ॥ २९ ॥
सचित्ते निक्षेपणे, पिधाने व्यपदेश-मत्सरे च एव ।
कालातिक्रम-दाने, चतुर्थे शिक्षाव्रते निन्दामि ॥ ३० ॥
सुखि(हि)तेषु च दुःखितेषु च, या मे अस(स्व)यतेषु अनुकम्पा ।
रागेण वा द्वेषेण वा, ता निन्दामि तां च गर्हे ॥ ३१ ॥
साधुषु संविभागः, न कृतः तपश्चरण-करण-युक्तेषु ।
सति प्रासुकदाने, त निन्दामि तं च गर्हे ॥ ३२ ॥

इह लोके परलोके, जीविते मरणे च आशंसाप्रयोगे ।
पञ्चविध. अतिचार·, मा मम भवेत् मरणान्ते ॥ ३३ ॥
कायेन कायिकस्य, प्रतिक्रामामि वाचिकस्य वाचा ।
मनसा मानसिकस्य, सर्वस्य व्रतातिचारस्य ॥ ३४ ॥
वन्दन-व्रत-शिक्षा-गौरवेषु सज्ञा-कषाय-दण्डेषु ।
गुप्तिषु च समितिषु च, य अतिचार· च त निन्दामि ॥ ३५ ॥
सम्यग्दृष्टि जीव , यद्यपि खलु पाप समाचरति किञ्चित् ।
अल्पः तस्य भवति बन्ध., येन न निर्दय कुरुते ॥ ३६ ॥
तदपि खलु सप्रतिक्रमण, सपरिताप सोत्तरगुण च ।
क्षिप्रम् उपशमयति, व्याधिम् इव सुशिक्षितः वैद्य· ॥ ३७ ॥
यथा विष कोष्ठगत, मन्त्र-मूल-विशारदा ।
वैद्या घ्नन्ति मन्त्रै , ततः स भवति निर्विष· ॥ ३८ ॥
एवम् अष्टविध कर्म, राग-द्वेष-समर्जितम् ।
आलोचयन् च निन्दन्, क्षिप्र हन्ति सुश्रावक· ॥ ३९ ॥
कृतपाप अपि मनुष्य·, आलोच्य निन्दित्वा च गुरु-सकाशे ।
भवति अतिरेक-लघुक , अपहृतभार इव भारवह. ॥ ४० ॥
आवश्यकेन एतेन, श्रावक· यद्यपि बहुरजा(तः) भवति ।
दु खानाम् अन्तक्रिया, करिष्यति अचिरेण कालेन ॥ ४१ ॥
आलोचना बहुविधा, न च सस्मृता प्रतिक्रमण-काले ।
मूलगुणे उत्तरगुणे, ता निन्दामि ता च गर्हे ॥ ४२ ॥
तस्य धर्मस्य केवलि-प्रज्ञप्तस्य

अभ्युत्थितः अस्मि आराधनायै, विरतः अस्मि विराधनायाः ।
त्रिविधेन प्रतिक्रान्तः, वन्दे जिनान् चतुर्विंशतिम् ॥ ४३ ॥
यावन्ति चैत्यानि ........... । पूर्ववत् ॥ ४४ ॥
यावन्तः के अपि साधवः . .. । पूर्ववत् ॥ ४५ ॥
चिर-सञ्चित-पाप-प्रणाशन्या, भव-शत सहस्रमथन्या ।
चतुर्विंशति-जिन-विनिर्गत-कथया गच्छन्तु मम दिवसाः ॥ ४६ ॥
मम मङ्गलम् अर्हन्तः, सिद्धाः साधवः श्रुतं च धर्मः च ।
सम्यग्दृष्टयः देवाः, ददतु समाधिं च बोधिं च ॥ ४७ ॥
प्रतिषिद्धाना करणे, कृत्यानाम् अकरणे प्रतिक्रमणम् ।
अश्रद्धाने च तथा, विपरीत-प्ररूपणाया च ॥ ४८ ॥
क्षमयामि सर्वजीवान्, सर्वे जीवाः क्षाम्यन्तु मे ।
मैत्री मे सर्वभूतेषु, वैरं मम न केनचित् ॥ ४९ ॥
एवम् अहम् आलोच्य, निन्दित्वा गर्हित्वा जुगुप्सित्वा सम्यक् ।
त्रिविधेन प्रतिक्रान्त , वन्दे जिनान् चतुर्विंशतिम् ॥ ५० ॥

## (૩) ગુજરાતી છાયા

વંદીને સર્વસિદ્ધોને, ધર્માચાર્યોને અને સર્વસાધુઓને વળી;
ઇચ્છુ હું પડિક્કમવાને, શ્રાવક-ધર્મ-અતિચારોને. ૧.
જે મને [લાગ્યો] વ્રતાતિચાર, જ્ઞાને તથા દર્શને, ચારિત્રે અને;
સૂક્ષ્મ યા બાદર (યા), તેને નિંદું, તેને ય ગર્હું હું. ૨.
બે જાતના પરિગ્રહે, સાવદ્ય [અને] બહુવિધ (એવા) આરંભે;
કરાવતાં અને કરતા, પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને. ૩

જે બાંધ્યું ઇંદ્રિયોથી, અને ચાર અપ્રશસ્ત કષાયોથી;
રાગથી વા દ્વેષથી (વા), તેને નિંદુ, તેને ય ગર્હું છુ. ૪.

આગમનમાં, નિર્ગમનમાં, સ્થાને રહેતા, ફરતાં, અજાણતાં;
અભિયોગ કે નિયોગથી, પડિક્કમુ દિવસના સર્વ[ દોષો ]ને. ૫.

શંકા, કાંક્ષા, વિચિકિત્સા, પ્રશંસા તથા વખાણ કુલિંગીઓનાં;
સમકિતના અતિચારોને, પડિક્કમું દિવસના સર્વને. ૬.

છ કાયના સમારંભમા, રાંધતાં અને રંધાવતા જે (થયા) દોષો,
સ્વકાજે, પરકાજે, ઉભય-કાજે વળી, તેને હુ નિંદુ છુ. ૭.

પાંચ અણુવ્રતોના, અને ગુણવ્રત ત્રણના અતિચારોને,
અને શિક્ષાવ્રતો ચારના, પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને. ૮.

પહેલા અણુવ્રતમા, સ્થૂલ (ક) પ્રાણાતિપાત-વિરતિ વિષે,
આચર્યું જે અપ્રશસ્ત, અહીં પ્રમાદ-પ્રસંગથી ૯

વધ, બંધન, અંગ-છેદન, અતિભાર, ભોજન-પાણીનો અંતરાય;
પહેલા વ્રતના અતિચારોને, પડિક્કમુ દિવસના સર્વ[ દોષો ]ને.
૧૦.

બીજા અણુવ્રતમાં પરિસ્થૂલ ( ક )–અસત્યવચન વિરતિ વિષે,
આચર્યું જે અપ્રશસ્ત, અહીં પ્રમાદ-પ્રસંગથી ૧૧.

સહસાભ્યાખ્યાને, રહોભ્યાખ્યાને,
સ્વદાર-મંત્રભેદે, ખોટા ઉપદેશે, કૂડા લેખે;
( લાગેલા ) બીજા વ્રતના અતિચારોને,
પડિક્કમુ દિવસના સર્વ[ દોષો ]ને. ૧૨.

ત્રીજા અણુવ્રતમાં, સ્થૂલ (ક)–પરદ્રવ્ય–હરણ-વિરતિ વિષે;
આચર્યું જે અપ્રશસ્ત, અહીં પ્રમાદ-પ્રસંગથી. ૧૩.
સ્તેન-આહૃતે, સ્તેન-પ્રયોગે, નકલમાં, રાજ્ય-વિરુદ્ધ-ગમનમાં;
ખોટાં તોલે, ખોટાં માપે,
[લાગેલા અતિચાર] પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને. ૧૪.
ચોથા અણુવ્રતે નિત્ય, પરદાર-ગમન-વિરતિ વિષે;
આચર્યું જે અપ્રશસ્ત, અહીં પ્રમાદ-પ્રસંગથી. ૧૫.
અપરિગૃહીતા-ગમને, ઈત્વરા-ગમને,
અનંગ-ક્રીડા વિવાહ તીવ્ર અનુરાગે;
[લાગેલા] ચોથા વ્રતના અતિચારોને,
પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને. ૧૬.
પછી અણુવ્રત પાંચમામા, આચર્યું જે અપ્રશસ્ત;
પરિમાણ-પરિચ્છેદે, અહીં પ્રમાદ-પ્રસંગથી. ૧૭.
ધન-ધાન્યમાં, ક્ષેત્ર-વાસ્તુમાં,
રૌપ્ય-સુવર્ણમા અને અન્ય ધાતુઓમાં;
[તથા] દ્વિપદ-ચતુષ્પદમાં, પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને.
૧૮.
ગમનના ય પરિમાણે, દિશા ઊર્ધ્વ-અધઃ-તિર્યક્ વિષે,
[થયાં] વૃદ્ધિ તથા વિસ્મરણ, પહેલા ગુણવ્રતે નિન્દુ હું. ૧૯.
મદ્યમાં અને માંસમાં વળી, પુષ્પે અને ફલે તથા ગંધ-માલ્યમાં;
ઉપભોગ–પરિભોગે, બીજા ગુણવ્રતે નિંદુ હું. ૨૦.
સચિત્ત, મિશ્ર, અપક્વ, દુષ્પક્વ આહારથી;
તુચ્છ વનસ્પતિ-ભક્ષણથી, પડિક્કમું દિવસના સર્વ[દોષો]ને. ૨૧.

અ ગાર-વન-શકટ-ભાટક-સ્ફોટક વર્જું હુ કર્મો,
વેપાર વળી દાંત-લાખ રસ-કેશ-વિષતણા. ૨૨

એ જ રીતે ય ત્ર-પીલન કર્મ, નિર્લાછન અને દવ-દાન ( કર્મ ),
સરોવર-દ્રહ-તળાવ-શોષણકર્મ, અસતી-પોષણને વળી વર્જું હુ.
૨૩.

શસ્ત્ર-અગ્નિ-મુશલ ય ત્ર, તૃણ-કાષ્ઠ મ ત્ર-મૂલ ઔષધીને;
આપી કે અપાવી હોય, પડિક્કમુ દિવસના સર્વ[ દોષો ]ને. ૨૪

સ્નાન ઉદ્વર્તન-વર્ણકમા, વિલેપનમાં, શબ્દ-રૂપ-રસ-ગ ધમાં;
વસ્ત્ર-આસન-આભરણમાં, પડિક્કમું દિવસના સર્વ[ દોષો ]ને. ૨૫

ક દર્પ, કૌકુચ્ય, મૌખર્ય, અધિકરણ, ભોગ-અતિરિક્તતા;
દ ડ અનર્થને વિષે, ત્રીજા ગુણવ્રતે નિંદુ હુ ૨૬.

ત્રણ જાતના દુષ્ટપ્રણિધાને, અનવસ્થાને તથા શરત-ચૂકે;
સામાયિકે વિપરીત કર્યું, [ તે ] પહેલા શિક્ષાવ્રતે નિંદુ હું. ૨૭

મ ગાવતા, મોકલતા, શબ્દથી, રૂપથી કે પુદ્ગલ-પ્રક્ષેપથી,
દેશાવકાશિક [ નામના ], બીજા શિક્ષાવ્રતે નિંદુ હુ ૨૮.

સ થાર અને ઉત્સર્ગ-વિધિના પ્રમાદે તથા ભોજન-વિચારે,
પોષધવિધિ-વિપરીતે, ત્રીજા શિક્ષાવ્રતે નિંદુ હું ૨૯

સચિત્ત પર મૂકીને, સચિત્તે ઢાંકીને, કપટ અને અભિમાનથી વળી;
કાળ વીત્યે દીધું દાન, ચોથા શિક્ષાવ્રતે નિંદુ હું. ૩૦

સુખીઓ( સુહિતો ) પર કે દુ ખીઓ પર,
જે મે અસ યતિઓ( અસ્સ યતો ) પર કરી અનુક પા,
રાગથી કે દ્વેષથી વા, તેને નિંદુ હુ, તેને ય ગહું હું. ૩૧.

સાધુને [અતિથિ] સંવિભાગ, ન કર્યો તપ-ચરણ-ક્રિયાયુક્તને;
છતે પ્રાસુક-દાને, તેને નિંદું તેને ય ગર્હું છું ૩૨

આ લોકે, પરલોકે, જીવને ( કે ) મરણે અભિલાષા કરી હોય,
પાંચવિધ અતિચાર, મા મને હોજો મરણના સમયે. ૩૩.

કાયાથી કાયિકને, પડિક્કમું છું વાચિકને વાચાથી,
મન વડે માનસિકને, સર્વ વ્રતના અતિચારને ૩૪

વંદન-વ્રત-શિક્ષા-ગૌરવમા, સંજ્ઞા-કષાય-દંડમાં,
ગુપ્તિમાં અને સમિતિમાં,
જે [ થયો ] અતિચાર, તેને હું નિંદુ છું. ૩૫.

સમ્યગ્દૃષ્ટિ જીવ, જો કે પાપ કરે છે કિંચિત્; ( પણ )
અલ્પ તેને થાય છે બંધ, કારણ કે નથી નિર્દયતાથી કરતો. ૩૬.

તેને પણ ખરે પ્રતિક્રમણથી, [ જે ]
પશ્ચાત્તાપ તથા ઉત્તરગુણોથી યુક્ત,
જલ્દી શમાવે છે, વ્યાધિને જેમ સુશિક્ષિત વૈદ્ય ૩૭

જેમ વિષ કોઠે ગયું, મંત્ર-મૂલ-વિશારદો;
વૈદ્યો હણે છે મન્ત્રથી, તો તે થાય છે નિર્વિષ ૩૮.

એમ આઠ જાતનુ કર્મ, રાગ-દ્વેષથી ઉપાર્જેલુ;
આલોચતો ને નિંદતો, જલદી ખપાવે છે સુશ્રાવક ૩૯.

પાપ કરનારો મનુષ્ય, [પાપને] આલોચીને નિન્દીને ગુરુ-પાસે;
થાય છે ઘણો હળવો, ઊતરેલા ભારવાળો જેમ ભારવહ. ૪૦.

આવશ્યકથી આથી, શ્રાવક જો કે બહુકર્મવાળો હોય [તો પણ];
દુઃખોનો અંત કરે છે, બહુ જ થોડા સમયમાં. ૪૧.

આલોચના [ છે ] બહુ પ્રકારની, [ તે ]
ન સાભરી પ્રતિક્રમણ-કાળે;
મૂલગુણ-ઉત્તરગુણમાં, તેને નિન્દુ છુ, તેને ગહું છું. ૪૨.

તે ધર્મની કેવલિ-પ્રણીતની–
ઊભો થયો છુ આરાધનાર્થે, વિરમ્યો છુ વિરાધનાથી;
ત્રિવિધ પ્રતિક્રમણ કરતો, વદુ છુ જિન ચોવીસને. ૪૩.

જેટલાં ચૈત્યો ઊર્ધ્વલોકે, અધોલોકે અને તિર્યગ્લોકે પણ;
સર્વને તેને વંદુ, અહીં રહ્યો, ત્યા રહેલાને. ૪૪.

જેટલા કોઈ પણ સાધુઓ, ભરત, ઐરવત અને મહાવિદેહમાં,
સર્વેને તેને પ્રણમુ [ હુ ], ત્રિવિધે ત્રિદંડથી વિરતોને. ૪૫.

ચિર-સચિત પાપનો નાશ કરનારી, ભવ-શત-સહસ્રને કાપનારી;
ચોવીસે જિનોથી નીકળેલી,
કથાઓ વડે નિર્ગમો મારા દિવસો. ૪૬.

મને મગલ અરિહતો, સિદ્ધો, સાધુ, શ્રુત અને ધર્મ;
સમ્યગ્દૃષ્ટિ દેવો, આપો સમાધિ અને બોધિને. ૪૭.

નિષેધેલુ કરવાથી, [ અને ]
કરવાનુ નહિ કરવાથી [ કરવુ ઘટે ] પ્રતિક્રમણ,
અશ્રદ્ધા અને તેવી રીતે, વિપરીત-પ્રરૂપણામાં પણ. ૪૮.

ખમાવુ સર્વ જીવોને, સર્વ જીવો ખમો મને,
મૈત્રી મારે સર્વ જીવોથી, વેર મારે ન કોઈથી. ૪૯.

આમ હુ આલોચીને, નિંદીને, ગર્હીને, દુગછીને સમ્યક્,
ત્રિવિધથી પડિક્કમતો, વંદુ છું જિન ચોવીસને. ૫૦.

## (૪-૫-૬) સામાન્ય અને વિશેષ અર્થાદિ

[આ સૂત્ર મોટું હોવાથી વાચકની સરળતા ખાતર સામાન્ય અને વિશેષ અર્થ, અર્થ-નિર્ણય તથા અર્થ-સંકલના એકીસાથે લીધેલાં છે. શબ્દની શરૂઆતમાં મૂકેલો અંક ગાથાનો તથા વિવરણનો ક્રમ સૂચવે છે.]

(૧-૪) **वंदित्तु** – [वन्दित्वा] – વંદીને, નમસ્કાર કરીને.

'वन्द्' ધાતુ અભિવાદન અને સ્તુતિ એ બંને માટે વપરાય છે. તેમાં કાયાથી નમસ્કાર કરવો તે 'અભિવાદન' છે અને વચનથી સ્તવના કરવી તે 'સ્તુતિ' છે. આ બંને ક્રિયાઓ મનની સહાય વડે થાય છે, એટલે કે મન, વચન અને કાયા વડે થતો નમસ્કાર એ 'વંદન'નો યોગ્ય અર્થ છે.

**सव्वसिद्धे** – [सर्वसिद्धान्] – સર્વ સિદ્ધોને, સર્વ સિદ્ધ ભગવંતોને.

સર્વ-બધા. 'સિદ્ધો'ને–સિદ્ધ ભગવતોને. જે જે આત્માઓ કર્મ ખપાવીને 'સિદ્ધ' થયા છે તે બધાઓને. તેમાં તીર્થંકર-પદવી પામીને સિદ્ધ થયા હોય કે તીર્થંકર-પદવી પામ્યા વિના 'સિદ્ધ' થયા હોય, તીર્થની સ્થાપના થયા પછી 'સિદ્ધ' થયા હોય, કે તે પહેલાં 'સિદ્ધ' થયા હોય, સ્વયં બોધ પામીને કર્મ-ક્ષય કર્યો હોય, કે આચાર્યાદિના બોધથી બોધિત થઈને કર્મ-ક્ષય કર્યો હોય, તે બધાનો સમાવેશ થાય છે. વળી તે પુરુષ-લિંગે 'સિદ્ધ' થયા હોય, સ્ત્રી-લિંગે 'સિદ્ધ' થયા હોય કે નપુંસક-લિંગે 'સિદ્ધ' થયા હોય, સાધુના વેષમાં 'સિદ્ધ' થયા હોય, તેથી ભિન્ન કોઈ પણ વેષમાં 'સિદ્ધ'

થયા હોય, કે ગૃહસ્થના વેષમાં જ 'સિદ્ધ' થયા હોય, એકલા 'સિદ્ધ' થયેલા હોય, કે અન્ય જીવોની સાથે 'સિદ્ધ' થયેલા હોય, તે સિદ્ધના પંદર ભેદોનો આમાં સમાવેશ થાય છે.

**धम्मायरिए** – [ धर्माचार्यान् ] – ધર્માચાર્યોને

ધર્મ-સંબંધી આચાર્ય તે 'ધર્માચાર્ય', તેઓને. 'ધર્માચાર્ય'ના વર્ણન માટે જુઓ સૂત્ર ૨ શાસ્ત્રોમા તેમના ગુણો અનેક પ્રકારે વર્ણવેલા છે.

**अ** – [ च ] – અને

**सव्वसाहू** – [ सर्वसाधून् ] – સર્વ સાધુઓને.

સર્વ શબ્દથી અહીં જિનકલ્પી, સ્થવિરકલ્પી, ઉપાધ્યાય, પ્રવર્ત્તક, સ્થવિર, ગણાવચ્છેદક આદિ 'સાધુ'ના સર્વ પ્રકારો સમજવાના છે સાધુના ગુણો માટે જુઓ સૂત્ર ૧

**इच्छामि** – [ इच्छामि ] – ઇચ્છુ છુ

**पडिक्कमिउं** – [ प्रतिक्रमितुम् ] – પ્રતિક્રમણ કરવાને.

'પ્રતિક્રમણ'ના વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૫.

**सावग-धम्माइआरस्स** – [ श्रावक-धर्मातिचारस्य(रात्) ]– શ્રાવકધર્મમા લાગેલા અતિચારોથી (અહીં છટ્ઠી વિભક્તિ પંચમીના અર્થમા છે)

શ્રાવકનો ધર્મ તે 'શ્રાવકધર્મ' તેમાં લાગેલા અતિચારો તે શ્રાવક-ધર્માતિચારો, તેથી.

'શ્રાવક' શબ્દના વિશેષ અર્થ માટે જુઓ સૂત્ર ૧૦.

'ધર્મ' શબ્દથી અહીં બાર વ્રતો કે તે પૈકીના કોઈ પણ વ્રતવાળો ધર્મ અપેક્ષિત છે.

(૧-૫) वंदित्तु सव्वसिद्धे धम्मायरिए अ सव्वसाहू अ – સર્વ સિદ્ધોને, ધર્માચાર્યોને અને સર્વ સાધુઓને વંદન કરીને

'સિદ્ધ' શબ્દનો "નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ" એ ચાર રીતે નિક્ષેપ કરવામાં આવે તો ઋષભાદિ સર્વે અરિહંતોનો તેમાં સમાવેશ થાય છે. જ્ઞાનાદિ અનંત-ચતુષ્ટયને લીધે તેઓ 'દ્રવ્યસિદ્ધ' છે. સર્વસાધુઓમાં ઉપાધ્યાયપદ અંતર્ગત છે, કારણ કે ઉપાધ્યાય પણ સાધુ જ છે. એટલે સર્વ સિદ્ધો, ધર્માચાર્યો અને સર્વ સાધુઓના વંદનમા પંચ-પરમેષ્ઠીનો નમસ્કાર ધ્વનિત થાય છે.

इच्छामि पडिक्कमिउं सावग-धम्माइआरस्स – શ્રાવક-ધર્મમાં લાગેલા અતિચારોથી પ્રતિક્રમવા ઇચ્છું છું

ધારણ કરેલા શ્રાવક-વ્રતમાં પ્રમાદથી કે શરત-ચૂકથી જે કાંઈ ભૂલો કે સ્ખલનાઓ થઈ હોય, તેને યાદ કરીને. તેથી પાછો ફરું છું.

(૧-૬) સર્વે સિદ્ધ ભગવંતોને, ધર્માચાર્યોને તથા સર્વે સાધુઓને વંદન કરીને શ્રાવકધર્મમા લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ કરવાને ઇચ્છુ છુ.

(૨-૪) जो – [यः] – જે.

मे – [मम] – મારો.

वयाइआरो – [व्रतातिचार:] – વ્રતનો અતિચાર, વ્રતને વિષે લાગેલો અતિચાર.

व्रतनो अतिचार के व्रतमां अतिचार ते व्रतातिचारः ।

**नाणे** – [ज्ञाने] – જ્ઞાનમાં, જ્ઞાનની આરાધનામાં.

**तह** – [तथा] – તે જ રીતે.

**दंसणे** – [दर्शने] – દર્શનમાં, દર્શનની આરાધનામાં.

**चरित्ते** – [चारित्रे] – ચારિત્રમાં, ચારિત્રની આરાધનામાં.

**सुहुमो** – [सूक्ष्मः] – સૂક્ષ્મ, બહુ નાનો, જલદી ખ્યાલમાં ન આવે તેવો.

**वा** – [वा] – અથવા.

**बायरो** – [बादरः] – બાદર, મોટો, જલદી ખ્યાલમાં આવે તેવો.

**तं** – [तम्] – તેને, તે અતિચારને.

**निंदे** – [निन्दामि] – નિંદુ છું, આત્મ સાક્ષીએ વખોડી કાઢું છું.

**गरिहामि** – [गर्हे] – ગર્હું છુ, ગુરુ-સાક્ષીએ પ્રકાશુ છું.

'गुरो. पुरतो वचसा प्रकाशनमिति भावः' (પ્ર સા. દ્વા. ૯૮) મનથી ખોટું ગણવું તે 'નિંદા'. તેનુ ગુરુ-સમક્ષ પ્રકાશન કરવું તે 'ગર્હા'.

(૨-૫) जो मे वयाइआरो – મારા વ્રતમાં જે અતિચાર થયો હોય, મને વ્રત-સંબંધી જે અતિચાર લાગ્યો હોય.

'અતિચાર'નો સામાન્ય અર્થ ભૂલ કે સ્ખલના છે, છતાં 'વિરાધના'ના દૃષ્ટિબિંદુથી તે ખાસ અર્થમાં વપરાય છે.

'વિરાધના' માટે કોઈ પ્રેરણા કરે અને પોતે તેનો નિષેધ ન કરે, તે 'અતિક્રમ,' વિરાધના માટેની તૈયારી, તે 'વ્યતિક્રમ', કાંઈક અંશે દોષનું સેવન, તે 'અતિચાર' અને જે સંપૂર્ણપણે ભાંગે કે જેમાં આરાધનાનું કોઈ તત્ત્વ અવશિષ્ટ ન રહે, તે 'અનાચાર'. એટલે 'અતિચાર' એ 'વિરાધના'નું ત્રીજું પગથિયું છે. અહીં એક વાત સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે ઉત્તરોત્તર મોટા બનતા ક્રમમાં, આગળના નાના ક્રમનો સમાવેશ સ્વાભાવિક રીતે જ થઈ જાય છે, પરંતુ વધારે મોટા ક્રમનો સમાવેશ થતો નથી. મતલબ કે 'અતિચારો'નું પ્રતિક્રમણ કરતાં તેમાં 'અતિક્રમ' અને 'વ્યતિક્રમ'નું પ્રતિક્રમણ સ્વાભાવિક રીતે જ થઈ જાય છે, પણ 'અનાચાર'નું પ્રતિક્રમણ કે શુદ્ધિ થતાં નથી. જેમ શેરમાં પાશેર, નવટાંક, અધોળ વગેરે આવી જાય છે, પણ બશેર, પાંચ શેર કે દશ શેરનો સમાવેશ થતો નથી.

नाणे तह दंसणे चरित्ते अ – જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનામાં.

જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ મુક્તિનાં સાધન છે, અલબત્ત તે સમ્યક્ પ્રકારનાં હોવાં જોઈએ. આ ત્રણ તત્ત્વોની આરાધના કરવા માટે જ વ્રતોનું વિધાન છે, એટલે નાનાં-મોટાં જે વ્રતો ધારણ કરવામાં આવે છે, તેનો હેતુ જ્ઞાન-આરાધના, દર્શન-આરાધના કે ચારિત્ર-આરાધના જ હોય છે. જે વ્રત મુમુક્ષુને જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના તરફ લઈ જતું નથી તે આધ્યાત્મિક દૃષ્ટિએ શૂન્ય છે.

જાણવું તે 'જ્ઞાન' છે, માનવું તે 'દર્શન' છે, આચરવું તે 'ચારિત્ર' છે. જીવાદિ તત્ત્વોને યથાર્થપણે જાણવાં તે 'સમ્યગ્જ્ઞાન' છે, તેને યથાર્થપણે માનવાં તે 'સમ્યગ્દર્શન' છે, અને હેય-ઉપાદેયના વિવેક-પૂર્વક આચરણ કરવું તે 'સમ્યક્ચારિત્ર' છે નિશ્ચયનયની દૃષ્ટિએ જ્ઞાન-દર્શન-ચારિત્ર તે આત્માનું પોતાનું જ મૂળ સ્વરૂપ છે, જ્યારે વ્યવહારનયની દૃષ્ટિએ તે જુદા જુદા ગુણો છે, જુદાં જુદા સાધનો છે કે જુદી જુદી ક્રિયાઓ છે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી તેના ભિન્ન ભિન્ન વિભાગો પડી શકે છે

અહીં આરાધ્ય વિષય તરીકે જ્ઞાન, દર્શન અને ચારિત્રનો સામાન્ય ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

सुहुमो वा वायरो वा – નાનો કે મોટો.

तं निंदे तं च गरिहामि – તેને હું નિંદું છું, તેની હું ગર્હા કરું છું.

નિંદા અને ગર્હા વડે પ્રતિક્રમણના સ્વરૂપનું નિર્માણ થાય છે. એટલે જે જે અતિચારો લાગ્યા હોય તે દરેકની આત્મ સાક્ષીએ 'નિંદા' અને ગુરુ-સાક્ષીએ 'ગર્હા' કરવી ઘટે છે. રીતે, અહીં દરેક અતિચારની નિંદા અને ગર્હા કરવા આવે છે

(૨-૬) જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધના નિમિત્તે ધારણ કરેલા વ્રતોમા નાનો કે મોટો, જે અતિચાર લાગ્યો હોય, તેને હું નિંદું છું, તેને હું ગર્હું છું.

(૩-૪) दुविहे – [ द्विविधे ] – બે પ્રકારના (તેના વિષે).

परिग्गहम्मि – [ परिग्रहे ] – પરિગ્રહને વિષે.

'परिगृह्यते इति परिग्रह:' – ગ્રહણ કરાય તે પરિગ્રહ. એટલે જે વસ્તુ મમત્વભાવથી–મૂર્છાથી ગ્રહણ કરવામાં આવે, તે 'પરિગ્રહ' ધન, ધાન્ય, ખેતર-પાદર, વાડી-બગીચા, નોકર-ચાકર, ઢોર-ઢાખર વગેરે તમામ પ્રકારની મિલકત એ જ કારણે 'પરિગ્રહ' કહેવાય છે.

सावज्जे – [ सावद्ये ] – પાપમય. (તેના વિષે).

આ પદ આરંભનું વિશેષણ છે. સાવદ્યની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૯.

बहुविहे – [ बहुविधे ] – ઘણા પ્રકારના (તેના વિષે).

आरंभे – [ आरम्भे ] – આરભને વિષે, આરભ કરતાં

'आरम्भणम् आरम्भ:' – આરભવું તે 'આરભ'. 'स शरीरधारणायान्नपानाद्यन्वेषणात्मक इति' તે શરીર ધારણ કરવા માટે અન્ન-પાન આદિના અન્વેષણરૂપ છે સામાન્ય રીતે સસાર-વ્યવહાર માટે જે પ્રવૃત્તિ કરવામા આવે, તે 'આરભ' ગણાય છે સાધુ-જીવનને નિરારભ કહેવામાં આવે છે, કારણ કે તેમની બધી પ્રવૃત્તિઓ આત્મ-કલ્યાણ માટે હોય છે. ઉત્ત. સૂત્રના ૨૦મા અધ્યયનમા અનાથી મુનિએ મગધરાજ શ્રેણિકને કહ્યુ છે કે —

"सयं च जइ मुच्चेज्जा, वेयणा विउला इओ ।
खन्तो दन्तो निरारभो, पव्वए अणगारियं ॥ ३२ ॥"

"આ વિપુલ વેદનાથી જો એક જ વાર મુક્ત થાઉં તો

ક્ષાન્ત, દાન્ત અને 'નિરારંભી' બની તરત જ અનગાર-ધર્મમાં પ્રવ્રજિત થાઉં (એવો નિર્ણય મેં કર્યો હતો)"

**कारावणे** – [कारणे] – અન્યને પ્રેરણા કરતાં, બીજાની પાસે કરાવતા

'कारणे' એટલે પ્રેરણા કરતાં. એક કામ કરવા માટે અન્યને પ્રેરવો, અન્યને સૂચના આપવી, તે 'કારણ' કહેવાય છે, તેના વિષે

**करणे** – [करणे] – જાતે કરતા.

કરવું તે 'करण', તેના વિષે. જે કામ પોતાની જાતે કરવામા આવે, તેને 'કરણ' કહેવાય છે

**पडिक्कमे** – [प्रतिक्रामामि] – પ્રતિક્રમું છુ, પાછો ફરું છુ.

**देसिअं** – [दैवसिकम्] – દિવસમા બનેલો, દિવસ સબધી.

'दिवसेन निर्वृतो दिवसपरिमाणो वा दैवसिक' – દિવસથી બનેલો અથવા દિવસ-સબધી તે દૈવસિક. અહીં આર્ષ-પ્રયોગથી 'व'નો લોપ થઈ देसिअ એવુ રૂપ બનેલું છે.

**सव्वं** – [सर्वम्] – સર્વને

'सर्वं सूक्ष्म-बादरमेदम्' (અ. દી.) સર્વ એટલે સૂક્ષ્મ અને બાદર

(૩-૫) दुविहे परिग्गहम्मि – બાહ્ય અને આભ્યંતર પરિગ્રહને વિષે

પરિગ્રહ બે પ્રકારનો છે (૧) બાહ્ય અને (૨) આભ્યતર. તેમા ધન, ધાન્ય વગેરે 'બાહ્ય પરિગ્રહ' છે અને ૧ 'મિથ્યાત્વ,

૩ વેદ, ૬ હાસ્યાદિક અને ૪ કષાય' એ ચૌદ 'આભ્યંતર પરિગ્રહ' છે. સચિત્ત અને અચિત્તના ભેદ વડે પણ પરિગ્રહના બે પ્રકારો કરી શકાય છે. જેમકે નોકર-ચાકર, ઢોર-ઢાંખર વગેરે 'સચિત્ત પરિગ્રહ' અને ધન, ધાતુ, મકાન વગેરે 'અચિત્ત પરિગ્રહ'.

सावज्जे बहुविहे अ आरंभे – પાપવાળી એવી વિવિધ સાંસારિક પ્રવૃત્તિઓને વિષે.

આરંભ અથવા સાંસારિક પ્રવૃત્તિ પાપવાળી છે, એવું સ્પષ્ટ સૂચન કરવા માટે અહીં 'સાવદ્ય' વિશેષણ યોજેલું છે. 'મીઠી સાકર,' 'દુષ્ટ રાક્ષસ,' 'અનિષ્ટ રોગ' આદિ પ્રયોગો જેમ તે તે ગુણોની સ્પષ્ટતા બતાવનારા છે, તેમ અહીં 'સાવદ્ય આરંભ' વિષે સમજવાનું છે. ગૃહસ્થોને પોતાનું જીવન ચલાવવા માટે વિવિધ પ્રવૃત્તિઓ કરવી પડે છે, તેનું સૂચન અહીં બહુવિધ વિશેષણ વડે કરવામાં આવ્યું છે.

જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનામાં તથા વ્રતોનાં પાલનમાં સ્ખલનાઓ કે અતિચારો થવાનું મુખ્ય કારણ 'પરિગ્રહ' અને 'આરંભ' છે. તેથી જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે :—

"धण-संचओ अ विउलो, आरंभ-परिग्गहो अ वित्थिण्णो ।
नेइ अवस्सं मणुसं, नरगं वा तिरिक्खजोणिं वा ॥"

"વિપુલ ધન-સંચય એટલે ઘણો પૈસો એકઠો કરવો અને વિસ્તીર્ણ 'આરંભ-પરિગ્રહ' એટલે મોટા પાયા પર સાંસારિક પ્રવૃત્તિઓ કરવી તથા માલ-મિલકતનો પરિગ્રહ કરવો, તે

મનુષ્યને અવશ્ય નરક કે તિર્યગ્યોનિમાં લઈ જાય છે ” તે માટે સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તી તથા મમ્મણ અને તિલક શેઠના દૃષ્ટાંતો વિચારવા યોગ્ય છે.

कारावणे अ करणे – કરાવતા અને કરતા.

पडिक्कमे देसिअ सव्व – દિવસ દરમિયાન જે જે સૂક્ષ્મ કે બાદર અતિચાર થયા હોય, તે સર્વથી હુ પાછો ફરુ છુ

( ૩–૬ ) બાહ્ય અને આભ્યંતર પરિગ્રહને લીધે, અનેક પ્રકારની સાસારિક–પાપવાળી પ્રવૃત્તિઓ બીજા પાસે કરાવતા અને જાતે કરતા, દિવસ દરમિયાન સૂક્ષ્મ કે બાદર જે જે અતિચારો લાગ્યા હોય તે સર્વથી હુ પાછો ફરુ છું.

(૪-૪) जं बद्धं – [ यद् बद्धम् ] – જે બધાયુ હોય

इन्दिएहिं – [ इन्द्रियैः ] – ઇન્દ્રિયો વડે

ઇન્દ્રિયોની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૨

चउहिं – [ चतुर्भि ] – ચાર વડે

कसाएहिं – [ कषायै· ] – કષાયો વડે

“ ક્રોધ, માન, માયા અને લોભ ” એ ચાર મનોવૃત્તિઓ ‘ કષાય ’ કહેવાય છે તેની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૨

अप्पसत्थेहिं – [ अप्रशस्तै. ] – અપ્રશસ્તો વડે, પ્રશસ્ત નથી તેવા વડે.

‘ शस् ’ ધાતુ શ્લાઘા કે વખાણના અર્થમા વપરાય છે, તેથી ‘शस्त’નો અર્થ શ્લાઘિત કે વખણાયેલુ થાય છે આગળ

'प्र' ઉપસર્ગ લાગતાં તેમાં અધિકતાનું સૂચન થાય છે, તેથી 'प्रशस्त' શબ્દ 'સારી રીતે શ્લાઘા પામેલુ કે સારી રીતે વખણાયેલુ' એવો અર્થ બતાવે છે. જે વસ્તુ સુજ્ઞ જનો દ્વારા શ્લાઘા પામી હોય કે વખણાઈ હોય તે ઉત્તમ કહેવાય છે, એટલે પ્રશસ્તનો ભાવાર્થ 'ઉત્તમ' છે. ઉત્તમ વસ્તુ જ ઇચ્છવા યોગ્ય કે આદરણીય હોય છે, એટલે પ્રશસ્તનો ફલિતાર્થ 'ઇચ્છવા યોગ્ય કે આદરવા યોગ્ય' છે

प्रशस्तની આગળ अ મૂકવાથી તે વિરુદ્ધ ભાવ અથવા ઊલટી બાજુ બતાવે છે. એટલે જે 'પ્રશસ્ત' નથી, સુજ્ઞ-જનોથી વખણાયેલુ નથી, અથવા જ્ઞાનીઓને, અનુભવીઓને મંજૂર નથી, તે 'અપ્રશસ્ત' કહેવાય છે. આ વિશેષણ ઇન્દ્રિય તથા કષાય એ બન્નેને લાગુ પડે છે.

रागेण – [ रागेन ] – રાગથી, આસક્તિથી.

'रज्यतेऽनेनेति रागः' 'જેના વડે જીવ કર્મોથી રગાય તે 'રાગ'. શ્રીહરિભદ્રસૂરિજીએ ધર્મબિન્દુગ્રન્થમા ફરમાવ્યું છે કે–'विषयेष्वभिष्वङ्ग राग ।' કોઈ પણ વિષયમા આસક્તિ થવી તે 'રાગ' છે'

दोसेण – [ द्वेषेण ] – દ્વેષથી, અપ્રીતિથી.

'द्विषन्ति अप्रीतिं भजन्ति तेन तस्मिन् वा प्राणिन इति द्वेषः' –જેનાથી કે જે છતે પ્રાણીઓ અપ્રીતિને, માત્સર્યને ધારણ કરે છે, તે 'દ્વેષ'. વૈર, તિરસ્કાર વગેરે તેના પર્યાયશબ્દો છે.

व – [ वा ] – અથવા.

त निंदे त च गरिहामि – પૂર્વવત્.

(૪-૫) ज बद्धमिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसत्थेहिं – પાચ અપ્રશસ્ત ઇંદ્રિયો વડે, ચાર અપ્રશસ્ત કષાયો વડે [ તથા ત્રણ અપ્રશસ્ત યોગો વડે ] જે અશુભ કર્મ બાધ્યુ હોય.

ज बद्ध એ બે પદોની સાથે 'असुह कम्म' એ પદો અધ્યાહાર રહેલા છે એટલે તેનો અર્થ 'જે અશુભ કર્મ બાધ્યુ હોય' એમ કરવાનો છે. અહીં અશુભ કર્મનો બંધ થવાના મુખ્ય કારણોમા 'અપ્રશસ્ત ઇંદ્રિયો' અને 'અપ્રશસ્ત કષાયો'નો ઉલ્લેખ કરવામા આવ્યો છે, પરતુ ઉપલક્ષણથી તેમા 'યોગ'નો એટલે મન, વચન અને કાયાની પ્રવૃત્તિઓનો પણ સમાવેશ થાય છે આ રીતે ગાથાના પૂર્વાર્ધનો સ્પષ્ટ અર્થ એ છે કે 'પાચ અપ્રશસ્ત ઇંદ્રિયો વડે, ચાર અપ્રશસ્ત કષાયો વડે અને ત્રણ અપ્રશસ્ત યોગો વડે, જે અશુભ કર્મ બધાયુ હોય '

ઇંદ્રિય, કષાય અને યોગના પ્રશસ્ત અને અપ્રશસ્ત ભેદોની સમજણ નીચે મુજબ છે ·

(૧) દેવ, ગુરુ આદિના ગુણો સાભળે, ધર્મનો ઉપદેશ સાભળે, ધાર્મિક સ્તવન-કીર્તનો સાભળે, તે **પ્રશસ્ત શ્રોત્રેન્દ્રિય.**

(૨) પ્રિય, અપ્રિય અથવા મનોજ્ઞતા અને અમનોજ્ઞતાના ભાવપૂર્વક અર્થાત્ રાગ-દ્વેષવાળી ચિત્ત-વૃત્તિથી જે કાંઈ સાંભળે, તે **અપ્રશસ્ત શ્રોત્રેન્દ્રિય.**

(૩) દેવ-દર્શન, ગુરુ-દર્શન, સંઘ-દર્શન, આગમ-દર્શન કે તીર્થ-દર્શન વગેરે શુભ પ્રવૃત્તિ કરે, તે **પ્રશસ્ત ચક્ષુરિન્દ્રિય.**

(૪) પ્રિય, અપ્રિય અથવા મનોજ્ઞતા અને અમનોજ્ઞતાના ભાવપૂર્વક જે કાંઈ જુએ, તે **અપ્રશસ્ત ચક્ષુરિન્દ્રિય.**

વિકારી દૃષ્ટિથી સ્ત્રીનાં અંગોપાંગાદિ જોવા તથા ભય અને કુતૂહલથી નિરીક્ષણ આદિ કરવાં એ અપ્રશસ્ત ચક્ષુરિન્દ્રિયનો વ્યવહાર છે.

(૫) પુષ્પ, કેસર, કસ્તૂરી, બરાસ, ચંદન વગેરે ભક્તિના દ્રવ્યોની વાસ વડે પરીક્ષા કરે, તે **પ્રશસ્ત ઘ્રાણેન્દ્રિય.**

(૬) પ્રિય, અપ્રિય અથવા મનોજ્ઞતા અને અમનોજ્ઞતાના ભાવપૂર્વક વાસ લેવાની પ્રવૃત્તિ કરે, તે **અપ્રશસ્ત ઘ્રાણેન્દ્રિય.**

(૭) ગુરુ આદિને આપવા યોગ્ય આહાર-પાણીની ચાખીને પરીક્ષા કરે, તે **પ્રશસ્ત રસનેન્દ્રિય.**

(૮) પ્રિય, અપ્રિય અથવા મનોજ્ઞતા અને અમનોજ્ઞતાના ભાવપૂર્વક વસ્તુઓને ચાખે, તે **અપ્રશસ્ત રસનેન્દ્રિય.**

(૯) સાધુ-સાધ્વીને આપવા યોગ્ય આહાર-પાણી તથા આસનાદિની સ્પર્શ વડે પરીક્ષા કરે, તે **પ્રશસ્ત સ્પર્શનેન્દ્રિય.**

(૧૦) પ્રિય, અપ્રિય અથવા મનોજ્ઞતા અને અમનોજ્ઞતાના ભાવપૂર્વક જે સ્પર્શ કરે, તે **અપ્રશસ્ત સ્પર્શનેન્દ્રિય.**

(૧૧) શિષ્યાદિ-પરિવાર તથા પુત્ર-પુત્રીઓને સુશિક્ષિત બનાવવા માટે જે કૃત્રિમ ક્રોધ કરવામા આવે, તે **પ્રશસ્ત ક્રોધ.**

(૧૨) પ્રિય-અપ્રિયાદિ પ્રસંગોનાં કારણે જે ગુસ્સો કરવામા આવે, તે **અપ્રશસ્ત ક્રોધ.**

(૧૩) ધર્મ અને ધર્મ-પાલન માટેનુ અભિમાન તે **પ્રશસ્ત માન.**

(૧૪) પ્રિય-અપ્રિયાદિ પ્રસંગોના કારણોએ અભિમાન કરવું, તે **અપ્રશસ્ત માન.**

(૧૫) કોઈ પણ આત્માનુ આત્મિક હિત લક્ષ્યમાં રાખી તે માટે જરૂરી બાહ્ય કે આભ્યન્તર સાધનો માટે જે કૃત્રિમ છળ-પ્રપંચ કરવો પડે, તે **પ્રશસ્ત માયા.**

(૧૬) કોઈને છેતરવાની બુદ્ધિથી જે પ્રપંચ કરવામા આવે, તે **અપ્રશસ્ત માયા.**

(૧૭) જ્ઞાન, દર્શન અને ચારિત્રની ક્રિયાઓમા તથા વિનય અને વૈયાવૃત્ત્ય વગેરે ગુણોમાં લોભ કરવો, તે **પ્રશસ્ત લોભ.**

(૧૮) ધન-ધાન્યાદિક પરિગ્રહમા મમત્વબુદ્ધિથી જે લોભ કરવો, તે **અપ્રશસ્ત લોભ.**

(૧૯) ધર્મધ્યાન અને શુક્લધ્યાનમા પ્રવર્ત્તતો મનનો યોગ, તે **પ્રશસ્ત મનોયોગ.**

(૨૦) આર્ત્ત-ધ્યાન અને રૌદ્ર-ધ્યાનમાં પ્રવર્ત્તતો મનનો યોગ, તે **અપ્રશસ્ત મનોયોગ.**

(૨૧) દેવ, ગુરુ, સંઘ, સાધુ અને ધર્મના ગુણ ગાવામાં પ્રવર્ત્તતો વાણીનો યોગ, તે **પ્રશસ્ત વચનયોગ.**

(૨૨) સાંસારિક પ્રવૃત્તિઓ નિમિત્તે પ્રવર્ત્તતો વાણીનો યોગ, તે **અપ્રશસ્ત વચનયોગ.**

(૨૩) દેવ-દર્શન, ગુરુ-વંદન, તીર્થ-યાત્રા, વૈયાવૃત્ત્ય આદિ નિમિત્તે થતો કાયાનો યોગ, તે **પ્રશસ્ત કાયયોગ.**

(૨૪) સાંસારિક હેતુથી થતો કાયાનો યોગ, તે **અપ્રશસ્ત કાયયોગ.**

रागेण व दोसेण व – રાગ વડે અથવા દ્વેષ વડે.

રાગ અને દ્વેષના પણ પ્રશસ્ત અને અપ્રશસ્ત એવા બે વિભાગો થઈ શકે છે

અરિહંત દેવો, સુગુરુઓ, સુસાધુઓ વગેરે પર જે રાગ, તે **પ્રશસ્ત રાગ.**

વિષય-ભોગ આદિ પર જે રાગ, તે **અપ્રશસ્ત રાગ.**

પોતાના કરેલાં પાપો અને પ્રમાદ પ્રત્યે દ્વેષ થવો, તે **પ્રશસ્ત દ્વેષ.**

શત્રુઓ વગેરે પ્રતિકૂળ જનો પર દ્વેષ થવો, તે **અપ્રશસ્ત દ્વેષ.**

तं निंदे तं च गरिहामि – પૂર્વવત્.

(૪-૬.) પાંચ ઇન્દ્રિયો, ચાર કષાયો, ત્રણ યોગો તથા રાગ અને દ્વેષનું પ્રવર્ત્તન અપ્રશસ્ત ભાવ વડે થવાથી, જે કંઈ અશુભ કર્મ બંધાયું હોય, તેને હું નિંદું છું, તેની હું ગર્હા કરું છું.

(૫-૪) आगमणे – [ आगमने ] – આવવામાં.

આવવું તે 'આગમન'; તેના વિષે. આ પદથી શરૂ થતાં સાતેય પદોનો સંબંધ જ वद्ध એ બે પદો સાથે છે.

निग्गमणे – [ निर्गमने ] – જવામાં

બહાર જવું તે 'નિર્ગમન', તેના વિષે. એક માણસ સ્થાનની અંદર કે સ્થાન પ્રત્યે આવે, તો તે સ્થાનમાં તેનું આગમન થયું કહેવાય. એક માણસ સ્થાન છોડીને જાય, તો તે સ્થાનથી તેનું નિર્ગમન થયું કહેવાય

ठाणे – [ स्थाने ] – ઊભા રહેવામાં.

स्था – ઊભા રહેવું. તેની ક્રિયા તે 'स्थान', તેના વિષે. એટલે ઊભા રહેવામાં

चंकमणे – [ चङ्क्रमणे ] – વારંવાર ચાલવામાં, અહીં તહીં ફરવામાં.

વારંવાર જવું-આવવું કે અહીં-તહીં ફરવું, તે 'ચંક્રમણ', તેના વિષે

अणाभोगे – [ अनाभोगे ] – અનુપયોગમાં, વિસરી જવાથી, ભૂલી જવાથી.

'आभोगनमाभोग., न आभोगोऽनाभोग.' વિશેષ ઉપ-યોગની ક્રિયા તે 'આભોગ' ન આભોગ તે 'અનાભોગ.' એટલે વસ્તુ ખ્યાલમાથી તદ્દન નીકળી જવી, વિસરાઈ જવી એ 'અનાભોગ' ક્રિયા છે, તેના વિષે, તેના વડે આ પદમાં તથા તેની પછીના બે પદોમાં તૃતીયાર્થે સપ્તમી વપરાયેલી છે.

**अभिओगे** – [ अभियोगे ] – અભિયોગથી, આગ્રહથી, દબાણથી.

'अभियोजनमभियोग:' – ચારે બાજુથી જોડવુ. દબાણ-પૂર્વક જોડવું તે 'અભિયોગ'. જેમા સ્વેચ્છા નહિ પણ આગ્રહ, દબાણ કે બલાત્કાર કારણભૂત હોય છે, તેને 'અભિયોગ' કહેવામા આવે છે.

**निओगे** – [ नियोगे ] – નિયોગથી, ફરજને લીધે.

'નિયોગ' એટલે અધિકાર કે ફરજ, તેના લીધે. એટલે જે કામ અધિકારવશાત્ કે ફરજ બજાવવા માટે કરવું પડ્યું હોય, તેને લીધે

पडिक्कमे देसिअ सव्व – પૂર્વવત્

( ૫-૫ ) आगमणे निग्गमणे ठाणे चक्कमणे – આવતા. જતા, ઊભા રહેતાં, વારવાર ચાલવામા કે અહીં-તહીં ફરવામાં જે અશુભ કર્મ બધાયું હોય.

અતિચારોની વિશિષ્ટ રીતે આલોચના કરતા પહેલાં ગમનાગમનનું પ્રતિક્રમણ કરવું ઘટે છે. તેથી તે અંગેની ક્રિયાઓનો અહીં સ્પષ્ટ નિર્દેશ કરવામાં આવ્યો છે.

(૧) આવવું, તે 'આગમન'.

(૨) જવુ, તે 'નિર્ગમન'.

(૩) આગમન કે નિર્ગમન ન કરતા એક જ સ્થળે ઊભા રહેવુ, તે 'સ્થાન'

(૪) આગમન અને નિર્ગમન બન્ને જેમાં સયુક્ત છે, તે જવા-આવવાની કે વારંવાર ચાલવાની કે અહીં-તહીં ફરવાની ક્રિયા, તે 'ચક્રમણ'

ધર્માનુષ્ઠાન કે શુભ પ્રવૃત્તિના હેતુ સિવાય થતી આ પ્રકારની ક્રિયાઓ અશુભ કર્મબધનુ કારણ છે

(૧) अणाभोगे अभिओगे अ निओगे – ઉપયોગની શૂન્યતાથી (શરત-ચૂકથી), દબાણથી કે ફરજથી.

ઉપર્યુક્ત ક્રિયાઓ કેવા સજોગોમા થઈ હોય તો કર્મબધનું કારણ બને છે, તે જણાવવા માટે આ ત્રણ પદોની યોજના કરેલી છે (૧) 'અણાભોગ' એટલે શરતચૂક થવી કે ખ્યાલ ન રહેવો (૨) 'અભિયોગ' એટલે કોઈના આગ્રહ કે દબાણને વશ થઈને કામ કરવુ (૩) 'નિયોગ' એટલે પોતાની ઇચ્છા ન હોય, પણ અધિકારને અગે કે ફરજને લીધે કામ કરવુ સમ્યક્ત્વ અગીકાર કરતી વખતે નીચેના છ અભિયોગનો અપવાદ રાખવામા આવે છે —

(૧) 'રાજાભિયોગ' – રાજાના દબાણથી કોઈ કામ કરવુ પડે તે.

(૨) 'ગણાભિયોગ' – લોક-સમૂહના દબાણથી કે કુટુંબના આગ્રહથી કોઈ કામ કરવુ પડે તે.

(૩) 'બલાભિયોગ' – વધારે બળવાનના દબાણથી કોઈ કામ કરવું પડે તે.

(૪) 'દેવાભિયોગ' – દેવતાઓના દબાણથી કોઈ કામ કરવુ પડે તે.

(૫) 'ગુરુ-અભિયોગ' માતા-પિતાદિ વડીલ જનોના દબાણથી કોઈ કામ કરવુ પડે તે.

(૬) 'વૃત્તિ-કાંતારાભિયોગ' – દુષ્કાળ જેવા પ્રસંગમાં અથવા અરણ્ય વગેરે સ્થાનમાં સર્વથા નિર્વાહનો અભાવ હોય, તેવા વિષમ પ્રસંગમા આજીવિકાને માટે કોઈ કામ કરવું પડે તે.

(૫-૬) શરત-ચૂકથી, દબાણથી કે ફરજવશાત્ આવવામાં, જવામા, એક ઠેકાણે ઊભા રહેવામા અને વારવાર ચાલવામા દિવસ દરમિયાન જે કાંઈ અશુભ કર્મ બાંધ્યુ હોય, તે સર્વથી હુ પાછો ફરૂં છુ.

(૬-૪) संका – [शङ्का] – શંકા, સંશય. (દ્રવ્ય-ગુણ-વિષયમા)

સમ્યક્ત્વનો આ પહેલો 'અતિચાર' છે. વિગત માટે જુઓ સૂત્ર ૨૮.

**कंखा** – [ काक्षा ] – અન્ય મતની ઇચ્છા.

સમ્યક્ત્વનો આ બીજો 'અતિચાર' છે. વિગત માટે જુઓ સૂત્ર ૨૮.

**विगिच्छा** – [ विचिकित्सा ] – ક્રિયાના ફલ-વિષયમા સંદેહ અથવા મતિ-વિભ્રમ કે ધર્મીઓ પ્રત્યે જુગુપ્સા

સમ્યક્ત્વનો આ ત્રીજો 'અતિચાર' છે વિગત માટે જુઓ સૂત્ર ૨૮.

**पसंस** – [ प्रशंसा ] – પ્રશંસા, વર્ણન–વખાણ કરવાં તે.

આ પદનો સંબંધ कुलिंगीसु પદ સાથે જોડવાનો છે એટલે કુલિંગીઓની 'પ્રશંસા'–મિથ્યાદૃષ્ટિઓની પ્રશંસા એ સમ્યક્ત્વનો ચોથો 'અતિચાર' છે કુલિંગીઓની પ્રશંસા કરવાથી મિથ્યાત્વની પુષ્ટિ થાય છે, અતત્ત્વમા શ્રદ્ધા કર્યા-કરાવ્યાનો દોષ લાગે છે તથા તીવ્ર કર્મ બંધાય છે.

**तह** – [ तथा ] – તે જ રીતે

**संथवो** – [ संस्तव: ] – પરિચય, સંસર્ગ

'સંસ્તવ' પદનો સંબંધ પણ कुलिंगीसु પદ સાથે જોડવા-નો છે. એટલે કુલિંગીઓનો પરિચય, સહવાસ, સંસર્ગ કરવો તે સમ્યક્ત્વનો પાંચમો 'અતિચાર' છે. કુલિંગીઓ–મિથ્યાદૃષ્ટિઓની સાથે એકત્ર વાસ, ભોજન, આલાપાદિ પરિચય રાખવાથી સુખે સાધી શકાય તેવી તેમની ક્રિયાઓ સાંભળવાથી અને જોવાથી દૃઢ સમ્યક્ત્વવાળાનો પણ દૃષ્ટિભેદ

સંભવે છે, તો પછી નવો ધર્મ પામનાર સામાન્ય બુદ્ધિવાળાના સંબંધમાં તો કહેવું જ શું ?

कुलिंगीसु – [ कुलिङ्गिषु ] – કુલિંગીઓને વિષે, કુતીર્થિકોને વિષે.

'कुत्सितं लिङ्गं विद्यते येषां ते कुलिङ्गिनः तेषु.'

જેઓનુ લિંગ – જેઓનો વેષ તથા આચાર વગેરે કુત્સિત છે – શિવસુખ-પ્રાપ્તિમાં બાધક છે તેઓ કુલિંગી; તેમના વિષે.

सम्मत्तस्स-इआरे – [ सम्यक्त्वस्य अतिचारान् ] – સમ્યક્ત્વના અતિચારોને, સમકિતમાં લાગેલાં દૂષણોને.

'सम्यगित्यस्य भावः सम्यक्त्वम्' – સમ્યક્ એટલે યથાર્થ, તેનો ભાવ તે સમ્યક્ત્વ. 'સમ્યક્' શબ્દ યથાર્થતાનો દ્યોતક છે અથવા મોક્ષમાર્ગથી અવિરુદ્ધ માર્ગનો સૂચક છે, તેથી યથાર્થ કે મોક્ષમાર્ગથી અવિરુદ્ધ માર્ગ કે તત્ત્વનો ભાવ તે 'સમ્યક્ત્વ' છે. વિશેષ અર્થમાં તત્ત્વરુચિ કે તત્ત્વના બોધ પૂર્વકની શ્રદ્ધા તે 'સમ્યક્ત્વ' છે. શ્રીહરિભદ્રસૂરિએ પ્રથમ પંચાશકમાં જણાવ્યુ છે કે 'तत्तत्थ-सद्दहाणं सम्मत्त'–તત્ત્વ વડે (તાત્ત્વિક) અર્થોની શ્રદ્ધા કરવી, તે 'સમ્યક્ત્વ'. અહીં 'તત્ત્વ' શબ્દથી ભાવ અને 'અર્થ' શબ્દથી જીવાદિ નવ પદાર્થો સમજવાના છે. તે આ પ્રમાણે:–(૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આશ્રવ, (૬) સંવર, (૭) નિર્જરા, (૮) બંધ અને (૯) મોક્ષ. એ નવ પદાર્થો–તત્ત્વો પર હૃદયથી શ્રદ્ધા, તે 'સમ્યક્ત્વ' છે.

'સમ્યક્ત્વ'નુ વ્યાવહારિક સ્વરૂપ 'સુદેવ,' 'સુગુરુ' અને 'સુધર્મ' પરની શ્રદ્ધાથી નિશ્ચિત થાય છે તેમાં અઢાર દોષોથી રહિત, પરમવીતરાગ, પરમજ્ઞાની, પરમપુરુષ, પુરુષોત્તમ એવા જે અરિહત ભગવાન તથા આઠ કર્મોથી રહિત, અનત ચતુષ્ટયથી સહિત, નિરંજન, નિરાકાર, ચિદાનદ ઘન-સ્વરૂપ એવા સિદ્ધ ભગવાન તે 'દેવ' છે, પાચ મહાવ્રતોના ધારક, પાચ આચારોના પાલક, પાચ સમિતિએ સમિત, પાચ ગુપ્તિએ ગુપ્ત, નિર્મમ, નિરહકાર, સરલ પરિણામી, સદા સતોષી, જ્ઞાનવાન અને પરમ તપસ્વી એવા સાધુ મુનિરાજ તે 'સુગુરુ' છે, તથા વીતરાગોએ પ્રરૂપેલો શુદ્ધ દયામય, સત્યમય, સ્યાદ્વાદમય અને શિવસુખને પમાડનારો ધર્મ તે 'સુધર્મ' છે

'સમ્યક્ત્વ'નુ સ્વરૂપ વિશદ રીતે સમજવા માટે તેના એક, બે, ત્રણ, પાચ અને દસ એવા વિભાગો પાડવામાં આવ્યા છે

તત્ત્વમા રુચિરૂપ આત્માનો વિશુદ્ધ પરિણામ તે તત્ત્વરુચિ 'સમ્યક્ત્વ'નો એક પ્રકાર ૧ 'આધિગમિક' (ઉપદેશથી થતું) અને ૨ 'નૈસર્ગિક' (સહજ રીતે થતું) તે 'સમ્યક્ત્વ' ના બે પ્રકાર. ૧ 'કારક' (ગુરુના ઉપદેશથી તપ, જપ વગેરે ક્રિયાની શ્રદ્ધા), ૨ 'દીપક' (પોતાની શ્રદ્ધા ન હોય છતા બીજાને શ્રદ્ધા કરાવનાર) અને ૩ 'રોચક' (શાસ્ત્રના હેતુ કે ઉદાહરણો જાણ્યા વિના રુચિમાત્રથી થનાર) એ 'સમ્યક્ત્વ'ના ત્રણ પ્રકારો છે "(૧) ઔપશમિક,

(૨) સાસ્વાદન, (૩) ક્ષાયોપશમિક, (૪) વેદક અને (૫) ક્ષાયિક" એ સમ્યક્ત્વના પાચ પ્રકારો છે. તેનુ વિસ્તૃત સ્વરૂપ 'સમ્યક્ત્વસપ્તતિ,' 'કર્મગ્રથ' આદિથી જાણી લેવું. આ પાચ પ્રકારને 'આધિગમિક' અને 'નૈસર્ગિક' એવા બે પ્રકારો ગણતા કુલ દસ પ્રકારો થાય છે

અહીં 'સમ્યક્ત્વ'ના અતિચારનો જે પ્રસગ છે, તે સુદેવ, સુગુરુ અને સુધર્મ પરની શ્રદ્ધારૂપ 'સમ્યક્ત્વ'નો સમજવો.

पडिक्कमे देसिअ सव्व – પૂર્વવત્

(૬-૫) सका . . सम्मत्तस्स-इआरे – (૧) શકા, (૨) કાક્ષા, (૩) વિચિકિત્સા, (૪) કુલિંગિ-પ્રશસા અને (૫) કુલિંગિ-સસ્તવ, એ સમ્યક્ત્વ-વિષયક પાચ અતિચારોને– અતિચાર સબધી

'વ્રતો' સમ્યક્ત્વ-મૂલ ગણાય છે, એટલે એ વ્રતોનો સ્વીકાર સમ્યક્ત્વ-પૂર્વક કરવામા આવે છે શ્રીઉત્તરાધ્યયનસૂત્ર (અ. ૨૮, ગા ૩૦)મા કહ્યુ છે કે —

> "नादसणिस्स नाण, नाणेण विणा न हुंति चरणगुणा।
> अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाण ॥"

'સમકિત'રહિતને જ્ઞાન ન હોય. જ્ઞાન વિના ચારિત્રના ગુણો ન હોય અને ચારિત્રના ગુણો વિના મોક્ષ ન હોય જેને મોક્ષ નથી તેનુ નિર્વાણ પણ નથી '

સમ્યક્ત્વનો સ્વીકાર વ્રતોની પહેલા થતો હોવાથી તેના

અતિચારોની આલોચના પણ વ્રતોના અતિચારોની આલોચના પહેલા જ કરવામા આવે છે

સમ્યક્ત્વના મુખ્ય અતિચારો—દૂષણો પાચ છે '

(૧) 'શ કા'. જે શ્રદ્ધાથી અરિહ ત અને સિદ્ધ ભગવાનનુ 'દેવ' તરીકે આલ બન લેવામાં આવે છે, પાંચ મહાવ્રતધારીઓનુ 'ગુરુ' તરીકે આલ બન લેવામા આવે છે, અને વીતરાગ-પ્રણીત માર્ગનુ 'ધર્મ' તરીકે આલ બન લેવામા આવે છે, તેની યથાર્થતા વિષે 'શ કા' ઉઠાવવી એ સમ્યક્ત્વનો પહેલો અતિચાર છે, પહેલુ દૂષણ છે અરિહ તના સ્વરૂપ વિષે 'શ કા' થઈ કે તેમના વચનો પર પણ 'શ કા' થવાની અને તેમના બતાવેલા માર્ગે ચાલનારા ગુરુઓ વિષે પણ 'શ કા' થવાની, અથવા ગુરુના સ્વરૂપ વિષે 'શ કા થઈ કે 'તેઓ જે ઉપદેશ આપે છે, તે સાચો હશે કે કેમ? તે જે માર્ગ બતાવે છે તે સાચો હશે કે કેમ?' એ 'શ કા' થવાની અને તેથી સમ્યક્ત્વનો આખો પાયો જ હચમચી જવાનો. ધર્મનો મુખ્ય આધાર દેવાદિ તત્ત્વો ઉપરની 'શ્રદ્ધા' છે, એટલે એ શ્રદ્ધાનુ પોષણ, એ શ્રદ્ધાનો ટકાવ અને એ શ્રદ્ધાની વૃદ્ધિ આધ્યાત્મિક જીવનની પ્રાથમિક જરૂરિયાત છે

(૨) 'કાક્ષા' અરિહ ત અને સિદ્ધ એવા 'દેવ,' ત્યાગી 'ગુરુ' અને દયામય સાપેક્ષ 'ધર્મ'ને પ્રાપ્ત કર્યા પછી અન્ય મતની કે અન્ય દર્શનની 'આકાક્ષા' કરવી, ઇચ્છા કરવી, એ સમ્યક્ત્વના મૂળમા પ્રહાર કરનારી વસ્તુ છે. મનમા કોઈ વસ્તુની ઇચ્છા સૂક્ષ્મ રીતે રહ્યા કરે, તો સમય જતા તે સ્થૂ

બને છે. અને છેવટે તે પ્રકારની પ્રવૃત્તિ પણ થાય છે. રોગ જેમ શરૂઆતમા નાનો હોય. પણ અનુકૂળ સયોગો મળી જતા તે વૃદ્ધિ-વિકાર પામે છે, તેમ આ 'કાક્ષા'રૂપી રોગનુ પણ સમજવુ. તેથી સમ્યક્ત્વના બીજા અતિચાર તરીકે 'કાક્ષા'ની ગણતરી કરવામા આવી છે

(૩) 'વિચિકિત્સા' સુદેવ, સુગુરુ અને સુધર્મના સ્વરૂપ સબધમા પાયા વિનાના તર્ક કરવા, ખોટી વિચારણાઓ કરવી કે તે સબધી પ્રાપ્ત થયેલી સ્થિરબુદ્ધિને બદલી નાખવી તે 'વિચિકિત્સા' છે તેને એક જાતનો મતિ-વિભ્રમ પણ કહી શકાય સાધુ-સાધ્વીના મલિન વસ્ત્રો કે શરીરો જોઈને. એમ વિચાર કરવો કે 'આ સાધુઓ અપવિત્ર છે, એમનામા કાઈ સાર નથી' તો એ પણ એક પ્રકારની 'વિચિકિત્સા' જ છે. તેનુ આખરી પરિણામ સમ્યક્ત્વને શિથિલ કરવામા જ આવે છે, તેથી 'વિચિકિત્સા'ને સમ્યક્ત્વનો ત્રીજો અતિચાર ગણવામા આવ્યો છે

(૪) 'કુલિંગિ-પ્રશસા જેને સમ્યગ્દર્શનમા સ્થિર રહેવું છે, સમ્યક્ત્વનુ પાલન કરવુ છે, તે કુલિંગની કે કુલિંગિઓની પ્રશસા ન કરે કુલિંગિઓનો તિરસ્કાર કરવો અને તેની પ્રશસા ન કરવી એ બે વસ્તુઓ એક નથી પહેલામાં તેમના પ્રત્યે દ્વેષભાવ પોષાય છે, જ્યારે બીજામા તેમના પ્રત્યે ઉદાસીન-ભાવ રહે છે 'કુલિંગિઓની પ્રશસા' એ 'સમ્યક્ત્વ'નો ચોથો 'અતિચાર' છે કુલિંગિનુ લક્ષણ એ છે કે વેષ ત્યાગી કે મુમુક્ષુનો હોવા છતા, ચર્યા તેથી વિરુદ્ધ

હોય જેમ કે પચ્ચાગ્નિ તપ, અણગળ જળમાં સ્નાન, સ્ત્રી સ્પર્શનો અનિષેધ, ઇત્યાદિ

(૫) 'કુલિંગિ-સંસ્તવ' કુલિંગિઓના પરિચયથી-સહવાસ-સંસર્ગથી અનેક આધ્યાત્મિક અનર્થો સંભવે છે તથા શુદ્ધ શ્રદ્ધા-સમ્યક્ત્વ દૂષિત થાય છે, તેથી એને સમ્યક્ત્વનો પાચમો અતિચાર કહ્યો છે.

(૬-૬) સમ્યક્ત્વના પાલનમા શંકા, કાંક્ષા, વિચિકિત્સા, કુલિંગિ-પ્રશંસા અને કુલિંગિ-સંસ્તવ વડે દિવસ-દરમિયાન નાનો-મોટો જે અતિચાર લાગ્યો હોય, તે સર્વથી હુ પાછો ફરુ છુ.

(૭-૪) छक्काय-समारंभे – [ षट्काय समारम्भे ] – 'છકાય'ના જીવોની વિરાધના કરતા, 'છકાય'ના જીવોની હિંસા કરતા

છ પ્રકારનો કાય-સમૂહ તે 'षट्काय' તેનો समारम्भ એટલે હિંસા, તે 'षट्काय-समारम्भ'. તેના વિષે

"પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય," એ 'છકાય' તેની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૨૯ દશવૈકાલિકસૂત્રનુ ચોથુ અધ્યયન छज्जीवणिया –षट्जीवनिका નામનુ છે, તે આ વિષયમા સુંદર પ્રકાશ પાડે છે.

पयणे – [ पचने ] – રાધતા.

पच् – રાધવુ पचन – રાધવાની ક્રિયા, તે વિષે

पयावणे – [ पाचने ] – રંધાવતા

જાતે રાંધવું તે 'पचन' અને બીજા પાસે રંધાવવું તે 'पाचन'.

जे - [ये] - જે.

दोसा - [दोषा:] - દોષો. દૂષણો

'दूषण दोष:' - દૂષણ (મલિનતા કે અશુદ્ધિ) તે દોષ

अत्तट्ठा - [आत्मार्थम्] - આત્માર્થે. પોતાને માટે

परट्ठा - [परार्थम्] - પરાર્થે. પારકાને માટે. બીજાને માટે.

उभयट्ठा - [उभयार्थम्] - ઉભયને માટે બન્નેને માટે. પોતાના અને પારકા માટે

चेव - [चैव] - અને વળી

तं निंदे - [तं निन्दामि] - તેને નિંદુ છું.

(૭-૫) छक्काय - समारंभे . . दोसा - છયે કાયના જીવોની હિંસા થાય તેવી પ્રવૃત્તિ કરતા, તથા જાતે રાંધતા અને બીજાની પાસે રંધાવતા

ગૃહસ્થાશ્રમ અંગેની વિવિધ પ્રવૃત્તિઓમાં છયે કાયના જીવોનો સમારંભ (હિંસા) થાય છે તેમાં રાંધવા-રંધાવવાની પ્રવૃત્તિને અંગે ઘણો સમારંભ થાય છે, કારણ કે તેમાં ચૂલાની, પાણીની, અગ્નિની, પવનની જુદા જુદા ધાન્યો તથા વનસ્પતિઓની તથા અનેક જાતના વાસણ-કૂસણોની જરૂર રહે છે આ જાતની હિંસાનો સર્વથા ત્યાગ ગૃહસ્થોને

માટે શક્ય નથી, એટલે તેને તે જાતનુ પ્રત્યાખ્યાન નથી, છતા તેમા યતના રાખવાથી સમારભનુ-હિંસાનુ પ્રમાણ ઘણા અશે ઘટાડી શકાય છે યતના રાખવા છતા જે આરભાદિ થાય છે, તેની શુદ્ધિ માટે આ ગાથામા નિર્દેશ કરવામા આવ્યો છે

(૭-૬) છ કાયના જીવોની હિંસા થાય તેવી પ્રવૃત્તિ કરતા તથા પોતાને માટે પારકાને માટે કે બનેને માટે રાધતા અને રધાવતા. જે દોષો થયા હોય, તેની હુ આત્મ-સાક્ષીએ નિંદા કરુ છુ ૭

(૮-૪) **पंचण्हमणुव्वयाणं** – [पञ्चानाम् अणुव्रतानाम्] – પાચ અણુવ્રતોના

અણુ-નાનુ જે વ્રત તે 'અણુવ્રત' મહાવ્રતોની સરખા-મણીમા જે વ્રત નાનુ છે, અલ્પ નિયમવાળુ છે, તે અણુવ્રત. તેના પાચ પ્રકારો આ પ્રમાણે છે —

" ૧ स्थूल-प्राणातिपात-विरमण-व्रत – સ્થૂલ જીવ-હિંસા નહિ કરવાનુ વ્રત

૨ स्थूल-मृषावाद-विरमण व्रत – સ્થૂલ જૂઠુ નહિ બોલવાનુ વ્રત

૩. स्थूल-अदत्तादान-विरमण व्रत – સ્થૂલ અણદીધુ ન લેવાનુ વ્રત

૪. स्वदारसंतोष-परदार-गमन-विरमण व्रत – સ્વસ્ત્રીથી સતોષ રાખી પરસ્ત્રી સાથે ગમન નહિ કરવાનુ વ્રત

૫. स्थूल-परिग्रह-परिमाण-व्रत – સ્થૂલ પરિગ્રહને મર્યાદિત રાખવાનુ વ્રત "

**गुणव्वयाणं** – [ गुणव्रतानाम् ] – ગુણવ્રતોના

ગુણની-મૂળગુણની પુષ્ટિ કરનારાં વ્રતો તે 'ગુણવ્રતો'. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, એ પાંચ 'મૂળગુણો' છે તેની પુષ્ટિ માટે જે વ્રતો લેવામા આવે છે, તે 'ગુણવ્રતો' કહેવાય છે

**तिण्हं** – [ त्रयाणाम् ] – ત્રણ (ના)

આ પદ गुणव्वयाण નુ વિશેષણ છે ત્રણ ગુણવ્રતોના નામો આ પ્રમાણે છે —

" १. दिक्-परिमाण-व्रत – દરેક દિશામા અમુક હદથી વધારે ન જવુ, તેવું વ્રત

२ भोगोपभोग-परिमाण-व्रत – ભોગ અને ઉપભોગના પદાર્થોની મર્યાદા કરનારુ વ્રત

३ अनर्थ-दण्ड-विरमण-व्रत – વિશિષ્ટ પ્રયોજન વિના આત્મા દંડાય તેવી પ્રવૃત્તિ કરવાથી અટકવાનુ વ્રત."

**अइआरे** – [ अतिचारान् ] – અતિચારોને

**सिक्खाणं** – [ शिक्षानाम् ] – શિક્ષાવ્રતોના.

જીવને સર્વવિરતિ ચારિત્રનુ કે સાધુ-જીવનનુ શિક્ષણ આપે તાલીમ આપે, તે 'શિક્ષાવ્રત'.

चउण्ह – [ चतुर्णाम् ] – ચાર ( ના ).

આ પદ सिक्खाण નુ વિશેષણ છે ચાર 'શિક્ષાવ્રતો'ના નામો આ પ્રમાણે છે –

" १ सामायिक व्रत – બે ઘડી પર્યન્ત સાવદ્ય વ્યાપારોનો ત્યાગ કરવાનુ વ્રત

२ देशावकाशिक व्रत – છઠ્ઠા અને તે સિવાયના વ્રતોમા રાખેલી છૂટોની મર્યાદા કરવાનુ વ્રત.

३ पोषधोपवास-व्रत – અષ્ટમી, ચતુર્દશી આદિ પર્વના દિવસોએ ઉપવાસ આદિ કરવાનુ વ્રત

४ अतिथि-सविभाग व्रत – અતિથિ એટલે સાધુ, મુનિરાજ આદિને શુદ્ધ આહાર-પાણી સવિભાગ-દાન કરવાનુ વ્રત "

पडिक्कमे देसिअ सव्व – પૂર્વવત્

( ૮–૫ ) पच्चण्ह   चउण्ह – પાચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતોના અતિચારોને

શ્રાવકના બાર વ્રતો ત્રણ ભાગમાં વહેચાયેલા છે પાચ 'અણુવ્રતો', ત્રણ 'ગુણવ્રતો' અને ચાર 'શિક્ષાવ્રતો' તે દરેકમા જે અતિચારો લાગ્યા હોય, તેનો સામાન્ય નિર્દેશ આ પદો વડે કરવામા આવ્યો છે

( ૮-૬ ) "પાચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર

[illegible] ना अतिचारोमांथी [illegible] प्राणातिपात [illegible]
[illegible] थाय [illegible] आठ [illegible].

६४. **पढमे** – प्रथमे – पहेला (मां विषे)

**अणुव्वयम्मी** – [अणुव्रते] – अणुव्रतमां

**थूलग-पाणाइवाय-विरईओ** – [स्थूलक-प्राणातिपात-विरतितः] – स्थूल प्राणातिपातनी विरतिथी.

પ્રાણોનો અતિપાત વિનાશ તે પ્રાણાતિપાત તેનાથી વિરમવું. તે પ્રાણાતિપાત વિરતિ આવી વિરતિનું સ્થૂલતાથી પાલન. અમુક અંશે આચરણ, તે સ્થૂલ-પ્રાણાતિપાત-વિરતિ, તેના થકી, તેના લીધે

સાધુ-મહાત્માઓને પ્રાણાતિપાત વિરમણ-વ્રત સર્વ પ્રકારે હોય છે એટલે તે અકસ કહેવાય છે જો એને વીસ વિશ્વા (વસા) જેટલું ગણવામાં આવે. તો શ્રાવકનું આ પ્રથમ વ્રત તેના પ્રમાણમાં સવા વિશ્વા (વસા) જેટલું છે તે આ પ્રમાણે–સાધુઓને 'ત્રસ' અને 'સ્થાવર' એમ બન્ને પ્રકારના જીવોની હિંસાનો ત્યાગ છે જ્યારે ગૃહસ્થોને ત્રસ જીવોની હિંસાનો ત્યાગ અને સ્થાવરની જયણા છે, તેથી દસ વિશ્વા જેટલું પ્રમાણ ઓછું થયું ત્રસ જીવોની હિંસા બે પ્રકારે થાય છે (૧) 'સંકલ્પ'થી અને (૨) 'આરંભ'થી. તેમાં ગૃહસ્થને સંકલ્પ-હિંસાનો ત્યાગ અને આરંભ-હિંસાની જયણા હોય છે, તેથી પાંચ વિશ્વા જેટલું બીજું પ્રમાણ ઓછું થયું. હવે સંકલ્પ-વધ બે પ્રકારનો છે· 'સાપરાધીનો' અને 'નિરપરાધીનો' તેમાંથી ગૃહસ્થને નિરપરાધીના સંકલ્પ-વધનો

ત્યાગ છે અને સાપરાધીના સંકલ્પ-વધની જયણા છે. તેથી અઢી વિશ્વા જેટલું પ્રમાણ ફરી ઓછું થયું. હવે બાકી રહ્યું અઢી વિશ્વા જેટલું પ્રમાણ તેમાં નિરપરાધીનો વધ 'સાપેક્ષ' અને 'નિરપેક્ષ' એમ બે પ્રકારે થાય છે હાથી, ઘોડા, ઊંટ, બળદ, ગાય, ભેંસ, બકરા, ઘેટા વગેરે જાનવરો નિર્દોષ હોવા છતાં આજીવિકા ખાતર તેમને પાળવા પડે છે, અને પ્રસંગે તેમને બંધ-તાડનાદિ પણ કરવા પડે છે વળી પુત્ર-પુત્રી વગેરે પરિવારને પણ સુશિક્ષા માટે તાડન, તર્જન આદિ કરવું પડે છે. હિંસાનો આ પ્રકાર નિરપરાધીની 'સાપેક્ષ હિંસા'નો છે તેથી ગૃહસ્થને તેની જયણા હોય છે, જ્યારે નિર્દય માર મારીને કે બીજી પણ તેવી કોઈ પણ રીતે નિરપરાધ-પ્રાણીને પીડવું, તે 'નિરપેક્ષ હિંસા' છે આવી હિંસાનો ગૃહસ્થને ત્યાગ હોય છે, તેથી અઢી વિશ્વામાંથી પણ સવા વિશ્વા જેટલું પ્રમાણ જ બાકી રહ્યું તાત્પર્ય કે ગૃહસ્થનું વ્રત **નિરપરાધી ત્રસ જીવની સંકલ્પપૂર્વક નિરપેક્ષ હિંસા ન કરવી**–એ પ્રકારનું હોય છે તેથી તે સ્થૂલ કહેવાય છે

**आयरियं**–[ अतिचरितम् ] – અતિચર્યું હોય, અતિક્રમ્યું હોય

અતિચરવું એટલે મર્યાદાનું ઉલ્લંઘન કરવું, અતિચાર ઉત્પન્ન થાય તેવી ક્રિયા કરવી

यत् પદ અહીં અધ્યાહાર છે એટલે 'જે કાંઈ અતિચાર ઉત્પન્ન થાય તેવું કર્યું હોય' એ તેનો સ્પષ્ટ અર્થ છે

આ સ્થળે પ્રચારમાં आयरियं પાઠ છે, તે આર્ષ પ્રયોગ છે તેનુ પાઠાતર अइयरिय છે

**अप्पसत्थे** – [ अप्रशस्ते ] – અપ્રશસ્ત ભાવને ઉદય થયે છતે.

'अप्रगस्ते – क्रोधादिनौदयिकभावे सति' ( અ દી )

'અપ્રશસ્તે' એટલે ક્રોધાદિ ઔદયિકભાવ ઉત્પન્ન થયે છતે, મન કાબૂ બહાર જતા

**इत्थ** – [ अत्र ] – અહીં, આ સ્થળે.

**पमाय-प्पसंगेणं** – [ प्रमाद-प्रसङ्गेन ] – પ્રમાદના પ્રસ ગ વડે, પ્રમાદવશાત્

'પ્રમાદ' એટલે આત્મ-હિત પ્રત્યેની અસાવધાની તેને પ્રસ ગ–અવસર તે પ્રમાદ-પ્રસ ગ, તેના વડે, તેના વશથી. 'પ્રમાદ'ની વિશેષ વિગત માટે જુએ સૂત્ર ૨૨ ત્યા જણા-વેલા આઠ પ્રકારે ઉપરાત, તેના પાચ પ્રકારે આ પ્રમાણે પણ ગણાય છે —

" मज्ज विसय-कसाया, निद्दा विगहा पंचमी भणिआ ।
एए पच पमाया, जीव पाडेंति ससारे ॥"

મદ્ય ( મદિરાદિ ). વિષય ( ઇન્દ્રિય-સુખની લાલસા ). કષાય, નિદ્રા અને પાચમી વિકથા ( રાજકથા દેશકથા. ભોજનકથા સ્ત્રી-કથા વગેરે ) એ પાચ 'પ્રમાદે' જીવને સ સારમા પાડે છે–રખડાવે છે.

( ૯-૫ ) पढमे अणुव्वयम्मी* – [ હવે ] પહેલા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ કરવામા આવે છે

સર્વ વ્રતોના સારરૂપ હોવાથી ' સ્થૂલ-પ્રાણાતિપાત-વિરમણ-વ્રત ' એ પહેલુ ' અણુવ્રત ' છે તેના વિષે જે અતિચારો લાગેલા હોય, તેનુ પ્રતિક્રમણ કરવાના હેતુથી નિર્દેશરૂપે અહીં ' पढमे अणुव्वयम्मी ' એ બે પદો યોજાયેલાં છે તેનો સ્પષ્ટાર્થ એ છે કે હવે પહેલા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ કરવામા આવે છે

थूलग - पाणाइवाय - विरइओ आयरिय – સ્થૂલ - પ્રાણાતિપાત – વિરતિથકી જે વિરુદ્ધ આચર્યું હોય. સ્થૂલપ્રાણાતિપાત વિરતિમા અતિચાર લાગે તેવુ જે કાઈ આચરણ કર્યું હોય.

अप्पसत्थे – ક્રોધાદિ અપ્રશસ્ત ભાવો ઉત્પન્ન થવાથી

इत्थ – અહીં

पमाय-प्पसंगेण – પ્રમાદને લીધે

( ૯-૬ ) હવે પહેલા અણુવ્રતને વિષે લાગેલા અતિચારો[illegible] પ્રતિક્રમણ કરવામા આવે છે અહી પ્રમાદના પ્રસગથી [illegible] ક્રોધાદિ અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી સ્થૂલ-પ્રાણાતિપાત વિરમણ-વ્રતમા અતિચાર લાગે તેવુ જે કાઈ આચર્યું હોય તેનાથી હુ પાછો ફરુ છુ.

( ૧૦-૪ ) वह-वंध-छविच्छेए – [ वध बन्ध-छविच्छेदे ] મારતા ( ફટકારતા ), બાધતા અને અગોપાગ છેદતા

[illegible] 'વધ' તે પહેલા અણુવ્રતનો પહેલો અતિચાર છે.

બંધ એટલે બંધન. કોઈ પણ માણસ કે પ્રાણિને નિર્દય રીતે બાંધવું તે 'બંધન' તે પહેલા અણુવ્રતનો બીજો અતિચાર છે.

છવિચ્છેદ એટલે શરીરનાં અંગોપાંગનો 'છેદ' કરવો. 'છવિ'-અંગ, છેદ-કાપવું તે. નાક-કાન વીંધવા, નાક-કાન કાપવા, ખસી કરવી વગેરે 'છવિ-ચ્છેદ' કહેવાય છે તે પહેલા અણુવ્રતનો ત્રીજો અતિચાર છે.

**अइभारे**–[अतिभारे]–બહુ ભાર ભરવાને વિષે

કોઈ પણ માણસ કે પશુ પાસે ગજા ઉપરાંત ભાર ઉપડાવવો. તે 'અતિભાર' કહેવાય છે તે પહેલા અણુવ્રતનો ચોથો અતિચાર છે

**भत्त-पाण-वुच्छेए**–[भक्त-पान-विच्छेदे]–ભક્ત-પાનના વિચ્છેદમાં ભૂખ્યા-તરસ્યા રાખવામાં.

'भक्त'-આહાર અને 'पान'-પાણી. તે 'भक्तपान' તેનો 'विच्छेद'-વિયોગ તે ભક્ત-પાન-વિચ્છેદ. કોઈ પણ આશ્રિત મનુષ્ય કે પશુ-પ્રાણીને ભૂખ્યા-તરસ્યા રાખવાં તે

ભક્ત-પાનનો વિચ્છેદ ગણાય છે. પહેલા અણુવ્રતનો તે પાચમો અતિચાર છે

**पढमवयस्सऽइआरे** – [प्रथमव्रतस्य अतिचारान्] – પહેલા વ્રતના અતિચારોને.

पडिक्कमे देसिअं सव्वं – પૂર્વવત્

(૧૦-૫) वह-बंध-छविच्छेए . . . अइभारे – વધ. બંધન, અંગચ્છેદ, અતિભાર અને ભોજન-પાણીના અંતરાયથી લાગેલ પ્રથમવ્રતના અતિચારોને

वह – 'વધ' એટલે પશુ વગેરેને નિર્દયપણે તાડના-તર્જના કરવી, बंध – દોરડા વગેરેથી ગાઢ બંધને બાધવા, छविच्छेए – અંગ અથવા ચામડી છેદવી. अइभारे – શક્તિ વિચાર્યા વિના ઘણો ભાર ભરવો અને भत्तपाण-वुच्छेए – ભાત-પાણીનો (આહારનો) નિષેધ કરવો અર્થાત્ સમય પર ખાવા-પીવા ન આપવુ, એ આચરણો પ્રમાદથી અપ્રશસ્ત ભાવે કરવા તે પ્રથમ અણુવ્રતના પાચ અતિચારો છે આ આચરણો પ્રમાદાદિ વિના થાય તો અતિચાર લાગતો નથી, કારણ કે શ્રાવકે વિનય વગેરે સદ્ગુણો શીખવવા માટે પુત્રાદિકને પણ સાપેક્ષપણે વધ-બંધનાદિ કરવા પડે છે

આવશ્યક-ચૂર્ણિ અને યોગશાસ્ત્રની વૃત્તિ વગેરેમા વધાદિ માટે કહેલો વિધિ આ પ્રમાણે છે' શ્રાવક પ્રથમ તો જિત-પરિષદ (તેજસ્વી) હોવો જોઈએ, કે જેને દેખતા જ પુત્ર વગેરે ભય પામીને બરાબર ચાલે, તેમ જ દાસ-દાસી, પશુઓ એવાં રાખવા કે વધ-બંધનાદિ કર્યા વિના જ પોતપોતાની મર્યાદા

પ્રમાણે વર્તે અને એમ ન બને તો છેવટે તેમને તાડના, તર્જના, બંધનાદિ કરવા પડે તેમાં પણ તાડના મર્મસ્થાનો છોડીને કરે, જેથી તેના અંગે ખોડ-ખાપણ ન આવે અથવા મરણ ન પામે, એ **વધ-વિધિ.**

બંધન કરે તો લાંબા દોરડાથી અને નરમ ગાંઠથી બાંધે કે જેથી બરાબર હાલી-ચાલી શકે અને અગ્નિ વગેરેનો ઉપદ્રવ થયેથી ગાંઠ ઝટ છોડી શકાય, એ **બંધ-વિધિ**

કોઈ વ્યાધિ વગેરેના વિકારમાં અંગ-ચ્છેદ કરવો પડે તો દયાપૂર્વક કરવો, તે **છવિચ્છેદ-વિધિ.**

શ્રાવકે મુખ્યવૃત્તિએ એવો વ્યાપાર ન કરવો કે જેમાં મજૂરો અથવા પશુઓ પાસે ભાર વહેવડાવવાથી આજીવિકા ચાલે. છતાં તેમ ન બની શકે તો મજૂરને તેટલો જ ભાર ઉપડાવવો કે જેટલો ભાર તે સુખ-પૂર્વક ઉપાડી શકે, બલ્કે તેથી ઓછો ભાર વહેવડાવવો, તેમજ ભોજન-સમયે બધાંને છૂટા કરી દેવા, એ પ્રમાણે દયા-સહિત વર્તવું, તે **આરોપણ-વિધિ**

તથા અપરાધીને પણ 'આજ તને ખાવા નહિ આપું' એમ વચનમાત્રથી જ કહેવું, પરન્તુ તદ્દન ભૂખ્યો ન રાખવો અને ભોજન-સમયે તે અપરાધીને જમાડીને જ શ્રાવકે જમવું. કદાચ રોગાદિકની શાંતિ માટે ભૂખ્યો રાખવો પડે તો રાખે. સાર એ કે દયામાં ન્યૂનતા ન આવે તેમ અપરાધી પ્રત્યે પણ વર્તવાનું છે, તો નિરપરાધી એવા દાસ-દાસી-પશુઓને માટે તો કહેવું જ શું? એ પ્રમાણે કોઈને પણ ભોજનનો અંતરાય ન કરવો, તે **ભક્ત-પાન-વિચ્છેદ-વિધિ.**

(१०-६) वध-क्रियाथी, बंधन-क्रियाथी, अंगच्छेदन-क्रियाथी. अतिभार भरवाथी तथा भोजन पाणीनो अंतराय करवाथी, प्रथमव्रतने विषे दिवस-दरमियान जे अतिचारो लाग्या होय, ते सर्वेथी हुं पाछो फरुं छुं

(११-४) बीए – [ द्वितीये ] – बीजा (ने विषे)

अणुव्वयम्मी – [ अणुव्रते ] – अणुव्रतने विषे

परिथूलग - अलियवयण - विरइओ – [ परिस्थूलक - अलीकवचन - विरतित ] – स्थूल मृषावाद-विरतिथकी.

'अलीकवचन – मृषावाद, तेनाथी विरति ते अलीक-वचन-विरति. तेनुं बहु स्थूलताथी पालन ते परिस्थूलक–अलीकवचन-विरति, तेना थकी.

मृषा – जूठुं, वाद–कहेवुं ते जूठुं कहेवुं ते 'मृषावाद'. जूठां वचनना मुख्य लक्षणो त्रण छे अप्रिय, अपथ्य अने अतथ्य' जे वचन सांभळतां ज कडवुं लागे–कर्कश लागे ते 'अप्रिय' जे वचनथी परिणामे लाभ न थाय ते 'अपथ्य,' अने जे वचन मूळ हकीकतथी जुदुं होय ते 'अतथ्य' आ प्रकारनां वचनो बोलतां अटकवुं ते 'मृषा-वाद-विरमण' के 'मृषावाद-विरति तेनुं स्थूलरूपे पालन करवुं ते 'स्थूल-मृषावाद-विरमण-व्रत' के 'स्थूल-मृषावाद-विरति'.

आ व्रतमां पांच प्रकारना मोटा मृषावादनो त्याग अने बाकीनी जयणा छे ते नीचे मुजब —

* दीर्घस्वर माटे आगळ खुलासो कर्यो छे

(૧) 'કન્યાલીક'–કન્યાના વિષયમા અસત્ય બોલવુ તે કન્યાલીક જેમ કે એક કન્યા ખોટ-ખાપણવાળી હોય. છતા તેને ખોટ-ખાપણ વિનાની કહેવી ખોટ-ખાપણવિનાની હોય. છતા તેને ખોટ-ખાપણવાળી કહેવી આ જાતના મૃષાવાદથી સામાને મોટુ નુકસાન થવાનો સભવ રહે છે, તેથી વ્રતમા તે દૂષણરૂપ છે

(૨) 'ગવાલીક'–ગાય. બળદ વગેરે પશુઓના સબધમા જુઠુ બોલવું તે 'ગવાલીક' કહેવાય છે જે સિદ્ધાત કન્યા-સબધી જુઠુ નહિ બોલવામા રહેલો છે તેજ સિદ્ધાત 'ગવાલીક' મા રહેલો છે. એક પશુ ઓછુ દૂધ આપતું હોય છતા તેને વધારે દૂધ આપતું કહેવુ કે વધારે દૂધ આપતું હોય છતા ઓછુ દૂધ આપતું કહેવુ, અથવા અમુક લક્ષણવાળુ હોય છતા અમુક લક્ષણવાળુ નથી એમ કહેવું, તે 'ગવાલીક' છે. પશુ વિષે સદતર ખોટો કે ઊલટો ખ્યાલ પેદા કરે. તે સઘળા જુઠાણાનો સમાવેશ આ બીજા પ્રકારના મૃષાવાદમા થાય છે, તેથી આ વ્રતમા તે દૂષણરૂપ છે

(૩) 'ભૂમ્યલીક'–જમીન, મકાન વગેરે સ્થાવર મિલકતના સબધમા જુઠુ બોલવુ, તે 'ભૂમ્યલીક' કહેવાય છે પડતર જમીનને ખેડાણવાળી કહેવી, ખેડાણવાળીને પડતર કહેવી, જેમાથી ખાસ પાક ઊતરતો ન હોય તેને ફળદ્રૂપ બતાવવી અને ફળદ્રૂપ જમીનને કસ-વિનાની બતાવવી, તથા જે સરહદ એક જમીનને લગતી ન હોય તેને તે જમીનને લગતી કહેવી અને જે સરહદ ખરેખર એક જમીનને

લગતી હોય તેને તે પ્રકારે ન કહેવી, વગેરે બાબતોનો સમાવેશ 'ભૂમ્યલીક'મા થાય છે, તેથી આ વ્રતમા તે દૂષણરૂપ છે

(૪) 'ન્યાસાપહાર'–'ન્યાસ'-થાપણ, તેનો 'અપહાર' કરવો એટલે તેને ઓળવવી કોઈએ સાચવવા આપેલી થાપણને પોતાની કરી રાખી લેવી અને સામા ધણીને કહેવું કે એ વાત ખોટી છે, અથવા તેમા હું કાંઈ પણ જાણતો નથી. એ આ પ્રકારનો ચોથો મૃષાવાદ છે. તેથી સામાને ભયકર દુઃખ થાય છે, ન કલ્પી શકાય તેવો આઘાત થાય છે અને ઘણી વાર એ આઘાતથી મૃત્યુ પણ થાય છે, તેથી આ વ્રતમા તે દૂષણરૂપ છે

(૫) 'કૂટસાક્ષી'–કોઈની ખોટી સાક્ષી પૂરવી તે કૂટ સાક્ષી નામનો મૃષાવાદ છે પૈસાની લાલચથી, સત્તાની લાલચથી, લાગવગથી, શેહથી કે શરમથી, કોર્ટ-કચેરીમા કે લવાદ યા પચ આગળ, કોઈની પણ ખોટી સાક્ષી પૂરવી એ મહા અનર્થનુ કારણ છે, તેથી આ વ્રતમા તે દૂષણરૂપ છે

आयरियमप्पसत्थे, इत्थ पमाय-प्पसगेण – પૂર્વવત્

(૧૧-૫) बीए अणुव्वयम्मी* – હવે બીજા અણુવ્રતમા જે અતિચારો લાગ્યા હોય, તેનુ પ્રતિક્રમણ કરવામા આવે છે

परिथूलग . ...आयरिय – સ્થૂલ-મૃષાવાદ-વિરતિથી જે

અતિક્રમ્યું હોય. સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રતમાં અતિચાર લાગે તેવી કોઈ પ્રવૃત્તિ કરી હોય.

(૧૧-૬) હવે બીજા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ કરવામા આવે છે. અહીં પ્રમાદના પ્રસંગથી કે ક્રોધાદિ અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રતમા અતિચાર લાગે તેવું જે કાઈ કર્યું હોય. તેને હું પ્રતિક્રમું છું.

(૧૨-૪) सहसा-रह-स्सदारे – [सहसा-रह -स्वदारे] – સહસાઽભ્યાખ્યાન, રહોઽભ્યાખ્યાન તથા સ્વદાર-મન્ત્રભેદને વિષે.

'सहसा.' 'रह' અને 'स्वदारे' એ ત્રણે શબ્દો અહીં સૂચનરૂપ છે. જેના પૂરા નામો 'सहसाऽभ्याख्यान,' 'रहोऽभ्याख्यान अने 'स्वदार-मन्त्रभेद' છે.

વગર વિચાર્યે કે ઊંડાણમા ઊતર્યા વિના એકાએક બોલવામાં આવે તે સહસા, અને કોઈના પર દોષારોપણ કરવું, જેમ કે 'તું જૂઠો છે,' 'તું વ્યભિચારી છે,' તે અભ્યાખ્યાન એટલે આવેશથી. બેદરકારીથી કે વગર-વિચાર્યે કોઈને દોષિત કહેવા તે 'સહસાઽભ્યાખ્યાન' કહેવાય છે આ પ્રકારનુ કથન 'સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રત'ને દૂષણ લગાડનારુ હોઈને બીજા વ્રતનો પ્રથમ અતિચાર છે

'रहोऽभ्याख्यान' એટલે रहस् સંબંધી કરેલું अभ्याख्यान. 'रहस्' એટલે નિર્જન સ્થળ અથવા એકાન્ત ત્યાં ઊભા

રહીને કોઈ બે માણસો વાત કે મસલત કરતા હોય, તો અનુમાન માત્રથી એમ કહી દેવું કે તેઓ અમુક પ્રકારની વાત કરતા હતા કોઈની નિંદા કરતા હતા કે કોઈ છૂપુ કાવતરુ કરતા હતા, તો તે 'રહોઽભ્યાખ્યાન' કહેવાય છે. આ પ્રકારે તે સ્થૂલ-મૃષાવાદ-વિરમણ-વ્રતને દૂષિત કરનારુ હોઈને બીજા વ્રતનો બીજો અતિચાર છે

'स्वदार-मन्त्रभेद' એટલે સ્વદારસબંધી મન્ત્રનો ભેદ. સ્વદાર એટલે પોતાની સ્ત્રી મત્ર એટલે છૂપી વાત તેનો ભેદ કરવો એટલે તેને ખુલ્લી પાડી દેવી તે. અર્થાત્ પોતાની સ્ત્રીની કોઈ છૂપી વાત બહાર પાડી દેવી, તેના કોઈ ગુપ્ત રહસ્યને ખુલ્લુ કરી દેવુ, તે 'સ્વદાર-મત્રભેદ' છે ઉપલક્ષણથી મિત્રો વગેરેનુ ગુપ્ત રહસ્ય ખુલ્લુ કરી દેવુ, તે પણ 'સ્વદાર-મત્રભેદ' નામનો બીજા વ્રતનો ત્રીજો અતિચાર છે

**मोसुवएसे** – [ मृषोपदेशे ] – ખોટા ઉપદેશને વિષે, ખોટી સલાહ આપવાને વિષે

મૃષા જે ઉપદેશ તે 'मृषोपदेश' કોઈને જાણીબૂજીને ખોટી સલાહ આપવી કે ખોટી રીતે ઉશ્કેરણી કરવી, તે 'મૃષોપદેશ' કહેવાય છે બે વ્યક્તિઓ કે બે પક્ષો લડતા હોય, તેમા એકને ખોટી સલાહ આપવી તે પણ 'મૃષોપદેશ' જ છે તેમ જ મત્ર, ઔષધિ વગેરે જે વસ્તુઓનુ પોતાને સમ્યગ્ જ્ઞાન નથી, તેનો ઉપદેશ આપવો અથવા વચનાદિ શીખવનારાં શાસ્ત્રો ભણાવવા, તે પણ મૃષોપદેશ કહેવાય છે બીજા વ્રતનો તે ચોથો અતિચાર છે

कूडलेहे – [ कूटलेखे ] – ખોટા લેખને વિષે. ખોટું લખાણ કરતાં

કૂટ એવો લેખ તે 'કૂટલેખ' કૂટ એટલે જૂઠું, બનાવટી લેખ એટલે લખાણ. જે લખાણ જૂઠું હોય તે 'કૂટલેખ' કહેવાય. કોઈ માણસનું ખાતું ચાલતું હોય અને તે અમુક કિંમતનો માલ લઈ ગયો હોય તેમાં રકમ વધારી દેવી કે તેણે આપેલા પૈસા કરતાં ઓછા જમે કરવા, એ 'કૂટલેખ' છે. કોઈ કરાર કે દસ્તાવેજમાં યા અગત્યના કાગળમાંથી કોઈ કામનો અક્ષર ચેકી નાખવો અથવા અર્થ કે હકીકત ફરી જાય તે રીતે કોઈ અક્ષર કે ચિહ્નનો ઉમેરો કે ઘટાડો કરવો, તે પણ 'કૂટલેખ' છે

बीयवयस्स – [ द्वितीयव्रतस्य ] – બીજા વ્રતના

अइयारे – [ अतिचारान् ] – અતિચારોને

पडिक्कमे देसिय सव्व – પૂર્વવત્

(૧૨-૫) सहसा .. अइयारे – સહસાઽભ્યાખ્યાન, રહોઽભ્યાખ્યાન, સ્વદાર-મંત્રભેદ, મૃષોપદેશ અને કૂટલેખ વડે લાગેલા બીજા વ્રતના અતિચારોને

જેણે સ્થૂલ મૃષાવાદનો ત્યાગ કર્યો છે, તેણે નીચેની ક્રિયાઓ ન થાય તે માટે સંપૂર્ણ સાવચેતી રાખવાની છે, કારણ કે વ્રતની મૂળ ભાવનાને તે દૂષિત કરનારી છે. દૂષણરૂપ ક્રિયાઓ નીચે મુજબ છે.—

(૧) 'સહસાડભ્યાખ્યાન'-વગરવિચાર્યે કોઈને દોષિત કહી દેવો. જેને જૂઠું ગમતું નથી, જૂઠું છોડવું છે, તેણે સહસા વચનનો પ્રયોગ કરવો જોઈએ નહિ પહેલા ઉતાવળથી ગમે તેમ બોલી નાખવું ને પછી ક્ષમા માગવી, એ ચારિત્રના ઘડતરની ખામી સૂચવે છે એ કરતા સારો માર્ગ એ છે કે વિચારીને બોલવુ, ઊંડા ઊતરીને બોલવું, અભ્યાસ-પૂર્વક બોલવુ કોઈ વ્યક્તિ કે સંસ્થા એક કામ નિષ્ઠા-પૂર્વક કરી રહી હોય, તેના વિષે જો કોઈ અભિપ્રાય પૂછે, તો એમ કહી દેવુ કે 'બધા ઠીક છે,' 'એમા કાંઈ ભલી વાર નથી.' 'બધા પોતપોતાનુ હાંક્યે રાખે છે,' વગેરે, તો તે 'સહસાડભ્યાખ્યાન' છે એ પ્રસંગે વ્રતધારી શ્રાવક એમ કહે કે 'એમના વિચારો શુ છે? તે હુ બરાબર જાણતો નથી,' અથવા 'તેમની પ્રવૃત્તિથી હું જોઈએ તેટલો માહિતગાર નથી' પણ તે ઉતાવળે અભિપ્રાય આપી દે નહિ; છતા કોઈ વાર એમ બની ગયુ હોય, તો તેને અતિચાર લેખીને તેનુ પ્રતિક્રમણ કરે

(૨) 'રહોડભ્યાખ્યાન'- છૂપી વાત કરી માટે જ ખોટી કે ખરાબ છે તેમ માની લેવુ, એ રહોડભ્યાખ્યાન છે કોઈ પણ બે કે વધારે માણસો પ્રસંગવશાત્ ખાનગીમા વાતો કરતા હોય, તેટલા પરથી જ તે કોઈની કૂથલી કરતા હતા, નિંદા કરતા હતા કે કોઈની વિરુદ્ધ ષડ્યંત્ર રચતા હતા એમ માની લેવુ, તે યોગ્ય નથી અનેક કારણોસર માણસો બીજા ન જાણે તેવી રીતે વાત કરતા હોય છે જેમા કેટલીક વાર તો એકબીજાને લગતી જ વાત

હોય છે, તેથી જૂઠને છોડનારો શ્રાવક કોઈ પણ પ્રકારનુ ઉતાવળુ અનુમાન બાંધે નહિ, તથા તેને લગતો અભિપ્રાય ઉચ્ચારે નહિ, એ ઇષ્ટ છે તેમ છતા કોઈ વાર જૂઠથી તેવું બની ગયુ હોય, તો તેને બીજા વ્રતનો અતિચાર સમજી તેનુ પ્રતિક્રમણ કરે

(૩) 'સ્વદાર-મંત્રભેદ' – પુરુષે સ્ત્રીની અને સ્ત્રીએ પુરુષની છાની વાતો બહાર ન પાડવી જોઈએ સ્ત્રી-પુરુષના જીવનમા એવા પ્રસંગો અનેક વાર બને છે કે જ્યારે કોઈ પણ કારણસર મતભેદ થઈ જાય અને તેથી અરસપરસ બોલા-ચાલી પણ થાય આવા પ્રસંગે મન પર કાબૂ નહિ રહેવાથી એકબીજાના છિદ્રોને જો ખુલ્લા કરવામા આવે તો તેનાં પરિણામો ગંભીર આવે છે તકરાર પત્યા પછી તે અંગે ગમે તેવો પશ્ચાત્તાપ કરવામા આવે પણ 'બોલ્યુ બહાર પડે અને રાંધ્યુ વરે' એ ન્યાયે તે પાછુ ખેંચી શકાતું નથી માટે જૂઠને છોડવાની ભાવનાવાળા વ્રતધારી શ્રાવકે પોતાના મોઢેથી કોઈના પણ છિદ્ર ઉઘાડવાની વૃત્તિને ધારણ કરવી. એ યોગ્ય નથી તેમ છતા પ્રસંગવશાત્ ભૂલ-ચૂકથી જો તેમ થયુ હોય, તો તેને અતિચાર લેખીને તેનુ પ્રતિક્રમણ કરવાનુ છે

(૪) 'મૃષોપદેશ' – કોઈને પણ ખોટો ઉપદેશ કે ખોટી સલાહ આપવી ન જોઈએ આ જગતમા ઘણા માણસો ભોળા હોય છે કેટલાક ચતુર છતા વિશ્વાસુ હોય છે. અને કેટલાક બુદ્ધિમાન છતા બીજાની વધારે બુદ્ધિથી

અ જાઈ જાય છે આવા માણસો બીજાના વચન પર વિશ્વાસ ગણે છે અને તેના આધારે કાર્ય પણ કરે છે તેથી એવા માણસોને જો ખોટી સલાહ આપવામા આવી હોય, કોઈ ભળતી વાત જ પકડાવી દેવામાં આવી હોય, તો પરિણામે તેને નુકસાન થાય છે કેટલીક વાર તો તેની આખી જિંદગી બરબાદ થાય છે તેથી જૂઠને ધિક્કારનાર એવા વ્રતધારી શ્રાવકે કોઈને પણ જાઠી કે ભળતી સલાહ આપવી ઘટતી નથી તેમ જ મ ત્ર-ઔષધિ વગેરે જે વસ્તુઓનુ પોતાને શાસ્ત્રીય કે પદ્ધતિસરનુ જ્ઞાન નથી, તે વિષયમા અન્યને સલાહ આપવી તથા જેનાથી જનતા ઠગાવાનો સ ભવ છે, તે જાતનાં ધૂર્તવિદ્યાના શાસ્ત્રો શીખવવા, એ પણ મૃષોપદેશ જ છે આવુ કોઈ કામ કરવુ શ્રાવકને માટે યોગ્ય નથી તેમ છતા કોઈ વાર સરત-ચૂકથી તેમ થઈ ગયુ હોય. તો તેને અતિચાર માનીને તેનુ પ્રતિક્રમણ કરવુ ઘટે છે

(૫) 'કૂટલેખ' – ખોટા લખાણો કરવા નહિ જૂઠું બોલવુ બ ધ હોય ત્યા જૂઠુ લખવાનુ પણ બ ધ જ હોય, તેમ છતા કોઈ મૂઢ જનો એમ સમજતા હોય કે આપણે તો જૂઠુ બોલવાનુ પચ્ચક્ખાણ લીધુ છે કાઈ જૂઠુ લખવાનુ પચ્ચક્ખાણ કર્યું નથી, તો તેમને માટે અતિચારની આ કલમ સ્પષ્ટ માર્ગદર્શનરૂપ છે જૂઠું બોલવુ અને જૂઠુ લખવુ એમા કોઈ તાત્ત્વિક ભેદ નથી, તેથી વ્રતધારીએ તેમાથી મુક્ત રહેવુ ઘટે છે ગ્રાહકને, સમાજને કે સરકારને છેતરવા માટે, પૈસા બચાવવા માટે કે કોઈ પણ રીતે લાભ ઉઠાવવા માટે

જે કાંઈ જૂઠું કહેવામાં આવતું હોય, તે વ્રતધારીએ છોડવું જ ઘટે છે. તેમ છતાં કોઈ વાર પ્રસંગવશાત્ ભૂલ-ચૂકથી તેમ બની ગયું હોય, તો તેને અતિચાર સમજીને તેનું પ્રતિક્રમણ કરવાનું છે

(૧૨-૬) વગરવિચાર્યે કોઈને દોષિત કહેતા કોઈ છૂપી વાત કરતા હોય, તેનું જાણીને બળતું અનુમાન કરતાં, સ્ત્રી(પુરુષ)ની ગુપ્ત વાત પ્રકટ કરી દેતા, ખોટો ઉપદેશ કે ખોટી સલાહ આપતા તથા ખોટુ લખાણ કરતા, બીજા વ્રતને વિષે દિવસ-દરમિયાન જે અતિચારો લાગ્યા હોય, તે સર્વેથી હું પાછો ફરું છું

(૧૩-૪) तइए – [ तृतीये ] – ત્રીજા ( ને વિષે )

**अणुव्वयम्मी*** – [ अणुव्रते ] – અણુવ્રતને વિષે

**थूलग-परदव्वहरण-विरइओ** – [ स्थूल - परद्रव्यहरण - विरतित ] – સ્થૂલ-પરદ્રવ્યહરણ-વિરતિથકી.

પારકાનુ દ્રવ્ય ( ધન ) તે परद्रव्य. તેનું હરણ કરવુ – લઈ લેવુ, તે 'परद्रव्यहरण.' તેમાંથી વિરમવું, તે 'परद्रव्य-हरण-विरति' તેનુ સ્થૂલ રીતિએ પાલન, તે स्थूल-परद्रव्यहरण-विरति. તેના થકી

પારકાનુ ધન હરી લેવાનો સ્થૂલપણે ત્યાગ કરવો તે સ્થૂલ અદત્તાદાન-વિરમણ વ્રત કે સ્થૂલ-પરદ્રવ્યહરણ-વિરતિ છે. આ જગતમા દ્રવ્ય એ અગિયારમો પ્રાણ ગણાય છે,

અર્થાત્ સંસાર-વ્યવહાર ચલાવવા માટે તે પ્રધાન વસ્તુ છે તેના માલિકે આપ્યા વિના તે ધન લઈ લેવું કે બીજી કોઈ પણ રીતે તેનું હરણ કરવું, તે મહા અનર્થકારી છે, તેથી શ્રાવકે તેમાંથી અટકવાનું છે, તેનો ત્યાગ કરવાનો છે આ રીતે જે ત્યાગ કરવામાં આવે, તેને 'સ્થૂલ-પરદ્રવ્યહરણ-વિરતિ' કહેવામાં આવે છે

પરદ્રવ્યનું હરણ સીધી અને આડકતરી એમ બે રીતે થાય છે તેમાં માલિકે આપ્યા વિના તેના દ્રવ્યને બળ-જબરીથી પડાવી લેવું, ફોસલાવીને પડાવી લેવું, ખાતર પાડીને લઈ લેવું એ દ્રવ્યનું સીધું હરણ છે. જ્યારે માલિકને ખબર ન પડે, એ રીતે યુક્તિથી પડાવી લેવું, છેતરપિંડી કરીને પડાવી લેવું, રાજ્યના અધિકારીઓ સાથે મળી જઈને અનુકૂળ કાયદાઓ કરાવીને પડાવી લેવું, એ આડકતરું 'દ્રવ્યહરણ' છે

आयरिय . पसगेण – પૂર્વવત્

(૧૩-૫) પૂર્વવત્ માત્ર વિરતિનું નામ જ જુદું છે

(૧૩-૬) હવે ત્રીજા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનું પ્રતિક્રમણ કરવામાં આવે છે અહીં પ્રમાદના પ્રસંગથી કે ક્રોધાદિ અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી સ્થૂલ-પરદ્રવ્યહરણ-વિરતિમાં અતિચાર લાગે તેવું જે કાંઈ કર્યું હોય, તેનાથી હું પાછો ફરું છું

(૧૪-૪) **તેનાહડ-પ્પઓગે** – [ स्तेनाहृत-प्रयोगे ] – સ્તેના-હૃત-સ્તેન-પ્રયોગમા ચોરે લાવેલી વસ્તુ લેવામા અને ચોરી કરવાનુ ઉત્તેજન મળે તેવા કોઈ વચન-પ્રયોગમા

स्तेन વડે आहृत તે स्तेनाहृत. 'સ્તેન' એટલે ચોર, આહૃત એટલે લાવેલુ ચોર લોકો જે મોઘી વસ્તુઓ ચોરી લાવે, તેને સસ્તી જાણીને ખરીદવી તે 'સ્તેનાહૃત' આ જાતનો વ્યવહાર ચોરીને ઉત્તેજન આપનારો હોઈ, 'સ્થૂલ-પરદ્રવ્ય-હરણ-વિરતિ'ને દૂષણ લગાડનારો છે, તેથી તેને ત્રીજા વ્રતનો પ્રથમ અતિચાર ગણવામા આવ્યો છે

स्तेन પર કરવામા આવેલો प्रयोग તે 'સ્તેન-પ્રયોગ' કોઈ લોકો ચોરીનો ધધો કરતા હોય, તેઓને એમ કહેવું કે 'આજ-કાલ નવરા કેમ બેસી રહ્યા છો ? તમારો માલ ન ખપતો હોય તો હુ વેચાતો રાખીશ' અથવા 'તમારે કાઈ સાધનની જરૂર હોય તો લઈ જાઓ' વગેરે. તો એ વચન-પ્રયોગ ચોર લોકોને પોતાનો કસબ અજમાવવામા ઉત્તેજન આપનારો હોઈ ત્રીજા અણુવ્રતનો બીજો અતિચાર છે.

**तप्पडिरूवे** – [ तत्प्रतिरूपे ] – માલમા સેળભેળ કરતા. નકલી માલ વેચતાં

तत्‌नु प्रतिरूप તે तत्प्रतिरूप तत् એટલે તે વસ્તુ. प्रतिरूप એટલે સદૃશ રૂપ સરખુ રૂપ કે નકલ કોઈ પણ વસ્તુમા તેના જેવી જણાતી હલકી વસ્તુનો ભેળ કરવો અથવા તેને મળતી જ નકલ બનાવવી અને તેને સાચા માલ તરીકે વેચવી તે ત્રીજા

અણુવ્રતને દૂષિત કરનારો 'તત્પ્રતિરૂપ' નામનો ત્રીજો અતિચાર છે

विरुद्ध-गमणे – [ विरुद्ध-गमने ] – રાજ્યના કાયદાઓથી વિરુદ્ધ ગમન કરતા

विरुद्ध એવું ગમન તે विरुद्ध-गमन. विरुद्ध શબ્દ અહીં राज्य-विरुद्धનો સંક્ષેપ છે ગમન એટલે જવાની કે વર્તવાની ક્રિયા રાજ્યના નિયમોથી વિરુદ્ધ જવાની કે વિરુદ્ધ વર્તવાની ક્રિયા તે 'રાજ્ય-વિરુદ્ધ-ગમન' રાજ્ય તરફથી અમુક પ્રદેશમાં કે અમુક સ્થાનમા જવાની મનાઈ ફરમાવી હોય, તેમ છતા ત્યા જવુ એ 'રાજ્ય-વિરુદ્ધ-ગમન' છે તે ઉપરાત રાજ્ય તરફથી જે કાયદાઓ ઘડાયેલા હોય, તેની વિરુદ્ધ વર્તન કરવુ, તે પણ 'રાજ્ય-વિરુદ્ધ-ગમન' છે.

कूडतुल-कूडमाणे – [ कूटतुला-कूटमाने ] – ખોટુ તોળતં અને ખોટુ માપતાં

कूट એવી જે तुला તે कूटतुला. कूट એટલે ખોટુ तुला એટલે ત્રાજવુ જેનાથી જોખીને ગ્રાહકનો માલ લેવાનો હોય કે ગ્રાહકને માલ આપવાનો હોય, તે ત્રાજવુ ખોટુ રાખવુ, એટલે કે લેવામા માલ વધારે અને વેચવામા માલ ઓછો જાય તે પ્રકારનુ રાખવુ, તે 'कूटतुला' કહેવાય છે. દાંડી મરડીને, કડી ચડાવીને, લેવાના કાટલામા નીચે સીસુ ચોટાડીને, આપવાના કાટલામા ખાડો ખોદીને, વગેરે પ્રકારે ગ્રાહકને છેતરવાની બુદ્ધિથી તોલમા જે જે ફ્રડ કરવામા આવે છે, તેનો આ કૂટતુલામા સમાવેશ થાય છે કૂટ એવુ જે માન તે

'कूटमान'. પળી પવાલુ. પાલી, માણુ, કળશી વગેરે માપ કહેવાય છે. લેતી વખતે તેમા વધારે આવે તેમ કરવુ ને આપતી વખતે તેમા ઓછું જાય તેમ કરવુ. એ 'કૂટમાન' કહેવાય છે. તે ત્રીજા વ્રતનો પાચમો અતિચાર છે

पडिक्कमे देसिअं सव्वं – पूर्ववत्

(૧૪-૫) तेनाहड . कूडमाणे – ચોરે લાવેલી વસ્તુ રાખી લીધી હોય, ચોરને ઉત્તેજન મળે તેવો વચન-પ્રયોગ કર્યો હોય, માલમા સેળભેળ કરી અસલ માલ તરીકે વેચાણ કર્યું હોય. રાજ્યના કાયદાઓથી વિરુદ્ધ રીતે વર્તાયુ હોય અને ખોટા તોલ તથા ખોટા માપનો ઉપયોગ કર્યો હોય

જેને પારકુ દ્રવ્ય હરણ કરવુ નથી, અદત્ત લેવુ નથી, તેણે નીચેનો વ્યવહાર કરવો યોગ્ય નથી, કારણ કે તેથી વ્રતની મૂલ ભાવના દૂષિત થાય છે

(૧) 'સ્તેનાહૃત-ગ્રહણ' – ચોરીથી આવેલા માલને રાખી લેવો તે એનાથી પર-દ્રવ્યનુ હરણ કરનારને સીધુ ઉત્તેજન મળે છે

(૨) 'સ્તેનોત્તેજક વચન-પ્રયોગ' – ચોરને ઉત્તેજન આપનારો વચનનો પ્રયોગ એ પણ પર-દ્રવ્યનુ હરણ કરવા માટેનુ સીધુ પ્રોત્સાહન છે

(૩) 'તત્પ્રતિરૂપક્રિયા' – માલમા સેળભેળ કરવાની ક્રિયા જેમ કે દૂધમાં પાણી ઉમેરવું, ઘીમા વેજીટેબલ નાખવું, આટામા ચાક નાખવો, દવાઓમાં ભળતી જ વસ્તુઓ

વાપરવી વગેરે નકલી સોનુ-રૂપુ-હીરા-મોતી-કસ્તૂરી-અંબર-કેસર વગેરેને સાચા તરીકે વેચવા, એ પણ તત્પ્રતિરૂપ ક્રિયાના જ પ્રકારો છે.

(૪) 'રાજ્ય-વિરુદ્ધ-ગમન' – રાજ્યના જે કાયદાઓનો ભગ કરવાથી દડને પાત્ર થવુ પડે, અપમાનને પાત્ર થવુ પડે, તથા લાજ-આબરુને ધક્કો પહોંચે, તે બધાનો સમાવેશ આ પ્રકારના વ્યવહારમા થાય છે રાજ્યે એક વસ્તુ પર જકાત નાખેલી હોય તે ન ચૂકવવી, અથવા અસુક આવક પર વેરો આકારેલો હોય તે ન ભરવો, અથવા અમુક મુદ્દત સુધી અમુક સરહદ ન ઓળગવી કે અમુક જાતનો માલ પોતાની પાસે હોય તે જાહેર કરવો–એવુ ફરમાન બહાર પાડયુ હોય તેનો ભગ કરવો, તે રાજ્ય-વિરુદ્ધ-ગમનના પ્રકારો છે. એવો વ્યવહાર કરવાથી રાજ્યને જે આવક ઓછી થાય છે, તે વધારાનો કર નાખીને બીજા પાસેથી વસૂલ કરવામાં આવે છે એટલે તેટલા પ્રમાણમા પર-દ્રવ્યનુ હરણ કરવામા પ્રજાની પીડામા પણ નિમિત્તભૂત બનાય છે. માટે આ જાતના વ્યવહારો પર-દ્રવ્યનુ હરણ નહિ કરનાર વ્રતધારી માટે અતિચારરૂપ છે 'રાજ્ય-દડ ઊપજે તે ચોરી' એ સાદી વ્યાખ્યા ખ્યાલમા રાખવાની જરૂર છે.

(૫) કૂટ-તુલા-કૂટમાન-વ્યવહાર' – ખોટા વજન અને ખોટા માપનો ઉપયોગ

ચોરીથી બચવા ઇચ્છનારે ૧૮ પ્રકારની ચોર-પ્રસૂતિઓ જાણી વર્જવી જોઈએ ચોર-પ્રસૂતિ એટલે ચોરને ઉત્પન્ન

કરનારી–ચોરને જન્મ આપનારી ક્રિયા. તે નીચે મુજબ છે –

" भलन कुशल तर्जा, राजभागोऽवलोकनम् ।
अमार्गदर्शन शय्या, पदभङ्गस्तथैव च ॥ १ ॥
विश्राम· पादपतन, वासन गोपन तथा ।
खण्डस्य खादन चैव, तथाऽन्यन्माहाराजिकम् ॥ २ ॥
पद्याग्न्युदकरज्जूना, प्रदान ज्ञानपूर्वकम् ।
एताः प्रसूतयो ज्ञेया, अष्टादश मनीषिभि· ॥ ३ ॥"

૧. 'હું તારા ભેગો છું, તું ડરીશ નહિ' એ રીતે ચોરને ઉત્સાહ આપવો, તે **ભલન.**

૨. ક્ષેમ-કુશલ પૂછવું, સુખ-દુઃખની પૃચ્છા કરવી, તે **કુશલ.**

૩ હાથ વગેરે વડે ચોરી માટે સંજ્ઞા કરવી, તે **તર્જા.**

૪ રાજ્યનો કર છુપાવવો, તે **રાજ-ભાગ.**

૫ ચોરી કરી રહેલા ચોરના માર્ગને જોતા રહેવું (અને જરૂર પડે તો સંજ્ઞાથી ખબર આપવી), તે **અવલોકન.**

૬ 'ચોર ક્યાં ગયા?' એમ પૂછનારને સાચો રસ્તો નહિ બતાવતા ભળતો જ માર્ગ બતાવવો, તે **અમાર્ગ-દર્શન.**

૭ સૂઈ રહેવાનાં સાધનો આપવાં. તે **શય્યા.**

૮ ચોરના પગલા ભૂંસી નાખવા, તે **પદભંગ.**

૯. વિસામો આપવો. તે **વિશ્રામ.**

૧૦. નમસ્કાર કરવો, પગે પડવું. તે **પાદ-પતન.**

૧૧. બેસવા માટે આસન આપવું. તે **આસન.**

૧૨ ચોરને છુપાવવો, તે **ગોપન.**

૧૩ સારુ સારુ ખવરાવવુ-પીવરાવવુ. તે **ખંડ-દાન.**

૧૪ વધારે પડતું માન આપવું, તે **માહારાજિક.**

૧૫ પગને ઠીક કરવા માટે ગરમ પાણી કે તેલ વગેરે આપવું, તે **પદ્ય.**

૧૬ રસોઈ કરવા માટે અગ્નિ આપવો, તે **અગ્નિ.**

૧૭ સ્નાન વગેરે કરવા માટે પાણી આપવુ, તે **ઉદક.**

૧૮. ઢોર વગેરે બાધવા માટે દોરડા આપવા, તે **રજ્જુ.**

(૧૪-૬) ચોરે લાવેલી વસ્તુ રાખી લેતા, ચોરને ઉત્તેજન મળે તેવો વચન-પ્રયોગ કરતા, માલમા સેળભેળ કરતા, રાજ્યના કાયદાઓથી વિરૂદ્ધ રીતે વર્તતા અને ખોટા તોલ તથા ખોટા માપનો ઉપયોગ કરતા, ત્રીજા વ્રતને વિષે દિવસ-દરમિયાન જે અતિચારો લાગ્યા હોય, તે સર્વેથી હુ પાછો ફરું છુ

(૧૫-૪) **चउत्थे** - [ चतुर्थे ] - ચોથા (ને વિષે)

**अणुव्वयम्मी*** - પૂર્વવત્

**निच्चं** - [ नित्यम् ] - નિત્ય, સદા

**परदार-गमण-विरइओ** - [ परदार-गमन-त्रिरातित ] - પરસ્ત્રીગમન-વિરતિથકી

पर ની दार (સ્ત્રી) તે परदार તેના પ્રત્યે गमन (ખદ-ચાલ) તે परदार-गमन તેના થકી विरति; તે परदार-गमन-विरति. તેના થકી.

જે પોતાનું નથી તે 'પર' કહેવાય અન્ય મનુષ્યો. સઘળા તિર્યંચો અને સઘળા દેવો એ 'પર' છે તેમની સ્ત્રીઓ સાથે વિષય-ભોગ કરતા વિરમવું તે પરદાર-ગમન-વિરતિ છે

બ્રહ્મચર્ય બે પ્રકારનું છે· સર્વ અને દેશ તેમા સર્વ નારીઓ, સર્વ તિર્યંચ સ્ત્રીઓ અને સર્વ દેવીઓનો મન. વચન અને કાયાથી ત્યાગ કરવો. તે 'સર્વ-બ્રહ્મચર્ય' છે અને પોતાની સ્ત્રીથી જ સંતુષ્ટ રહી બાકીની બધી માનવી સ્ત્રીઓ. તિર્યંચ સ્ત્રીઓ તથા દેવીઓનો ત્યાગ કરવો. તે 'દેશ-બ્રહ્મચર્ય' છે વ્રતધારી ગૃહસ્થ જો 'સર્વ-બ્રહ્મચર્ય' ન પાળી શકે તો તેણે આ પ્રકારનું 'દેશ-બ્રહ્મચર્ય' અવશ્ય પાળવાનું છે.

ચોથું અણુવ્રત ધારણ કરનારે નીચેના દિવસોએ મૈથુનનો ત્યાગ કરવો ઘટે છે:—

(૧) પજ્જોસવણા પર્વ.

(૨) ચૈત્ર અને આસો માસની બે ઓળીઓ.

(૩) પર્વતિથિઓ.

(૪) તીર્થંકરોના મહાન કલ્યાણકોના દિવસો.

(૫) માતા-પિતાની જન્મ-મરણની તિથિઓ

(૬) પોતાનો જન્મદિવસ.

(૭) સ્ત્રીની સગર્ભાવસ્થાના દિવસો

(૮) પ્રસૂતિ પછીના ત્રણ માસ.

(૯) દિવસનો વખત

(૧૦) માંદગીનો સમય

વ્રતધારી શ્રાવકે પરસ્ત્રી-સંબંધી બ્રહ્મચર્યની નવ વાડોનું યથાશક્ય પાલન તથા અમુક સમયે પૂર્ણ બ્રહ્મચારી થવાનો પ્રયાસ કરવો જરૂરી છે.

(૧૫-૫) પૂર્વવત્

(૧૫-૬) હવે ચોથા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનું પ્રતિક્રમણ કરવામાં આવે છે. અહીં પ્રમાદના પ્રસંગથી કે ક્રોધાદિ અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી કાયમની પરદાર-ગમન-વિરતિમાં અતિચાર લાગે તેવું જે કાંઈ કર્યું હોય, તેને હું પ્રતિક્રમું છું

(૧૬-૪) **अपरिग्गहिआ-इत्तर-अणंग-विवाह-तिव्व-अणुरागे** – [ अपरिगृहीता-इत्वर-अनङ्ग-विवाह-तीव्रानुरागान् ] - અપરિગૃહીતા-ગમન, ઈત્વરગૃહીતા-ગમન, અનંગ-ક્રીડા, પર વિવાહ અને તીવ્ર અનુરાગને વિષે

૧ 'અપરિગૃહીતા-ગમન' – જે પરણેલી હોય તે પરિગૃહીતા, જે પરણેલી ન હોય તે 'અપરિગૃહીતા' એટલે કન્યાઓ અને લગ્ન નહિ કરનારી સ્ત્રીઓ 'અપરિગૃહીતા' કહેવાય છે વિધવાઓ એક વખત પરિગૃહીતા થયેલી છે છતાં તેનો સ્વામી હયાત નહિ હોવાથી તે પણ 'અપરિગૃહીતા' છે. તેની સાથે ગમન કરવું, તે 'અપરિગૃહીતા-ગમન'

૨ 'ઇત્વરગૃહીતા-ગમન' – 'ઇત્વર' એટલે થોડો કાળ, તે માટે ગ્રહણ કરવામા આવેલી સ્ત્રી તે 'ઇત્વરગૃહીતા', એટલે લગ્ન ન કરતા અમુક સમય માટે પગાર યા બીજા કોઈ પણ કારણે જે સ્ત્રીઓ પુરુષો પાસે રહેતી હોય, તે 'ઇત્વરગૃહીતા' કહેવાય. તેની સાથે ગમન કરવુ, તે 'ઇત્વરગૃહીતા-ગમન'

૩ 'અનંગ-ક્રીડા' – 'અનંગ' એટલે કામ. તેને જગાડનારી વિવિધ ક્રીડા, તે 'અનંગ-ક્રીડા'

૪. 'પરવિવાહ-કરણ'–પોતાના છોકરા-છોકરી કે આશ્રિત સિવાય પરના–બીજાના વિવાહ આદિ કરવા, તે 'પરવિવાહ-કરણ'.

૫ 'તીવ્ર અનુરાગ' – વિષયભોગ કરવાની અત્યંત આસક્તિ, તે 'તીવ્ર અનુરાગ'

**चउत्थ-वयस्स-इआरे** – [ चतुर्थ व्रतस्य अतिचारान् ] – ચોથા વ્રતના અતિચારોને

**पडिक्कमे देसिअं सव्वं** – પૂર્વવત્

( ૧૬-૫ ) अपरिग्गहिआ .. .. वयस्स-इआरे – અપરિગૃહીતા-ગમન. ઇત્વરગૃહીતા-ગમન. અનંગ-ક્રીડા. પરવિવાહ-કરણ અને કામભોગની તીવ્ર આસક્તિ વડે લાગેલા ચોથા વ્રતના અતિચારોને.

વિષયના વમળમાથી બહાર નીકળ્યા વિના આત્માનુ અમૃત પ્રાપ્ત થતું નથી. તે જ કારણે બ્રહ્મચર્યનો મહિમા અપૂર્વ છે. શું પુરુષ કે શું સ્ત્રી. જે કોઈ મન, વચન અને

કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળે છે, તે વ્રત, નિયમ, જપ અને તપમા શ્રેષ્ઠ છે સાચા બ્રહ્મચારી ભાગ્યવાન છે. અનેક જન્મના સુસસ્કારોની મૂડી ભેગી થઈ હોય તો જ તે સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે.

બ્રહ્મચર્યનો આદર્શ ઉત્તમ છે, શ્રેષ્ઠ છે, ઉપયોગી છે પરતુ બધા સ્ત્રી-પુરુષો તેનુ સપૂર્ણ પાલન કરી શકે તે શક્ય નથી, એટલે બ્રહ્મચર્યના અતિમ આદર્શને લક્ષ્યમા રાખી જેઓ દપતી-જીવન ગુજારે છે, તેઓ પણ દેશથી બ્રહ્મચારી છે ચોથા અણુવ્રતને ધારણ કરનારા આ દૃષ્ટિએ બ્રહ્મચારી છે તેમા પુરુષે પરદારા-ગમનનો ત્યાગ કરવાનો છે અને સ્ત્રીએ પરપુરુષ-ગમનનો ત્યાગ કરવાનો છે, અથવા તો પુરુષે પોતાની પરિણીત સ્ત્રીથી જ સતોષ માનવાનો છે અને સ્ત્રીએ પોતાના વિવાહિત પતિથી જ સતુષ્ટ રહેવાનુ છે. 'પરદાર-ગમન-વિરતિ' કરતા 'સ્વદારા-સતોષ' વ્રત વધારે ઊચી કોટિનુ છે, કારણ કે પરદાર-ગમન-વિરતિમા કુવારી કન્યાઓ, વિધવાઓ, રખાતો અને વેશ્યાઓના ત્યાગનો સ્પષ્ટ સમાવેશ થતો નથી, જ્યારે સ્વદારા-સતોષ-વ્રતમાં પોતાની સ્ત્રી સિવાય તમામ જાતની સ્ત્રીઓનો ત્યાગ થાય છે. આ વ્રત ધારણ કરનારે વ્રતની મૂળ ભાવનાને સાચવી રાખવા માટે —

૧ કુવારી, લગ્ન નહિ કરનારી અને વિધવા સ્ત્રી સાથે વિષય-ભોગ કરવો નહિ

૨ રખાત રાખવી નહિ કે વેશ્યા-ગમન કરવું નહિ

૩. પરસ્ત્રી પ્રત્યે વિકારની દૃષ્ટિએ જોવું નહિ, આખથી આખ મેળવવી નહિ. હાસ્ય-વિનોદ કરવો નહિ કે વિકાર-ભાવનાથી અંગ-સ્પર્શ કરવો નહિ

૪ બીજાના છોકરા-છોકરીઓના વિવાહ-લગ્નમાં પડવું નહિ.

૫. વિષયની તીવ્ર અભિલાષા રાખવી નહિ. ઉપલક્ષણથી શૃંગારના મર્યાદા-હીન સાધનો વસાવવા નહિ કે કામોત્તેજક ઔષધોપચારનુ સેવન કરવું નહિ

અતિ વિષય-સેવનથી શરીરનુ સ્વાસ્થ્ય પણ બગડે છે. કહ્યુ છે કે :—

"कम्प खेद श्रमो मूर्च्छा, भ्रमिर्ग्लानिर्बल क्षय ।
राजयक्ष्मादयश्चापि, कामाद्यासक्तिजा रुज ॥"

ધ્રુજારી આવવી. ખેદ થવો, થાક લાગવો, મૂર્છા આવવી, ચકરી આવવી, ગ્લાનિ કે બેચેની થવી, બલનો નાશ થવો અને ક્ષયરોગ લાગુ પડવો. વગેરે રોગો કામાદિની તીવ્ર આસક્તિથી થાય છે

સ્વદારા-સંતોષીને પાચ અતિચારોમાથી પહેલા બે અનાચાર છે અને છેલ્લા ત્રણ અતિચાર છે. જ્યારે પરદાર-ગમન-વિરતિવાળાને તે પાચે અતિચાર છે

(૧૬-૬) કુમારી અથવા વિધવા વગેરેનો સંગ કરતા, રખાત કે વેશ્યા સાથે ગમન કરતા, કામોત્તેજક ચેષ્ટાઓ કરતા, અન્યનાં લગ્ન કરાવતા તથા વિષયભોગની તીવ્ર

અભિલાષા રાખતા, ચોથા વ્રતને વિષે દિવસ-દરમિયાન, જે કોઈ અતિચાર લાગ્યો હોય, તે સર્વેથી હું પાછો ફરું છું

( ૧૭-૪ ) **इत्तो** – [ इत ] – અહીંથી, હવે

**अणुव्वये** – [ अणुव्रते ] – અણુવ્રતને વિષે.

**पचमंमि** – [ पञ्चमे ] પાચમા ( ને વિષે ).

**आयरिअमप्पसत्थंमि** – [ आचरितम् अप्रशस्ते ] – અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી અતિચાર-યોગ્ય પ્રવૃત્તિ થઈ હોય

**परिमाण-परिच्छेए** – [ परिमाण परिच्छेदे ] – પરિમાણના પરિચ્છેદને વિષે પરિગ્રહના પરિમાણની મર્યાદાને વિષે

માપવુ તે માન બરાબર માપવું તે परिमाण તેનો परिच्छेद તે परिमाण-परिच्छेद, તેના વિષે

પાચમુ અણુવ્રત પરિગ્રહનુ પ્રમાણ નક્કી કરવા માટે છે. ગુરુ આગળ ધન-ધાન્ય વગેરેનુ જે પ્રમાણ નક્કી કરવામા આવ્યુ હોય તે परिमाणનો परिच्छेद, તેના વિષે

( ૧૭-૫ ) परिमाण-परिच्छेए – પરિગ્રહ-પરિમાણ-વ્રતને વિષે

જીવનની જરૂરીઆત માટે ગૃહસ્થોને ધન, ધાન્ય. ખેતર, મકાન, ઢોર-ઢાખર આદિ કેટલોક પરિગ્રહ રાખવો પડે છે, પરંતુ તે બધુ ‘ પર ’ છે વાસ્તવિકતાએ મોહ-વૃદ્ધિનો હેતુ છે, એવી બુદ્ધિ રાખવી ઘટે છે એવી બુદ્ધિ વિના તેના પ્રત્યેનું મમત્વ ઓછુ થવાનો સભવ નથી, અથવા લોભ, તૃષ્ણા કે

આસક્તિને ઓછી કરવા માટે એ જ ઉપાય ગણાયો છે. તેથી વ્રતધારી શ્રાવક પરિગ્રહ પ્રત્યેની મમતા ઓછી કરી પોતાની તમામ માલ-મિલકતની મર્યાદા કરે છે. અને કયા ક્રમે તેને ઘટાડતા રહેવું તેનો ચોક્કસ ક્રમ નક્કી કરે છે. આ વ્રતને 'પરિગ્રહ-પરિમાણ-વ્રત' કહેવામા આવે છે. ઉપાસક-દશાંગસૂત્રમાં આ વ્રતને 'ઇચ્છાવિધિ-પરિમાણ'ના નામથી ઓળખાવવામા આવ્યુ છે

અમર્યાદિત પરિગ્રહ મહાપતનનુ કારણ છે, કારણ કે તેને મેળવવામાં અને સાચવવામા બહુધા બધા જ પાપ-સ્થાનકોનો આશ્રય લેવો પડે છે. પરિગ્રહ અમર્યાદિત હોય, એટલે પ્રવૃત્તિઓ-આરંભ-સમારંભો પણ અમર્યાદિત હોય છે. તેથી હિંસાનુ સેવન મોટા પ્રમાણમાં થાય છે વળી પરિગ્રહમાં મૂર્છિત થયેલો જીવ અનેક વાર જૂઠું બોલે છે, કોઈની અણદીધી વસ્તુ ઉપાડી લે છે અથવા તો રાજ્યના કરો છુપાવે છે, લોકોને છેતરે છે, તે માટે તેમની સાથે નિરર્થક ઝઘડા કરે છે, યુક્તિઓ રચે છે અને પ્રપંચો પણ અજમાવે છે. પરિગ્રહની મૂર્છાને લીધે જ તેવા જીવો માતા-પિતા, મુરબ્બીઓ અને વડીલોનો સંબંધ ભૂલી જાય છે, ભાઈ-ભગિની, પત્ની-પરિવાર કે સ્વજન-મિત્રના સંબંધને વીસરી જાય છે, અને ન કરવાના અનેક કૃત્યો કરી બેસે છે ઇતિહાસને પાને એવા અનેક દાખલાઓ નોંધાયેલા છે કે જ્યારે માણસે રાજ્ય-લોભ કે અમર્યાદિત ધન-લાલસાને કારણે પિતાને કેદમા પૂર્યો હોય, ઝેર દીધુ હોય કે તેનુ ખૂન

કર્યું હોય, માતાને રિબાવી રિબાવીને મારી નાખી હોય, પત્નીએ પતિને કે પતિએ પત્નીને જીવતી સળગાવી દીધી હોય અને છૈયાં-છોકરાં તથા સ્વજન-પરિવારને રઝળતાં તરછોડ્યો હોય, એટલે અમર્યાદિત પરિગ્રહ એ પતનનું નિશ્ચિત કારણ છે અને તેની મર્યાદા કે તેના ત્યાગ વડે જ સદ્ગુણો કે સદ્ધર્મની પ્રાપ્તિ થઈ શકે છે.

(૧૭ ૬) હવે પાચમા અણુવ્રતને વિષે લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ કરવામા આવે છે અહીં પ્રમાદના પ્રસગથી કે ક્રોધાદિ અપ્રશસ્ત ભાવનો ઉદય થવાથી 'પરિમાણ-પરિચ્છેદ'માં—'પરિગ્રહ-પરિમાણ'વ્રતમા અતિચાર લાગે એવું જે કાઈ કર્યું હોય તેનાથી હુ પાછો ફરુ છું

(૧૮-૪) **धण-धन्न-खित्त-वत्थु-रुप्प-सुवन्ने** – [धन-धान्य-क्षेत्र-वास्तु-रौप्य-सुवर्णे] – ધન-ધાન્ય પ્રમાણાતિક્રમ, ક્ષેત્ર-વાસ્તુ-પ્રમાણાતિક્રમ, રૌપ્ય-સુવર્ણ-પ્રમાણાતિક્રમ, તેના વિષે

धन અને धान्य તે धन-धान्य, તેનુ પ્રમાણ તે धन-धान्य-प्रमाण, તેનુ અતિક્રમણ કરવુ તે धन-धान्य-प्रमाणातिक्रम

'ધન' ચાર પ્રકારનુ છે "(૧) ગણિમ, (૨) ધરિમ, (૩) મેય અને (૪) પરિચ્છેદ્ય" તેમા જે વસ્તુઓ ગણીને લેવાય, જેમ કે (રોકડ રકમ), સોપારી, શ્રીફળ વગેરે, તે 'ગણિમ' કહેવાય, જે વસ્તુઓ ધારીને—તોલીને લેવાય. જેમ કે ગોળ, સાકર વગેરે, તે 'ધરિમ' કહેવાય, જે વસ્તુઓ માપીને કે ભરીને લેવાય, જેમ કે ઘી, તેલ, કાપડ વગેરે, તે

'મેય' કહેવાય; અને જે વસ્તુ કસીને કે છેદીને લેવાય, જેમ કે સુવર્ણ. રત્ન, વગેરે તે 'પરિચ્છેદ્ય' કહેવાય.

'ધાન્ય' ચોવીસ પ્રકારનુ છે· "(૧) જવ, (૨) ઘઉ, (૩) શાલિ (સાલ–કલમી ચોખા), (૪) વ્રીહિ (ડાગર), (૫) સાઠી, ૬૦ દિવસે પાકતા એક જાતના ચોખા (ડાંગરની એક જાતિ) (૬) કોદરા. (૭) અણુક (જુવાર), (૮) કાંગ, (૯) રાલક (કાગ જેવું એક ધાન્ય). (૧૦) તલ. (૧૧) મગ. (૧૨) અડદ. (૧૩) અતસી (અળસી), (૧૪) હરિમન્થ (ચણા), (૧૫) ત્રિપુટક (મકાઈ), (૧૬) વાલ, (૧૭) મઠ, (૧૮) ચોળા (૧૯) બટી. (૨૦) મસૂર, (૨૧) તુવર, (૨૨) કલથી, (૨૩) ધાણા, (૨૪) વટાણા"

વિવિધ પ્રકારના 'ધન અને ધાન્ય'માથી અમુક જ 'ધન-ધાન્ય' પોતાના ઉપયોગ માટે છૂટા રાખવા. પણ તેથી વધારે રાખવા નહિ. તે 'ધન-ધાન્ય'નુ પ્રમાણ કહેવાય છે તેની મર્યાદા કોઈ પણ પ્રકારની ભૂલ-ચૂકથી ઓળગાઈ ગઈ હોય તે 'ધન-ધાન્ય-પ્રમાણાતિક્રમ' નામનો પાચમા અણુવ્રતનો પ્રથમ અતિચાર છે

ક્ષેત્ર અને વાસ્તુ તે ક્ષેત્ર-વાસ્તુ. તેનુ પ્રમાણ તે 'ક્ષેત્ર-વાસ્તુ પ્રમાણ' તેનુ અતિક્રમણ તે 'ક્ષેત્રવાસ્તુ-પ્રમાણાતિક્રમણ'.

'ક્ષેત્ર' ત્રણ પ્રકારનુ છે "(૧) સેતુ. (૨) કેતુ અને (૩) સેતુ-કેતુ." તેમા રેંટ. કોસ વગેરેથી પાણી કાઢીને જ્યાં ધાન્યાદિ નિપજાવી શકાય તે 'સેતુક્ષેત્ર'; જ્યા વરસાદથી

જ ધાન્યાદિ નિપજાવી શકાય, તે 'કેતુક્ષેત્ર', અને જ્યાં બ ને રીતે ધાન્યાદિ નિપજાવી શકાય, તે 'સેતુ-કેતુક્ષેત્ર'.

'વાસ્તુ' એટલે ઘર, હાટ હવેલી વગેરે બાંધકામવાળી જગાઓ તેના ત્રણ પ્રકારો છે '(૧) ખાતગૃહ, (૨) ઉચ્છ્રિતગૃહ અને (૩) ખાતોચ્છ્રિતગૃહ" તેમા ભૂમિની અદર જે બાધકામ કરવામા આવ્યુ હોય, તે 'ખાતગૃહ'. ભૂમિ ઉપર જે બાધકામ કરવામા આવ્યું હોય, તે 'ઉચ્છ્રિતગૃહ' અને નીચે ભોયરુ વગેરે તથા ઉપર બાધકામ કરવામા આવ્યુ હોય, તે 'ખાતોચ્છ્રિતગૃહ'

ત્રણ પ્રકારના 'ક્ષેત્રો' અને ત્રણ પ્રકારના 'વાસ્તુ' (મકાનો)માથી પોતાના થકી અમુક જ રાખવાં અને બાકીનાનો ત્યાગ કરવો, તે 'ક્ષેત્ર વાસ્તુ-પ્રમાણ' કહેવાય. તેમા સરહદ ભૂસાવાથી, વચ્ચેની દીવાલ પડી જવાથી કે એવા જ બીજા કોઈ કારણે ધારેલી સખ્યાની મર્યાદા ઓળગાઈ હોય, તે 'ક્ષેત્ર-વાસ્તુ-પ્રમાણાતિક્રમ' નામનો પાંચમા અણુ-વ્રતનો બીજો અતિચાર છે

रूप्य અને सुवर्ण તે रूप्य-सुवर्ण, તેનુ प्रमाण તે रूप्य-सुवर्ण-प्रमाण. તેનુ જે અતિક્રમણ તે 'रूप्य-सुवर्ण-प्रमाणातिक्रम'

'રૂપ્ય' એટલે રૂપુ અથવા ચાદી 'સુવર્ણ' એટલે સોનુ. તે અમુક પ્રમાણમા પોતાના થકી રાખી બાકીનાનો ત્યાગ કરવો તે 'रूप्य-सुवर्ण-प्रमाण' કહેવાય તેમા બીજાના નામે ચડાવી દેવાથી કે બીજી રીતે ભૂલ-ચૂક થવાથી પ્રમાણની

મર્યાદા ઓળંગાઈ હોય તો તે 'રૂપ્ય-સુવર્ણ-પ્રમાણાતિક્રમ' નામનો પાચમા અણુવ્રતનો ત્રીજો અતિચાર છે

**कुविअ-परिमाणे** – [ कुप्य-परिमाणे ] – કુપ્ય-પરિમાણાતિ-ક્રમણને વિષે

कुप्यनु परिमाण ते कुप्य परिमाण, તેના વિષે સોના-રૂપા સિવાયની સર્વ ધાતુઓ 'કુપ્ય' કહેવાય છે અહીં ઉપ-લક્ષણથી ઘરના બધાં રાચ-રચીલાનો સમાવેશ પણ તેમા કરવામા આવ્યો છે એટલે વાસણ-કૂસણ, રાચ-રચીલુ તથા ઊઠવા-બેસવા-સૂવા વગેરેની સર્વ વસ્તુઓ 'કુપ્ય' છે તે અમુક પ્રમાણમા જ રાખવી પણ તેથી વધારે રાખવી નહિ, તે 'કુપ્ય-પરિમાણ' કે 'કુપ્ય-પ્રમાણ' તેની મર્યાદાનું ઉલ્લઘન ભૂલ-ચૂકથી થાય તો તે 'કુપ્ય-પ્રમાણાતિક્રમણ' નામનો પાચમા અણુવ્રતનો ચોથો અતિચાર છે

**दुपए चउप्पयंमि** – [ द्विपदे चतुष्पदे ] – 'દ્વિપદ' અને 'ચતુષ્પદ'ને વિષે, 'દ્વિપદ-ચતુષ્પદ-પ્રમાણાતિક્રમ'ને વિષે

द्वि છે पद જેને તે 'द्विपद'. चतुर् છે पद જેને તે 'चतुष्पद' द्विपद અને चतुष्पद તે द्विपद–चतुष्पद. તેના प्रमाणनु अतिक्रमण તે 'द्विपद-चतुष्पद-प्रमाणातिक्रम'

માણસો અને પક્ષીઓ બે પગવાળા છે, તેથી તે 'દ્વિપદ' કહેવાય છે દાસ, દાસી, નોકર, ચાકર, ઘાટી, રસોઇયા, વાણોતર, ગુમાસ્તા તથા મેના, પોપટ, કૌવા, બુલબુલ, તેતર, મોર, વગેરે પક્ષીઓનો સમાવેશ આ પ્રકારમા થાય છે.

પશુઓ ચાર પગવાળા છે, તેથી તે 'ચતુષ્પદ' કહેવાય છે ગાય, બળદ, ભેંસ, પાડા, બકરા, ઘેટા. ઘોડા. ઊંટ, હાથી વગેરેનો સમાવેશ આ પ્રકારમાં થાય છે.

નોકર-ચાકર, પશુ અને પક્ષીઓ પોતાના થકી અમુક જ રાખવા પણ વધારે રાખવા નહિ, એવા પ્રમાણને 'द्विपद चतुष्पद-प्रमाण' કહેવાય છે કોઈ પણ કારણસર ભૂલ-ચૂકથી તે પ્રમાણની મર્યાદા ઓળંગાઈ હોય તો તે 'દ્વિપદ ચતુષ્પદ-પ્રમાણાતિક્રમ' નામનો પાંચમા અણુવ્રતનો પાંચમે અતિચાર છે

पडिक्कमे – पूर्ववत्

(૧૮૫) धण धन्न . . ... चउप्पयम्मि – ધન, ધાન્ય ક્ષેત્ર, વાસ્તુ, રૂપું, સોનું, કુપ્ય, દ્વિપદ અને ચતુષ્પદના પરિગ્રહને વિષે

પરિગ્રહ બે પ્રકારનો છે બાહ્ય અને આભ્યંતર તેમાં બાહ્ય પરિગ્રહ બે પ્રકારનો, છ પ્રકારનો નવ પ્રકારનો અને પ્રકારાંતરે ચોસઠ પ્રકારનો પણ ગણાય છે સચિત્ત અને અચિત્ત પરિગ્રહ એ 'બાહ્ય પરિગ્રહ'ના બે પ્રકારો ધાન્ય, રત્ન, સ્થાવર, દ્વિપદ, ચતુષ્પદ અને કુપ્ય એ 'બાહ્ય પરિગ્રહ'ના છ પ્રકારો ધન, ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપું, સોનું. કુપ્ય, દ્વિપદ અને ચતુષ્પદ એ 'બાહ્ય પરિગ્રહ'ના નવ પ્રકારો અને ૨૪ પ્રકારના ધાન્યો, ૨૪ પ્રકારના રત્નો, ૩ પ્રકારના સ્થાવરો, ૨ પ્રકારના દ્વિપદો. ૧૦ પ્રકારના ચતુષ્પદો અને ૧ પ્રકારનું કુપ્ય એ 'બાહ્ય પરિગ્રહ'ના ચોસઠ ભેદો છે આ

અર્થમાં પરિગ્રહના નવ પ્રકારો મુખ્યતયા પ્રસિદ્ધ છે. કારણ કે તેમાં બધા જ ભેદો અંતર્ગત થઈ જાય છે અહીં અતિચાર-ગણનાના પ્રસંગમાં પણ તેની જ પસંદગી કરવામાં આવી છે નવ પ્રકારના પરિગ્રહમાંથી બબ્બેના ચાર જોડકા બનાવી 'કુપ્ય'ને જુદું રાખવામાં આવ્યું છે, અને એ રીતે અતિ-ચારોની સંખ્યા આગળના બધા અણુવ્રતોનાં અતિચારોની જેમ પાંચની જાળવી રાખવામાં આવી છે

(૧૮-૬) ધન-ધાન્યનું, સોના-રૂપાનું; બીજી ધાતુઓ તથા શચ્ય-રચીલાનું અને માણસો, પક્ષીઓ તથા પશુઓનું પ્રમાણ ઓળંગતા. દિવસ-દરમિયાન જે કોઈ અતિચાર લાગ્યો હોય તે સર્વથી હું પાછો ફરું છું

(૧૯-૪) **गमणस्स** – [ गमनस्य ] – ગમનના, જવા-આવવાના.

**य** – [ च ] – અને.

**परिमाणे** – [ परिमाणे ] – પરિમાણને વિષે, માપને વિષે

**दिसासु** – [ दिक्षु ] – દિશાઓમાં

दिक् – દિશા, તેમના વિષે મુખ્ય દિશાઓ ચાર છે 'ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ' તેમા 'અગ્નિ, ઈશાન નૈઋત્ય અને વાયવ્ય' એ ચાર ખૂણાઓ અને 'ઊર્ધ્વ દિશા' તથા 'અધોદિશા' ઉમેરતા તેની સંખ્યા દસની થાય છે. પ્રકારાન્તરે તેની સંખ્યા ત્રણની પણ થાય છે ઊર્ધ્વ, અધ., અને તિર્યક્, ઉત્તરાદિ ચાર દિશાઓ એ તિર્યક્-દિશાઓ છે.

**उड्ढ** – [ ऊर्ध्वम् ] – ઊંચી દિશા, ઊર્ધ્વ-પ્રમાણાતિક્રમ

ઉપરની દિશા તે ઊર્ધ્વ, તેના પ્રમાણનુ અતિક્રમ તે 'ઊર્ધ્વદિક-પ્રમાણાતિક્રમ'.

ઊંચે અમુક અંતરથી વધારે ન જવુ એવો નિયમ, તે 'ઊર્ધ્વદિક્-પ્રમાણ'

**अहे** – [ अध ] – અધોદિશા, 'અધ દિક્-પ્રમાણાતિક્રમ'

નીચેની દિશા તે 'અધ,' તેના પ્રમાણનો અતિક્રમ તે 'અધ દિક્-પ્રમાણાતિક્રમ' નીચેની દિશામા અમુક અંતરથી વધારે દૂર ન જવુ એવો નિયમ, તે 'અધ દિક્-પ્રમાણ'

**तिरिए** – [ तिर्यंचि ] – તિર્યગ્દિશામા, તિર્યગ્દિક્-પ્રમાણાતિક્રમને વિષે

ઉપર અને નીચેની વચ્ચેનો ભાગ તે 'તિર્યક્' તે ચાર દિશાઓ પૈકી દરેક દિશામા અમુક અંતરથી વધારે ન જવુ એવો નિયમ, તે તિર્યગ્-દિક્-પ્રમાણ'.

**वुड्ढी** – [ वृद्धि ] – વૃદ્ધિ, વધારો

પ્રમાણનુ વધવુ તે 'વૃદ્ધિ' જે પ્રમાણ નક્કી કર્યું હોય તેનાથી વધારે અંતર સુધી ગમન કરવુ તે અનાચાર છે પરંતુ એક દિશામા જવાનુ પ્રમાણ ઘટાડીને બીજામાં વધાર્યું હોય તો તે અતિચાર છે.

**सइ-अंतरद्धा** – [ स्मृत्यन्तर्धा ] – સ્મરણ ન રહેવાથી. ભૂલી જવાથી.

સ્મૃતિનુ અ તર્ધાન થવુ તે 'સ્મૃત્યન્તર્ધા'. એક વાત યાદ જ ન આવે તે 'સ્મૃત્યન્તર્ધા' કહેવાય છે

**पढमंमि** – [ प्रथमे ] – પહેલા ( ને વિષે )

**गुणव्वए** – [ गुणव्रते ] – ગુણવ્રતને વિષે.

પાચ અણુવ્રતો 'મૂલગુણ' છે. પછીના સાત વ્રતો 'ઉત્તરગુણ' છે. તેમા છઠ્ઠુ. સાતમું અને આઠમું વ્રત મૂળ-ગુણની પુષ્ટિ કરનારુ હોઈને 'ગુણવ્રત' તરીકે ઓળખાય છે

**निंदे** – [ निन्दामि ] – હુ નિંદુ છુ

(૧૯-૫) गमणस्स य परिमाणे दिसासु – ગમન-સ બ ધી દિક્પરિમાણ-વ્રતને વિષે

ગૃહસ્થ-જીવનને સ યમ અને સાત્ત્વિકતા ભણી લઈ જવા માટે પરિગ્રહનુ પરિમાણ જેમ આવશ્યક છે, તેમ દિશાઓનુ પરિમાણ પણ આવશ્યક છે  જો એની મર્યાદા નક્કી કરેલી ન હોય તો ગમે ત્યા અને ગમે તેટલે દૂર સુધી જવાનુ મન થાય છે. પરિણામે જીવનમાં સ્થિરતા અને શાતિનો જે અનુભવ થવો જોઈએ, તે થતો નથી. એથી શ્રાવકધર્મમાં 'દિક્-પરિમાણ-વ્રત 'ને ખાસ સ્થાન આપવામાં આવ્યુ છે.

'સાધુઓને આવુ કોઈ વ્રત નથી. તો શ્રાવકને આવું વ્રત શા માટે હશે?' એ પ્રશ્નનો ઉત્તર એ છે કે સાધુ તો પંચમહા-વ્રતધારી અને સર્વસાવદ્ય-વ્યાપારના ત્યાગી છે, તેથી તેમને વિશેષ વ્રત લેવાની કોઈ જરૂર નથી  પર તુ ગૃહસ્થો સ્થૂલ-

વ્રતધારી હોઈને, તેમનાં એ વ્રતોની વિશુદ્ધિ ઉત્તરોત્તર વધતી જાય, તે માટે બીજા સાત વ્રતોની યોજના કરવામાં આવી છે, જેમા આ વ્રત પહેલુ છે  સાધુઓ ગમે ત્યા જાય પણ તેમને આરભ-સમારભ કરવાનો હોતો નથી. જ્યારે ગૃહસ્થને દિશાની મર્યાદા ખુલ્લી હોય તો ત્યા જઈને નવી પ્રવૃત્તિ કરવાનુ, નવો આરભ-સમારભ કરવાનુ દિલ થાય છે તેથી તેની મર્યાદા કરવાનુ આવશ્યક છે

આ વ્રતમા સઘળી દિશાઓમા કેટલા અતરથી વધારે દૂર ન જવુ તે નક્કી કરવામા આવે છે  તેથી જો વધારે અતર સુધી ગમન કરવામા આવે તો વ્રતનો ભગ થાય છે પરતુ ભૂલથી તેમ થયુ હોય તો અતિચાર લાગે છે

उड्ढ अहे      . सइ-अन्तरद्धा – ઊર્ધ્વપ્રમાણાતિક્રમ, અધ -પ્રમાણાતિક્રમ, તિર્યક્-પ્રમાણાતિક્રમ ક્ષેત્ર-વૃદ્ધિ અને સ્મૃત્યન્તર્ધાન એ પાચ અતિચારોને

૧ 'ઊર્ધ્વદિક્-પ્રમાણાતિક્રમ' – ઊંચે જવા માટેનુ જે પ્રમાણ નક્કી કર્યું હોય તેનો અતિક્રમ થાય, તે 'ઊર્ધ્વદિક્-પ્રમાણાતિક્રમ'

૨ 'અધ દિક્-પ્રમાણાતિક્રમ' – નીચે જવા માટેનુ જે પ્રમાણ નક્કી થયુ હોય તેનો અતિક્રમ થાય, તે 'અધ દિક્-પ્રમાણાતિક્રમ'

૩ 'તિર્યગ્દિક્-પ્રમાણાતિક્રમ' – ઉત્તર, પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ દિશાઓમા જવા માટેનુ જે પ્રમાણ નક્કી કર્યું હોય તેનો અતિક્રમ થાય, તે 'તિર્યગ્દિક્પ્રમાણાતિક્રમ'.

૪ 'ક્ષેત્ર-વૃદ્ધિ' – ઉપર, નીચે તથા ચારે દિશામા અમુક અતરથી વધારે દૂર ન જવાની મર્યાદા નક્કી કરી હોય, તેમા એક દિશાનુ માપ ઘટાડીને બીજી દિશાનુ માપ વધારવું તે 'ક્ષેત્ર-વૃદ્ધિ નામનો અતિચાર છે

૫ 'સ્મૃત્યન્તર્ધાન' – ગમન શરૂ કર્યા પછી એ વાત યાદ જ ન આવે કે 'હુ કેટલે દૂર આવ્યો?' અથવા 'આ દિશામા મારે કેટલા અતરથી વધારે દૂર ન જવાનો નિયમ છે?' તો તે સ્મૃત્યન્તર્ધાન નામનો અતિચાર છે

पढमम्मि गुणव्वए निंदे – પ્રથમ ગુણવ્રતને વિષે હું નિંદુ છુ

(૧૯-૬) હવે 'દિક્પરિમાણવ્રત'ના અતિચારોની આલોચના કરુ છુ તેમા "ઊર્ધ્વદિક્-પ્રમાણાતિક્રમ, અધ-દિક્પ્રમાણાતિક્રમ, તિર્યગ્દિક્-પ્રમાણાતિક્રમ, ક્ષેત્ર-વૃદ્ધિ અને સ્મૃત્યન્તર્ધાન" વડે પ્રથમ ગુણવ્રતમા જે અતિચારો લાગ્યા હોય, તેની હું નિંદા કરુ છુ

(૨૦-૪) **मज्जम्मि** – [ मद्ये ] – મદ્યને વિષે, દારુને વિષે.

'मादयतीति मद्यम्' – જે કેફ ચડાવે તે 'મદ્ય' સુરા વારુણી, કાદબરી. દારુ વગેરે તેના પર્યાયશબ્દો છે 'मज्ज पुण कट्ठ-पिट्ठ-णिप्फन्नं' – 'મદ્ય' બે પ્રકારનુ છે "કાષ્ઠ-નિષ્પન્ન અને પિષ્ટ-નિષ્પન્ન" તેમા વનસ્પતિના ફૂલ, છાલ વગેરે કહોવડાવીને બનાવેલુ 'મદ્ય' તે 'કાષ્ઠ-નિષ્પન્ન' છે અને આટો કહોવડાવીને બનાવેલુ 'મદ્ય' તે 'પિષ્ટ-નિષ્પન્ન' છે આધુનિક

યુગમા મદ્યની બનાવટ અનેક વસ્તુઓમાથી અનેક પ્રકારે કરવામા આવે છે, તે બધાનો સમાવેશ 'મદ્ય'મા થાય છે

'મદ્ય'ના દોષો અનેક છે તે વિષે કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રમા જણાવ્યુ છે કે —

" विदवत्यङ्गशैथिल्य, ग्लपयन्तीन्द्रियाणि च ।
मूर्च्छामतुच्छा यच्छन्ती, हाला हालाहलोपमा ॥ १५ ॥
विवेक सयमो ज्ञान, सत्य शौच दया क्षमा ।
मद्यात् प्रलीयते सर्व, तृण्या वह्निकणादिव ॥ १६ ॥
दोषाणा कारण मद्य, मद्य कारणमापदाम् ।
रोगातुर इवापथ्य, तस्मान्मद्य विवर्जयेत् ॥ १७ ॥ "

હલાહલ વિષ-સમી સુરા શરીરને શિથિલ કરી નાખે છે, ઇન્દ્રિયોને અશક્ત કરી નાખે છે અને ખૂબ ઊડા ઘેનમા નાખી દે છે

ઘાસનો ગજ જેમ અગ્નિના તણખાથી નાશ પામે છે, તેમ વિવેક, સયમ, જ્ઞાન, સત્ય, શૌચ, દયા અને ક્ષમા એ સર્વ મદિરાથી નાશ પામે છે

[ચોરી, વ્યભિચાર વગેરે] દોષોનુ કારણ 'મદ્ય' છે, તથા વિવિધ વિપત્તિઓનુ કારણ પણ 'મદ્ય' જ છે. માટે રોગી–પીડિત માણસ જેમ કુપથ્યથી દૂર રહે, તેમ માણસે તેનાથી દૂર રહેવુ જોઈએ.

मंसम्मि – [मासे] – માસને વિષે

'માંસ' ત્રણ પ્રકારનુ છે: "જલચર-માંસ, સ્થલચર-માંસ અને ખેચર-માસ" તેમા માછલી, કાચબા વગેરેનું માંસ તે 'જલચર-માંસ' છે, ઘેટાં, બકરાં વગેરેનુ માંસ તે 'સ્થલચર-માંસ' છે, અને તેતર વગેરેનુ માંસ તે 'ખેચર-માસ' છે.

'માંસ'ની ઉત્પત્તિ હિંસા વિના થતી નથી અને હિંસા દુર્ગતિનુ કારણુ છે, તેથી 'માંસ'ને વર્જ્ય ગણુવામાં આવ્યું છે. શ્રીહેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશમાં કહ્યું છે કે – "દિવ્ય ભોજને હોવા છતાં જેઓ 'માંસ' ખાય છે, તેઓ અમૃતરસ છોડીને હળાહળ વિષ ખાય છે. વળી પ્રાણીના મરણુ પછી તરત જ તેના 'માંસ'માં સમ્મૂર્છિમ જંતુઓની ઉત્પત્તિ થતી હોવાથી તે દૂષિત થાય છે, તેથી નરકના ભાતા સમાન 'માંસ'નું ભક્ષણુ કોણુ કરે?"

સ્મૃતિકાર શ્રીમનુએ પણુ કહ્યું છે કે – "માસના વિષયમાં અનુમોદન આપનાર, વિભાગ કરનાર, ઘાત કરનાર, વેપાર કરનાર, રાધનાર, પીરસનાર અને ખાનાર એ બધા ઘાતક જ છે" વૃત્તિઓને તામસિક બનાવનાર હોવાથી પણુ 'માંસ' ત્યાજ્ય છે.

पुप्फे – [ पुष्पे ] – ફૂલને વિષે.

फले – [ फले ] – ફલને વિષે.

गंध-मल्ले – [ गन्ध-माल्ये ] – ગંધ અને માલ્યને વિષે.

કેસર, કસ્તૂરી, કપૂર, ધૂપ વગેરે સુગંધી પદાર્થો 'ગંધ'

કહેવાય છે અને ફૂલની માળા તથા બીજા શણગારો ' માલ્ય '
કહેવાય છે

**उवभोग-परीभोगे** – [उपभोग-परीभोगे] – ઉપભોગ-પરી-
ભોગ – પરિમાણ વ્રતને વિષે.

જેનો ભોગ એક વાર થાય તે ' ઉપભોગ '. જેમ કે આહાર.
પાન, સ્નાન. ઉદ્વર્તન, વિલેપન, કુસુમ વગેરે તે એક વાર
ભોગવાઈ ગયા પછી બીજી વારના ભોગને માટે નકામા બને છે.

જેનો ભોગ વધારે વખત થઈ શકે તે ' પરીભોગ '. જેમ
કે વસ્ત્ર, આભૂષણ, શયન, આસન, વાહન, વનિતા વગેરે. તે
બીજી વાર પણ ભોગવી શકાય છે ઉપભોગ અને પરીભોગનું
પરિમાણ તે ' ઉપભોગ-પરીભોગ-પરિમાણ ', તેના વિષે

**बीअम्मि** – [ द्वितीये ] – બીજા ( ને વિષે ).

**गुणव्वए** – [ गुणव्रते ] – ગુણવ્રતને વિષે

**निंदे** – [ निन्दामि ] – હું નિંદુ છુ

( २०-५ ) मज्जम्मि मंसे अ. .' મદ્ય, માસ, પુષ્પ, ફલ
અને ગંધ-માલ્ય 'ના પ્રમાણનુ અતિક્રમણ થવાથી

उवभोग-परीभोगे . निंदे – ઉપભોગ-પરીભોગ નામના બીજા
ગુણવ્રતને વિષે જે અતિચારો લાગ્યા હોય, તેની હું નિંદા
કરું છુ

શ્રાવકનુ સાતમું વ્રત ' ઉપભોગ-પરીભોગ પરિમાણવ્રત '
નામનુ છે કેટલાક તેને ' ભોગોપભોગ-પરિમાણ ' તરીકે પણ

ઓળખે છે પરંતુ તે બન્નેનું તાત્પર્ય એક જ છે કે ભોગ્ય વસ્તુઓની મર્યાદા કરીને ભોગ લાલસા પર કાબૂ મેળવવો. તે માટે (૧) ભોગ્ય-પરિભોગ્ય વસ્તુઓની મર્યાદા કરવામા આવે છે. (૨) સચિત્તાચિત્તનો વિવેક કરવામા આવે છે અને (૩) ઘણા આરંભ-સમારંભવાળા ધંધાઓને છોડવામા આવે છે આ ત્રણે વસ્તુઓનો વિચાર ૨૦ થી ૨૩ સુધીની ગાથાઓમા અનુક્રમે કરવામા આવ્યો છે.

"મદ્ય, માસ, પુષ્પ અને ફલ" એ શબ્દોદ્વારા દેહાન્ત-ભોગની વસ્તુઓ સૂચવી છે, જ્યારે "ગધ અને માલ્ય" એ શબ્દોદ્વારા બાહ્ય પરિભોગની વસ્તુઓ સૂચવી છે

મદ્ય પીનારાઓએ 'મદ્ય'ના અનેક દોષો જાણીને તેનો સપૂર્ણ ત્યાગ કરવો ઘટે છે. માસાહારીએ પણ 'માંસ'ના અનેક દોષો જાણીને તેનો સપૂર્ણ ત્યાગ કરવો ઘટે છે એ જ રીતે જેઓને 'ફૂલો'નો શોખ હોય અને તેનો ખૂબ ઉપભોગ કરતા હોય, તેમણે જીવ-હિંસાનો વિચાર કરીને તેનો શોખ છોડી દેવો ઘટે છે જો તેમ ન જ બને તો તેની અમુક મર્યાદા કરવી ઘટે છે. ફલ, સુગંધી પદાર્થો અને માલ્ય એટલે પુષ્પહાર તથા આભૂષણોની બાબતમા પણ તેમજ સમજવાનુ છે

'ભક્ષ્યાભક્ષ્ય'ની બાબતમા મુખ્યતયા બાવીસ વસ્તુ-ઓને 'અભક્ષ્ય' ગણવામા આવી છે તેનો ત્યાગ કરવો તે શ્રાવક-શ્રાવિકાનુ કર્ત્તવ્ય છે બાવીસ અભક્ષ્યના નામો આ પ્રમાણે છે

" ૧ વડના ફળ
૨ પીપળાનાં ફળ
૩ ઉંબરા.
૪ અંજીર
૫ કાકોદુંબર.
૬ દરેક જાતનો દારૂ
૭ દરેક જાતનું માંસ
૮ મધ
૯ માખણ
૧૦ હિમ (બરફ)
૧૧ કરા
૧૨ વિષ (ઝેર)
૧૩ સર્વ પ્રકારની માટી
૧૪ રાત્રિ-ભોજન.
૧૫ બહુબીજ.
૧૬ અનંતકાય.
૧૭ બોળ અથાણાં
૧૮ ઘોલવડા
૧૯ વંતાક
૨૦ અજાણ્યાં ફળ-ફૂલ
૨૧ તુચ્છ ફળ
૨૨ ચલિત રસ."

બાવીસ 'અભક્ષ્યો' પૈકી પ્રથમના પાંચ ઉદુંબર જાતિના ફળો છે કે જેમાં નાનાં નાના ઘણા જંતુઓ હોય છે. એ કારણે શ્રાવકોને માટે તે 'અભક્ષ્ય' છે. 'દારૂ' માદક છે, બુદ્ધિને વિકૃત કરનાર છે અને તમોગુણની વૃદ્ધિ કરનાર છે, માટે 'અભક્ષ્ય' છે 'માંસ' પણ બુદ્ધિને મંદ કરનાર. તમોગુણની વૃદ્ધિ કરનાર અને હિંસાનું પ્રધાન કારણ છે, તેથી 'અભક્ષ્ય' છે 'મધ' અને 'માખણ'માં તે જ રંગના અસંખ્ય સૂક્ષ્મ જીવોની ઉત્પત્તિ થાય છે, માટે 'અભક્ષ્ય' છે. 'બરફ અને કરા' અસંખ્ય અપ્કાય-જીવમય હોવાથી 'અભક્ષ્ય' છે 'વિષ' પ્રાણનો નાશ કરનારું હોવાથી 'અભક્ષ્ય' છે સર્વ પ્રકારની 'માટી' સચિત્ત હોવાથી અને પ્રાણ-ધારણ માટે અનાવશ્યક હોવાથી 'અભક્ષ્ય' છે 'રાત્રિ-

ભોજન 'મા જીવ-હિંસાદિ ઘણા દોષો રહેલા છે, માટે તેનો નિષેધ છે 'બહુબીજ' એટલે રીગણ, ખસખસ આદિ વનસ્પતિઓ અને 'અનંતકાય' એટલે કંદ-મૂળ આદિ સાધારણ વનસ્પતિ, તે જીવહિંસાને કારણે 'અભક્ષ્ય' છે. (૩૨ અનંતકાયનાં નામો માટે જુઓ સૂત્ર ૩૦) લીંબુ, કેરી, કેરડા, કરમદા, ગૂંદા વગેરે અનેક વસ્તુઓના બોળ અથાણા ત્રણ દિવસ પછી 'અભક્ષ્ય' (અ. દી) છે. ઘોલવડા. કઠોળ અને કાચા દહીંના સંયોગથી બને છે, માટે 'વિદલ' હોઈને 'અભક્ષ્ય' છે 'વંતાક' કામવૃત્તિ-પોષક અને બહુ નિદ્રા લાવનાર હોઈને તથા 'બહુબીજ' હોવાથી 'અભક્ષ્ય' છે.'અજાણ્યા ફળ-ફૂલ' ખાવામા પ્રાણહાનિ તથા રોગોત્પત્તિનો સંભવ હોઈને 'અભક્ષ્ય' છે 'તુચ્છ ફળો'–ખાવાનુ થોડુ અને ફેંકી દેવાનુ વધારે હોવાથી 'અભક્ષ્ય' છે. મહુડા. જાંબુ બીલા, ચણીબોર અને ઓળા તથા મગની શિંગો વગેરે 'તુચ્છ ફળ' ગણાય છે. 'ચલિત રસ' વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ ફરી જવાના કારણે 'અભક્ષ્ય' છે વાસી, પડતર કે બગડી ગયેલી વસ્તુઓનો સમાવેશ આ પ્રકારમાં થાય છે.

(૨૦-૬) ઉપભોગ-પરીભોગ નામના બીજા ગુણવ્રતમા મદ્ય(ની વિરતિ)મા, માંસ(ની વિરતિ)મા. તથા ફૂલ, ફળ અને સુગંધી પદાર્થો અને માળા વગેરેના ઉપભોગમાં જે અતિચાર લાગ્યો હોય. તેની હુ નિંદા કરુ છુ

(૨૧-૪) सच्चित्ते – [सचित्ते] – સચિત્ત આહારને વિષે

સચ્ચિત્તે આદિ પદનો સંબંધ आहारे સાથે છે.

**पडिबद्धे** – [ प्रतिबद्धे ] – સચિત્ત-પ્રતિબદ્ધ આહારને વિષે.

સચિત્ત વડે પ્રતિબદ્ધ તે સચિત્ત-પ્રતિબદ્ધ, તેના વિષે

જે વસ્તુ સામાન્ય રીતે નિર્જીવ થયેલી હોય પણ તેમાનો કોઈ ભાગ સચિત્ત સાથે જોડાયેલો હોય, તે 'સચિત્ત-પ્રતિબદ્ધ' કહેવાય છે વૃક્ષનો ગુંદર, બીજ-સહિત પાકેલુ ફળ વગેરે 'સચિત્ત-પ્રતિબદ્ધ' આહાર છે, તેના વિષે.

**अपोलि-दुप्पोलिए** – [ अपक्व-दुष्पक्वे ] – અપકવ અને દુષ્પકવ વનસ્પતિના આહારને વિષે

अपक्व અને दुष्पक्व ते 'अपक्व-दुष्पक्व' અહીં औषधि-પદ અધ્યાહાર છે અને આગળ आहारेપદ આવેલુ છે, એટલે 'अपक्व दुष्पक्वे'નો અર્થ અપકવ અને દુષ્પકવ એવી ઔષધિના —વનસ્પતિના આહારને વિષે એમ સમજવાનો છે શ્રી-ઉપાસકદશાગસૂત્રમા સાતમા વ્રતના અતિચારો ગણાવતાં કહ્યુ છે કે – "तत्थ ण भोयणओ समणोवासएण पञ्च अइयारा जाणियव्वा, न समायरियव्वा, त जहा १ सचित्ताहारे, २ सचित्त-पडिबद्धाहारे, ३ अपउलि-ओसहि-भक्खणया, ४ दुप्पउलि ओसहि-भक्खणया, ५ तुच्छोसहि-भक्खणया" "તે સાતમા વ્રતમા શ્રમણોપાસકે ભોજન-સબધી પાચ અતિચારો જાણવા પણ આચરવા નહિ તે આ રીતે – ૧ સચિત્ત આહાર, ૨ સચિત્ત-પ્રતિબદ્ધ આહાર, ૩ અપકવ-ઔષધિ-ભક્ષણતા, ૪ દુષ્પકવ-ઔષધિ-ભક્ષણતા અને ૫ તુચ્છ-ઔષધિ-ભક્ષણતા."

જે રંધાયુ ન હોય તે 'અપક્વ,' જે કાચું-પાકું રંધાયુ હોય તે 'દુષ્પક્વ' ચાળ્યા વગરનો લોટ વગેરે 'અપક્વ' તથા પોક-પાપડી વગેરે અને કાચા-પાકા શાક. ફળો વગેરે 'દુષ્પક્વ' ગણાય

**आहारे** – [ आहारे ] – આહારને વિષે

આહાર – ભોજન, તેના વિષે

**तुच्छोसहि-भक्खणया** – [ तुच्छौषधि-भक्षणता ] – તુચ્છ વનસ્પતિઓનુ ભક્ષણ.

तुच्छ એવી જે औषधि, તે तुच्छौषधि, તેની भक्षणता તે तुच्छौषधि-भक्षणता. જેમા ખાવાનુ થોડુ હોય અને ફેંકી દેવાનુ વિશેષ હોય, તે 'તુચ્છ'. તેવી 'ઔષધિ' એટલે વનસ્પતિ, તે 'તુચ્છૌષધિ'. તેનુ ભક્ષણ કરવું-ભોજન કરવું તે 'તુચ્છૌષધિ-ભક્ષણતા'

पडिक्कमे देसिअं सव्वं – પૂર્વવત્

(૨૧-૫) सचित्ते ... ...भक्खणया ... ...પ્રમાણુથી અધિક સચિત્ત આહારના ભક્ષણમાં, સચિત્તથી સંયુક્ત આહારના ભક્ષણમાં, અપક્વ ઔષધિના ભક્ષણમા, દુષ્પક્વ ઔષધિનાં ભક્ષણમાં અને તુચ્છ ઔષધિનાં ભક્ષણમા જે અતિચારો લાગ્યા હોય.

જે દ્રવ્ય જીવથી યુક્ત હોય તે સચેતન કે 'સચિત્ત કહેવાય છે 'जीवजुत्तं दव्वं सचेयणं' (नि. चू. उ. १). અને અગ્નિ આદિ શસ્ત્રો પરિણમવાથી જેમાથી ચેતન ચાલ્યુ

ગયુ હોય તે ‘ અચિત્ત ’ કહેવાય છે ઠંડુ પાણી ‘ સચિત્ત ’ છે ‘ ત્રણ ઉકાળા ’ વાળુ—ગરમ ( પાકુ ) પાણી ‘ અચિત્ત ’ છે ઘઉં ‘ સચિત્ત ’ છે, તેની બનાવેલી રોટલી ‘ અચિત્ત ’ છે ભીંડા વગેરે શાક ‘ સચિત્ત ’ છે, રધાયા પછી તે ‘ અચિત્ત ’ છે એ રીતે દરેક વસ્તુમા ‘ સચિત્ત-અચિત્ત ’નો ભેદ સમજવાનો છે

‘ સચિત્ત ’ દ્રવ્યનો સર્વથા ત્યાગ કરીને ‘ અચિત્ત ’ દ્રવ્યો વાપરવા તે શ્રાવકને માટે ઇષ્ટ છે. જો તેમ ન જ બની શકે તો તેણે ‘ સચિત્ત ’ દ્રવ્યોનુ પ્રમાણ નક્કી કરવું ઘટે છે આવું પ્રમાણ ધારણ કરનાર જો સરત-ચૂકથી ‘ સચિત્ત ’નો ઉપયોગ પ્રમાણ કરતાં અધિક કરે, તો તેને ‘ સચિત્તાહાર ’ નામનો સાતમા વ્રતનો પહેલો અતિચાર લાગે છે. તે જ રીતે ‘ સચિત્ત ’ના સબધવાળી વસ્તુઓ મુખમા મૂકી દે, તો તેને ‘ સચિત્ત-પ્રતિબદ્ધાહાર ’ નામનો સાતમા વ્રતનો બીજો અતિચાર લાગે છે. જો ખાદ્ય વનસ્પતિને રાધ્યા વિના જ ‘ હવે તે અચિત્ત થઈ છે ’ એવી બુદ્ધિથી તેનુ ભક્ષણ કરે, તો ‘ અપક્વ-ઔષધિ-ભક્ષણ ’ નામનો સાતમા વ્રતનો ત્રીજો અતિચાર લાગે છે જો ખાદ્ય વનસ્પતિને કાચીપાકી પકવીને કે અરધીપરધી શેકીને તેનું ભક્ષણ કરે, તો ‘ દુષ્પક્વ-ઔષધિ-ભક્ષણ ’ નામનો સાતમા વ્રતનો ચોથો અતિચાર લાગે છે, અને જો તુચ્છ વનસ્પતિનુ ભક્ષણ કરે તો ‘ તુચ્છ-ઔષધિ-ભક્ષણ ’ નામનો સાતમા વ્રતનો પાચમો અતિચાર લાગે છે

શ્રીહરિભદ્રસૂરિજીએ ધર્મબિંદુ (અ ૩)મા આ અતિચારોની ગણતરી આ પ્રમાણે કરી છે:-

"सचित्त मत्रद्ध-समिश्राभिषत्र-दुष्पकाहारा इति ॥ २० ॥"

"૧ સચિત્ત, ૨ સચિત્ત સાથે બધાયેલ (જોડાયેલ), ૩ સચિત્તથી મિશ્ર. ૪ ઘણા માદક દ્રવ્યથી બનેલુ તથા ૫ અરધુ કાચુ અને અરધુ પાકુ' એ પાચ પ્રકારના અતિચાર જાણવા

શ્રીહેમચદ્રાચાર્યે યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશમા આ અતિચારોના સબધમા જણાવ્યુ છે કે —

"सचित्तस्तेन सत्रद्ध समिश्रोऽभिषत्रस्तथा ।
दुष्पकाहार इत्येते भोगोपभोगमानगा ॥"

પ્ર ૩. શ્લો ૯૭

"૧ સચિત્ત, ૨ તેનાથી સબદ્ધ, ૩ સમિશ્ર, ૪ અભિષવ, અને ૫ દુષ્પકવ-આહાર" એ પાચ અતિચારો 'ભોગોપભોગમાન વ્રત' સબંધી જાણવા

(૨૧-૬) નિયત કરેલા પ્રમાણથી અધિક સચિત્ત આહારના ભક્ષણમાં, સચિત્તથી સયુક્ત આહારના ભક્ષણમા, અપકવ ઔષધિ-ભક્ષણમા, દુષ્પકવ ઔષધિ ભક્ષણમા તથા તુચ્છ ઔષધિ-ભક્ષણમા દિવસ-દરમિયાન જે કોઈ અતિચાર લાગ્યો હોય, તે સર્વથી હુ પાછો ફરુ છુ

(૨૨-૪) इंगाली-वण-साडी-भाडी-फोडी - [अङ्गार-वन-शकट-भाटक-स्फोटम्] - અગાર, વન, શકટ, ભાટક અને સ્ફોટક (કર્મ)ને

શ્રાવકે ૫ દર કર્માદાન છોડવાં જોઈએ તે આ રીતે.—

૧ 'અ ગારકર્મ'-જેમા અગ્નિનુ વિશેષ પ્રયોજન પડે તેવો ધ ધો

૨ 'વનકર્મ' – વનને લગતો–વનસ્પતિને લગતો ધ ધો

૩ 'શકટકર્મ' – ગાડા બનાવવાનો ધ ધો

૪ 'ભાટકકર્મ' – ભાડુ ઉપજાવવાનો ધ ધો

૫ 'સ્ફોટકકર્મ' – પૃથ્વી તથા પત્થરને ફોડવાનો ધ ધો

**सुवज्जए** – [ सुवर्जये ] – હુ છોડી દઉ છુ ત્યાગ કરુ છુ.

**कम्मं** – [ कर्म ] – કર્મ–ધ ધો

આજીવિકા માટેનો ધ ધો તે 'કર્મ'

**वाणिज्ज** – [ वाणिज्यम् ] – વાણિજ્ય, વેપાર

'वणिजां भाव वाणिज्यम्', વણિક્‌ની પ્રવૃત્તિ તે 'વાણિજ્ય'. માલને લેવા-વેચવાની ક્રિયા તે 'વાણિજ્ય' કહેવાય છે

**चेव** – [ च एव ] – એ જ રીતે

**दंत - लक्ख - रस - केस - विस - विसयं** – [ दन्त-लाक्षा-रस-केश-विष विषयम् ] – દાત, લાખ, રસ, કેશ અને વિષ-સ બ ધી વાણિજ્યને

૬ 'દ ત-વાણિજ્ય' – હાથીદાત વગેરેનો વેપાર

૭ 'લાક્ષા-વાણિજ્ય' – લાખ વગેરેનો વેપાર

૮ 'રસ-વાણિજ્ય' – દૂધ, દહી, ઘી, તેલ વગેરે રસનો વેપાર

૯. 'કેશ-વાણિજ્ય' – મનુષ્ય તથા પશુનો વેપાર

૧૦. 'વિષ-વાણિજ્ય' – ઝેર અને ઝેરી પદાર્થોનો વેપાર.

**एवं** – [ एवम् ] – એ જ રીતે

**खु** – [ खलु ] – ખરેખર.

**जंत-पीलण-कम्म** – [ यन्त्र पीडन-कर्म ] – યંત્રપીલનકર્મ

યંત્રવડે પીલન તે યન્ત્ર-પીલન. એવું જે કર્મ તે 'યન્ત્ર-પીલન-કર્મ' ઘટી. ઘાણી, રેંટ વગેરે હાથ કરતા વધારે ઝડપથી કામ કરનારા હોઈ યંત્ર કહેવાય છે તેના વડે અનાજ. બિયા, ફળ-ફૂલ વગેરેને પીલી આપવાનું કામ, તે ૧૧–'યંત્ર-પીલન-કર્મ'

**निल्लंछणं** – [ निर्लाञ्छनम् ] – 'નિર્લાંછન-કર્મ,' અંગ-છેદન-કર્મ

જેમાં પશુઓના અંગોને છેદવા, ભેદવા, આકવા, ડામવા, ગાળવા વગેરેનું કામ કરવામા આવે છે, તે ૧૨–'નિર્લાંછન-કર્મ'.

**दवदाणं** – [ दवदानम् ] – દવ-દાન-કર્મ, વન, ખેતર વગેરેમાં આગો લગાડવાનો ધંધો

દવનું દાન તે દવદાન 'દવ' એટલે અગ્નિ, તેને મૂકવો–પ્રકટાવવો તે 'દાન' અગ્નિ મૂકવાનું કે પ્રકટાવવાનું કર્મ, તે ૧૩–'દવ-દાન-કર્મ'

सर-दह-तलाय-सोसं – [ सरो-हृद तडाग शोषण ] – સરોવર, ધરા તથા તળાવોને સૂકવવાનુ કામ, તે ૧૪–'જલ શોષણ-કર્મ'

असई-पोसं –[ असती-पोषम् ]– અસતી-પોષણ, અસતી-પોષણ-કર્મ

'असती – કુલટા કે વ્યભિચારિણી સ્ત્રી, તેનું પોષણ તે असती पोषण અસતીઓને પોષવાનુ કર્મ, તે ૧૫–'અસતી-પોષણ-કર્મ'

वज्जिज्जा –[ वर्जये ]– હુ છોડી દઉ છું

($\frac{૨૨}{૨૩}$-૫) इगाली ...... ...वज्जिज्जा – શ્રાવકે અંગારકર્મ આદિ ૫ દર કર્માદાનોને છોડી દેવાં જોઈએ, તેથી હું તેવા કર્મોને વર્જુ છું

જ્ઞાનાવરણીય આદિ કર્મોનુ જેના વડે આદાન થાય–ગ્રહણ થાય તે 'કર્માદાન' શ્રાવકને માટે નીચેના ધધાઓ 'કર્માદાન'ના હોઈ વર્જ્ય ગણવામા આવ્યા છે:—

### ૧ અંગાર-જીવિકા

જેમા ભઠ્ઠીનો ઉપયોગ મુખ્ય હોય તેવા ધધાઓ કરીને આજીવિકા મેળવવી, તે 'અગાર-જીવિકા' કહેવાય છે. અગારજીવિકામા નીચેના કામોનો સમાવેશ થાય છે:—

૧ લુહારનુ કામ
૨ સોનીનુ કામ
૩ ભાડભૂજાનુ કામ

### ૩ શકટ-જીવિકા

જેમાં ગાડા તથા તેના ભાગો બનાવીને આજીવિકા ચલાવવામાં આવે, તે 'શકટ-જીવિકા' કહેવાય છે. નીચેના ધંધાઓનો સમાવેશ 'શકટ-જીવિકા'માં થાય છે —

૧. ગાડા બનાવવાં
૨ સિગરામ, એક્કા, હાથગાડી, ટાંગા તથા ઘોડાગાડીઓ બનાવવી
૩ મોટરો અને ખટારા બનાવવા
૪ આગગાડીનાં એંજિનો તથા ડબ્બા બનાવવા.
૫ ઉપર જણાવેલા વાહનોના નાના-મોટા ભાગો તૈયાર કરવા

### ૪. ભાટક-જીવિકા

વાહનોનું તથા જાનવરોનું ભાડું ઉપજાવીને આજીવિકા ચલાવવી, તે 'ભાટક-જીવિકા' કહેવાય છે. ભાટક-જીવિકામાં નીચેના ધંધાઓનો સમાવેશ થાય છે —

૧ ગાડા, ગાડી, મોટર, ખટારા, રિક્ષા, આગગાડી, સ્ટીમરો કે વિમાનો ભાડે ફેરવવાં.
૨ હાથી, ઘોડા, ઊંટ, ખચ્ચર, પાડા, બળદ, ચાક (બળદ જેવું પહાડી પ્રાણી) વગેરે જનાવરો ભાડે આપવાં

### ૫ સ્ફોટક-જીવિકા

પૃથ્વીનું પેટ કે પત્થર ફોડીને આજીવિકા ચલાવવી તે 'સ્ફોટક-જીવિકા' કહેવાય છે નીચેના ધંધાઓનો સમાવેશ સ્ફોટક-કર્મમાં થાય છે·—

(૧) તળાવ ખોદી આપવાનો ધંધો

(૨) કૂવા ખોદી આપવાનો (બોરીંગ કરવાનો) ધંધો

(૩) વાવ ખોદી આપવાનો ધંધો

(૪) જમીનમાં ખાડા પાડી આપવાનો ધંધો.

(૫) ભોંયરું ખોદી આપવાનો ધંધો

(૬) પત્થર ખોદી આપવાનો ધંધો

(૭) પત્થર ફોડી આપવાનો ધંધો.

## ૬ દંત-વાણિજ્ય

દાંત આદિ પશુ-પક્ષીનાં અંગોપાંગમાંથી તૈયાર થતી વસ્તુઓને સંઘરવી કે વેચવી તે 'દંત-વાણિજ્ય' કહેવાય છે. નીચેની વસ્તુઓનો વેપાર દંત-વાણિજ્ય છે

(૧) હાથીદાંતનો વેપાર

(૨) ઘુવડના નખનો વેપાર

(૩) હરણનાં શિંગડાં તથા ચામડાનો વેપાર.

(૪) હંસ તથા શાહમૃગ વગેરેનાં પીંછાનો વેપાર.

(૫) ચમરી ગાયનાં પૂંછનો વેપાર

(૬) કસ્તૂરીનો વેપાર

(૭) વાઘનું ચામડું, વાઘની મૂછના વાળ તથા વાઘની ચરબીનો વેપાર.

(૮) ગેંડાની કે કાચબાની ઢાલનો વેપાર

આ ધધાઓ કરતા એવુ કહેવાનો પ્રસગ આવે છે કે અમારે માટે સારી વસ્તુઓ લાવશો તો વધારે પૈસા આપીશું, એટલે શિકારી લોકો વધારે હિંસા કરે છે, હિંસાને ઉત્તેજન મળે છે

૭ લાક્ષા-વાણિજ્ય

લાખ વગેરે વસ્તુઓનો ધધો કે જેમા ઘણા ત્રસ જીવોની હિંસા થાય છે, તેના દ્વારા આજીવિકા ચલાવવી તે 'લાક્ષા-વાણિજ્ય' આજીવિકા કહેવાય છે. નીચેની વસ્તુઓના વેપારનો સમાવેશ 'લાક્ષા-વાણિજ્ય'મા થાય છે:—

(૧) લાખ (જુદા જુદા વૃક્ષોમાથી થતી)
(૨) ધાવડી
(૩) ગળી
(૪) મહુડા
(૫) સાજીખાર
(૬) સાબુ.
(૭) હરતાલ.
(૮) મણશીલ.
(૯) કસુબો.
(૧૦) ફુરી.
(૧૧) વિવિધ ક્ષારો.

લાખનો ધધો અનેક ત્રસ જીવોની હિંસા વિના થતો નથી. તે જ રીતે ધાવડીમા પણ ઘણા ત્રસ જીવો હોય છે તથા તેના દ્વારા દારૂ બને છે, જે મહાવિકૃતિ છે. ગળીને સડાવવી પડે છે, તેથી તેમા ઘણા ત્રસ જીવો ઉત્પન્ન થાય છે. હરતાલ, મણશીલ વગેરેની વાસથી માખી વગેરે ઘણા જીવો મરી જાય છે

૮. રસ-વાણિજ્ય

રસ-મહાવિકૃતિનો વેપાર કરવો તે રસ-વાણિજ્ય છે. તેમાં નીચેના ધંધાઓનો સમાવેશ થાય છે.—

(૧) મધનો વેપાર. (૪) માખણનો વેપાર
(૨) મદિરાનો વેપાર (૫) દૂધ-દહીંનો વેપાર
(૩) માંસનો વેપાર. (૬) ઘી-તેલનો વેપાર. વગેરે.

૯ કેશ-વાણિજ્ય

બે-પગાં ( દાસ-દાસી વગેરે ) તથા ચો-પગા વગેરે જીવતા પ્રાણીઓનો વેપાર કરવો તે 'કેશ-વાણિજ્ય' કહેવાય છે. તેમા નીચેના ધંધાઓનો સમાવેશ થાય છે.

(૧) પૈસા લઈને સ્ત્રી-પુરુષોને વેચવા
(૨) ગુલામો પકડવાનો ધંધો કરવો
(૩) ઢોર વેચવા

૧૦ વિષ-વાણિજ્ય

ઝેરો અને ઝેરી પદાર્થોનો વેપાર કરવો, તેને વિષ-વાણિજ્ય કહે છે તેમા નીચેના ધંધાઓનો સમાવેશ થાય છે :—

(૧) સોમલ, વછનાગ, અફીણ, મણશીલ, હરતાલ વગેરે પદાર્થો વેચવા.
(૨) શાસ્ત્રીય પદ્ધતિએ બનાવેલા ઝેરો વેચવા
(૩) લડાઈના શસ્ત્રો, જેવા કે ઝેરી ગેસ, બૉમ્બ, તોપ, બંદૂક, ભાલા, બરછી, તીર-કામઠા, દારૂગોળો વગેરે બનાવવાં અને વેચવા
(૪) કોશ, કોદાળી, પાવડા વગેરે બનાવીને વેચવા.

### ૧૧ યંત્ર-પીલનકર્મ

નીચેની વસ્તુઓ યંત્ર કહેવાય છે, તેને ચલાવીને ધંધો કરવો તે 'યંત્રપીલન કર્મ' છે.

(૧) જુદી જુદી જાતની ઘાણી તથા તેલ કાઢવાનાં યંત્રો
(૨) શેરડી પીલવાનો ચિચોડો
(૩) ચરખો.
(૪) ચરખી.
(૫) ઊખળ (ખાંડણીઓ)
(૬) સાંબેલુ.
(૭) સરાણ
(૮) જલયંત્ર (પવનચક્કી).
(૯) પાતાલયંત્ર (તેલ પાડવાનુ યંત્ર)
(૧૦) આકાશયંત્ર.
(૧૧) ડોલિકાયંત્ર

### ૧૨. નિર્લાંછન-કર્મ

નીચેના કામો કરીને આજીવિકા ચલાવવી તે 'નિર્લાંછન-કર્મ' કહેવાય છે.—

(૧) બળદ, પાડા તથા ઊંટ વગેરેના નાક વીંધવાં, વગેરે.
(૨) ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરેને આંકવાં, ડામ દેવા, વગેરે
(૩) આખલા, ઘોડા વગેરેની ખસી કરવી, વગેરે.

(૪) ઊંટ વગેરેની પીઠ ગાળવી, વગેરે.

(૫) ગાય, બકરી વગેરેના કાન, ધાબળી વગેરે કાપવા, વગેરે

### ૧૩ દવ-દાનકર્મ

આગ લગાડવાનું કર્મ તે 'દવ-દાનકર્મ'. તે નીચે મુજબ જાણવું :—

(૧) શોખથી આગ લગાડવી

(૨) દુશ્મનાવટથી આગ લગાડવી.

(૩) ધંધા-નિમિત્તે જંગલો વગેરેને બાળી નાખવા

### ૧૪ જલ-શોષણકર્મ

જલાશયોમાથી પાણી સૂકવી નાખવાનો ધંધો તે 'જલ-શોષણ કર્મ' કહેવાય છે, તે નીચે મુજબ સમજવુ:

(૧) કૂવા ખાલી કરી આપવા

(૨) વાવો તથા કુંડોને ઉલેચી આપવા

(૩) સરોવરમાથી નહેરો વગેરે કાઢીને તથા બીજા ઉપાયોથી તેનુ પાણી શોષવી નાખવું

(૪) નદી-નાળાના પાણી બીજે રસ્તે વાળી મૂળ પ્રવાહને સૂકવી દેવો

### ૧૫ અસતી-પોષણકર્મ

નીચેનાં કામોને 'અસતી-પોષણ' કહેવામા આવે છે —

(૧) દાસ-દાસીઓ, નટીઓ, નપુસકો વગેરેને હલકો ધંધો કરવા માટે ઉછેરવાં, એકઠા કરવા કે અન્ય રીતે પોષણ આપવું.

(૨) તેમની મારફત કૂટણખાના ચલાવવા.

(૩) સિંહ, વાઘ, ચિત્તા, રીંછ વગેરે શિકારી પ્રાણીઓને ઉછેરવા, તેમનો ખેલ કરવો તથા તેમને વેચવા, વગેરે

(૪) કૂતરા, બિલાડા, વાનર વગેરે પ્રાણીઓને પાળવા, તેમનો ખેલ કરવો તથા તેમને વેચવા, વગેરે

(૫) પોપટ, મેના, કૂકડા, મોર વગેરે પક્ષીઓને પાળવા, તેમનો ખેલ કરવો તથા તેમને વેચવા, વગેરે

(૨૩-૬) નીચેના પંદર કર્માદાનો મારે છોડી દેવા ઘટે છે —

"અંગાર-કર્મ, વન-કર્મ શકટ-કર્મ, ભાટક-કર્મ, સ્ફોટક-કર્મ, દંત-વાણિજ્ય, લાક્ષા-વાણિજ્ય, રસ-વાણિજ્ય, કેશ-વાણિજ્ય, વિષ-વાણિજ્ય, યંત્ર-પીલન-કર્મ, નિર્લાંછન-કર્મ, દવ-દાનકર્મ, જલ-શોષણ-કર્મ અને અસતી-પોષણ-કર્મ" તે સંબંધમાં જે કોઈ અતિચાર લાગ્યો હોય. તેનું હું પ્રતિક્રમણ કરું છું

(૨૪-૪) सत्थग्गि-मुसल-जंतग-तण-कट्ठे – [शस्त्र-अग्नि-मुशल-यन्त्रक-तृण-काष्ठ] – શસ્ત્ર, અગ્નિ, મુશળ, યંત્ર, તૃણ અને કાષ્ઠને વિષે.

આ ગાથાથી 'અનર્થદંડ-વિરમણ-વ્રત'ના અતિચારો શરૂ થાય છે

જરા. અગ્નિ, મુશલ, યન્ત્ર, તૃણ અને કાષ્ઠ તે શસ્ત્ર અગ્નિ-મુશલ યન્ત્ર તૃણ-કાષ્ઠ. તેના વિષે

જેનાથી પ્રાણીઓની હિંસા થાય તે 'શસ્ત્ર' 'शस्यन्ते हिंस्यन्ते अनेन प्राणिन इति शस्त्रम्।' શ્રીનિશીથચૂર્ણિમા કહ્યુ છે કે–'ज जस्स विणासकारण त तस्स सत्थ'–જે જેના વિનાશનુ કારણ છે, તે તેનુ 'શસ્ત્ર' છે આવુ શસ્ત્ર દ્રવ્ય અને ભાવથી બે પ્રકારનુ હોય છે તેમા ખડ્ગાદિ હથિયારો. અગ્નિ, વિષ, ક્ષાર, આદિ પદાર્થો દ્રવ્યશસ્ત્ર' કહેવાય છે. કારણ કે પ્રાણીઓની હિંસા થવામા તે સાધનભૂત છે અને અતઃ-કરણની દુષ્ટતા તથા વાણી અને કાયાનુ સયમ રહિત પ્રવર્ત્તન, એ 'ભાવ-શસ્ત્ર' કહેવાય છે. કારણ કે આત્માને હણવામા તે કારણભૂત છે. આમ છતા વ્યવહારમા 'શસ્ત્ર'શબ્દ વડે ખડ્ગાદિ હથિયારો જ સૂચિત થાય છે. તેવા અર્થમાં તે શબ્દ અહીં વપરાયેલો છે. 'तत्र शस्त्र खड्गादि' (શ્રા. પ્ર. પા વૃ)

'અગ્નિ' એટલે આગ કે આતશ તે દહનાદિ અનેક લક્ષણોથી યુક્ત હોય છે–'दहणादिणेगलक्खणो अग्गी.'

'મુશલ' એટલે સાબેલુ. ઉપલક્ષણથી ખાડણિયો, હળ વગેરે સમજવાના છે. 'उपलक्षणत्वादूखल-हलाद्यपि.' (અ દી.)

'યન્ત્ર' એટલે યુક્તિ-પૂર્વક કામ કરવાનુ સાધન જેમ કે ઘટી, ઘાણી, રેંટ, ઘરેડી, ગાડુ વગેરે यन्त्रक-शकट-घरट्टादि' (અ દી)

'તૃણ' એટલે દર્ભાદિ ઘાસ કે મુંજાદિ દોરડા વણવા માટેની વનસ્પતિ. વ્રણમાંના કૃમિનું શોધન કરે તેવા વિશિષ્ટ પ્રકારના ઘાસો પણ આ વિભાગમા જ સમજી લેવાના છે

'કાષ્ઠ' એટલે લાકડા. તેમા બળતણ માટે કામ લાગે તેવા, તથા ઓજારો બનાવવામા ઉપયોગી થાય તેવાં બંને પ્રકારોનો સમાવેશ થાય છે.

**मंत-मूल-भेसज्जे** – [ मन्त्र मूल-भैषज्ये ] – મત્ર, મૂલ અને ભૈષજ્યને વિષે.

'મત્ર' – વશીકરણાદિ. 'મૂલ' એટલે તાવ વગેરે રોગોને દૂર કરનાર મૂલી–જડી-બુટ્ટી. 'मूल ज्वराद्यपनयनोपकारिणी मूलिका' ( શ્રા. પ્ર. પા. વૃ ) અથવા ગર્ભને ગાળનારુ કે પાડનારુ 'મૂળકર્મ' 'गर्भ-शात-पातादि वा मूलकर्म' ( અ. દી ) 'ભૈષજ્ય' એટલે ઉચ્ચાટનાદિ માટે જુદી જુદી વસ્તુઓના સયોગથી ઉત્પન્ન કરેલુ દ્રવ્ય, તેના વિષે

**दिन्ने दवाविए वा** – [ दत्त दापिते वा ] – દીધુ હોય કે દેવરાવ્યુ હોય.

पडिक्कमे – પૂર્વવત્

( ૨૪-૫ ) सत्थग्गि सत्त्र

જેના વડે પ્રાણીઓ દંડાય–મરણ પામે તે 'દડ'. 'दण्ड्यन्ते व्यापाद्यन्ते प्राणिनो येन स दण्ड·।' અથવા પ્રાણીઓ કે આત્માને જે દડે–શિક્ષા કરે તે દંડ – 'प्राणिन आत्मान वा

दण्डयतीति दण्ड.।' શ્રીસ્થાનાંગસૂત્રના પ્રથમ સ્થાનમા 'एगे दंडे' એટલે 'દંડ' એક પ્રકારનો છે. એવુ જે વિધાન કરેલુ છે, તે ભૂતોપમર્દન એટલે જીવ-હિંસાના સામાન્ય લક્ષણને ઉદ્દેશીને કરવામા આવ્યુ છે, પરતુ એ જ સૂત્રના બીજા સ્થાનમા તેના બે પ્રકારો નીચે મુજબ વર્ણવેલા છે 'दो दंडा पण्णत्ता, त जहा - अट्ठादंडे चेव अणट्ठादंडे चेव।' અર્થાત્ 'દંડ' બે પ્રકારના કહેલા છે. તે આ રીતે 'અર્થદંડ' અને 'અનર્થ દંડ'. તેમા જે 'દંડ'–જે હિંસા વિશિષ્ટ પ્રયોજનને લીધે કે અનિવાર્ય કારણોને લઈને કરવામા આવી હોય તે 'અર્થદંડ' છે, અને જે 'દંડ'–જે હિંસા ખાસ પ્રયોજન વિના કે અનિવાર્ય કારણ વિના કરવામા આવી હોય તે 'અનર્થદંડ' છે ગૃહસ્થો અનર્થદંડમાથી બચી શકતા નથી પણ આ પ્રકારના 'અનર્થદંડ'માથી બચી શકે છે, એટલે તે માટે 'અનર્થદંડ-વિરમણ-વ્રત' નામના ખાસ વ્રતની યોજના કરવામાં આવી છે. શ્રાવકના બાર વ્રતોમા તેનુ સ્થાન આઠમું છે અને ત્રણ ગુણવ્રતોમા તેનુ સ્થાન ત્રીજું છે

શાસ્ત્રકારોએ 'અનર્થદંડ'ને ચાર પ્રકારમાં વિભક્ત કરેલો છે. તે આ પ્રમાણે.—

"(૧) અપધ્યાન, (૨) પાપોપદેશ, (૩) હિંસ્ર-પ્રદાન અને (૪) પ્રમાદાચરણ"

(૧) '**અપધ્યાન**' એટલે અનિષ્ટ ધ્યાન–અપ્રશસ્ત ધ્યાન. તે બે પ્રકારનુ છે "આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન".

તેમા (અ) **આર્ત્તધ્યાન**–" અનિષ્ટ-વિયોગ-સબંધી, રોગ-ચિંતા-સબંધી, ઇષ્ટ-સયોગ-સબંધી અને નિદાન અથવા અગ્રશોચ "ના ભેદથી ચાર પ્રકારનુ છે શબ્દાદિ જે વિષયો પોતાને ઇષ્ટ નથી–પ્રિય નથી તે કોઈ પણ વાર ન મળે તો સારુ એવી વિચારશ્રેણિ તે 'અનિષ્ટ-વિયોગ આર્ત્તધ્યાન' પ્રાપ્ત કે અપ્રાપ્ત રોગ-સબંધી ચિંતા કે ગડમથલો કરવી તે 'રોગ-ચિંતા આર્ત્તધ્યાન' (રોગનો ઉદ્‌ભવ પૂર્વકર્મના ઉદયથી થાય છે, એટલે તેના વિયોગની ચિંતા કર્યે કાંઈ ઉપયોગી અર્થ સરતો નથી, માટે તે પ્રકારના વિચારોનો સમાવેશ અનર્થદડમાં થાય છે.) ઇષ્ટ એટલે પ્રિય પદાર્થો ક્યારે મળે? અને તે કેમ કાયમ રહે? તેવા વિચારો તે 'ઇષ્ટ-સંયોગ આર્ત્તધ્યાન' અને આવતા ભવમા મને દેવ, દેવેન્દ્ર, ચક્રવર્તી આદિની અમુક ઋદ્ધિ-સિદ્ધિ પ્રાપ્ત થાય એવી વિચારશ્રેણિ તે 'નિદાન' અથવા 'અગ્રશોચ આર્ત્ત-ધ્યાન' (આ) **રૌદ્રધ્યાન** પણ " હિંસાનુબધી, મૃષાનુબધી, સ્તેયાનુબધી અને વિષય-સરક્ષણાનુબંધી "ના ભેદથી ચાર પ્રકારનુ છે ક્રોધાદિ કષાયના ઉદયથી અન્યની હિંસા કરવા-સબધી જે વિચારો ઉદ્‌ભવે તે 'હિંસાનુબધી રૌદ્રધ્યાન,' મૃષા બોલવા-સબધી જે વિચારો ઉદ્‌ભવે તે 'મૃષાનુબધી રૌદ્રધ્યાન' ચોરી કરવા માટે જે વિચારો ઉદ્‌ભવે તે 'સ્તેયાનુબધી રૌદ્રધ્યાન' અને વિષયના સાધનોનુ–પરિગ્રહનુ રક્ષણ કરવા માટે અન્યનુ મરણ ઇચ્છવામા આવે, બૂરુ તાકવામા આવે કે જે કાઈ અનુચિત વિચારો કરવામા આવે તે 'વિષય-સંરક્ષણાનુબધી રૌદ્રધ્યાન'

જે સૂચના, સલાહ કે શિખામણ આપવાથી અન્યને આરભ-સમારભ કરવાની પ્રેરણા મળે, તે 'પાપોપદેશ'. જેમ કે—

[૧] વાછરડાને બળદ બનાવીને કામમા લ્યો

[૨] ઘોડાને ફેરવીને તૈયાર કરો

[૩] માછલા પકડવાને જાળ નાખો

[૪] વૈરીઓનુ નિકદન કાઢો.

[૫] મિલ-કારખાના વગેરે ચાલુ કરો

[૬] શસ્ત્ર-અસ્ત્રને તેજ કરો

[૭] નહેરો, તળાવો અને કૂવાઓ ખોદાવો

[૮] જગલમા દવ લગાડો

[૯] છોકરી મોટી થઈ છે માટે લગ્ન કરો વગેરે

ઘર-કામ, ઘર-ખેડ કે વ્યાપાર-ધધા અગે પોતાના પુત્ર-પરિવારને આવા શબ્દો કહેવા પડે તો તે 'અર્થદડ' છે. પરતુ જેની જવાબદારી પોતાને માથે નથી તેવાઓને આવા શબ્દો કહેવા તે 'અનર્થદડ' છે—'પાપોપદેશ' છે

**'હિંસ્ર-પ્રદાન'** એટલે હિંસાકારી વસ્તુઓ બીજાને આપવી તે. તરવાર. બદૂક ભાલા. બરછી વગેરે શસ્ત્રો. વિવિધ પ્રકારના અગ્નિ. મુશળ. ખાડણિયા વગેરે સાધનો. ઘંટી. ઘાણી, રેટ, ઘરેડી. ગાડા વગેરે યત્ર, ઘાસ, દોરડા બનાવવાની વનસ્પતિ તથા ઔષધિરૂપ વિશિષ્ટ પ્રકારના તૃણો. ઈંધણા તથા ઓજારો બનાવી શકાય તેવા કાષ્ઠ વશીકરણાદિ મત્રો: જડી-

બુટ્ટીરૂપ મૂળિયાં, તથા ઉચ્ચાટનાદિ માટે કામ આવતા. જુદી જુદી વસ્તુઓના સયોગથી બનેલા ભૈષજ્યો-દ્રવ્યો અન્યને આપવાથી એક યા બીજા પ્રકારે હિંસાને ઉત્તેજન મળવાનો સભવ રહે છે, તેથી તેનો સમાવેશ ' અનર્થદડ 'મા થાય છે પરતુ આ વસ્તુઓ જો અસાધારણ સયોગોમા કે વિશિષ્ટ પ્રયોજનપૂર્વક આપવી પડે તો તેનો અતર્ભાવ ' અનર્થદડ 'મા થતો નથી

**' પ્રમાદાચરણ '** એટલે પ્રમાદપૂર્વકનુ આચરણ. પ્રમાદ વડે ઉત્પન્ન થતું આચરણ તેનો વિચાર આગળની ગાથામા કરેલો છે

(૨૪ ૬) શસ્રો, અગ્નિ, મુશલાદિ સાધનો, ઘટી વગેરે યત્રો, જુદી જુદી જાતના તૃણો, કાષ્ઠો. મૂળો અને ભૈષજ્યો વગેરે વિનાપ્રયોજને બીજાને આપતાં તથા અપાવતાં, સેવાયેલા અનર્થદડ વડે દિવસ-દરમિયાન જે અતિચારો લાગ્યા હોય, તે સર્વથી હું પાછો ફરુ છુ

(૨૫-૪) ण्हाणुव्वट्टण-वन्नग-विलेवणे – [ स्नान-उद्वर्तन-वर्णक-विलेपने ] – સ્નાન, ઉદ્વર્તન. વર્ણક અને વિલેપનને વિષે

નાહવુ તે ' સ્નાન, ' મેલ કાઢવા માટે પીઠી વગેરે પદાર્થો ચોળવા તે ' ઉદ્વર્તન ' રગ લગાડવો તથા ચિતરામણ કરવા તે ' વર્ણક ' અને સુગધી પદાર્થો ચોળવા તે ' વિલેપન, ' તેના વિષે

सद्द-रूव-रस-गंधे – [ शब्द-रूप-रस गधे ] – શબ્દ. રૂપ, રસ અને ગધને વિષે

શ્રવણેન્દ્રિયનો વિષય તે 'શબ્દ'. ચક્ષુરિન્દ્રિયનો વિષય તે 'રૂપ.' રસનેન્દ્રિયનો વિષય તે 'રસ' અને ઘ્રાણેન્દ્રિયનો વિષય તે 'ગંધ,' તેના વિષે.

**वत्थासण-आभरणे** – [वस्त्रासन-आभरणे] – વસ્ત્ર, આસન અને આભરણને વિષે

પહેરવાનાં કપડા તે 'વસ્ત્ર;' ખુરશી, બાજોઠ, પાટલા વગેરે બેસવાનાં સાધન તે 'આસન;' વિવિધ અંગોને શણગારનારાં આભૂષણો તે 'આભરણ;' તેના વિષે

पडिक्कमे – પૂર્વવત્.

(૨૫-૫) ण्हाणुव्वट्टण सव्व –

'**સ્નાન**': યતના વિના કરવામા આવતું સ્નાન અનર્થ છે 'સ્નાન'ની બાબતમા નીચે મુજબ યતના કરવી આવશ્યક છે.—

[૧] જે ભૂમિ કે સ્થાન જીવાકુળ હોય ત્યા સ્નાન કરવું નહિ.

[૨] જે ભૂમિ કે સ્થાનમાં સંપાતિમ જીવો ઊડી ઊડીને આવી પડતા હોય, ત્યાં સ્નાન કરવું નહિ.

[૩] અણુગળ પાણીથી નાહવું નહિ

[૪] જરૂર જેટલા પાણીનો જ ઉપયોગ કરવો, પણ વધારે પાણી ઢોળવું નહિ.

'ઉદ્વર્તન': અયતના-પૂર્વકનું 'ઉદ્વર્તન' અનર્થ-નિષ્પ્રયોજન છે

'**વર્ણક**': અયતનાથી કરવામા આવેલું વર્ણક એટલે કે હાથે પગે મેંદી મૂકવી, દાંત રગવા, કપાળ પર પીયળ કરવી, છાતી પર ચિતરામણ કરવુ વગેરે અનર્થ છે.

'**વિલેપન**': અયતનાથી કરવામાં આવતું 'વિલેપન' અનર્થ છે.

'**શબ્દ**': વિનાપ્રયોજને બોલવુ, ઘોઘાટ કરવો, બૂમો પાડવી, સગીતમા લુબ્ધ થવુ, ફટાણાં ગાવાં, બધા સૂઈ રહ્યા હોય ત્યારે અવાજ કરવો, કોઈની પણ નિંદા કરવી વગેરે 'શબ્દ'થી ઉત્પન્ન થતો 'અનર્થદડ' છે પરોઢિયે વહેલા ઊઠીને ઊંચે શબ્દે બોલવાથી કે ખડખડાટ કરવાથી ગરોલી વગેરે હિંસક જીવો જાગીને જતુઓને મારવાનુ કામ શરૂ કરી દે છે, તથા વેપારીઓ, ખેડૂતો, મજૂરો અને કારીગરો વગેરે કામે લાગતા સીધો કે આડકતરો પાપ-પ્રવૃત્તિનો પ્રારભ થાય છે, એટલે 'અનર્થદડ'ને ઉત્પન્ન કરવામા તે નિમિત્તભૂત બને છે

'**રૂપ**': દેહના રૂપ અને રગ અનિત્ય છે, અસ્થિર છે, વીજળીના ઝબકારા જેવા ચપળ અને ક્ષણિક છે. એને સુધારવા માટે–સાચવવા માટે ગમે તેટલો પ્રયાસ કરવામા આવે, પણ આખરે તે મિથ્યા જ છે ઘડી પહેલાની ફૂલ જેવી ગુલાબી કાયા ઘડી પછી જ બીમારી અને બદબોથી ખદબદી ઊઠે છે અને તેનુ સર્વ રૂપ નષ્ટ થઈ જાય છે, તેથી એ દિશામા સમય અને શક્તિનો વ્યય કરવો તે નિષ્પ્રયોજન હોવાથી 'અનર્થદંડ'નુ કારણ છે 'રૂપ'ની વૃદ્ધિ માટે નવા નવા વસ્ત્રોની, નવા નવા

અલંકારોની અને બીજી અનેકવિધ સામગ્રીની જરૂર પડે છે, જે પ્રચુર આરંભ-સમારંભ વિના પ્રાપ્ત થઈ શકતી નથી વળી તે અંગે અનિષ્ટ-સંયોગ અને ઇષ્ટ-વિયોગ આદિ અપધ્યાનો પણ થાય છે, જે 'અનર્થદંડ'નો પહેલો પ્રકાર છે. તે જ રીતે 'રૂપ-લાલસા'ની તૃપ્તિ માટે નાટક, સિનેમા તથા નાચ-રંગના જલસાઓ જોવામા આવે છે, તથા બીજા અનેક પ્રકારના ઉપાયો કામે લગાડવામા આવે છે. આ બધી પ્રવૃત્તિઓમાં વસુ અને વખતનો દુર્વ્યય, પરંપરાએ દોષવૃદ્ધિ તથા તે દ્વારા આત્મ-વિકાસ પ્રત્યે અસાવધાની પ્રકટતી હોવાથી તેનો સમાવેશ 'અનર્થદંડ'માં થાય છે યોગશાસ્ત્રમા (પ્ર ૩, ૭૮ થી ૮૦) કહ્યું છે કે:—

"कुतूहलाद् गीत-नृत्य-नाटकादि-निरीक्षणम् ।
कामशास्त्रप्रसक्तिश्च, द्यूत-मद्यादिसेवनम् ॥ १ ॥
जलक्रीडाऽऽन्दोलनादि-विनोदो जन्तुयोधनम् ।
रिपो सुतादिना वैर, भक्त-स्त्री-देश राट्-कथा . ॥ २ ॥
रोग-मार्गश्रमौ मुक्त्वा, स्वापश्च सकला निशाम् ।
एवमादि परिहरेत्, प्रमादाचरण सुधी ॥ ३ ॥"

"કુતૂહલથી ગીત, નૃત્ય, નાટક વગેરે જોવા, કામશાસ્ત્રમાં આસક્તિ, જુગાર, મદિરા આદિનુ સેવન, જલક્રીડા, હિંડોલ-ક્રીડા (હીંચકા ખાવા) ઇત્યાદિ વિનોદ, બીજા જીવોને પરસ્પર લડાવવા, શત્રુના પુત્રાદિ સાથે વૈર રાખવું, ભોજન-સંબંધી, સ્ત્રી-સંબંધી, જનપદ-સંબંધી અને રાજ્ય-સંબંધી કથા-વાતો કરવી, રોગ કે ચાલવાનો પરિશ્રમ પડ્યા વિના

આખી રાત ઊંઘ્યા કરવું, ઇત્યાદિક પ્રમાદના આચરણો સદ્બુદ્ધિવાળાએ પરિહરવા જોઈએ-છોડી દેવાં ઘટે છે.'

નિષ્પ્રયોજન 'રૂપ'ના વિચારો કરવામા, 'રૂપ'નુ વર્ણન કરવામા અને 'રૂપ'ની હિમાયત કરવામાં વિચાર, વાણી અને કાયાનુ જે પ્રવર્તન થાય છે, તેથી 'અનર્થદંડ' ઊપજે છે, એટલે વિવેકી પુરુષોએ તેનો ત્યાગ કરવો ઘટે છે.

**'રસ':** શરીરના ધારણ અને પોષણ માટે આહારની જરૂર છે, જે સાત્ત્વિક અને શુદ્ધ હોવો ઘટે છે. પરંતુ તેના 'રસ'મા-સ્વાદમા આસક્ત થવું અને તે આસક્તિ પૂરી કરવા માટે સમય અને શક્તિનો વ્યય કરવો તે અર્થહીન હોઈ 'અનર્થદંડ'નુ કારણ છે ઘણી વાનીઓ, ઘણી વસ્તુઓ, અનેકવિધ મસાલા, અનેકવિધ ચટણીઓ તથા વિવિધ શર્બતાં અને વિવિધ અથાણાઓનો ઉપયોગ કરવો, તે એક રીતે 'અનર્થદંડ' જ છે, કારણ કે તે શરીરના ધારણ અને પોષણને માટે અનિવાર્ય નથી

અન્યને 'રસ'મા આસક્તિ ઊપજે તેવો એક યા બીજા પ્રકારનો પ્રયાસ કરવો તે પણ 'અનર્થદંડ' જ છે, એટલે ધર્મી જનોએ તે પ્રકારની પ્રવૃત્તિ કરવી ઉચિત નથી.

**'ગંધ':** પુષ્પો, સુગંધી દ્રવ્યો, ઊંચી જાતનાં તેલો અને અત્તરો વગેરેમા આસક્તિ રાખવી અને બીજાની આગળ તેનાં વખાણ કરી તેમને પણ એમા રસ લેતા કરવા, એ 'ગંધ'સંબંધી 'અનર્થદંડ' છે.

એ જ રીતે ઉપલક્ષણથી સ્પર્શ-સંબંધી સમજી લેવાનું છે.

'વસ્ત્ર'—સુઘડતા જરૂરી છે પણ વસ્ત્રના રૂપ-રંગને વધારે પડતું મહત્ત્વ આપીને તેમાં આસક્ત થવું તથા બીજાની આગળ તેનાં ભભકભર્યા વર્ણનો કરવા, એ વસ્ત્ર-સંબંધી 'અનર્થદંડ' છે

'આસન'—વધારે પડતું શાચ-રચીલું રાખવું. એ 'આસન-સંબંધી અનર્થદંડ' છે.

'આભરણ'—વધારે પડતા ઘરેણા રાખવાં. તેના વિષે અભિમાન કરવું અને બીજાની આગળ તેના જુદી જુદી રીતે દેખાવો કરવા, એ આભરણ-સંબંધી 'અનર્થદંડ' છે.

(૨૫-૬) ૧ સ્નાન. ૨ ઉદ્વર્તન, ૩ વર્ણક, ૪ વિલેપન, ૫ શબ્દ, ૬ રૂપ, ૭ રસ, ૮ ગંધ, ૯ વસ્ત્ર, ૧૦ આસન અને ૧૧ આભરણ-સંબંધી સેવાયેલા અનર્થદંડ વડે દિવસ-દરમિયાન જે અતિચારો લાગ્યા હોય, તે સર્વેથી હું પાછો ફરું છું

(૨૬૪) कंदप्पे – [ कान्दर्पे ] – કંદર્પે, કંદર્પ વિષે

'કંદર્પ' એટલે મદન કે કામ-વિકાર. તે સંબંધી જે અતિચાર ઉત્પન્ન થયો હોય તેના વિષે.

कुक्कुइए – [ कौत्कुच्ये ] – કૌત્કુચ્યને વિષે, કૌત્કુચ્ય નામના અતિચારને વિષે

'कुत्सितं कुच कुत्कुच तस्य भाव कौत्कुच्यम् ।'

ખરાબ ચેષ્ટાઓ તે 'કૌત્કુચ્ય' 'कौत्कुच्यम् – अनेकप्रकारा

मुख-नयनोष्ठ-कर-चरण-भ्रूविकार-पूर्विकोपहासादिजनिता भाण्डादीनामिव विडम्बनक्रियेत्यर्थ ।' (અ. દી ) 'કૌત્કુચ્ય' એટલે બીજાને હસાવે તેવી ભાડ વગેરેના જેવી કરવામાં આવતી મુખ, નેત્ર, હોઠ, હાથ, પગ અને ભવાના વિકાર(ઇશારા)-વાળી ચેષ્ટાઓ

**मोहरि-अहिगरण-भोग-अइरित्ते** – [ मौखर्य-आधिकरण-भोगातिरिक्ते ] – મૌખર્ય, સયુક્તાધિકરણ અને ભોગાતિરિક્ત, નામના અતિચારોને વિષે

મુખનો અતિશય વ્યાપાર કરે તે 'મુખર' તેનો જે ભાવ કે તેનુ જે કર્મ તે 'મૌખર્ય' તાત્પર્ય કે બહુ બોલવુ, વધારે પડતું બોલવુ અથવા સબધ વિના ગમે તેમ બોલવુ, તે 'મૌખર્ય' કહેવાય છે

'અધિકરણ' શબ્દ સામાન્ય રીતે આશ્રયનુ સૂચન કરે છે, પરતુ અહી તે હિંસાના આશ્રયરૂપ ઉપકરણના વિશિષ્ટ અર્થમા વપરાયેલો છે તેથી 'અધિકરણ' શબ્દથી સાબેલુ, ખાડણિયો, કોશ, કોદાળી, કુહાડી, તગ્વાર વગેરે હિંસક સાધનો સમજવાના છે શાસ્ત્રકારોએ અધિકરણ શબ્દનુ નિરુક્ત કરતા જણાવ્યુ છે કે –'अधिक्रियते नरकादिष्वात्माऽनेनेत्यधिकरणम्।' જેના વડે આત્મા નરકાદિ-ગતિનો અધિકારી થાય, તે 'અધિકરણ'. આવુ અધિકરણ જરૂરી સાધનથી સયુક્ત હોય તો 'સયુક્તાધિકરણ' કહેવાય છે. દાખલા તરીકે ખાડણિયાની પાસે સાબેલુ મૂકેલુ હોય અથવા ધનુષ્યની પાસે

તીર મૂકેલું હોય કે બંદૂકની સાથે કારતૂસો પણ રાખેલા હોય, તો તે 'સંયુક્તાધિકરણ' કહેવાય

**'ભોગાતિરિક્ત'**–ભોગોનો અતિરેક તે ભોગાતિરિક્ત, અથવા ભોગોની અધિકતાથી યુક્ત–તે ભોગાતિરિક્ત.

**दंडम्मि अणट्ठाए** – [ दण्डे अनर्थे (अनर्थदण्डाख्ये) ] – અનર્થદંડને વિષે

**तइअम्मि** – [ तृतीये ] – ત્રીજા( ને વિષે ).

**गुणव्वए** – [ गुणव्रते ] – ગુણવ્રતને વિષે

**निंदे** – [ निन्दामि ] – હું નિંદું છું

( ૨૬-૫ ) **कंदप्पे** – કામ-વિકાર ઉત્પન્ન થાય તેવા વચન-પ્રયોગોને વિષે.

'કંદર્પ'નો સામાન્ય અર્થ કામ-વિકાર છે પરંતુ પરિભાષાથી કામ-વિકારને ઉત્પન્ન કરનારા તમામ વાણી-પ્રયોગોને-અશ્લીલ મશ્કરી વગેરેને પણ 'કંદર્પ' જ ગણવામાં આવે છે અહીં સામાચારી એવી છે કે વ્રતધારી શ્રાવકે અતિશય હસવું નહિ. તેમ છતાં જો હસવું જ પડે તો માત્ર મુખ મલકાવવું કે બહુ જ થોડું હસવું એટલે અટ્ટહાસ્ય થઈ જાય. કોઈને ગાળ દેવાઈ જાય કે સુરત-ચૂકથી કામ-વિકારને ઉત્પન્ન કરનારો કોઈ અશ્લીલ શબ્દનો પ્રયોગ થઈ જાય. તો તે

'અનર્થદંડ-વિરમણ-વ્રત'નો 'કંદર્પ' નામનો પ્રથમ અતિચાર ગણાય છે

कुक्कुइए – નેત્રાદિકની વિકૃત ચેષ્ટાને વિષે.

'કૌત્કુચ્ય'નો સામાન્ય અર્થ નેત્રાદિકના વિકાર-પૂર્વકની હાસ્યને ઉત્પન્ન કરનારી વિકૃત ચેષ્ટા છે, પરંતુ સામાચારીથી તેમાં નીચેની ક્રિયાઓ ગ્રહણ કરવામા આવે છે:-

[૧] લોકોને હાસ્ય ઉત્પન્ન થાય, તેવી ચેષ્ટાઓથી બોલવું

[૨] લોકોને હાસ્ય ઉત્પન્ન થાય તેવી ચેષ્ટાથી ચાલવું

[૩] લોકોને હાસ્ય ઉત્પન્ન થાય તે રીતે બેસવું.

[૪] હલકાઈ જણાવનારા કોઈ પણ પ્રકારના ચેનચાળા કરવા

શ્રાવકે આવી ક્રિયાઓ કરવી ઉચિત નથી, તેમ છતા જો ઉપયોગ-શૂન્યતાથી થઈ ગઈ હોય, તો 'કૌત્કુચ્ય' નામનો બીજો અતિચાર ઉપજે છે

मोहरि—વાચાળતા

ઉચિત કે અનુચિતનો વિવેક કર્યા વિના બોલ્યે જ રાખવું, તે 'મૌખર્ય' છે ઠંડા પહોરના ગપ્પા મારવાં કે નિરર્થક વાતો કરવી, તે પણ 'મૌખર્ય' છે મનુષ્યનો ઘણો કીમતી સમય આ ટેવને લીધે બરબાદ થાય છે વળી તેમા પાપોપદેશ તથા નિંદા વગેરેનો સંભવ હોવાથી નિરર્થક કર્મ-બંધનમા

પડવું પડે છે, એટલે વ્રતધારી શ્રાવકે 'મુખ છે માટે બોલવું જ' એ પદ્ધતિનો ત્યાગ કરી ખૂબ વિવેક-પૂર્વક તથા બને તેટલી મધુર ભાષામાં જરૂર જેટલું જ બોલવું જોઈએ. આમ છતાં સરત-ચૂકથી કોઈ વાર વધારે પડતુ બોલાઈ જવાયુ હોય કે ગપ્પાં મારવામાં સમયની બરબાદી થઈ ગઈ હોય, તો તેને 'મૌખર્ય' નામનો 'અનર્થદંડ-વિરમણ-વ્રત'નો ત્રીજો અતિચાર લેખી નિંદા કરવામા આવે છે.

**સંજુત્તાહિગરણ** – સંયુક્તાધિકરણ, આવશ્યકતા વિના હિંસક સાધનોને તૈયાર રાખવા તે

'અધિકરણો'ને પૃથક્ પૃથક્ રાખવાથી અને જરૂર પડે ત્યારે જ સાથે જોડવાથી હિંસ-પ્રદાનમાંથી બચી શકાય છે; એટલે આવશ્યકતા વિના હિંસક સાધનોને જોડીને કે સજીને તૈયાર રાખવાં તે 'સંયુક્તાધિકરણ' નામનો 'અનર્થદંડ-વિરમણ-વ્રત'નો ચોથો અતિચાર લેખાય છે આ બાબતમાં સામાચારી એવી છે કે—

[૧] હિંસક હથિયારોને સજીને તૈયાર રાખવાં નહિ.

[૨] ગાડા, એક્કા, હળ વગેરે સહુથી પહેલા જોડવાં નહિ.

[૩] ઘર કે હાટ ઘણા જણને બંધાવવાના હોય, તો શરૂઆત પોતે કરવી નહિ

[૪] અગ્નિ પહેલા સળગાવવો નહિ.

[૫] ચરવા માટે ગાય પહેલી છોડવી નહિ.

मोग-अइरित्ते – 'ભોગાતિરિક્તતા', ભોગનાં સાધનો અધિક રાખવા તે

ભોગોપભોગનાં સાધનો જરૂર કરતા અધિક રાખવાથી બીજાને તેનો ભોગવટો કરવાની ઇચ્છા થાય છે, એટલે તેની ગણના 'અનર્થદંડ-વિરમણ-વ્રત'ના ખાસ અતિચાર તરીકે કરવામા આવે છે. તથા મર્યાદિત કરેલી ભોગ-વિષયક સામગ્રીનો ઉપયોગ કરવામા ઉચિત વિવેક ન રાખતાં અયતનાએ વર્તવું, તે પણ 'અનર્થદંડ-વિરમણ-વ્રત'નો ભોગાતિરિક્ત નામનો પાચમો અતિચાર છે

(૨૬-૬) અનર્થદંડ-વિરમણ-વ્રત નામના ત્રીજા ગુણ-વ્રતને વિષે '૧ કંદર્પ, ૨ કૌત્કુચ્ય, ૩ મૌખર્ય, ૪ સંયુક્તાધિકરણ અને ૫ ભોગાતિરિક્તતા'ને લીધે જે અતિચારો લાગ્યા હોય, તેની હું નિંદા કરું છું.

(૨૭૪) **तिविहे दुप्पणिहाणे** – [ त्रिविधे दुष्प्रणिधाने ]- ત્રણ પ્રકારના 'દુષ્પ્રણિધાન'ને વિષે

'પ્રણિધાન' એટલે તન્મય પ્રવૃત્તિ કે વ્યાપાર તે દુષ્ટ રીતે થાય ત્યારે 'દુષ્પ્રણિધાન' કહેવાય છે તેના ત્રણ પ્રકારો "(૧) મનો-દુષ્પ્રણિધાન, (૨) વચન-દુષ્પ્રણિધાન અને (૩) કાય-દુષ્પ્રણિધાન," તેના વિષે

**अणवट्ठाणे** – [ अनवस्थाने ] – અનવસ્થાનને વિષે

'**સ્થિતિ કે સ્થિરતા**' તે 'અવસ્થાન' તેનો અભાવ તે 'અનવસ્થાન' એટલે જ્યારે કોઈ કાર્ય વિધિસર થાય

નહિ કે તેના માટે જે નિયમો બાધવામા આવ્યા હોય, તેનુ બરાબર પાલન કરવામા આવે નહિ, ત્યારે તેનું 'અનવસ્થાન' થયુ કહેવાય છે

तहा – [ तथा ] – તે જ રીતે

सइ-विहूणे – [ स्मृति-विहीने ] – સ્મૃતિ-વિહીનત્વને વિષે

સ્મૃતિથી વિહીન તે સ્મૃતિ-વિહીન, તેના વિષે. અવધારેલો નિયમ યાદ ન આવે, ઓછો યાદ આવે કે જોઈએ ત્યારે યાદ ન આવે, ત્યારે 'સ્મૃતિ-વિહીનત્વ' પ્રાપ્ત થયુ ગણાય છે.

सामाइय वितहकए [ सामायिके वितथकृते ] – સામાયિક વિતથ કર્યું હોય – 'સામાયિક વિરાધ્યુ' હોય.

સાવદ્ય-પ્રવૃત્તિનો તથા દુર્ધ્યાનનો ત્યાગ કરીને બે ઘડી સુધી શુભ ભાવમાં રહેવુ, તે સામાયિક, અર્થાત્ સામાયિક નામનુ વ્રત, તેના વિષે અહીં સપ્તમીનો લોપ થયેલો છે 'सामाइअ 'त्ति सप्तमीलोपात् सामायिके' ( અ. દી. )

જે વિતથ કરાયુ હોય તે વિતથકૃત. 'વિતથ' એટલે તથાપ્રકારથી વિરુદ્ધ, અર્થાત્ સમ્યક્ અનુપાલનથી રહિત.

'वितथकृते सम्यगननुपालिते' ( અ. દી )

पढमे – [ प्रथमे ] – પહેલા( ને વિષે ).

सिक्खावए – [ शिक्षाव्रते ] – શિક્ષાવ્રતને વિષે.

શિક્ષા-સંબધી વ્રત તે 'શિક્ષાવ્રત,' તેના વિષે. 'શિક્ષા' એટલે શિક્ષણ કે તાલીમ. તે બે પ્રકારની છે: "ગ્રહણ અને

આસેવન". તેમાં 'ગ્રહણ-શિક્ષા' જ્ઞાનપ્રાપ્તિરૂપ છે અને 'આસેવન-શિક્ષા' અભ્યાસરૂપ છે. એટલે સૂત્રને યાદ કરવું, તેના અર્થ સમજવા, તેના પર પ્રશ્નો કરવા, તેના પર ચિંતન કરવું, તેનુ પરાવર્તન કરવુ વગેરે 'ગ્રહણ-શિક્ષા' કહેવાય છે અને તેમાં બતાવેલી ક્રિયાઓ કરવી, તેનો અભ્યાસ પાડવો, તેની ઉત્તરોત્તર શુદ્ધિ કરવી વગેરે 'આસેવન-શિક્ષા' કહેવાય છે. 'શિક્ષાવ્રતો' આ બને પ્રકારની શિક્ષા આપે છે તેના ચાર પ્રકારના નામો આઠમી ગાથાના વિવરણ-પ્રસગે જણાવેલા છે સામાયિક એ તેમાંનુ પહેલુ 'શિક્ષાવ્રત' છે.

निंदे – [ निन्दामि ] – હુ નિંદું છુ

( ૨૭-૫ ) तिविहे दुप्पणिहाणे – મનો-દુષ્પ્રણિધાન, વચન-દુષ્પ્રણિધાન અને કાય દુષ્પ્રણિધાનને વિષે.

આ ગાથામા સામાયિકના પાચ અતિચારો જણાવેલા છે. તે આ રીતે "(૧) મનો-દુષ્પ્રણિધાન, (૨) વચન-દુષ્પ્રણિધાન, (૩) કાય-દુષ્પ્રણિધાન, (૪) અનવસ્થા અને (૫) સ્મૃતિ-વિહીનત્વ" તેમા સામાયિક અગીકાર કર્યા પછી ઘર, દુકાન, જમીન, કુટુબ વગેરે સબધી ચિંતા કરવી કે જે તે વિચારો કરવા, એ 'મનો-દુષ્પ્રણિધાન' કહેવાય છે તે માટે કહ્યુ છે કે –

"सामाइअं तु काउं, घर-चिंतं जो अ चिंतए सड्ढो ।
अट्टवसट्टोवगओ, निरत्थयं तस्स सामइअं ॥"

—આ૦ ટી૦ પત્ર ૮૩૪

'સામાયિક કરીને જે શ્રાવક ઘરની ચિંતા કરે છે, કે સંકલ્પ-વિકલ્પવાળો થાય છે, તેનું સામાયિક નિરર્થક થાય છે.'

સામાયિક લઈને કર્કશ અથવા તેવા પ્રકારના દોષવાળાં સાવદ્ય વચનો બોલવાં, એ 'વચન-દુષ્પ્રણિધાન' કહેવાય છે. વચનની શુભાશુભ પ્રવૃત્તિનો વિવેક કેવી રીતે કરવો. તે નવમા (सामाइअ-सुत्त) સૂત્રમાં વિગતવાર દર્શાવેલું છે.

સામાયિક લેતી વખતે ભૂમિ પ્રમાર્જ્યા વિના બેસવું અથવા સામાયિક લીધા પછી હાથ-પગ લાંબા-ટૂંકા કર્યા કરવા કે કુતૂહલવશાત્ ઊભા થવું, અથવા હાથ-પગ વગેરેની નિશાનીઓ કરવી કે પાસે રાખેલી કૂંચીઓ આપવી વગેરે પ્રવૃત્તિ 'કાય-દુષ્પ્રણિધાન' કહેવાય છે. આ દોષોનું વિગતવાર વર્ણન દસમા (सामाइयवयजुत्तो) સૂત્રમાં બત્રીસ દોષોના વિવરણ-પ્રસંગે આપેલું છે.

'अणवट्ठाणे' – અનવસ્થાન કે અસ્થિરપણાને વિષે.

સામાયિકનો બે ઘડીનો સમય પૂરો થવા ન દેવો, અથવા જેમતેમ સામાયિક પૂરું કરવું અથવા સામાયિક કરવાના નિયત સમયને આળસથી વીતાવી દેવો. એ 'અનવસ્થાન અથવા અનાદર' નામનો સામાયિકનો ચોથો અતિચાર લેખાય છે. શ્રીઆવશ્યક-ચૂર્ણિમાં કહ્યું છે કે– 'जाहे खणिओ ताहे सामाइअं करेइ—જ્યારે સમય મળે. ત્યારે સામાયિક કરે.'

'सइ-विहूणे' – વિસ્મરણને વિષે

સર્વ ધર્માનુષ્ઠાનો ઉપયોગ અથવા સાવધાનીપૂર્વક થાય ત્યારે શુદ્ધ ગણાય છે. તેમા પ્રમાદની અધિકતાથી કે વિસ્મરણાદિ થવાથી ઉપયોગ-શૂન્યતા પ્રવર્તે તો અતિચાર લાગે છે અહીં સામાયિકના પ્રસંગમાં સામાયિક લીધા પછી જો નિદ્રા કે પ્રમાદને લીધે અથવા ઘરની ચિંતા વગેરે કારણોને લીધે 'સામાયિક ક્યારે લીધુ હતું ? તે પૂરુ થયુ છે કે નહિ ?' વગેરે બાબતો ભૂલી જવામાં આવે. તો 'સ્મૃતિ-વિહીનત્વ' નામનો પાચમો અતિચાર લાગે છે.

(૨૭૯) પહેલા શિક્ષાવ્રતમા સામાયિકને નિષ્ફળ કરનારા મનો-દુષ્પ્રણિધાન. વચન-દુષ્પ્રણિધાન. કાય-દુષ્પ્રણિધાન, અનવસ્થાન અને સ્મૃતિ-વિહીનત્વ નામના પાંચ અતિચારોની હું નિંદા કરુ છુ

(૨૮-૪) आणवणे – [ आनयने ] – આનયન-પ્રયોગને વિષે

'આનયન' – લાવવુ, પ્રયોગ-ક્રિયા પોતે જે સ્થળમા વ્રત લઈને બેઠો હોય, તેની બહારની જગામાથી કોઈની મારફત કાઈ પણ મંગાવવું, તે 'આનયન-પ્રયોગ.' તેનો વિષે

पेसवणे – [ प्रेषण-प्रयोगे ] – પ્રેષણ-પ્રયોગ 'ને વિષે

પ્રેષણ – મોકલવું, મોકલાવવુ, તેનો 'પ્રયોગ' – ક્રિયા પોતે જે સ્થાનમા વ્રત લઈને બેઠો હોય. ત્યાંથી કોઈ પણ

કારણે નોકર વગેરેને કામકાજ માટે બહાર મોકલવો, તે 'પ્રેષણ-પ્રયોગ,' તેને વિષે

सद्दे—[ शब्दे ] – શબ્દાનુપાતને વિષે

પોતે જે સ્થાનમા વ્રત લઈને બેઠો હોય, ત્યાથી ખોંખારો ખાઈને કે ઊંચેથી અવાજ કરીને પોતાની હાજરી જણાવનારી ચેષ્ટા કરવી, તે 'શબ્દાનુપાત,' તેને વિષે

रूवे – [ रूपे ] – રૂપાનુપાતને વિષે.

પોતે જે સ્થાનમાં વ્રત લઈને બેઠો હોય. ત્યાથી ઊંચો-નીચો થઈને કે મકાન-પ્રમુખની જાળીએ આવીને પોતાની હાજરી દર્શાવનારી ચેષ્ટા કરે. તે 'રૂપાનુપાત'. તેના વિષે

पुग्गल-क्खेवे – [ पुद्गल-क्षेपे ] – પુદ્ગલનુ પ્રક્ષેપણ કરતા. વસ્તુ ફેંકતાં.

પુદ્ગલનો ક્ષેપ તે પુદ્ગલ ક્ષેપ. તેના વિષે પુદ્ગલ—કાકરો. ઢેફું, પથ્થર, લાકડું વગેરે વસ્તુઓ ક્ષેપ—ફેંકવુ તે પોતાની હાજરી જણાવવા માટે કે પોતાની પાસે કોઈને બોલાવવાને માટે કાકરો. ઢેફું વગેરે વસ્તુઓ ફેંકવી તે 'પુદ્ગલ-ક્ષેપ'. તેના વિષે.

देसावगासिअम्मी* – [ देशावकाशिके ] – દેશાવકાશિક વ્રતને વિષે

---

* આ ગાથાની [illegible]
[illegible]
[illegible]

દેશમા અવકાશ તે દેશાવકાશ, તેના સબધવાળુ તે દેશાવકાશિક. અહીં 'દેશ' શબ્દથી દિગ્વિરતિવ્રત વડે મર્યાદિત કરેલો દિક્-પરિમાણનો એક ભાગ અથવા કોઈ પણ વ્રત-સબધી કરવામા આવેલો સક્ષેપ સમજવાનો છે. 'અવકાશ' એટલે અવસ્થાન અર્થાત્ કોઈ પણ વ્રતમા રાખેલી છૂટોને વિશેષ મર્યાદિત કરીને તેના એક ભાગમાં—દેશમા-સ્થિર થવુ, તે 'દેશાવકાશિક વ્રત' છે. તેનું પાલન (એક મુહૂર્તથી માડીને સપૂર્ણ અહોરાત્રિ, બે-પાચ દિવસ કે તેથી પણ વધારે સમય માટે) એક શય્યા, એક મકાન કે એક મહોલ્લા વગેરેનો નિયમ કરવાથી તથા પ્રતિદિન નીચેના ચૌદ નિયમો ધારવાથી થઈ શકે છે.—

"(૧) सचित्त-(२) दव्व (३) विगइ-(४) वाणह-(५) तंबोल-(६) वत्थ (७) कुसुमेसु ।
(८) वाहण (९) सयण-(१०) विलेवण (११) बंभ-(१२) दिसि (१३) ण्हाण-(१४) भत्तेसु ॥"

૧ સચિત્ત-નિયમ-શ્રાવકે મુખ્ય વૃત્તિથી સચિત્તના ત્યાગી થવુ જોઈએ, છતા તેમ ન બને ત્યાં સચિત્તનુ પરિમાણ નક્કી

પાઠ મળે છે, તે તે ચરણમા બાર માત્રાનો મેળ કરવા લાંબા સમયથી પ્રચલિત થયો જણાય છે વૃત્તિ સાથેના છપાયેલા પુસ્તકોમા પણ તવો પાઠ હોવાથી અમારે તેવો પાઠ રાખવો પડ્યો છે, વાસ્તવિક રીતે પ્રાકૃત શબ્દાનુશાસન પ્રમાણે ત્યા -મ્મિ એવો અને -સ્સ વાળો હ્રસ્વ પાઠ શુદ્ધ ગણાય, પ્રાકૃત છદ શાસ્ત્રના નિયમ પ્રમાણે પાદાન્ત સ્વર વિકલ્પે ગુરુ મનાય છે, એથી ત્યા દીર્ઘ ઉચ્ચારણ કરવુ અને પાઠ હ્રસ્વ રાખવો ઉચિત ગણાય — એવી અમારી માન્યતા છે

કરવું કે આટલા સચિત્ત દ્રવ્યોથી અધિકનો મને ત્યાગ છે. અચિત્ત વસ્તુ વાપરવાથી ચાર પ્રકારના લાભો થાય છેઃ (૧) સર્વ સચિત્તનો ત્યાગ થાય છે, (૨) રસનેન્દ્રિય જિતાય છે, (૩) કામ-ચેષ્ટાની શાંતિ થાય છે અને (૪) જીવોની હિંસામાંથી બચી શકાય છે

૨ દ્રવ્ય-નિયમ—(દવ્વ)—'આજના દિવસે હું આટલાં 'દ્રવ્યો'થી અધિક નહિ વાપરું, એવો નિયમ લેવો તે 'દ્રવ્ય-નિયમ' અહીં 'દ્રવ્ય' શબ્દથી પરિણામના અંતરવાળી વસ્તુ ગ્રહણ કરવાની છે જેમ કે ખીચડી, લાડુ, વડાં અને પાપડ કેટલાકના મતથી "નામાંતર, સ્વાદાંતર, રૂપાંતર અને પરિણામાંતર" વડે દ્રવ્યની ભિન્નતા નક્કી થાય છે.

૩ 'વિકૃતિ-નિયમ'—'વિકૃતિ' દસ છે· "(૧) મધુ, (૨) માંસ, (૩) માખણ, (૪) મદિરા. (૫) દૂધ, (૬) દહીં (૭) ઘૃત, (૮) તેલ, (૯) ગોળ અને (૧૦) કડા (તળેલી વસ્તુઓ)" તેમાંથી પ્રથમ ચારનો સંપૂર્ણ ત્યાગ અને બીજીનો શક્તિશ· ત્યાગ વિકૃતિ-નિયમ વિકૃતિના ત્યાગ સાથે તે દરેકના નીવિયાતાનો પણ ત્યાગ થાય છે અને તેમ કરવાની ઇચ્છા ન હોય તો નિયમ લેતી વખતે જ ધારી લેવામાં આવે છે કે 'મારે વિકૃતિનો ત્યાગ છે પણ તેમાં નીવિયાતાની યતના છે'

૪ 'ઉપાનહ-નિયમ'—આજના દિવસે આટલા પગરખાં-થી અધિક પગરખાં નહિ પહેરું એવો જે નિયમ તે

'ઉપાનહ-નિયમ' તેમા પગરખાં શબ્દથી ચપલ, બૂટ, ચાખડી, મોજડી, મોજા વગેરે તમામ સાધનો સમજવાના છે.

૫ 'તબોલ-નિયમ'-ચાર પ્રકારના આહારો પૈકી સ્વાદિમ આહાર તે તબોલ. તેમા પાન, સોપારી, તજ, લવિંગ, એલચી વગેરેનો સમાવેશ થાય છે. તેનુ દિવસ-સબધી પરિમાણ કરવું, તે 'તબોલ-નિયમ'.

૬ 'વસ્ત્ર-નિયમ'-પહેરવાના તથા ઓઢવાના વસ્ત્રોનુ દિવસ-સબધી પરિમાણ નક્કી કરવુ, તે 'વસ્ત્ર-નિયમ'

૭ 'પુષ્પભોગ-નિયમ'-મસ્તકમા રાખવાને લાયક, ગળામા પહેરવાને લાયક, હાથમા લઈને સૂઘવાને લાયક વગેરે ફૂલો તથા તેની બનાવેલી વસ્તુઓ-જેવી કે ફૂલની શય્યા, ફૂલના તકિયા, ફૂલના પખા, ફૂલની જાળી, ફૂલના ગજરા, ફૂલની કલગી, ફૂલના હાર-તોરા, તેલ, અત્તર વગેરેનુ પરિમાણ નક્કી કરવુ, તે 'પુષ્પભોગ-નિયમ'

૮ 'વાહન-નિયમ'-રથ, હાથી, ઘોડા, ઊટ, ખચ્ચર, પાલખી, ગાડાં, ગાડી, સગરામ, સાઇકલ, મોટર, રેલવે, આગબોટ, ટ્રામ, બસ, વિમાન વગેરે એક દિવસમા આટલાથી અધિક ન વાપરવા, એવુ પરિમાણ નક્કી કરવું, તે 'વાહન-નિયમ'

૯ 'શયન-નિયમ'-શય્યા વગેરેને લગતો નિયમ તે એ રીતે કે 'હુ આજના દિવસે ખાટ, ખાટલા, ખુરશી, કોચ,

ગાદી. તકિયા. ગાદલા. ઓશીકાં તથા પાટ-પ્રમુખ અમુકથી વધારે વાપરીશ નહિ.'

૧૦ 'વિલેપન-નિયમ' – વિલેપન તથા ઉદ્વર્તનને યોગ્ય દ્રવ્યો–જેવા કે ચંદન. કેસર. કસ્તૂરી, અબીર. અરગજો તથા પીઠી પ્રમુખ દ્રવ્યોના પરિમાણનો દિવસ-સંબંધી નિયમ કરવો. તે 'વિલેપન-નિયમ'.

૧૧ 'બ્રહ્મચર્ય-નિયમ' – દિવસે અબ્રહ્મ સેવવું તે શ્રાવકને વર્જ્ય છે તથા રાત્રિની યતના કરવી આવશ્યક છે. તેના પરિમાણને લગતો જે નિયમ, તે 'બ્રહ્મચર્ય-નિયમ'.

૧૨ 'દિગ્-નિયમ' – ભાવના અને પ્રયોજન પ્રમાણે દસે દિશામા જવા-આવવાનું પરિમાણ, તે 'દિગ્ નિયમ'.

૧૩ 'સ્નાન-નિયમ' – દિવસમા આટલી વારથી વધારે ન નાહવું તે બાબતનો નિયમ. તે સ્નાન-નિયમ અહીં શ્રી જિનેશ્વરાદિની ભક્તિ-આદિ નિમિત્ત સ્નાન કરવું પડે, તેમા નિયમનો બાધ ગણાતો નથી.

૧૪ 'ભક્ત-નિયમ' – દિવસ-સંબંધી આહારનું પરિમાણ નક્કી કરવું, એ ભક્ત નિયમ. આ વ્રતનું પાલન સ્વ-અપેક્ષાએ કરવાનું છે. કુટુંબ કે જ્ઞાતિ વગેરેના પ્રયોજનથી ઘરે આહારાદિ વગેરે વધારે બનાવવા પડે, તેની આમાં છૂટ રહેલી છે.

તે ઉપરાત પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, અસિ, મષી અને કૃષિને લગતું પરિમાણ પણ

નક્કી કરવામાં આવે છે તથા ત્રસકાયની જયણા રાખવામાં આવે છે

बीए – [ द्वितीये ] – બીજાને વિષે

सिक्खावए – [ शिक्षाव्रते ] – શિક્ષાવ્રતને વિષે.

निंदे – [ निन्दामि ] – હું નિંદુ છું.

( ૨૮-૫ ) आणवणे ...... निंदे

જ્યા સુધી બાહ્ય પ્રવૃત્તિનો સબંધ ઘટતો નથી, ત્યા સુધી આભ્યતર સુધારણા માટે જે જાતનુ વાતાવરણ અને યોગ્યતા જોઈએ, તે પેદા થતી નથી તેથી બાહ્ય પ્રવૃત્તિઓને ઘટાડનારું અને આભ્યતર સુધારણાને અવકાશ આપનારું ‘ દેશાવકાશિક ’ વ્રત અતિ અગત્યનુ સ્થાન પ્રાપ્ત કરે છે

આ વ્રતની મુખ્ય ભાવના સિદ્ધ કરવા માટે તેમા પ્રથમ ક્ષેત્રની મર્યાદા નક્કી કરવામા આવે છે જેમ કે ‘ આજે હુ પદર ગાઉ, દસ ગાઉ, પાચ ગાઉ, એક ગાઉ કે અર્ધા ગાઉથી વધારે દૂર નહિ જાઉં, અથવા નગરની બહાર, લત્તાની બહાર, શેરીની બહાર, મકાનની બહાર કે તેના અમુક ભાગની બહાર નહિ જાઉં ’ આ પ્રકારની ક્ષેત્ર-મર્યાદા સ્વીકારવાથી પ્રવૃત્તિનો વિસ્તાર એક નાનકડા વર્તુલમાં આવી જાય છે

‘દેશાવકાશિક’ વ્રતને સ્વીકારનારો માણસ તેની બહારના બધા સંબધોથી મુક્ત રહે તે ઇચ્છવા યોગ્ય છે, છતા તેમ ન બને તો દેશાવરથી આવેલા કાગળ કે તાર વગેરે વાંચવાની છૂટ રાખી શકે છે પરંતુ આવા કોઈ પણ પ્રકારનો અપવાદ

ન રાખ્યો હોય તો નિયમ બહારની પ્રવૃત્તિઓ સાથે સંબંધ રાખી શકાતો નથી

આ વ્રતમાં ક્ષેત્ર-મર્યાદાની જેમ દ્રવ્ય-મર્યાદા પણ કરવામા આવે છે કે જેને માટે ચૌદ નિયમોની ધારણા મુખ્ય છે. આ નિયમો નિત્ય ધારણ કરવાથી શ્રદ્ધા, સંયમ અને સદાચારની પુષ્ટિ થાય છે તથા આત્મ-તત્ત્વનું ચિંતન કરવાની સુંદર તક સાપડે છે 'જીવન ભોગને માટે નથી પણ ધર્મ-સાધનને માટે છે,' એ વાતનું સ્મરણ આ નિયમો પુનઃ પુનઃ કરાવે છે.

આ વ્રત ધારણ કરનાર માટે નીચેની પાંચ બાબતો અતિચારરૂપ માનવામા આવી છે

"(૧) આનયન-પ્રયોગ

(૨) પ્રેષ્ય-પ્રયોગ

(૩) શબ્દાનુપાત

(૪) રૂપાનુપાત

(૫) પુદ્ગલ-ક્ષેપ"

અમુક ક્ષેત્રની મર્યાદા નક્કી કર્યા પછી બહારની કોઈ પણ વસ્તુની જરૂર પડે તો તેના વિના ચલાવી લેવું યોગ્ય છે, પણ બીજાની મારફત મંગાવીને તેનો ઉપયોગ કરવો યોગ્ય નથી, કારણ કે તેમ કરવાથી વ્રતની મૂળ ભાવના—જે હિંસાદિ દોષોમાથી બચવાની છે તે—સચવાતી નથી ક્ષેત્ર-મર્યાદાની બહારથી કોઈ પણ વસ્તુ બીજાની પાસે મંગાવવી, એ 'આનયન-પ્રયોગ' નામનો પહેલો અતિચાર ગણાય છે.

તે જ રીતે મજૂર-સેવકને ક્ષેત્ર-મર્યાદાની બહાર મોકલી કોઈને સદેશો પહોંચાડવો કે કોઈ વસ્તુ મગાવવી, એ '**પ્રેષ્ય-પ્રયોગ**' નામનો બીજો અતિચાર ગણાય છે અને 'શબ્દ,' 'રૂપ' દ્વારા તથા 'પુદ્ગલ-પ્રક્ષેપ' વડે પોતાની હાજરી જણાવવી અથવા કોઈ સકેત કરવો, એ અનુક્રમે '**શબ્દાનુપાત અતિચાર**,' '**રૂપાનુપાત અતિચાર**' અને '**પુદ્ગલ-ક્ષેપ**' નામનો ત્રીજો, ચોથો અને પાચમો અતિચાર ગણાય છે

(૨૮-૬) દેશાવકાશિક નામના બીજા શિક્ષાવ્રતમા ૧ 'આનયન-પ્રયોગ, ૨ પ્રેષ્ય-પ્રયોગ, ૩ શબ્દાનુપાત, ૪ રૂપાનુપાત અને ૫ પુદ્ગલ-ક્ષેપ' વડે જે અતિચારો લાગ્યા હોય, તેની હુ નિંદા કરુ છું

(૨૯-૪) **संथारुच्चारविहीपमाय** – [सस्तारोच्चारविधि-प्रमादे]– સથારા અને ઉચ્ચારની વિધિમા થયેલા પ્રમાદને વિષે.

सस्तार અને उच्चार તે सस्तारोच्चार, તેનો વિધિ તે सस्तारोच्चारविधि, તેમા થયેલો प्रमाद, તે सस्तारोच्चारविधि-प्रमाद, તેના વિષે. અહીં સપ્તમીનો લોપ થયેલો છે

'संस्तार्यते – विस्तार्यते भूपीठे शयालुभिरिति सस्तार ।' ઊઘવા ઇચ્છનારાઓ વડે જમીન પર જે બિછાવાય છે, તે 'સંસ્તાર' અથવા 'संस्तरन्ति साधवोऽस्मिन्निति संस्तारः' જેમાં સાધુઓ સૂઈ રહે છે, તે 'સંસ્તાર'. વિશિષ્ટ અર્થમા

તે દર્ભ, ઘાસ. કાંબળ કે પાથરણા વગેરેનું સૂચન કરે છે. ઉપલક્ષણથી સૂવાની પાટ કે પાટિયુ પણ 'સંસ્તાર' કહેવાય છે.

'सन्तारो दर्भ-तृण-कम्बली-वस्त्रादि . उपलक्षणत्वात् शय्या-पीठ-फलकादि च.' (અ. દી.)

'उच्चार' શબ્દ અહી ઉચ્ચાર-પ્રસ્રવણ-ભૂમિને માટે વપરાયેલો છે. 'उच्चार' त्ति उच्चार-प्रस्रवण-भूमय' (અ. દી.) 'ઉચ્ચાર-પ્રસ્રવણ ભૂમિ' એટલે વડીનીતિ. લઘુનીતિ (મલ, મૂત્ર) વગેરે પરઠવવાની જગા—'સ્થંડિલ-ભૂમિ'. તેને લગતી પ્રતિલેખન-પ્રમાર્જનની ખાસ ક્રિયા. તે એનો વિધિ. તેમાં પ્રમાદ કરવો એટલે તેમાં ભૂલ-ચૂક કરવી. તેના વિષે

तह – [ तथा ] – અને

चेव – [ च एव ] – તે જ પ્રમાણે.

भोअणाभोए – [ भोजनाभोगे ] – ભોજનાદિની ચિંતા કરવામાં.

'ભોજન' એટલે આહાર, ઉપલક્ષણથી દેહ-સત્કાર વગેરે. તેનો 'આભોગ' – ઉપયોગ – વિચાર તે 'ભોજનાભોગ.' એટલે ભોજન કે શરીર-સત્કારની ચિંતા કરવી. તેને લગતા વિચારો કરવા, તે 'ભોજનાભોગ' કહેવાય છે, તેના વિષે.

पोसह-विहि-विवरीए – [ पोषध-विधि-वैपरीत्ये ] – પોષધ-વિધિના વિપરીતપણાને વિષે.

પોષધનો વિધિ તે પોષધવિધિ તેનું જે વૈપરીત્ય-વિપરીતપણું તે પોષધવિધિ-વૈપરીત્ય, તેના વિષે

'पोष-पुष्टिं प्रक्रमाद् धर्मस्य धत्ते करोतीति पोषधः।'

'પોષ' એટલે પુષ્ટિ. પ્રક્રમથી-પ્રસ્તાવથી ધર્મ-સંબંધી, જે ધારણ કરે તે 'પોષધ'. અથવા 'पोष धत्ते पुष्णाति वा धर्मानिति पोषध.'-[ધર્મની] પુષ્ટિને ધારણ કરે અથવા ધર્મનું પોષણ કરે તે 'પોષધ'. શ્રીહરિભદ્રસૂરિએ દસમા પંચાશકમાં તેની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે કે :—

"पोसेइ कुसलधम्मे, ज ताहारादि-चागणुट्ठाण ।
इह पोसहो त्ति भण्णति, विहिणा जिणभासिएणेव ॥ १४ ॥"

'જે કુશલ ધર્મનું પોષણ કરે છે અને જેમાં શ્રીજિનેશ્વર-દેવોએ કહેલા 'આહાર-ત્યાગ આદિનું વિધિ-પૂર્વક અનુષ્ઠાન કરાય છે, તે 'પોષધ' કહેવાય છે.'

શ્રીઉપાસકદશાંગસૂત્રમા આ વ્રતનું નામ પોસહોવવાસ એટલે 'પોષધોપવાસ' આપેલું છે. શ્રીઅભયદેવસૂરિએ તેની વ્યાખ્યા આ પ્રમાણે કરેલી છે

'पोसहोववासस्स' त्ति इह पोषधशब्दोऽष्टम्यादिपर्वसु रूढ, तत्र पोषधे उपवास· पोषधोपवासः, स चाहारादिविपयभेदाच्चतुर्विध इति तस्य। —'પોષધોપવાસ એ શબ્દમા 'પોષધ' શબ્દ અષ્ટમી આદિ પર્વોમા રૂઢ થયેલો છે, તે પર્વોમાં ઉપવાસ કરવો તે 'પોષધોપવાસ'. તે આહારાદિ વિષયના ભેદવડે ચાર પ્રકારનો છે, તેનો'

ભગવતીસૂત્રમા પણ આ વ્રતને 'પોસહોવવાસ'ના નામથી ઓળખાવવામા આવ્યુ છે (શ ૮ ઉ ૫)

અષ્ટમી આદિ તિથિથી કેટલી અને કઈ તિથિઓ ગ્રહણ કરવી? તેનુ સ્પષ્ટીકરણ યોગશાસ્ત્રના તૃતીય પ્રકાશમા આ પ્રમાણે કરેલુ છે —

"चतुष्पर्व्या चतुर्थादि. कुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्यक्रिया स्नानादित्याग पोषधव्रतम् ॥ ८५ ॥"

ચાર પર્વોમા 'ચતુર્થાદિ–ઉપવાસાદિ તપ, કુપ્રવૃત્તિનો ત્યાગ, બ્રહ્મચર્યનુ પાલન અને સ્નાનાદિનો ત્યાગ' એ 'પોષધ'વ્રત છે

આ શ્લોકના વિવરણમા શ્રીહેમચદ્રાચાર્યે જણાવ્યુ છે કે – 'चतुष्पर्वी अष्टमी-चतुर्दशी-पूर्णिमा-अमावास्यालक्षणा, चतुर्णां पर्वाणा समाहारश्चतुष्पर्वी ।' 'ચતુષ્પર્વી એટલે આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ આ ચાર પર્વોનો સમૂહ તે ચતુષ્પર્વી'

એટલે આઠમ, ચૌદશ આદિ પર્વના દિવસોએ ઉપવાસ વગેરેનુ વિધિ-પૂર્વક અનુષ્ઠાન કરવુ તે 'પોષધ' કે 'પોષધોપવાસ' નામનુ શ્રાવકનુ અગિયારમુ વ્રત છે ચાર શિક્ષાવ્રતોમા તેનુ સ્થાન ત્રીજુ છે

'પોષધોપવાસ' ચાર પ્રકારનો છે તે માટે શ્રીઆવશ્યક-સૂત્રના છઠ્ઠા અધ્યયનમા કહ્યુ છે કે – 'पोसहोपवासे चउविहे पन्नत्ते त जहा – १ आहार-पोसहे २ सरीर-सक्कार-पोसहे, ३

बंभचेर-पोसहे, ४ अव्वावार-पोसहे'. પોષધોપવાસ ચાર પ્રકારનો કહ્યો છે તે આ રીતે.—

૧ 'આહાર-પોસહ' (આહાર-પોષધ) – ઉપવાસ આદિ તપ કરવું તે

૨ 'સરીર-સક્કાર-પોસહ' (શરીર-સત્કાર-પોષધ) - સ્નાન, ઉદ્વર્તન, વિલેપન, પુષ્પ, ગંધ, વિશિષ્ટ વસ્ત્ર અને આભરણાદિથી શરીરનો સત્કાર કરવાનુ તજી દેવું તે.

૩ 'બંભચેર-પોસહ' (બ્રહ્મચર્ય-પોષધ) – બ્રહ્મચર્ય પાળવુ તે.

૪ 'અવ્વાવાર-પોસહ' (અવ્યાપાર-પોષધ) – સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરવો તે

આ ચારે પ્રકારના 'પોષધ' સર્વથી અને દેશથી એમ બે પ્રકારે થાય છે. તેમા પૂર્વાચાર્યોની પરંપરાએ હાલમા આહાર-પોષધ સર્વથી અને દેશથી તથા બાકીના 'પોષધ' સર્વથી જ થાય છે 'આહાર-પોષધ'માં ચઉવિહાર ઉપવાસ તે 'સર્વ-પોષધ' છે અને તિવિહાર ઉપવાસ, આયંબિલ, નિવ્વી, એકાસણુ વગેરે 'દેશ-પોષધ' છે

અન્ય વ્રતોની અપેક્ષાએ આ વ્રતમાં ત્યાગની તાલીમ વિશેષ મળે છે, સાધુ-જીવનની પવિત્રતાનો આંશિક પરિચય થાય છે, કારણ કે તે યાવજ્જીવનનું નહિ તો પણ ચાર પ્રહર કે આઠ પ્રહરની મર્યાદાવાળું સામાયિકનુ જ ઉચ્ચરણ છે. તે અંગેનુ પ્રત્યાખ્યાન નીચે મુજબ કરવામાં આવે છે·—

"करेमि भंते! पोसहं। आहार-पोसह देसओ, सव्वओ। सरीरसक्कार-पोसह सव्वओ। बंभचेर-पोसह सव्वओ। अव्वावार-पोसहं सव्वओ। चउव्विह-पोसह ठामि। जाव दिवस (अहोरत्त) पज्जुवासामि। दुविहं तिविहेणं, मणेणं वायाए काएणं। न करेमि न कारवेमि। तस्स भंते! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि॥"

આ વ્રતમાં દેવ-વંદન, ગુરુ-વંદન, છ આવશ્યક, બાર વ્રતને લગતી ક્રિયા તથા પ્રતિલેખન, પ્રમાર્જન આદિ કરવાનું હોવાથી તેનો વિધિ વિસ્તૃત છે, જે ત્રીજા ભાગમાં જણાવેલો છે.

આ વિધિના મૂળ ઉદ્દેશથી જે કાંઈ વિરુદ્ધ વર્તન થયું હોય, તેને પોષધ-વિધિ-વૈપરીત્ય કહેવાય, તેને વિષે.

तइए – [ तृतीये ] – ત્રીજાને વિષે.

सिक्खावए – [ शिक्षाव्रते ] – શિક્ષાવ્રતને વિષે

निंदे – [ निन्दामि ] – હું નિંદું છું.

(२९-५) संथारुच्चार-विही . .. निंदे

'પોષધોપવાસ' વ્રતના મુખ્ય અતિચારો પાંચ છે. તેનાં નામો શ્રીઉપાસકદશાંગસૂત્ર અનુસાર આ પ્રમાણે છે:–

૧ 'અપ્રતિલેખિત-દુષ્પ્રતિલેખિત-શય્યા-સંસ્તારક' – શય્યા અને સંસ્તારકની પ્રતિલેખના કરવી નહિ અથવા ખરાબ રીતે કરવી

૨ ‘અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત-શય્યા-સંસ્તારક’ – શય્યા અને સંસ્તારકની પ્રમાર્જના કરવી નહિ અથવા જેમતેમ કરવી

૩ ‘અપ્રતિલેખિત-દુષ્પ્રતિલેખિત-ઉચ્ચાર-પ્રસ્રવણ-ભૂમિ’ -વડીનીતિ અને લઘુનીતિ માટેની જગાનું પ્રતિલેખન કરવું નહિ અથવા જેમતેમ પ્રનિલેખન કરવું

૪ ‘અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત-ઉચ્ચાર-પ્રસ્રવણ-ભૂમિ’ - વડીનીતિ અને લઘુનીતિ માટેની જગાનુ પ્રમાર્જન કરવું નહિ અથવા જેમતેમ પ્રમાર્જન કરવું.

૫ ‘અનનુપાલના’ – પોષધ વિધિ-પૂર્વક બરાબર કરવો નહિ.

સંસ્તાર અને ઉચ્ચારભૂમિના પ્રતિલેખન અને પ્રમાર્જન-રૂપ વિધિમા પ્રમાદ કરવાથી પ્રથમના ચાર અતિચારો ઉત્પન્ન થાય છે અને ભોજન તથા શરીર-સત્કાર આદિના વિચારો કરવાથી વિધિનુ વૈપરીત્ય થતા વ્રતની અનનુપાલના થાય છે એ રીતે શ્રીઉપાસકદશાગસૂત્રમા વર્ણવેલા પાંચે અતિચારોનો સમાવેશ આ ગાથામા થાય છે

(૨૯-૬) સસ્તાર અને ઉચ્ચાર-પ્રસ્રવણ-ભૂમિની પ્રતિલેખના અને પ્રમાર્જનામાં પ્રમાદ થવાને લીધે તથા ભોજનાદિની ચિંતા વડે પોષધોપવાસ નામના ત્રીજા શિક્ષાવ્રતમા જે કાંઈ વિપરીતતા થઈ હોય (અતિચારનું સેવન થયુ હોય), તેને હું નિંદુ છુ

(३०-४) **सच्चित्ते**–[सचित्ते]–સચિત્ત વસ્તુ (ને વિષે)

**निक्खिवणे**–[निक्षेपणे]–નાખવામા

निक्षेप–મૂકવુ નાખવુ. તેની ક્રિયા તે निक्षेपण, તેના વિષે

**पिहीणे**–[पिधाने]–ઢાકવામા. ઢાંકણુ કરવામા

अपि+धा ઢાકવુ, તેની ક્રિયા તે अपिधान-पिधान–ઢાકણુ તેના વિષે अपिधानમાથી अનો લોપ થાય છે

**ववएस-मच्छरे**–[व्यपदेश-मत्सरे]–બહાનુ કાઢવામા અને અદેખાઈ કરવામા

व्यपदेश અને मत्सर તે व्यपदेश-मत्सर, તેના વિષે.

वि+अप+दिश्–બહાનુ કાઢવું, તે પરથી व्यपदेश–બહાનુ, કપટ એક વસ્તુ પોતાની હોય છતાં બીજાની કહેવી, કે બીજાની હોય છતાં પોતાની કહેવી, તે 'વ્યપદેશ'. 'मत्सर'–બીજાના સુખનો દ્વેષ કરવો કે સંપત્તિ કે લાભને સહન ન કરવો, તે 'મત્સર'

**चेव**–[च एव]–તે જ રીતે.

**कालाइक्कम-दाणे**–[कालातिक्रम-दाने]–કાળ વીતી ગયા પછી દાન આપવાને વિષે

कालनो अतिक्रम તે कालातिक्रम. તેમાં દેવાનુ દાન તે कालातिक्रमदान તેના વિષે

'કાલ' શબ્દથી અહીં સાધુનો ભોજન-કાલ અથવા મુનિનો ગોચરી-સમય સમજવાનો છે 'कालस्य साधुभोजनकालस्य' (ઉપા સૂ. ટી ), તેનુ अतिक्रमण કરવું એટલે ઉલ્લઘન કરવું. અર્થાત્ સામાન્ય રીતે સાધુની ગોચરીનો જે સમય હોય તેથી ઘણો અગાઉનો કે ઘણો પાછળનો સમય પસંદ કરવો, તે 'કાલાતિક્રમ'. તેમા જે દાન-ભિક્ષા અપાય, તે 'કાલાતિક્રમ-દાન' કહેવાય, તેના વિષે

**चउत्थे** – [ चतुर्थे ] – ચોથા ( ને વિષે )

**सिक्खावए** – [ शिक्षाव्रते ] – શિક્ષાવ્રતને વિષે

**निंदे** – [ निन्दामि ] – હું નિંદુ છુ

( ૩૦-૫ ) सचित्ते निंदे

આ ગાથામા બારમા અતિથિ-સવિભાગ વ્રતના અતિચારોની નિંદા કરવામા આવી છે

अतिथि માટેનો સવિભાગ તે अतिथि-संविभाग, તે રૂપ व्रत તે अतिथि-सविभाग व्रत.

જે તિથિ-રહિત છે તે 'અતિથિ' તેનો વિશેષ પરિચય આપતાં શાસ્ત્રકારોએ કહ્યુ છે કે.—

" तिथि पर्वोत्सवा. सर्वे, त्यक्ता येन महात्मना ।
अतिथिं त विजानीयाच्छेषमभ्यागतं विदुः ॥"

'જે મહાત્માએ તિથિ અને પર્વના સર્વ ઉત્સવો તજ્યા છે' તેને 'અતિથિ' જાણવા અને તે સિવાયના બીજાને 'અભ્યાગત' જાણવા.

'સંવિભાગ' શબ્દ સં અને વિભાગ એ બે પદોથી બનેલો છે. તેમાં સનો અર્થ સંગતતા કે નિર્દોષતા છે, જે શાસ્ત્રાનુસારી વર્તનથી ઉત્પન્ન થાય છે. સાધુએ ૪૨ દોષોથી રહિત ગોચરી કરવાની છે. તે આ પ્રમાણે.-

"सोलस उग्गमदोसा, सोलस उप्पायणाए दोसा उ ।
दस एसणाइ-दोसा, बायालीस इय हवंति ॥"

—પંચાશક, ૧૩-૩

સોલ ઉદ્ગમ દોષો, સોલ ઉત્પાદનના દોષો અને દસ એષણાદિ દોષો, એમ કુલ બેતાળીસ દોષો થાય છે ઉદ્ગમ એટલે શ્રાવકથી ઉત્પન્ન થતા દોષો, તે આ પ્રમાણે સમજવા -

"आहाकम्मुद्देसिय पूईकम्मे य मीसजाए य ।
ठवणा पाहुडियाए, पाओअर कीय-पामिच्चे ॥ ९२ ॥
परियट्टिए अभिहडे, उब्भिन्ने मालोहडे इय ।
अच्छिज्जे अणिसट्ठे, अज्झोयरए य सोलसमे ॥ ९३ ॥"

—પિંડ-નિર્યુક્તિ

(૧) આધાકર્મ, (૨) ઔદ્દેશિક, (૩) પૂતિકર્મ, (૪) મિશ્રજાત, (૫) સ્થાપના, (૬) પ્રાભૃતિકા, (૭) પ્રાદુષ્કરણ, (૮) ક્રીત, (૯) અપમિત્ય, (૧૦) પરિવર્તિત, (૧૧) અભિહૃત, (૧૨) ઉદ્ભિન્ન, (૧૩) માલાપહૃત, (૧૪) આચ્છેદ્ય, (૧૫) અનિઃસૃષ્ટ, (૧૬) અધ્યવપૂરક એ સોળ દોષ ઉદ્ગમના જાણવા.

૧. સાધુના નિમિત્તે બનાવેલો આહાર, તે **આધાકર્મ**

૨ અમુક સાધુને ઉદ્દેશીને બનાવેલો, તે **ઔદ્દેશિક.**

૩ અકલ્પ્ય આહારના સંસર્ગમાં આવેલો, તે **પૂતિકર્મ.**

૪ કુટુંબ તથા સાધુ બન્નેને ઉદ્દેશીને બનાવેલો, તે **મિશ્રજાત.**

૫ સાધુને માટે કેટલાક કાલ પર્યન્ત રાખી મૂકેલો, તે **સ્થાપના.**

૬. અમુક ઇષ્ટ કે પૂજ્ય સાધુને બહુમાન-પૂર્વક ગમતી વસ્તુ આપવી, તે **પ્રાભૃતિક.**

૭ મણિ વગેરે મૂકીને કે ભીંત વગેરે ખસેડીને પ્રકટ કરેલો, તે **પ્રાદુષ્કરણ.**

૮ સાધુને માટે વેચાતો લાવેલો, તે **ક્રીત.**

૯. ઉછીનો લાવેલો, તે **અપમિત્ય.**

૧૦. અદલો-બદલો કરીને લાવેલો, તે **પરિવર્તિત.**

૧૧ સાધુને માટે બીજા ગામે કે બીજા સ્થાને લાવેલ, તે **અભિહૃત**

૧૨. છાણ-માટી વગેરેથી બંધ કરેલા બરણી વગેરેના મોઢાં ખોલીને લાવેલો, તે **ઉદ્ભિન્ન**

૧૩ માલ પર કે ઊંચી અભરાઈ પરથી ઉતારેલો, તે **માલાપહૃત**

૧૪. નબળા પાસેથી ઝુંટવીને લાવેલો, તે **આચ્છેદ્ય.**

૧૫ ભાગીદારોની અનુમતિ વગર આપવો, તે અનિઃસૃષ્ટ

૧૬ સાધુનું આગમન થયેલું જાણીને વધારે બનાવેલો, તે અધ્યવપૂરક.

વિભાગ એટલે વિશિષ્ટ ભાગ. પોતાના અર્થે તૈયાર કરેલા ખાન-પાનમાંનો અમુક અંશ એટલે સાધુને કલ્પે તેવા પ્રાસુક અને એષણીય ખાન-પાન વસ્ત્ર, ઔષધ વગેરે 'દેશ, કાલ, શ્રદ્ધા, સત્કાર, ક્રમ, પાત્ર' વગેરેને ધ્યાનમા લઈને ઉચ્ચ પ્રકારની ભક્તિવડે કેવળ આત્મ-કલ્યાણની બુદ્ધિથી પંચ-મહાવ્રતધારી મુનિરાજને જે દાન દેવું, તે 'અતિથિ-સંવિભાગ' કહેવાય છે

'દેશ' એટલે ક્ષેત્ર-વિશેષ. 'કાળ' એટલે સુકાલ વગેરે સમય. 'શ્રદ્ધા' એટલે ચિત્તનો નિર્મળ પરિણામ 'સત્કાર' એટલે ઊભા થઈ સામે જવુ, આસન આપવુ, વંદન કરવુ, પાછળ વળાવવા જવુ વગેરે ક્રિયા 'ક્રમ' એટલે ઉત્તમ વસ્તુ પ્રથમ આપવી ને સામાન્ય વસ્તુઓ પછી આપવી તે જાતની યોજના પાત્ર એટલે ગ્રહણ કરનાર વ્યક્તિ

આવો 'અતિથિ-સંવિભાગ' કરવાનુ વ્રત 'અતિથિ-સંવિભાગ વ્રત' કહેવાય છે તેનો સામાન્ય વિધિ આવશ્યક-ચૂર્ણિ વગેરે ગ્રંથોમાં આ પ્રમાણે જણાવેલો છે

"શ્રાવકે પોષધના પારણે મુનિરાજને અવશ્ય દાન આપવુ અને પછી જ ભોજન કરવું તે માટે ભોજનનો અવસર થાય એટલે ઉચિત વસ્ત્રાભૂષણ ધારણ કરીને મુનિરાજની

વસતિવાળા સ્થાને જઈને પોતાને ત્યા ગોચરીએ પધારવાનુ નિમ ત્રણ કરે પછી ઉચિત વિધિ સાચવીને ઓછામાં ઓછા બે સાધુ તેની સાથે જાય. પછી જ્યારે મુનિરાજ ઘરે પધારે ત્યારે આસન આપી બેસવા માટે નિમ ત્રણા કરે જો તેઓ બેસે તો ઠીક, ન બેસે તો પણ તેમનો યોગ્ય વિનય કર્યો ગણાય. ત્યારબાદ ભોજન-પાણી વગેરે પ્રાસુક અને એષણીય વસ્તુઓ પોતાના હાથે જ વહોરાવે અને બીજો વહોરાવે તો પોતે ભોજન-પાત્ર ધરી રાખે મુનિરાજ પશ્ચાત્કર્મનો દોષ ન લાગે માટે તેમાથી અલ્પ ગ્રહણ કરે ત્યારબાદ વ દન કરીને મુનિને વિસર્જન કરે અને થોડે દૂર સુધી સાથે જાય. ત્યારબાદ પોતે જમે મુનિરાજે જે ગ્રહણ કર્યું હોય તે જમે અને ન લીધુ હોય તે ન જમે." આ સ બ ધી શ્રીધર્મદાસગણિએ ઉપદેશ-માલામા જણાવ્યુ છે કે –

"साहूण कप्पणिज्ज, ज नवि दिन्न कहिंचि किं पि तहिं ।
धीरा जहुत्तकारी, सुसावगा त न भुजति ॥"

'યથોક્ત વિધિ કરનારા ધીર સુશ્રાવકો તે પારણાના દિવસે મુનિરાજને કલ્પનીય જે કોઈ પણ વસ્તુ કોઈ પણ રીતે આપી ન હોય, તેવી વસ્તુનુ ભોજન કરતા નથી '

હવે જ્યા મુનિરાજનો યોગ ન હોય ત્યા શ્રાવકે પ્રથમ બારણે ઊભા રહીને કોઈ મુનિરાજ અકસ્માત્ આવે છે કે નહિ? તેની રાહ જોવી અને વિશુદ્ધ ભાવથી ચિંતન કરવું કે– 'જો આ વખતે મને મુનિરાજનો લાભ મળે તો કેવુ સારૂ!' તેનાથી જ મારો નિસ્તાર છે, વગેરે આ વિધિ 'પોષધોપ-

વાસ'ના પારણાનો છે. તે સિવાયના દિવસે પણ મુનિરાજને દાન દઈને જમવું અથવા જમ્યા પછી પણ દાન દેવું.

આ અતિથિ-સંવિભાગ વ્રતમાં નીચેની પાંચ વસ્તુઓ અતિચારરૂપ લેખાય છે :

(૧) 'સચિત્ત-નિક્ષેપ'–મુનિરાજને દાન આપવા યોગ્ય વસ્તુમાં સચિત્ત વસ્તુ નાખી દેવી.

(૨) 'સચિત્ત-પિધાન'–મુનિરાજને દાન આપવા યોગ્ય વસ્તુ ઉપર સચિત્ત વસ્તુ મૂકી દેવી–તેનું ઢાંકણ કરવું.

(૩) 'પર-વ્યપદેશ'–મુનિરાજને દાન આપવા યોગ્ય વસ્તુ પોતાની હોય છતાં પારકી કહે. જેથી પારકી જાણીને મુનિ ગ્રહણ ન કરે. અથવા વસ્તુ પારકી હોય ને પોતાની કહે કે જેથી મુનિ તે વસ્તુ ગ્રહણ કરે આ બન્ને વસ્તુઓ મુનિને માટે અકલ્પનીય હોઈને શ્રાવકને માટે અતિચારરૂપ છે.

(૪) 'માત્સર્ય'–મુનિરાજ કોઈ વસ્તુ માગે ત્યારે કોપ કરવો કે વસ્તુ હોવા છતાં ન આપવી તે માત્સર્ય છે. અથવા પોતાનાથી ઊતરતા કોઈ માણસને દાન આપતો જોઈને એમ વિચારે કે–'શું હું તેનાથી ઊતરતો છું? માટે બરાબર દાન આપું.' તો એ પણ માત્સર્યરૂપ અતિચાર છે.

(૫) 'કાલાતિક્રમ-દાન'–મુનિરાજને ભિક્ષા આપવાનો જે કાલ છે. તે વીતી ગયા પછી નિમંત્રણા કરવી. એ કાલાતિક્રમ-દાન નામનો અતિચાર છે.

(૩૦-૬) સચિત્ત-નિક્ષેપણ, સચિત્ત-પિધાન, પર-વ્યપદેશ, માત્સર્ય અને કાલાતિક્રમ-દાન એ પાંચ અતિચારો અતિથિ-સવિભાગ વ્રતના છે તેને હુ ચોથા શિક્ષાવ્રતના પ્રતિક્રમણ-પ્રસગે નિંદુ છુ

(૩૧-૪) **सुहिएसु** – [ सुहितेषु ] – સુહિતોને વિષે.

સુષ્ઠુ–સુંદર છે હિત જેનુ તે સુહિત, તેઓને વિષે. અહીં હિત શબ્દથી જ્ઞાનાદિ-રત્નત્રયી સમજવાની છે 'सुष्ठु हित-ज्ञानादित्रय येषा ते सुहितास्तेषु' (વ વૃ ) એટલે જે સાધુઓ જ્ઞાન, દર્શન અને ચારિત્રમા રત છે તેઓ સુહિત કહેવાય છે.

सुहिअ શબ્દનો सुखित એવો સસ્કાર પણ થાય છે સુખિત એટલે સુખી સુખ શબ્દથી અહીં વસ્ત્ર, પાત્ર આદિ ઉપધિનુ બરાબર હોવું તે

**दुहिएसु** – [ दु खितेषु ] – દુ ખિતોને વિષે

દુ ખ પામેલા તે દુ ખિત. અહી દુ:ખ શબ્દથી વ્યાધિ, તપશ્ચર્યાનો ખેદ અને ઉપધિનુ ઓછાપણું વગેરે સમજવાનુ છે. અર્થાત્ જેઓને કોઈ પણ રોગ થયેલો હોય, જેઓ તપશ્ચર્યાથી ખેદ પામેલા હોય અને જેમની પાસે વસ્ત્ર, પાત્ર આદિ ઉપધિ બરાબર ન હોય, તે દુ ખિત કહેવાય છે, તેમના વિષે

**जा** – [ या ] – જે

**मे** – [ मया ] – મારા વડે

**अस्सं( स )जएसु** – [ अस्त्र( स )यतेषु ] – અસ્ત્રયતોને વિષે

નહિ સ્વયત તે 'અસ્વયત ' તેમને વિષે સ્વ-જાતે, યત-ઉદ્યમ કરનારા, વિહરનારા જેઓ પોતાની જાતે એટલે સ્વચ્છંદે વિહરનારા નથી તેવા તાત્પર્ય કે ગુરુની આજ્ઞામા વિચરનારા. 'न स्व-स्वच्छन्देन यता –उद्यता तेषु ' ( व वृ )

अस्सजएसुને। સંસ્કાર असयनेपु પણ થાય છે असयत એટલે સંયમથી ભ્રષ્ટ, સંયમથી રહિત જેમ કે પાસત્થા આદિ સાધુઓ અને બ્રાહ્મણ વગેરે અન્યલિંગીઓ તેમના વિષે

**अणुकंपा** – [ अनुकम्पा ] – અનુકંપા, દયા. કૃપા, ભક્તિ

'अनुकम्पनमनुकम्पा ' અનુકંપવુ–હૃદયનુ દયાર્દ્ર થવુ તે 'અનુકંપા'. તેને કૃપા પણ કહે છે. વિશિષ્ટ અર્થમાં તે ભક્તિનો ભાવ પણ સૂચવે છે જેમ કે –

"आयरिय-अणुकंपाए, गच्छो अणुकंपिओ महाभागो ।
गच्छाणुकंपणाए, अव्वुच्छित्ती कया तित्थस्स ॥ "

આચાર્યની ભક્તિ કરવાથી પૂજ્ય એવા ગચ્છની જ ભક્તિ કરી છે, તેમ જાણવું; અને ગચ્છની ભક્તિ કરવાથી તીર્થનો અવ્યુચ્છેદ કર્યો છે, તેમ જાણવું

'ચિત્ત' એટલે ભાવની નિર્મળતા અને 'પાત્ર' એટલે લેનારની યોગ્યતા જે ભાવમાં રાગનો કે દ્વેષનો અંશ ન હોય તે નિર્મળ ગણાય છે જેમ કે કોઈ મુનિને જોઈ એવુ ચિંતવવું કે–આ તો મારા પૂર્વના સ્નેહી છે અથવા મારા સંસારી પક્ષના

સગા છે, અથવા તે મારા પર વિશેષ સદ્ભાવ રાખે છે, માટે તેમને દાન આપુ, તો એવું દાન રાગથી યુક્ત હોઈને ભાવની નિર્બળતાવાળુ ગણી શકાય નહિ. તે જ રીતે એમ વિચારવુ કે – આ મુનિ બહુ ભલા છે, તેમને રહેવાનુ ઠેકાણુ નથી, જો આપણે તેમને દાન નહિ આપીએ તો બીજુ કોણ આપશે ? વગેરે, તો એવુ દાન નિંદાથી યુક્ત હોઈને ભાવની નિર્બળતાવાળું ગણી શકાય નહિ. તેને બદલે એમ ચિંતવવુ કે – 'સુવિહિત મુનિને દાન આપવું તે મારો શ્રાવકનો ધર્મ છે. એથી મને અતિથિ-સવિભાગ-વ્રતનો લાભ મળે છે અને પરિણામે પુણ્યાનુબધી પુણ્યનો બધ પડે છે તેઓ તો નિરપેક્ષ છે, પણ મારે તેમની યથાર્થ ભક્તિ કરવી જોઈએ,' વગેરે તો એવું દાન ઉત્તમ ભાવનાવાળુ ગણાય.

પાત્રની દૃષ્ટિએ વિચાર કરીએ તો સુવિહિત સાધુ યોગ્ય પાત્ર છે. પછી તે સુહિત, દુખિત કે અસ્વયતમાથી કોઈ પણ હોય પાસત્થાદિ સાધુઓ તથા કાપડી વગેરે અન્યલિંગીઓ કુપાત્ર છે. અહીં પાત્રદાનનો પ્રસગ હોવાથી સુહિત-દુઃખિત-અસ્વયતની જ વાત છે તેમની ભક્તિ ઉપર જણાવ્યુ છે તેમ રાગથી કે દ્વેષથી કરી હોય, તો તેની નિંદા અને ગર્હા કરુ છુ.

( ૩૧-૬ ) સુહિત, દુઃખિત અને અસ્વયત સાધુઓની ભક્તિ રાગ કે દ્વેષ-પૂર્વક કરી હોય, તેની નિંદા કરુ છુ અને તેની ગુરુ-સાક્ષીએ આલોચના કરુ છું

( ૩૨-૪ ) **साहुसु** - [ साधुषु ] – સાધુઓને વિષે

સાધુ-સુવિહિત સાધુ, તેમના વિષે

संविभागो-[ संविभाग. ] – સંવિભાગ. દાન આપવા-યોગ્ય વસ્તુઓનો એક ભાગ

न – [ न ] – ન

कओ – [ कृत. ] – કર્યો હોય

तव-चरण-करण-जुत्तेसु – [ तप – चरण-करण-युक्तेषु ] – તપ, ચરણ અને કરણથી યુક્તોને વિષે

તપશ્ચર્યા તે તપ તેના બાર ભેદો સુપ્રસિદ્ધ છે.

'ચરણ' એટલે 'ચરણસિત્તરી' કે ચારિત્રના ૭૦ ભેદો.

તે નીચે મુજબ:—

" वय – समणधम्म – संजम – वेयावच्चं च बंभ-गुत्तीओ ।
(૫, ૧૦, ૧૭, ૧૦, ૯)

नाणाइ-तिअं तव-कोह–निग्गहाई चरणमेअं ॥ "
(૩, ૧૨, ૪)

| | |
|---|---|
| ૫ મહાવ્રતો. | ૯ બ્રહ્મચર્ય-ગુપ્તિઓ |
| ૧૦ શ્રમણધર્મો. | ૩ જ્ઞાનાદિ-ત્રિક ( જ્ઞાન, દર્શન, ચારિત્રધર્મ ). |
| ૧૭ સંયમ. | ૧૨ તપ. |
| ૧૦ વૈયાવૃત્ય | ૪ ક્રોધાદિ કષાયોનો નિગ્રહ. |

૭૦

'કરણ' એટલે 'કરણ-સિત્તરી' કે ક્રિયાના ૭૦ ભેદો તે નીચે મુજબ.—

" पिंड विसोही समिई, भावण – पडिमा य इंदिअ-निरोहो ।
पडिलेहण – गुत्तीओ, अभिग्गहा चेव करण तु ॥"

(ઉપરના અંકો: ૪, ૫, ૧૨, ૧૨, ૫, ૨૫, ૩, ૪, ૭૦)

| | |
|---|---|
| ૪ પિંડ-વિશુદ્ધિ. | ૫ ઇંદ્રિયોનો નિરોધ (નિગ્રહ) |
| ૫ સમિતિ | ૨૫ પ્રતિલેખના |
| ૧૨ ભાવનાઓ | ૩ ગુપ્તિઓ |
| ૧૨ પ્રતિમા | ૪ અભિગ્રહો |
| | ૭૦ |

**सते** – [ सति ] – વિદ્યમાન હોવા છતાં

**फासुअ-दाणे** – [ प्रासुक-दाने ] – પ્રાસુક-દાનને વિષે

જેમાથી પ્રાણ ચાલ્યા ગયા છે, જે જીવરહિત છે તે 'પ્રાસુક'

'प्रगता असव उच्छ्वासादय प्राणा यस्मात् स प्रासुक ।'

તેનો પરિચય આપતા શાસ્ત્રકારોએ કહ્યુ છે કે –

" निर्जीव यच्च यद् द्रव्य, मिश्र नैव च जन्तुभि ।
तत् प्रासुकमिति प्रोक्त, जीवाजीव-विशारदै ॥ '

" જે દ્રવ્ય નિર્જીવ હોય, જે દ્રવ્ય જતુઓ વડે મિશ્ર ન હોય, તેને જીવાજીવ-વિશારદોએ 'પ્રાસુક' કહ્યુ છે "

त निंदे त च गरिहामि – પૂર્વવત્

( ૩૨-૫ ) साहुसु. ... गरिहामि

આ ગાથામાં છતી શક્તિએ અતિથિ-સંવિભાગ એટલે સુપાત્રદાન ન કર્યું હોય તેની નિંદા કરવામા આવી છે તેમાં સુપાત્રનો પરિચય આપતા ૩ લક્ષણો બતાવવામા આવ્યા છે

(૧) જે સાધુ તપસ્વી હોય

(૨) જે સાધુ ચરણ-સિત્તરીના ૭૦ બોલોનુ પાલન કરતા હોય

(૩) જે સાધુ કરણ-સિત્તરીના ૭૦ બોલોનું પાલન કરતા હોય

ચરણ-સિત્તરીમા જો કે બાર પ્રકારના તપનો સમાવેશ થાય છે, તો પણ તપ એ નિકાચિત કર્મોને દૂર કરવાનુ પ્રબળ સાધન હોઈને, તેનો નિર્દેશ પૃથક્ કરવામા આવ્યો છે.

સાધુને રાત્રિભોજનનો ત્યાગ હોય છે, એટલે તેઓ તેટલા અંશે તપસ્વી હોય છે વળી તેઓ સંયમની સાધના માટે દેહને ટકાવવા પૂરતું દોષોને ટાળીને ભોજન કરનારા હોવાથી નિત્ય તપસ્વી હોય છે, છતા અહીં અનશન આદિ તપનુ વિશિષ્ટ રીતે અનુષ્ઠાન કરનાર એવો અર્થ અભિપ્રેત છે એટલે જે મુનિ બાર પ્રકારના તપનુ આચરણ કરતા હોય તેમને 'સુપાત્ર' સમજવાના છે.

સુવિહિત સાધુ ચરણ-સિત્તરી અને કરણ-સિત્તરીનુ યથાર્થ પાલન કરનારા હોય છે તેમા ચરણ-સિત્તરીના ૭૦ બોલો નીચે મુજબ છે —

**પાંચ મહાવ્રતો:** ૧ પ્રાણાતિપાત-વિરમણ-વ્રત ૨

મૃષાવાદ-વિરમણ-વ્રત, ૩ અદત્તાદાન-વિરમણ-વ્રત, ૪ મૈથુન-વિરમણ-વ્રત, ૫ પરિગ્રહ-વિરમણ-વ્રત.

**દસ યતિ-ધર્મ :** ૧ ક્ષમા, ૨ નમ્રતા, ૩ સરળતા, ૪ નિર્લોભતા, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ અકિંચનતા, ૧૦ બ્રહ્મચર્ય.

**સત્તર પ્રકારનો સંયમ :** ૫ હિંસાદિ પાંચ આસ્રવોની વિરતિ, ૫ ઇન્દ્રિયોનો નિગ્રહ, ૪ કષાયોનો જય અને ૩ દંડોથી વિરતિ

**દસ પ્રકારનું વૈયાવૃત્ત્ય :** ૧ આચાર્ય, ૨ ઉપાધ્યાય, ૩ સ્થવિર, ૪ તપસ્વી, ૫ ગ્લાન, ૬ શૈક્ષ. ૭ સાધર્મિક, ૮ કુળ, ૯ ગણ અને ૧૦ સંઘની સેવા-શુશ્રૂષા.

**નવ પ્રકારની બ્રહ્મચર્ય-ગુપ્તિ :** વિવિક્ત-વસતિ-સેવા આદિ.

જ્ઞાનાદિ-ત્રિક એટલે **૧ જ્ઞાન, ૨ દર્શન** અને ૩ **ચારિત્ર**ની આરાધના

**બાર પ્રકારનો તપ :** ૭ બાહ્ય ભેદ અને ૭ આભ્યંતર ભેદ.

**ચતુર્વિધ કષાય-નિગ્રહ** – ક્રોધ, માન, માયા અને લોભ પર કાબૂ

આ સિત્તેર બોલો પૈકી પાંચ મહાવ્રતોમાં 'યમ'નો સમાવેશ થાય છે, દસ પ્રકારના યતિધર્મમાં 'નિયમો'નો સમાવેશ થાય છે, સત્તર પ્રકારના સંયમમાં પાંચ ઇન્દ્રિય તથા ત્રણ

બળરૂપ પ્રાણનો આયામ—પ્રાણાયામ તથા પ્રત્યાહાર પ્રત્યક્ષ છે. દસ પ્રકારનુ વૈયાવૃત્ત્ય તિતિક્ષા અને શુશ્રૂષાનો ગુણ સૂચવે છે નવ પ્રકારની બ્રહ્મચર્ય-ગુપ્તિ આદર્શ બ્રહ્મચર્યનુ વિધાન કરે છે. જ્ઞાનાદિ-રત્નત્રયીની આરાધના આત્મ-શ્રદ્ધા, પ્રજ્ઞા અને પુરુષાર્થનો વિકાસ કરે છે. બાર પ્રકારનુ તપ બાહ્ય અને આભ્યતર શુદ્ધિ કરી પરમ પવિત્રતાને પ્રગટાવે છે, તથા ધારણા, ધ્યાન અને સમાધિની અવસ્થા પ્રાપ્ત કરવામાં મદદગાર છે. ચતુર્વિધ કષાયનો નિગ્રહ સાધકને પોતાના મૂળ સ્વરૂપમાં—આત્મભાવમા સ્થિર થવા માટે મદદ કરે છે

કરણ-સિત્તરીના ૭૦ બોલો આ પ્રમાણે છે —

**ચાર પિંડ-વિશુદ્ધિ:** ૧ આહાર, ૨ શય્યા, ૩ વસ્ત્ર અને ૪ પાત્ર કલ્પનીય જ ગ્રહણ કરવા

**બાર ભાવના:** અનિત્યત્વાદિ ૧૨

**બાર ભિક્ષુ-પ્રતિમા:** એકેક માસની સાત, આઠમી બે માસની, નવમી ત્રણ માસની, દસમી સત્તર રાત્રિ-દિવસની, અગિયારમી અહોરાત્રની અને બારમી એક રાત્રિની

**પચ્ચીસ પ્રતિલેખના:** ૧ દૃષ્ટિ-પ્રતિલેખના, ૬ પ્રસ્ફોટક, ૯ આસ્ફોટક અને ૯ પ્રસ્ફોટક એ ૨૫ બોલ-પૂર્વક થતી વસ્ત્ર વગેરેની પ્રતિલેખના.

**ચાર અભિગ્રહ:** ૧ દ્રવ્યાભિગ્રહ, ૨ ક્ષેત્રાભિગ્રહ ૩ કાલાભિગ્રહ અને ૪ ભાવાભિગ્રહ

આ સિત્તેર બોલોમાં સાધુ-જીવનની વિશુદ્ધિ અને પ્રગતિના તત્ત્વો ગોઠવાયેલા છે આહાર, શય્યા, વસ્ત્ર અને પાત્રની શુદ્ધિ વિના સાધુ-ધર્મનુ યોગ્ય રીતે પાલન થઈ શકતું નથી, અને એવા પાલન વિના ગૃદ્ધિ, પ્રમાદ, આલસ્ય વગેરે દોષો ટળી શકતા નથી, તથા ગૃહસ્થોને અપ્રીતિ થવાનો ભય રહે છે બાર ભાવના સ વેગ અને નિર્વેદને તાજા રાખે છે, જેથી કામ-ગુણ તરફ અનાયાસે ઢળી જવાતુ નથી. બાર પ્રકારની ભિક્ષુ-પ્રતિમા તિતિક્ષાને અને સંયમની વૃત્તિને અતિશય દૃઢ કરે છે પચ્ચીસ પ્રતિલેખના સતત યતનાનો આદેશ કરે છે અને ચાર પ્રકારનો અભિગ્રહ જે વાસ્તવિક રીતે તપરૂપ જ છે, તે મન પર યથાર્થ કાબૂ મેળવવામા અતિશય ઉપયોગી છે

(૩૨-૬) તપસ્વી, ચારિત્રશીલ અને ક્રિયાપાત્ર સાધુઓને આપી શકાય તેવી પ્રાસુક વસ્તુઓ હાજર હોવા છતા જો આપી ન હોય, તો મારાં તે દુષ્કૃત્યને હુ નિંદુ છુ અને તેની ગુરુ-સમક્ષ આલોચના કરુ છુ

(૩૩-૪) इह लोए – [ इह लोके ] – આ લોકને વિષે, મનુષ્યલોક-સ બ ધી

અહીં આવેલો લોક તે 'ઇહ લોક' ઊર્ધ્વલોક ઉપર આવેલો છે, અધોલોક નીચે આવેલો છે અને મનુષ્યલોક અહીં આવેલો છે એટલે મનુષ્યલોકને જ 'ઇહ લોક' કહેવામા આવે છે, તેના વિષે. આ તથા તેની પછીના ત્રણ પદોનો સ બ ધ 'આસ સ-પઓગે' સાથે સમજવાનો છે.

**परलोए** – [ परलोके ] – પરલોકને વિષે

બીજો લોક તે પરલોક અહી પરલોકથી અન્ય ભવ સમજવાનો છે, તેના વિષે

**जीविअ-मरणे** – [ जीवित-मरणे ] – જીવન અને મરણને વિષે

जीविअ તથા मरण તે जीविअ-मरण, તેના વિષે

જીવન કે પ્રાણ-ધારણ તે જીવિત અવસાન કે મૃત્યુ તે મરણ.

**अ** – [ च ] – અને.

**आसंस-पओगे** – [ आशसा-प्रयोगे ]–ઇચ્છા કરવાને વિષે

આ+शस् પરથી आशसा તે નહિ મળેલી વસ્તુ મેળવવાની ઇચ્છારૂપ હોય છે તેને આશા કે આકાક્ષા પણ કહેવામા આવે છે. 'પ્રયોગ' એટલે ક્રિયા. અર્થાત્ કોઈ વસ્તુની આકાક્ષા કરવી તે આશસા-પ્રયોગ, તેના વિષે.

**पंचविहो** – [ पञ्चविध ] – પાચ પ્રકારનો

**अइआरो** – [ अतिचार ] – અતિચાર

**मा** – [ मा ] – ન, નહિ.

**मज्झ** – [ मम ] – મારો, મને

**हुज्ज** – [ भवतु ] – હોજો

**मरणंते** – [ मरणान्ते ] – મરણાત-સમયે, મરણને વખતે

मरणરૂપી अन्त તે मरणान्त, તેના વિષે

( ૩૩-૫ ) इह लोए .. .मरणान्ते

આ ગાથામા 'સ લેખના'ના પાચ અતિચારો જણા-વેલા છે.

સારી લેખના તે 'સ લેખના' અહીં 'लिख्' ધાતુ શોષણનો ભાવ બતાવે છે એટલે જેનાથી સારી રીતે શોષણ થાય તે 'સ લેખના' તપ-ક્રિયા કહેવાય આ શોષણ શરીર અને કષાયો વગેરેનુ કરવાનુ હોય છે, તેથી શરીર અને કષાયો વગેરેનુ શોષણ કરનારુ જે તપ તેને 'સ લેખના' કહેવામા આવે છે તે માટે પ ચવસ્તુકમા કહ્યુ છે કે —

"सलेहणा इह खलु, तवक्किरिया जिणवरेहिं पण्णत्ता ।
ज तीए सलिहिज्जइ, देह-कसायाइ णिअमेण ॥ १३६६ ॥"

"દેહ અને કષાયો વગેરેને નિયમથી પાતળા પાડી દે—કૃશ કરી નાખે, તેવી તપક્રિયાને જિનવરોએ અહીં 'સ લેખના' કહી છે"

મરણ-સમયે યોગ્ય સમાધિ, સ્થિરતા અને આરાધના જળવાઈ રહે તે માટે જ્યારે બળ, વીર્ય, સાહસ, પરાક્રમ, શ્રદ્ધા, ધૃતિ અને સ વેગ વિદ્યમાન હોય ત્યારે જ ખાવુ-પીવુ તજી દઈને મરણ-પર્ય તનુ અણસણ કરવું, તે 'સ લેખના'નો મુખ્ય હેતુ છે શ્રીઉપાસકદશાગસૂત્રમા તેને 'અપશ્ચિમ-મારણાતિક-સ લેખના' કહી છે.

જે સાધુ તથા શ્રાવક 'સ લેખના' કરવાની ભાવના રાખતા હોય તેમણે પ્રથમ 'સ લેખના નામનુ તપ' આગ-મોક્ત વિધિએ કરવુ જોઈએ તે તપના ઉત્કૃષ્ટ, મધ્યમ અને

જઘન્ય એવા ત્રણ પ્રકારો છે તેમા ઉત્કૃષ્ટ તપ બાર વર્ષનુ છે, મધ્યમ તપ બાર માસનુ છે અને જઘન્ય તપ બાર પક્ષ એટલે છ માસનુ છે. તેમા છટ્ઠ, અટ્ઠમ, એકાંતર ઉપવાસ અને આયબિલ વિવિધ પ્રકારે કરવાના હોય છે

વૃદ્ધાવસ્થાને લીધે, રોગાદિકને કારણે કે પ્રબળ વૈરાગ્યથી 'સલેખના' કરવાની ઇચ્છા થાય ત્યારે શક્તિ-સયોગો જોઈને પ્રથમ તિવિહારો કે ચોવિહારો 'સંલેખના-તપ' કરવામાં આવે છે. આ તપ સ્વીકાર્યા પછી મનના ભાવો નિર્મળ રહે તેવા જ પ્રયાસો કરવાના હોય છે અગાઉ જેણે શરીરની બધી ધાતુઓનુ તથા ગારવ આદિ માનસિક ભાવોનુ શોષણ કર્યું હોય છે, તે જ આ તપક્રિયાના મુખ્ય અધિકારી મનાયેલા છે

'સલેખના-તપ'ના પાચ અતિચારો નીચે મુજબ છે –

૧ 'इहलोकाशसा-प्रयोग'.

इहलोकसबधी आशसा – ઇચ્છાનો प्रयोग – વ્યાપાર તે इहलोकाशसा-प्रयोग—તાત્પર્ય કે 'સંલેખનાતપ'નો સ્વીકાર કર્યા પછી મનમા એવી ઇચ્છા રાખવી કે–'મરીને હુ આ લોકમાં જ ઉત્પન્ન થાઉ, મનુષ્ય થાઉં, રાજા થાઉ' વગેરે, તે 'ઇહલોક-આશસા-પ્રયોગ' નામનો પહેલો અતિચાર છે

૨ 'परलोकाशसा-प्रयोग'

'સલેખના-તપ'નો સ્વીકાર કર્યા પછી મનમા એવી ઇચ્છા રાખવી કે–'હું અહીથી મરણ પામીને દેવ થાઉ,

વિમાનોનો અધિપતિ થાઉં, ઇંદ્ર થાઉં ' વગેરે, તે ' પરલોક-આશંસા-પ્રયોગ ' નામનો બીજો અતિચાર છે.

૩ ' जीवितशंसा-प्रयोग. '

' સંલેખના-તપ 'નો સ્વીકાર કર્યા પછી એવી ઇચ્છા રાખવી કે–' આ અવસ્થામાં હું વધારે વખત જીવું તો ઠીક, જેથી પ્રાપ્ત થઈ રહેલા સત્કાર, સન્માન, ઉત્સવો આદિ લાભો સમય ચાલે અને લોકોમાં વધારે કીર્તિ થાય, તે ' જીવિત-આશંસા-પ્રયોગ ' નામનો ત્રીજો અતિચાર છે.

૪ ' मरणाशंसा-प्रयोग. '

' સંલેખના-તપ 'નો સ્વીકાર કર્યા પછી ક્ષેત્રની કર્કશતાના કારણે તેમજ પૂજા-સન્માનાદિકના અભાવે એવો વિચાર કરવો કે હવે મારું મરણ જલદી થાય તો સારું, એ ' મરણાશંસા ' નામનો ચોથો અતિચાર છે

૫ ' कामभोगाशंसा-प्रयोग '

' સંલેખના-તપ 'નો સ્વીકાર કર્યા પછી યોગ્ય પૂજા-સન્માનાદિકના અભાવે કે ભૂખના દુઃખથી પીડિત થઈને એવી ઇચ્છા કરવી કે–' વહેલો યા મોડો હું દેવલોકમાં કે મનુષ્યલોકમાં ગમે ત્યાં ઉત્પન્ન થાઉં પણ ત્યાં મને ઇચ્છિત કામ-ભોગની પ્રાપ્તિ થાઓ,' તે ' કામભોગ-આશંસા-પ્રયોગ ' નામનો પાંચમો અતિચાર છે.

આ ગાથામાં કામ-ભોગની આશંસાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, તો પણ अपदથી તેને ગ્રહણ કરવામાં આવે છે

શ્રીઉપાસકદશાંગ સૂત્રમાં સંલેખના-તપના પાંચ અતિચારો નીચે મુજબ ગણાવેલા છે —' ૧ इहलोगासस-प्पओगे, २ परलोगासस-प्पओगे, ३ जीविआसस-प्पओगे, ४ मरणासस-प्पओगे, ५ कामभोगासस-प्पओगे ' ( સૂ. ७ )

આ અતિચારો ' સંલેખના-તપક્રિયા 'માં ન લાગે તેવો મનોરથ ' मा हुज्ज 'પદોથી વ્યક્ત કરવામાં આવ્યો છે

( ૩૩-૬ ) " ૧ ઇહલોકાશંસા-પ્રયોગ. ૨ પરલોકાશંસા-પ્રયોગ. ૩ જીવિતાશંસા-પ્રયોગ, ૪ મરણાશંસા-પ્રયોગ અને ૫ કામભોગાશંસા-પ્રયોગ " એ પાંચ અતિચારો મને મરણ વખતે ન થાઓ.

( ૩૪-૪ ) **काएण** – [ कायेन ] – કાયા વડે

**काइअस्स** – [ कायिकस्य ] – કાયિક અતિચારોનું.

કાયા-સંબંધી તે કાયિક. તેનું.

**पडिक्कमे** – [ प्रतिक्रामामि ] – પ્રતિક્રમું છું પ્રતિક્રમણ કરું છું.

**वाइअस्स** – [ वाचिकस्य ] – વાચિક અતિચારોનું.

वाच्-સંબંધી તે વાચિક. તેનું.

**वायाए** – [ वाचा ] – વાણી વડે

**माणसिअस्स** – [ मानसिकस्य ] – માનસિક અતિચારોનું

मनस्-સંબંધી તે માનસિક. તેનું

सव्वस्स – [ सर्वस्य ] – સર્વનુ

वयाइआरस्स – [ व्रतातिचारस्य ] – વ્રતના અતિચારોનુ.

( ૩૪-૫ ) काएण . . .वयाइआरस्स.

એક અપેક્ષાએ સઘળા અતિચારો ત્રણ પ્રકારે લાગે છે· (૧) કાયાના અશુભ વ્યાપારોથી—જેમ કે વધ. બધન, અ ગચ્છેદ વગેરેથી, (૨) વચનના અશુભ વ્યાપારોથી—જેમ કે સહસાભ્યાખ્યાન, રહોભ્યાખ્યાન વગેરેથી, (૩) મનના અશુભ વ્યાપારોથી—જેમ કે શ કા, કાક્ષા, વિચિકિત્સા તથા ક્રોધ, માન, માયા, લોભ આદિથી

આ અશુભ યોગોને સ્થાને પુન શુભ યોગોનુ પ્રવર્ત્તન કરવુ તે પ્રતિક્રમણ છે કહ્યુ છે કે —

" स्वस्थानाद् यत् परस्थान, प्रमादस्य वश गत· ।
तत्रैव क्रमण भूय , प्रतिक्रमणमुच्यते ॥ "

તે આ રીતે થઈ શકે –

(૧) અશુભકાય-યોગના સ્થાને તપ અને કાયોત્સર્ગની આરાધના દૃઢપ્રહારીની જેમ

(૨) અશુભ વચન-યોગને સ્થાને 'મિથ્યાદુષ્કૃતાદિ' વચનનો વ્યવહાર આનદ શ્રાવક સાથે શ્રીગૌતમસ્વામીએ કર્યો હતો તેમ.

(૩) અશુભ મનો-યોગને સ્થાને પાપભીરુતા, પાપ-કાર્યોની નિંદા, પશ્ચાત્તાપ વગેરે. મહર્ષિ પ્રસન્નચ દ્રની જેમ.

(૩૪-૬) કાયા, વચન અને મનના અશુભ પ્રવર્ત્તન વડે સઘળાં વ્રતોમાં મને જે અતિચારો લાગ્યા હોય, તેને હું ક્રમશ: શુભ કાયયોગથી, શુભ વચનયોગથી અને શુભ મનોયોગથી પ્રતિક્રમું છું.

(૩૫-૪) वंदण-वय-सिक्खा-गारवेसु – [वन्दन व्रत-शिक्षा-गौरवेषु] – વંદન, વ્રત, શિક્ષા અને ગૌરવ વિષે.

'वन्दन – चैत्यवन्दन गुरुवन्दन च' (અ. દી.)—'વંદન' એટલે 'ચૈત્ય-વંદન કે ગુરુ-વંદન' તેના દ્રવ્ય અને ભાવથી બે બે વિભાગો પડે છે. જેમ કે 'દ્રવ્ય-ચૈત્યવંદન અને ભાવ-ચૈત્યવંદન' તથા 'દ્રવ્ય-ગુરુવંદન અને ભાવ-ગુરુવંદન' તે માટે અનુક્રમે પાલકકુમાર, શામ્બકુમાર, વીરા સાળવી અને શ્રીકૃષ્ણનાં દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે.

'व्रतानि-अणुव्रतादीनि, पौरुष्यादि-प्रत्याख्यानरूपा नियमा वा' (અ. દી.). વ્રતો એટલે અણુવ્રતો વગેરે બાર વ્રતો અથવા પૌરુષી (પોરસી) આદિ પ્રત્યાખ્યાનના નિયમો.

'शिक्षा ग्रहणा-ऽऽसेवनरूपा द्वेधा' (અ. દી.)—'શિક્ષા,' 'ગ્રહણ અને આસેવના' એમ બે પ્રકારની છે. તેમાં 'ગ્રહણશિક્ષા' સામાયિક આદિનાં સૂત્ર અને અર્થને ગ્રહણ કરવારૂપ છે અને 'આસેવના-શિક્ષા' શ્રાદ્ધદિનકૃત્યની નીચેની ગાથાઓમાં શ્રાવકનું જે કર્ત્તવ્ય બતાવ્યું છે, તેનાં આચરણરૂપ છે —

"नवकारेण विबोहो,[1] अणुसरणं सावओ[2] वयाइं मे[3] ।
जोगो[4] चीवंदण[5] मो पच्चक्खाणं[6] च विहि-पुव्वं ॥ १ ॥

तह चेइयहर-गमणं,[7] सक्कारो[8] वंदणं गुरु-सगासे[9] ।
पच्चक्खाणं[10] सवणं,[11] जइ-पुच्छा[12] उचिय-करणिज्जं[13] ॥ २ ॥

अविरुद्धो ववहारो,[14] काले तह भोयणं[15] सुसंवरणं[16] ।
चेइहरागम[17] सवणं,[18] सक्कारो वंदणाइ[19] च ॥ ३ ॥

जइ-विस्सामणमुचिओ,[20] जोगो नवकार-चिंतणाइओ[21] ।
गिह-गमणं[22] विहि-सयणं, सरणं गुरु-देवयाईणं[23] ॥ ४ ॥

अब्बंभे पुण विरई, मोह-दुगंछा[24] स तत्त-चिंता य ।
इत्थी-कडेवराणं,[25] तव्विरएसु च बहुमाणो[26] ॥ ५ ॥

बाहगदोस-विवक्खे,[27] धम्मायरिए य उज्जुय-विहारे[28] ।
एसो दिणकिच्चस्स उ, पिंडत्थो से समासेण ॥ ६ ॥"*

ભાવાર્થ—શ્રાવકે 'પંચપરમેષ્ઠિ-નમસ્કાર'પૂર્વક એટલે તેમના મંગલ-સ્મરણપૂર્વક 'નિદ્રાનો ત્યાગ' કરવો જોઈએ.

---

* પૂર્વની પાંચ ગાથાઓ શ્રીહરિભદ્રસૂરિકૃત શ્રાદ્ધધર્મવિધિ-પ્રકરણમાં ૧૧૭-૧૨૧ ગાથાઓ તરીકે આપેલી છે

એ 'સ્મરણ પછી' એવું ચિંતન કરવુ જોઈએ કે હુ 'શ્રાવક' છું. પાચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો તથા ચાર શિક્ષાવ્રતો, એ મારે ગ્રહણ કરવા યોગ્ય-પાળવા યોગ્ય 'વ્રતો' છે, જ્ઞાન, દર્શન તથા ચારિત્રરૂપ રત્નત્રયી એ મોક્ષ-માર્ગે લઈ જનારો 'યોગ' છે, તેથી તેની શુદ્ધિ માટે ષડાવશ્યકરૂપ પ્રતિક્રમણ કરવા યોગ્ય છે તે કર્યા પછી ચૈત્યવદન કરવુ અને વિધિ-પૂર્વક પ્રત્યાખ્યાન ધારવું ૧

પછી ચૈત્ય-ઘર એટલે 'જિન-ભવને જવું' અને ત્યાં પુષ્પમાલા, ગધ વગેરે વડે જિન બિંબોનો 'સત્કાર કરવો'. ત્યાથી 'ગુરુની પાસે જઈને વદન કરવુ,' અને તેમની આગળ સવારના પ્રત્યાખ્યાનને વિધિ-પૂર્વક ગ્રહણ કરવું. ત્યારપછી તેમની આગળ ધર્મનુ 'શ્રવણ કરવુ,' તેમને સુખ-શાતાની પૃચ્છા કરવી અને ઔષધ, ભૈષજ્ય વગેરે જે વસ્તુની જરૂર હોય તે સબધી 'ઉચિત કરવુ' ૨

પછી 'લૌકિક અને લોકોત્તર એ બને દૃષ્ટિથી અનિંદિત એવા વ્યવહારની સાધના કરવી,' સમયસર 'ભોજન કરી લેવુ' અને દિવસચરિમ પ્રત્યાખ્યાનો વડે 'સવરને સારી રીતે ધારણ કરવો' ત્યારબાદ ચૈત્ય-ગૃહમાં જઈને 'આગમોનુ શ્રવણ' કરવુ. 'જિન-બિંબની અર્ચા' કરવી અને 'ગુરુવદન, સામાયિક વગેરે ક્રિયાઓ' કરવી. ૩.

પછી સ્વાધ્યાય. સયમ, વૈયાવૃત્ત્ય વગેરેથી પરિશ્રમિત થયેલા સાધુની પુષ્ટ આલંબનરૂપ 'વિશ્રામણા' કરવી, નવકાર-ચિંતન આદિ 'ઉચિત યોગનું અનુષ્ઠાન કરવુ.' 'સ્વગૃહે

પાછા ફરવુ અને પોતાના પરિવારને બોધદાયક કથાઓ તથા સુંદર સુભાષિતો વગેરે વડે ધર્મનું કથન કરવુ,' વિધિ-પૂર્વક 'શયન' કરવું અને દેવ, ગુરુ વગેરે ચારનાં 'શરણુ અગીકાર કરવાં' ૪.

પછી મોહ પ્રત્યેની જુગુપ્સા વડે પ્રાય. 'અબ્રહ્મચર્યમા વિરતિ' રાખવી અને સ્ત્રીનાં અગોપાગોની અશુચિતાનો વિચાર કરીને તેનો ત્યાગ કરનાર એવા 'મહાપુરુષોનુ હૃદયથી બહુમાન' કરવુ ૫

પછી બાધક દોષોની વિપક્ષ એવી 'વૈરાગ્યમય વિચારણા' કરવી અને મારા ચારિત્રશીલ ધર્માચાર્ય ગુરુની આગળ 'ક્યારે દીક્ષા લઈશ ?' એવો મનોરથ કરવો. શ્રાવકનાં દિન કૃત્યોનો સક્ષેપમા આ સાધારણ ક્રમ છે ૬.

'गौरवाणि जात्यादि-मदस्थानान्यष्टौ' (અ. દી.)–'ગૌરવ' એટલે જાતિ-મદ આદિ મદના આઠ સ્થાનો તે નીચે મુજબ જાણવા –"(૧) જાતિ-મદ, (૨) કુલ-મદ, (૩) રૂપ-મદ, (૪) બલ-મદ, (૫) શ્રુત-મદ, (૬) તપ-મદ, (૭) લાભ-મદ અને (૮) ધન-મદ" અથવા અત્યત આસક્તિ-ગૃદ્ધિ તે 'ગૌરવ' તેમા પ્રાપ્ત થયેલા વિષયોનુ અભિમાન અને આસક્તિ(લાલસા) હોય છે તેના ત્રણ પ્રકારો નીચે મુજબ – "(૧) 'રસ-ગૌરવ'– મધુર ખાન-પાનનુ અભિમાન અને તેની લાલસા. (૨) 'ઋદ્ધિ-ગૌરવ'– ધન-કુટુંબ વગેરેનું અભિમાન અને તેની લાલસા, (૩) 'સાત-ગૌરવ'– કોમળ

શય્યા, કોમળ વસ્ત્ર, સુખકારી આસન વગેરે શરીરને શાતા ઉપજાવનારી સામગ્રીઓનું અભિમાન તથા તેની લાલસા ”

**सन्ना-कसाय-दंडेसु** – [ सञ्ज्ञा-कषाय-दण्डेषु ] – સંજ્ઞા, કષાય અને દંડને વિષે.

'सञ्ज्ञा' – असातवेदनीय-मोहनीयकर्मोदय-सम्पाद्या आहाराभिलाषादिरूपाश्चेतनाविशेषा ।' (સમવાયાંગ-ટીકા સૂ ૪.) 'સંજ્ઞા' એટલે અશાતાવેદનીય અને મોહનીય કર્મના ઉદયથી થતી આહારની અભિલાષા વગેરે પ્રકારની વિશિષ્ટ ચેતનાઓ. તેના ચાર પ્રકારો સમવાયાંગસૂત્રમાં નીચે પ્રમાણે જણાવ્યા છે·–'चत्तारि सण्णा पन्नत्ता. त जहा आहार-भय-मेहुण-परिग्गह-सण्णा । 'સંજ્ઞાઓ' ચાર પ્રકારની છે: તે આ રીતે.–“ ૧ આહાર. ૨ ભય, ૩ મૈથુન અને ૪ પરિગ્રહ.”

સંજ્ઞાના દશ,[1] પંદર[2] અને સોળ[3] એવા વિભાગો પણ અન્યત્ર જોવામાં આવે છે.

'કષાય' – 'ક્રોધ, માન, માયા અને લોભ'.

'દંડ' – 'મનોદંડ, વચનદંડ અને કાયદંડ.'

---

૧. દશ સંજ્ઞાઓ—૧ આહાર ૨ ભય, ૩ મૈથુન, ૪ પરિગ્રહ, ૫ ક્રોધ, ૬ માન, ૭ માયા, ૮ લોભ, ૯ લોક અને ૧૦ ઓઘ

૨. પંદર સંજ્ઞાઓ—૧ આહાર, ૨ ભય, ૩ મૈથુન, ૪ પરિગ્રહ, ૫ ક્રોધ, ૬ માન, ૭ માયા, ૮ લોભ, ૯ ઓઘ, ૧૦ સુખ, ૧૧ દુઃખ, ૧૨ મોહ, ૧૩ વિચિકિત્સા, ૧૪ શોક અને ૧૫ ધર્મ.

૩. ઉપરની પંદર સંજ્ઞાઓમાં ૧૬મી લોકસંજ્ઞા ઉમેરતાં સોળ.

**गुत्तीसु** – [ गुप्तिषु ] – ગુપ્તિને વિષે

'ગુપ્તિ'–'૧ મનો-ગુપ્તિ, ૨ વચન-ગુપ્તિ અને ૩ કાય-ગુપ્તિ.'

**समिईसु** – [ समितिषु ] – સમિતિને વિષે

'સમિતિ'–'૧ ઈર્યા, ૨ ભાષા, ૩ એષણા, ૪ આદાન-નિક્ષેપ અને ૫ પારિષ્ઠાપનિકા.'

**जो** – [ य ] – જે.

**अइआरो** – [ अतिचार ] – અતિચાર, સ્ખલના.

**य** – [ च ] – અને

**तं** – [ तम् ] – તેને

**निंदे** – [ निन्दामि ] – હું નિંદું છું.

( ૩૫-૫ ) वदण . निंदे

ઉપાદેય( કર્ત્તવ્ય )ને નહિ કરવાથી અને હેય( વર્જવા યોગ્ય )ને આચરવાથી જે જે અતિચારો ઉત્પન્ન થાય છે, તેનું પ્રતિક્રમણ આ ગાથામાં કરેલું છે. તે આ રીતે:–

'**વંદન**' યથાસમય, યથાવિધિ કરવું જોઈએ, તે ન થયું હોય તો તેની નિંદા

'**વ્રતો**' લીધા મુજબ બરાબર પાળવા જોઈએ, તેમાં ભૂલ-ચૂક થઈ હોય તો તેની નિંદા

બને પ્રકારની '**શિક્ષા**'નું સેવન યથાર્થ રીતે કરવું જોઈએ, તે ન થયું હોય તો તેની નિંદા

'ગૌરવ' જાતિ-મદ આદિ આઠ પ્રકારનુ, અથવા રસ આદિ ત્રણ પ્રકારનુ છોડવું જોઈએ જો તે ન છોડયુ હોય તો તેની નિંદા.

'સંજ્ઞા' ચારે પ્રકારની તજવી જોઈએ અથવા તેમાં યોગ્ય વિવેક કરવો જોઈએ, પણ તે ન કર્યો હોય તો તેની નિંદા

'કષાય' ચારે પ્રકારના તજવા જોઈએ, છતા તે ન તજ્યા હોય તો તેની નિંદા.

'દંડ' ત્રણે પ્રકારના તજવા જોઈએ. છતા ન તજ્યા હોય તો તેની નિંદા

'ગુપ્તિ' અને 'સમિતિ'નું બને તેટલુ પાલન કરવું જોઈએ, છતાં તેમા ઉપયોગ રહ્યો ન હોય તો તેની નિંદા

(૩૫-૬) "૧ વંદન, ૨ વ્રત. ૩ શિક્ષા. ૪ ગૌરવ, ૫ સંજ્ઞા. ૬ કષાય. ૭ દંડ, ૮ ગુપ્તિ અને ૯ સમિતિ "—એ નવ વિષયોમા કરવા યોગ્ય ન કરવાથી અને ન કરવા યોગ્ય કરવાથી જે અતિચારો લાગ્યા હોય. તેની હુ નિંદા કરું છું.

(૩૬૪) सम्मद्दिट्ठी—[सम्यग्दृष्टि.]—સમ્યગ્ દૃષ્ટિવાળો.

રાગ અને દ્વેષની નિબિડ ગ્રંથિનો ભેદ થવાથી જેને સમ્યક્ત્વની સ્પર્શના થઈ છે. તે 'સમ્યગ્દૃષ્ટિ.' અથવા જે સુદેવ, સુગુરુ અને સુધર્મમાં અપૂર્વ શ્રદ્ધા રાખે છે. તે 'સમ્યગ્-દૃષ્ટિ'. અથવા જે જિન-ભાષિત તત્ત્વોમા પૂરેપૂરી શ્રદ્ધા ધરાવે છે. તે 'સમ્યગ્દૃષ્ટિ'. सम्यग् છે दृष्टि જેની તે 'सम्यग्दृष्टि'.

जीवो – [ जीव. ] – જીવ, આત્મા.

जइ वि – [ यद्यपि ] – જો કે.

हु – [ खलु ] – ખરુ જોતાં.

पाव – [ पापम् ] – પાપને.

समायरे – [ समाचरेत् ] – સમાચરે છે, કરે છે

किंचि – [ किञ्चित् ] – થોડું.

अप्पो – [ अल्प ] – થોડો.

सि – [ तस्य ] – તેને.

होइ – [ भवति ] – થાય છે.

बंधो – [ बन्ध ] – બંધ, કર્મ-બંધ.

जेण – [ येन ] – જેથી, કારણ કે –

न – [ न ] – ન.

निद्धंधसं – [ निर्दयम् ] – નિર્દય રીતે, નિષ્ઠુરતાથી

'निद्धधस'–પદ દેશ્ય છે, તે નિર્દયતા, નિષ્ઠુરતા કે નિર્લજ્જતાનો અર્થ દર્શાવે છે

कुणइ – [कुरुते ] – કરે છે

(૩૯-૫) सम्मदिट्ठी ....कुणइ

સમ્યક્ત્વ, બાર વ્રત અને સંલેખનામાં લાગેલા કાયિક, વાચિક અને માનસિક અતિચારોનું પ્રતિક્રમણ કર્યા પછી તેની તાત્ત્વિક મહત્તા દર્શાવવાના હેતુથી આ ગાથા રજૂ કરવામાં આવી છે કેટલાક એમ કહે છે કે 'પાપની નિંદા

કરવી, ગર્હા કરવી, તેમાંથી પાછું ફરવું અને પાછા તે જ પાપોમાં પ્રવૃત્ત થવું, એનો વાસ્તવિક અર્થ કાંઈ નથી એ ક્રિયા હસ્તિ-સ્નાન જેવી નિરર્થક છે. જેમ એક હાથી સરોવરમાં જઈને સ્વચ્છ જળ વડે સ્નાન કરે છે, અને બહાર આવીને પાછો ધૂળ અને કાદવ પોતાના શરીર પર ઉડાડે છે, તેથી પુન તે અસ્વચ્છ બની જાય છે, એટલે તેની વાસ્તવિક શુદ્ધિ થતી નથી,' પરંતુ તેમનુ આ કથન 'શરીરે મેલ ચડે છે, માટે નાહવુ નહિ' તેના જેવું છે. જ્યા મેલ ચડવાની ક્રિયા ચાલુ છે, ત્યા સ્નાનની અગત્ય આપોઆપ સિદ્ધ થાય છે જો એ સ્થિતિમા સ્નાનનો આશ્રય લેવામા ન આવે તો મેલનું પ્રમાણ ઉત્તરોત્તર વધતું જાય છે અને તેથી શુદ્ધિ થવાનો પ્રસગ જ ઉપસ્થિત થતો નથી પાપનુ પુન અકરણ એ પ્રતિક્રમણનો મુખ્ય અર્થ છે, તો પણ એ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યા સુધી તેની પ્રાપ્તિ માટે નિરતર લાગતા દોષોની શુદ્ધિ કરવી, એ પણ પ્રતિક્રમણ ગણાય છે. અહીં સાસારિક પ્રવૃત્તિ અને તેમાં રહેલા દોષો મેલ-સમાન છે અને પ્રતિ-ક્રમણની ક્રિયા તથા તેમાં રહેલા ગુણો સ્નાન-સમાન છે. આથી સમજી શકાશે કે—'પ્રતિક્રમણ એ એક પ્રકારનુ ભાવ-સ્નાન' છે અને તેના વડે આત્મા ક્રમશ પરમ વિશુદ્ધિને પામે છે.

પ્રતિક્રમણથી અનુચિત કાર્યો પ્રત્યે જુગુપ્સા પેદા થાય છે, તે કરવા માટેનો મોહ ઘટી જાય છે અને તેની સપૂર્ણ નિ.સારતા જેમ જેમ સમજાતી જાય છે, તેમ તેમ તેમાં ફરી પ્રવૃત્તિ કરવાનુ મન થતું નથી. કારણવશાત્ એવા કામો પુનઃ

કરવા પડે છે, તો પણ તેમા ઉત્કટ રસ આવતો નથી, એટલે આત્માના અધ્યવસાયો નિષ્ઠુર બનતા નથી.

અધ્યવસાયોની તર-તમતા સમજવા માટે '૭ પુરુષો અને જબૂવૃક્ષ' તથા '૭ લૂંટારા અને ગામ'ના દૃષ્ટાંતો પ્રસિદ્ધ છે

(અ) જંબૂવૃક્ષ અને ૭ પુરુષો

૭ મુસાફરો એક જબૂવૃક્ષ નીચે આવ્યા તેમાના પહેલાએ કહ્યુ 'આ જાબુડાને તોડી પાડીએ તો મન-ગમતા જાબૂ ખાઈ શકાય' બીજાએ કહ્યુ 'આખા ઝાડને તોડી પાડવાને બદલે તેનુ એક મોટુ ડાળુ જ તોડી પાડીએ, તો આપાણુ કામ થઈ જશે.' ત્રીજાએ કહ્યુ 'એમા ડાળુ પાડવાની શુ જરૂર છે? એક મોટી ડાળીને જ તોડી પાડો ને? એમાથી આપણને જોઈએ તેટલા જાંબૂ મળી રહેશે' ચોથાએ કહ્યુ 'મોટી કે નાની ડાળી તોડવાની જરૂર નથી, માત્ર ફળવાળા ગુચ્છાઓ જ તોડી પાડો.' પાચમાએ કહ્યુ 'મને તો એ પણ વ્યાજબી જણાતું નથી જો આપણે જાબૂડા ખાવાનુ જ કામ છે તો માત્ર જાબૂડાં જ તોડી લ્યો' એ સાભળી છઠ્ઠાએ કહ્યુ કે 'ભૂખ શમાવવી એ આપણું પ્રયોજન છે, તો નિષ્કારણ વૃક્ષને ઉખેડવાની, તોડવાની કે તેના ફળો પાડવાની ચેષ્ટા શુ કામ કરવી? અહીં ઘણા જાબૂડા પોતાની મેળે જ નીચે પડેલાં છે, જે તાજા અને સ્વાદિષ્ટ છે, માટે તેનાથી જ કામ ચલાવો.'

### ૭ લૂંટારા અને ગામ

૭ લૂટારાઓએ એક ગામ લૂટવાનો નિશ્ચય કર્યો તેમા એક લૂટારાએ કહ્યુ કે—'ગામમા જે કોઈ પુરુષ, સ્ત્રી કે પશુ હાથ આવે તેને મારી નાખીને ધન લૂટવું' બીજાએ કહ્યુ: 'પશુઓને શા માટે મારવા? જો સામનો કરશે તો મનુષ્ય કરશે, માટે પશુઓને મારવા નહિ' ત્રીજાએ કહ્યુ· 'મનુષ્યોમા પણ સામનો તો પુરુષો જ કરે છે, માટે સ્ત્રીઓને મારવાની જરૂર નથી' ચોથાએ કહ્યુ· 'સર્વ પુરુષોને મારવાથી શુ લાભ? જેના હાથમા હથિયાર હોય તેને જ હણવા, કારણ કે સામનો કરશે તો તેઓ જ કરશે.' પાંચમાએ કહ્યુ· 'બધા હથિયારવાળાને મારવાની જરૂર નથી જેઓ સામનો કરે તેને જ મારવા' ત્યારે છઠ્ઠાએ કહ્યુ· 'ભાઈઓ, એક તો આપણે લૂટ ચલાવવાનુ પાપ કરીએ છીએ અને સાથે સાથે જો માણસોનાં ખૂન કરીશું તો કયા ભવે છૂટીશુ? માટે કોઈને પણ માર્યા વિના માત્ર ધનને જ લૂટવુ અને જરૂર હોય ત્યા બચાવ કરવો'

એક જ કામ માટે જુદી જુદી વ્યક્તિઓના અધ્યવસાયો કેટલા તીવ્ર અને મ દ હોય છે, તેનો ખ્યાલ ઉપરનાં દૃષ્ટાન્તો બરાબર આપે છે.

અધ્યવસાયોની આ તર-તમતા વ્યવહારની દરેક પ્રવૃત્તિમા અનુભવી શકાય છે. એટલે એક પ્રવૃત્તિ બાહ્ય દૃષ્ટિએ સરખી હોવા છતા વાસ્તવિક રીતે તે સરખી નથી 'જેવા અધ્યવ-

સાયો તેવો કર્મ-બંધ ' એ ન્યાયે એક પ્રવૃત્તિ એક વ્યક્તિને નિકાચિત બંધનું કારણ બને છે, જ્યારે તે જ પ્રવૃત્તિ બીજી, ત્રીજી અને ચોથી વ્યક્તિને અનુક્રમે ' નિધત્ત, ' ' બદ્ધ ' અને ' સ્પૃષ્ટ ' કર્મ-બંધનો અધિકારી બનાવે છે એટલે અધ્યવસાયોની તર-તમતા એ કર્મ-બંધનનું નિર્ણાયક તત્ત્વ છે.

પ્રતિક્રમણની ક્રિયા અધ્યવસાયોને ઉત્તરોત્તર નિર્મળ બનાવનારી હોઈને તેનું અનુષ્ઠાન કરનારને શુદ્ધ અને વિશુદ્ધ અધ્યવસાય તરફ લઈ જાય છે, અને તે જ એની મોટી સિદ્ધિ છે

( ૩૬-૬ ) સમ્યગ્દૃષ્ટિ જીવ જો કે પ્રતિક્રમણ કર્યા પછી પણ કેટલીક સાવદ્ય પ્રવૃત્તિ કરે છે, તો પણ તેને કર્મ-બંધ અતિ અલ્પ થાય છે, કારણ કે તે એને નિર્દયતાના તીવ્ર અધ્યવસાયથી કરતો નથી

( ૩૭-૪ ) तं – [ तत् ] – તેને.

पि – [ अपि ] – પણ

हु – [ खलु ] – જરૂર ( નિશ્ચયનો ભાવ બતાવે છે. )

**सपडिक्कमणं** – [ सप्रतिक्रमणम् ] – પ્રતિક્રમણવાળો થઈને, પ્રતિક્રમણ કરીને.

' सह प्रतिक्रमणेन–षड्विधावश्यकलक्षणेन वर्त्तत इति सप्रतिक्रमणम् ' ( અ દી )–ષડ્વિધ આવશ્યક લક્ષણવાળા પ્રતિક્રમણથી સહિત તે ' સપ્રતિક્રમણ ' અહીં પણ ક્રિયાવિશેષણમા દ્વિતીયા છે.

स-प्परिआवं – [सपरितापम्] – પશ્ચાત્તાપવાળો થઈને. પશ્ચાત્તાપ કરીને.

परिताप–પશ્ચાત્તાપ. તેનાથી સહિત તે સપરિતાપ. અહીં પણ ક્રિયાવિશેષણમાં દ્વિતીયા છે. આ સ્થળે 'सप्पडिआर' એવો પાઠભેદ પણ ગ્રહણ કરાય છે. તેનો અર્થ 'सप्रतिचारम्' એટલે તુલનાથી સહિત થાય છે. આ પદમાં પ્નો દ્વિર્ભાવ આર્ષ-પ્રયોગથી થયેલો છે.

स-उत्तरगुणं – [सोत्तरगुणम्] – પ્રાયશ્ચિત્તરૂપ ઉત્તરગુણ-વાળો થઈને.

स–સહિત, उत्तरगुण–ઉત્તરગુણ વડે, તે सोत्तरगुण અહીં પણ ક્રિયાવિશેષણમાં દ્વિતીયા છે ઉત્તરગુણથી અહીં પ્રાયશ્ચિત્ત-રૂપ 'ઉત્તરગુણ' સમજવાનો છે. 'सोत्तरगुण च गुरूपदिष्ट-प्रायश्चित्तचरणान्वितम्' (અ. દી.)–'સોત્તરગુણ એટલે ગુરુએ આપેલ પ્રાયશ્ચિત્ત આચરવાથી યુક્ત.'

खिप्पं – [क्षिप्रम्] – જલદી, શીઘ્ર.

उवसामेइ – [उपशमयति] – ઉપશાન્ત કરે છે, શાંત કરે છે.

उप+शम् – શાંતકરવું, 'उपशमयति – निष्प्रताप करोति, क्षपयति वा (અ. દી.)–ઉપશમાવે છે એટલે નિષ્પ્રતાપ કરે છે કે ખપાવે છે.'

वाहि व्व – [व्याधिम् इव] – જેમ વ્યાધિને

વ્યાધિ એટલે ખાસી, દમ, તાવ આદિ રોગો.

**सुसिक्खओ** – [ सुशिक्षित ] – સુશિક્ષિત, સારી રીતે શિક્ષા પામેલો, કુશલ

‘ सुशिक्षितो–रोग-निदान-चिकित्साऽऽदिकुशल ’ ( અ. દી )

‘ સુશિક્ષિત એટલે રોગનુ નિદાન અને રોગની ચિકિત્સા વગેરે કરવામા કુશલ. ’

**विज्जो** – [ वैद्य ] – વૈદ્ય

જેને વિદ્યા હોય તે વૈદ્ય કહેવાય. વિશિષ્ટ અર્થમા જે શરીરના રોગનુ નિદાન કરવાની તથા તેની ચિકિત્સા કરવાની વિદ્યા જાણે, તે ‘ વૈદ્ય ’ કહેવાય

( ૩૭-૫ ) त पि . . विज्जो.

પ્રતિક્રમણ કરનાર સમ્યગ્દૃષ્ટિ જીવને સાવદ્ય પ્રવૃત્તિ કરવા છતાં અલ્પ કર્મ-બ ધ થાય છે, તે વાત ઉપર જણાવી છે હવે તે અલ્પ બ ધ પણ મોક્ષ-પ્રાપ્તિમા અ તરાયરૂપ હોવાથી તેનો નાશ કેમ થાય? એ પ્રશ્ન વિચારણીય બને છે, જેનો ઉત્તર આ ગાથામા આપવામા આવ્યો છે.

જેમ સુશિક્ષિત વૈદ્ય વમન વિરેચન, લ ઘન, બસ્તિકર્મ આદિ ઉપચારો વડે ખાસી, દમ, તાવ વગેરે રોગોનુ શમન કરી દે છે, તેમ પ્રતિક્રમણ કરનાર સમ્યગ્દૃષ્ટિ જીવ પ્રાપ્ત થયેલા અલ્પબ ધનો પણ ‘ પ્રતિક્રમણ, પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત ’ વડે જલદી નાશ કરી નાખે છે અહીં ‘ પ્રતિ-ક્રમણ ’ શબ્દ વડે ‘ આત્મ-નિરીક્ષણ, અતિચાર-શોધન અને પાપ-નિવૃત્તિ ’ સમજવાની છે ગત જીવન પર બારીકાઈથી

વિચાર કરવો. તે 'આત્મ-નિરીક્ષણ.' તેમા જે ક્રિયાઓ અતિચારરૂપ હોય તેને જુદી તારવવી. તે 'અતિચાર-શોધન' અને તેમાથી મનને નિવૃત્ત કરવું-પાછુ વાળી લેવું, તે 'પાપ-નિવૃત્તિ'. 'પરિતાપ કે પશ્ચાત્તાપ' શબ્દ અહીં નિંદા. ગર્હા અને મિથ્યા-દુષ્કૃતનુ સૂચન કરે છે. પાપને બૂરું માનવુ, વખોડવુ કે નિંદવુ, તે 'નિંદા' તેનો ગુરુ-સમક્ષ એકરાર કરવો અને દિલગીર થવુ, તે 'ગર્હા'. કરેલી ભૂલને માટે દિલગીરી બતાવવી. તે 'મિથ્યાદુષ્કૃત'. 'પ્રાયશ્ચિત્ત' શબ્દ અહીં કાયોત્સર્ગ તથા તપનુ સૂચન કરે છે, એટલે કર્મનો અલ્પ બંધ "આત્મ-નિરીક્ષણ, અતિચાર-શોધન, પાપ-નિવૃત્તિ. નિંદા, ગર્હા, મિથ્યાદુષ્કૃત, કાયોત્સર્ગ અને તપ" વડે તૂટી જાય છે, કે જેનો સમાવેશ 'પ્રતિક્રમણ'ની ક્રિયામાં યથાર્થ રીતે કરવામા આવ્યો છે

(૩૭-૬) જેમ સુશિક્ષિત વૈદ્ય વ્યાધિને જલદી શમાવી દે છે, તેમ પ્રતિક્રમણ કરનાર સમ્યગ્દૃષ્ટિ જીવ તે અલ્પ કર્મ-બંધનો પણ પ્રતિક્રમણ, પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તદ્વારા શીઘ્ર નાશ કરે છે.

(૩૮/૩૯-૪) **जहा** - [यथा] - જેમ

**विसं** - [विषम्] - વિષને, ઝેરને

વિષ એટલે વત્સનાભ (વચ્છનાગ) કે કોઈ પણ પ્રકારનુ ઝેર 'गरल विस' (પાઈ ના) તે સ્થાવર અને જંગમના ભેદથી બે પ્રકારનુ હોય છે. તેમા સ્થાવર-ઝેરના મૂળ, પત્ર આદિ દસ ભેદો છે અને જંગમ-ઝેરના સાપ. વીછી આદિ

સોળ ભેદો છે આયુર્વેદમાં ઝેરના નવ પ્રકારો નીચે મુજબ જણાવેલા છે —

"વત્સનાભ, હારિદ્ર, સક્તુક, પ્રદીપન, સૌરાષ્ટ્રિક, શૃંગિક, કાલકૂટ, હાલાહલ અને બ્રહ્મપુત્ર." આ બધાં વિષો રૂક્ષતા, ઉષ્ણતા, તીક્ષ્ણતા આદિ દસ દોષોને લીધે પ્રાણીઓનું તાત્કાલિક મરણ નિપજાવે છે

**कुट्ठ-गयं** – [ कोष्ठगतम् ] – કોઠામા ગયેલુ, ઉદરમા ગયેલુ

कोष्ठમા ગયેલુ, તે कोष्ठगत, તેને 'કોષ્ઠ' એટલે ઉદર કે પેટ.

**मंत-मूल-विसारया** – [ मन्त्र-मूल-विशारदा ] – મત્ર અને મૂળના વિશારદો, મત્ર અને જડી-બુટ્ટીના નિષ્ણાતો.

मत्र અને मूल તે मत्रमूल તેના विशारद તે मन्त्रमूल-विशारद. 'મત્ર' શબ્દ અહીં ગારુડ આદિ વિષાપહાર મત્રોનુ સૂચન કરે છે અને 'મૂળ' શબ્દ કડવી તુબડી, ધિસોડી વગેરેના મૂળને સૂચવે છે ઉપલક્ષણથી તત્ર, યત્ર વગેરે પણ ગ્રહણ કરી શકાય વિશારદ એટલે વિજ્ઞ, નિપુણ કે દક્ષ આ પદ 'विज्जा' શબ્દનુ વિશેષણ છે.

**विज्जा** – [ वैद्या ] – वैद्यो

પ્રાચીન કાળમા वैद्यो મત્ર અને જડી-બુટ્ટી બનેથી ઉપચારો કરતા હતા, એટલે તેમને માટે 'મત્ર-મૂલ-વિશારદ' એવું વિશેષણ વપરાતુ હતુ. જુઓ ઉત્ત. અ ૨૦

"उवट्ठिआ मे आयरिया, विज्जा-मत-तिगिच्छगा।
अवीआ सत्थ-कुसला, मत-मूल-विसारया ॥ २२ ॥"

'તે વખતે વિદ્યા અને મંત્ર દ્વારા ચિકિત્સા કરનારા ચિકિત્સક એવા આચાર્યો મારે ત્યાં આવ્યા કે જેઓ "અદ્વિતીય શસ્ત્ર-કુશલ, શાસ્ત્ર-કુશલ તથા મંત્ર-મૂલ-વિશારદ" હતા.'

**हणंति** – [ घ्नन्ति ] – હણે છે, ઉતારે છે.

**मंतेहिं** – [ मन्त्रै ] – મંત્રો વડે.

**तो** – [ तत ] – તેથી.

**तं** – [ तत् ] – તે

**हवइ** – [ भवति ] – થાય છે

**निव्विसं** – [ निर्विषम् ] – નિર્વિષ, વિષ-રહિત

નિર્ગમ્યુ છે, ચાલ્યુ ગયુ છે વિષ જેમાથી, તે નિર્વિષ–વિષ-રહિત, તેને.

**एवं** – [ एवम् ] – એ પ્રકારે

**अट्ठविहं** – [ अष्टविधम् ] – આઠ પ્રકારનુ.

"(૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુ, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય" એ આઠ પ્રકારનુ.

**कम्मं** – [ कर्म ] – કર્મ.

'કર્મ' – આત્મ-શક્તિઓને આવરનાર પુદ્ગલ-વિશેષ.

**राग-दोस-समज्जिअं** – [ राग-द्वेष-समर्जितम् ] – રાગ અને દ્વેષથી ઉપાર્જન કરેલુ.

राग અને द्वेष તે राग-द्वेष. તેના વડે समार्जित—તે राग-द्वेष-समार्जित. सम्+अर्ज् – સારી રીતે સંપાદન કરવું–મેળવવું. તે પરથી समार्जित.

**आलोअंतो** – [ आलोचयन् ] – આલોચતો, ગુરુ-સમક્ષ પ્રકટ કરતો.

'આલોચના' શબ્દ માટે જુઓ સૂત્ર ૨૭ અહીં તે ગુરુ પાસે ( પાપને ) પ્રકટ કરવાના અર્થમાં વપરાયેલો છે

**निंदतो** – [ निन्दन् ] – નિંદતો. આત્મ-સાક્ષીએ નિંદા કરતો.

**खिप्पं** – [ क्षिप्रम् ] – જલદી

**हणइ** – [ हन्ति ] – હણે છે

**सुसावओ** – [ सुश्रावक ] – સુશ્રાવક.

સારો શ્રાવક તે સુશ્રાવક સારો શબ્દ અહીં પાંચમા ગુણસ્થાનકને અનુલક્ષીને 'ભાવશ્રાવક'ના અર્થમાં વપરાયેલો છે કહ્યું છે કે :—

"कय-वयकम्मो तह सीलव च गुणव च उज्जु-ववहारी ।
गुरु-सुस्सूसो पवयण-कुसलो खलु भावओ सड्ढो ॥"

"ભાવ-શ્રાવક વ્રત-કર્મ કરનાર, શીલવંત, ગુણવંત, ઋજુ વ્યવહારી ( માયા-રહિત વ્યવહારવાળો ), ગુરુની શુશ્રૂષા કરનાર અને પ્રવચન-કુશલ હોય છે "

( ૩૮'૩૯-૫ ) जहा . . . सुसावओ

ઉપરની ગાથામાં જણાવ્યુ કે એક સુશિક્ષિત વૈદ્ય જેવી રીતે ખાસી, દમ. તાવ વગેરે વ્યાધિઓને શમાવે છે, તેમ 'પ્રતિક્રમણ'નો અનુષ્ઠાતા સમ્યગ્દૃષ્ટિ જીવ 'પ્રતિક્રમણ. પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત' વડે તે (બાકી રહેલા) અલ્પ કર્મ-બધનો પણ નાશ કરે છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે 'કર્મનો બધ આગતુક વ્યાધિ જેવો સામાન્ય નથી પણ દેહમા વ્યાપેલા વિષ જેવો ભયકર છે, એટલે તેના નિવારણ માટે 'પ્રતિક્રમણ' વગેરે સામાન્ય ઉપાયો શુ કામના? તાત્પર્ય કે તેનાથી કાર્ય-સિદ્ધિ થવાનો સભવ નથી. તેનો ઉત્તર આ બે ગાથાઓમા આપવામાં આવ્યો છે

કુશલ વૈદ્યો માત્ર સામાન્ય રોગો મટાડનારા જ હોતા નથી, પરતુ મત્ર અને મૂલના ઉપયોગમા પણ નિપણાત હોય છે, એટલે કોઈને સ્થાવર કે જગમ ગમે તે પ્રકારનું વિપ ચડ્યુ હોય, તેને પોતાના મત્ર-બળથી અથવા જડી-બુટ્ટીના પ્રયોગથી ઉતારી નાખે છે અને એ રીતે તેઓ વિષ-ગ્રસ્ત વ્યક્તિને નિર્વિષ બનાવી દે છે તે જ પ્રમાણે એક શ્રાવક જે વ્રતધારી, શીલવંત, ગુણવંત, ઋજુવ્યવહારી, ગુરુ-શુશ્રૂષા કરનાર અને પ્રવચનમા કુશલ હોય છે, તે આલોચના અને નિંદાનો યથાર્થ મર્મ જાણનાર હોવાથી તેનો વિધિ એવી કુશલતા-પૂર્વક કરે છે કે રાગ અને દ્વેષના બળથી એકઠું થયેલુ આઠે કર્મનુ ઝેર નિસત્ત્વ બની જાય છે. પરિણામે તેનો આત્મા કર્મરૂપી વિષથી રહિત બનીને

'અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય'ને પ્રકટાવે છે તેથી આલોચના અને પાપ-નિંદાની મુખ્યતાવાળી 'પ્રતિક્રમણ-ક્રિયા' એ કોઈ સામાન્ય ઉપાય નથી પણ અચિંત્ય પ્રભાવવાળુ અદ્‌ભુત આયોજન છે, કે જેના લીધે મનુષ્ય જીવનના મહાન ઉત્કર્ષને સાધી ઈષ્ટફલની પ્રાપ્તિ કરી શકે છે

(૩૮।૩૯-૬) જેમ શરીરમાં ઝેર વ્યાપ્યુ હોય તો મંત્ર-મૂલ-વિશારદ વૈદ્યો તેનો મંત્ર વડે ઉતાર કરે છે અને તેથી તે નિર્વિષ થાય છે, તેમ વ્રત-કર્મ કરનાર ગુણવંત સુશ્રાવક પોતાના પાપોની આલોચના અને નિંદા કરતો થકો રાગ અને દ્વેષ વડે ઉપાર્જન કરેલા આઠે પ્રકારના કર્મોને શીઘ્ર ખપાવી દે છે.

(૪૦-૪) **कयपावो** – [ कृतपाप ] – કરેલા પાપવાળો, પાપી.

'पायति-शोषयति पुण्य पांशयाति वा गुण्डयाति वा जीववस्त्रमिति पापम्।' (અ દી ) 'પુણ્યનુ શોષણ કરે અથવા જીવરૂપી વસ્ત્રને રજવાળુ-મલિન કરે, તે પાપ'. તેનુ સ્વરૂપ જ્ઞાનાવરણીય આદિ બ્યાશી પ્રકારની અશુભ કર્મ-પ્રકૃતિરૂપ હોય છે. તથા હિંસા, અસત્ય વગેરે તેના હેતુઓ પણ 'પાપ' જ કહેવાય છે 'तद्धेतुक हिंसाऽनृताद्यपि पापम्।' (અ દી.). આવા પાપોને કરનારો તે 'કૃતપાપ,' પાપી.

**वि** – [ अपि ] – પણ.

**मणुस्सो** – [ मनुष्य ] –મનુષ્ય, પુરુષ, સ્ત્રી કે નપુસક.

'मनुष्य पुमान् स्त्री नपुसको वा, न तु तिर्यग्-देवादि। मनुष्याणामेव प्रतिक्रमणयोग्यत्वात्।' ( અ દી ) 'મનુષ્ય એટલે પુરુષ, સ્ત્રી કે નપુસક, નહિ કે તિર્યંચ અને દેવ, કારણ કે પ્રતિક્રમણની યોગ્યતા મનુષ્યોમા જ હોય છે.'

**आलोइअ निंदिअ गुरु-सगासे** – [ आलोच्य निन्दित्वा गुरुसकाशे ] – ગુરુની સમક્ષ આલોચના કરીને, નિંદા કરીને

आलोच्य અને निन्दित्वा आ + लोच् અને निन्द् ધાતુનાં સ બ ધક ભૂતકૃદન્તના રૂપો છે.

'आ अभिविधिना सकलदोपाणा लोचना गुरुपुरत प्रकाशना आलोचना।' (ભ શ ૧૭, ઉ. ૩ ) आ-મર્યાદા-પૂર્વક સકલ દોષોની લોચના – ગુરુ આગળ પ્રકાશના તે 'આલોચના'. અથવા 'आ – अपराधमर्य्यादया लोचन दर्शनमाचार्य्यादे: पुरत इत्यालोचना' (ધર્મસ. અધિ. ૩ ) आ – અપરાધની મર્યાદા-પૂર્વક આચાર્ય વગેરેની સમક્ષ લોચના-નિરીક્ષણ કરવુ તે 'આલોચના'. શાસ્ત્રમા તેના પર્યાયશબ્દો વિષે કહ્યુ છે કે :—

"आलोयणा वियडणा. सोही सब्भाव-दायणा चेव।
निंदा-गरह-विउट्टण, सल्लुद्धरण य एगट्ठा ॥'

'આલોચના, વિકટના. શુદ્ધિ. સદ્‌ભાવ-દાપના, નિંદા, ગર્હા, વિકુટ્ટન. શલ્યોદ્ધાર' એ એકાર્થી શબ્દો છે.

નિંદિત-નિંદા કરાયેલો. નિંદા એ એક પ્રકારની જુગુપ્સા છે, જે પ્રશસ્ત અને અપ્રશસ્તના ભેદથી બે પ્રકારની હોય છે તેમા સ્વશુદ્ધિને અર્થે પોતાની ભૂલોની 'નિંદા' કરવી તે પ્રશસ્ત છે, અને દ્વેષાદિ-કારણે અન્યની 'નિંદા' કરવી તે અપ્રશસ્ત છે

ગુરુની સકાશે તે गुरु-सकाशे-ગુરુની પાસે, ગુરુની સમક્ષ

ગુરુ-શબ્દથી અહીં ગીતાર્થ ગુરુ સમજવાના છે, કારણ કે અગીતાર્થ ગુરુની પાસે કરેલી 'આલોચના' આલોચકની વિશુદ્ધિ કરી શકતી નથી. કહ્યુ છે કે —

"अगीओ न विआणइ, सोहिं चरणस्स देइ ऊण-हिअं।
तो अप्पाण आलोअग च पाडेइ ससारे ॥"

'અગીતાર્થ ગુરુ પ્રાયશ્ચિત્તની વિધિને જાણતા નથી, તે કારણે અલ્પ કે અધિક પ્રાયશ્ચિત્ત આપે, તેથી પોતાને અને આલોચકને પણ સ સારમા પાડે છે '

होइ - [ भवति ] - થાય છે

अइरेग-लहुओ - [ अतिरेकलघुक ] - ઘણો ખાલી થવાથી હળવો થયેલો

अति+रिच् - ખાલી થવુ, તે પરથી अतिरेक-ઘણો ખાલી થયેલો, તેથી જે लघुक - હળવો થયેલો છે તે अतिरेकलघुक. તાત્પર્ય કે ઘણો હળવો. 'अतिशयेन लघुभूत इत्यर्थ.'. ( અ દી )

**ओहरिअ-भरु व्व** – [ अपहृतभर इव ] – ઉતારેલા ભાર-વાળા જેવો. જેણે ભાર ઉતારી નાખ્યો છે, તેના જેવો

अपहृत કરાયો છે, भर જેનો, તે 'अपहृत-भर.' अपहृत–ઉતારેલો–દૂર કરેલો भर–भार પોતાનો ભાર જેણે ઉતારી નાખેલો છે તેવો

**भारवहो** – [ भारवह ] – ભારવાહક, મજૂર.

'भार वहतीति भारवह.' – જે ભારનુ વહન કરે તે ભારવહ.

(૪૦-૫) कय-पावो ... .. भारवहो.

આલોચના અને નિંદાની મુખ્યતાવાળી પ્રતિક્રમણ-ક્રિયા દરેક મનુષ્યને શા માટે ઉપયોગી છે, તેનુ કારણ આ ગાથામાં દર્શાવવામા આવ્યુ છે

'માથા પર બોજાનો અતિરેક હોય – બોજો વધારે હોય, તો તેને નીચે ઉતારી નાખવાથી જેમ હળવાપણાનો અનુભવ થાય છે અને આરામ તથા સુખની લાગણી પ્રવર્તે છે, તેમ એક માણસે હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર વગેરે વડે જે જે પાપો કર્યાં હોય તે બધાનો બોજો પોતાના પાપોનુ ગુરુ-સમક્ષ પ્રકાશન કરવાથી ઊતરી જાય છે અલબત્ત, આ પ્રકાશન પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવાની ભાવના-પૂર્વક હોવુ જોઈએ.'

અહી એક પ્રશ્ન વિચારણીય છે કે 'પોતાનાં પાપો બીજાની સમક્ષ પ્રકટ કરવાનુ કારણ શું? પોતાની ભૂલ સમજાય

એટલે પોતે જ તેની શુદ્ધિ કરી લે તો કેમ?' આ પ્રશ્નનો ઉત્તર એ છે કે માણસને પોતાના પાપોનો પશ્ચાત્તાપ ખરેખર જ થયો હોય તો તેનો ગુરુ-સમક્ષ ખુલ્લો એકરાર કરવો જોઈએ તેમ કરવાથી મનમાં પેઠેલુ 'શલ્ય' નીકળી જાય છે અને મનની નિર્મલતા થાય છે. જો એ પ્રકારે યોગ્ય ગુરુની આગળ પાપનુ પ્રકાશન કરી તેને માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરેલુ હોતું નથી. તો તે પાપની સ્મૃતિ વારવાર આવ્યા કરે છે, તેથી મન ડહોળાય છે અને જે આધ્યાત્મિક પ્રગતિ કરવી હોય તેના વિષેનો ઉત્સાહ તૂટી જાય છે ઘણી વખત તો આવી પાપ-સ્મૃતિથી એટલી બધી નિરાશા થાય છે કે પોતાની ઉચ્ચ માર્ગે જવાની શક્તિ વિષે પણ સશય ઊભો થાય છે વળી વ્યવહારમાં જેમ સાક્ષીથી થયેલુ કાર્ય મજબૂત બને છે, તેમ યોગ્ય ગુરુની સાક્ષીએ કરેલો પાપનો એકરાર વધુ દૃઢ બને છે અને ફરી જ્યારે પણ તેવા પાપનો પ્રસગ આવે છે, ત્યારે ગુરુનુ સ્મરણ, તેમનો ઉપદેશ અને તેમણે આપેલુ પ્રાયશ્ચિત્ત વગેરે યાદ આવતા મોટા ભાગે પાપકર્મથી બચી જવાય છે

બીજો પ્રશ્ન એ છે કે 'જે માણસને કરેલા પાપોનો ભાર લાગતો હોય, તે હળવાપણાનો અનુભવ કરે, પણ જેને ભાર જ લાગતો નથી, તેવો માણસ પ્રતિક્રમણ કરે, તો તેને હળવાપણાનો અનુભવ શી રીતે થાય?' પરતુ આ પ્રશ્ન અપ્રસ્તુત છે કારણ કે પાપનો ભાર લાગવો અને તેના અગે દિલગીર થવુ-એ જ પ્રતિક્રમણની ક્રિયાનુ મૂળ છે, એટલે

તેનું અનુસરણ કરનારને હળવાપણાનો અનુભવ થયા વિના રહેતો નથી. તાત્પર્ય કે જે માણસને પાપનો ભાર લાગતો નથી, તે પ્રતિક્રમણની ક્રિયામા ખરેખરો પ્રવેશ પામ્યો જ નથી અને જે પ્રતિક્રમણની ક્રિયામા ખરેખરો પ્રવેશ કરે છે, તેનુ હૃદય પાપનો ભાર અનુભવી ચૂકેલુ હોય છે, તથા તેમાથી મુક્ત થવાની ભાવના અવશ્ય ધરાવે છે.

(૪૦-૬) ભાર ઉતારી નાખવાથી મજૂર જેમ ખૂબ હળવો થાય છે, તેમ પાપી મનુષ્ય પોતાના પાપોની ગુરુ-સમક્ષ આલોચના અને નિંદા કરવાથી ખૂબ હળવો થાય છે.

(૪૧-૪) **आवस्सएण** – [आवश्यकेन] – આવશ્યક વડે.

અવશ્ય કરવા યોગ્ય તે 'આવશ્યક'. अवश्य कर्म आवश्यकम् તે માટે શ્રીવિશેષાવશ્યક ભાષ્યમા કહ્યુ છે કે :–

"आवस्सय[१] अवस्स-करणिज्ज,[२] धुवो[३] निग्गहो[४] विसोही[५] य।
अज्झयण-छक्क[६] – वग्गो,[७] नाओ[८] आराहणा[९] मग्गो[१०] ॥ ८७२ ॥"

"(૧) આવશ્યક, (૨) અવશ્યકરણીય, (૩) ધ્રુવ, (૪) નિગ્રહ, (૫) વિશોધિ, (૬) અધ્યયનષટ્ક, (૭) વર્ગ, (૮) ન્યાય, (૯) આરાધના અને (૧૦) માર્ગ." એ દસ આવશ્યકના પર્યાયશબ્દો છે.

"समणेण सावएण य, अवस्स-कायव्व हवइ जम्हा।
अतो अहो-निसिस्स उ, तम्हा आवस्सय नाम ॥ ८७३ ॥"

'સાધુએ અને શ્રાવકે રાત્રિના અને દિવસના અ તે અવશ્ય કરવા યોગ્ય છે, તે કારણથી આ 'આવશ્યક' કહેવાય છે'

"जमवस्स करणिज्ज, तेणावस्सयमिद गुणाण वा ।
आवस्सयमाहारो, आ मज्जाया-ऽभिविहिवाई ॥ ८७४ ॥
अत्रस्स वा जींव करेइ ज नाण-दसण-गुणाण ।
सनेज्झ-भावण-च्छायणेहिं वाऽऽत्रासय गुणओ ॥ ८७५ ॥"

'જે કારણથી અવશ્ય કરવા યોગ્ય છે, તે કારણથી તે આવશ્યક છે, અથવા આવશ્યક પદમા 'આ' શબ્દ મર્યાદા અને અભિવિધિ અર્થનો વાચક છે, તેથી મર્યાદા અને અભિવિધિ (વ્યાપ્તિ)વડે ગુણોનો આધાર તે આવશ્યક છે. અથવા જે 'આ' એટલે સમસ્ત પ્રકારે જીવને જ્ઞાન-દર્શન ગુણોવાળો કરે તે 'આવશ્યક'. અથવા સાન્નિધ્ય-ભાવના-આચ્છાદના વડે ગુણથી આત્માને વાસિત કરે તે આવાસક-આવશ્યક કહેવાય છે'

આવશ્યક-ક્રિયા બે પ્રકારની છે "(૧) દ્રવ્ય-આવશ્યક અને (૨) ભાવ-આવશ્યક" તેમા શરીરના રક્ષણ માટે થતી ભોજન, શયન, શૌચ આદિ ક્રિયાઓ 'દ્રવ્ય-આવશ્યક' છે અને આત્માના રક્ષણને માટે થતી સામાયિક વગેરે ક્રિયાઓ 'ભાવ-આવશ્યક' છે. અહીં 'ભાવ-આવશ્યક' પ્રસ્તુત હોવાથી તેનો જ 'આવશ્યક' તરીકે વ્યવહાર કરેલો છે.

શ્રીનદીસૂત્રમા તેના છ પ્રકારો નીચે મુજબ ગણાવેલા છે'— "से किं त आवस्सय ? । आवस्सय छव्विह पण्णत्त, त जहा-१

सामाइअं. २ चउवीसत्थओ. ३ वंदणयं. ४ पडिक्कमणं, ५ काउस्सग्गो, ६ पच्चक्खाणं. से तं आवस्सयं ॥" 'તે આવશ્યક કેવું છે?' 'આવશ્યક ૭ પ્રકારનું કહેલું છે. તે આ રીતેઃ- "૧ સામાયિક. ૨ ચતુર્વિંશતિસ્તવ, ૩ વંદનક. ૪ પ્રતિક્રમણ. ૫ કાયોત્સર્ગ અને ૬ પ્રત્યાખ્યાન" આ રીતે આવશ્યક કહ્યું.*

અહીં 'આવશ્યક' શબ્દથી આ 'ષડ્વિધ આવશ્યક' સમજવાનાં છે.

एएण – [ एतेन ] – એના વડે.

सावओ – [ श्रावक ] – શ્રાવક

जइ वि – [ यद्यपि ] – જો કે.

बहुरओ – [ बहुरजा ] – બહુરજવાળો, બહુકર્મવાળો

बहु એવા रजस्‌વાળો તે बहुरजस्, તેનું પ્રથમાનું એકવચન बहुरजा । બહુ-ઘણા, રજસ્-કર્મો-બાંધેલાં કર્મો 'બહુરજ' એટલે બહુ બાંધેલાં કર્મવાળો અથવા 'બહુરત'-બહુ-આસક્ત 'बहुरजाः बहुबध्यमानकर्मा बहुरतो वा'। (અ. દી.)

होइ – [ भवति ] – હોય છે.

दुक्खाणमंतकिरिअं [ दुःखानाम् अन्तक्रियाम् ] – દુઃખોના ક્ષયને

દુઃખોની અંતક્રિયા, દુઃખોનો અંત, દુઃખોનો ક્ષય તેને.

काही – [ करिष्यति ] – કરશે, કરે છે.

---

* વિશેષ માટે જુઓ પ્રબોધટીકા ભાગ પહેલો પરિશિષ્ટ પહેલું.

**अचिरेण** – [ अचिरेण ] – થોડા.

**कालेण** – [ कालेन ] – કાળ વડે, કાળે કરીને

( ૪૧-૫ ) आवस्सएण . . . कालेण.

આ ગાથામા આવશ્યક-ક્રિયાની અપૂર્વ મહત્તા પ્રકટ કરવામા આવી છે કે જેનુ એક અગ પ્રતિક્રમણ-ક્રિયા છે. તેમા જણાવ્યુ છે કે – ‘શ્રાવક સાવદ્ય કર્મોને કરનારો હોવાથી ઘણા પાપોને બાધનાર છે, તેમ છતા આ આવશ્યક-ક્રિયા વડે તે સકલ દુઃખોનો અત અલ્પ સમયમા જ કરે છે, એટલે કે તે મુક્તિને પામે છે.’ પ્રત્યેક આવશ્યકની વિશિષ્ટતા અને મોક્ષ-સાધકતા આ ગ્રથનાં ૧ થી ૬ પરિશિષ્ટોમા દર્શાવેલી છે.

( ૪૧-૬ ) જો કે શ્રાવક સાવદ્ય આરભોને લીધે બહુ-કર્મવાળો થાય, છતાં તે આ આવશ્યકવડે થોડા સમયમા દુખોનો અત કરે છે.

( ૪૨-૪ ) **आलोयणा** – [ आलोचना ] – આલોચના.

**बहुविहा** – [ बहुविधा ] – ઘણા પ્રકારવાળી.

**न** – [ न ] – ન

**य** – [ च ] – અને

**संभरिआ** – [ सस्मृता ] – યાદ આવી, સાભરી

**पडिक्कमण-काले** – [ प्रतिक्रमण-काले ] – પ્રતિક્રમણના સમયે, પ્રતિક્રમણ કરતી વખતે.

प्रतिक्रमण કરવાનો काल ते प्रतिक्रमण-काल, તેના વિષે. પ્રતિક્રમણ કરવાનો કાલ સામાન્ય રીતે ઉભય-સંધ્યા છે તે માટે ધર્મસંગ્રહમાં કહ્યું છે કે 'इति च व्यवहारचूर्णिरित्येवमादिग्रन्थप्रामाण्यात् मुखवस्त्रिका-रजोहरणादि-युक्तेन द्विसन्ध्य विधिना प्रमार्जितायां भूमौ स्थाने पञ्चाचारविशुद्ध्यर्थं प्रतिक्रमणं विधेयम्।' (ધ સ. પૂ. પૃ. ૨૦૯) 'એ રીતે વ્યવહારચૂર્ણિ વગેરે ગ્રન્થોના પ્રમાણથી મુખવસ્ત્રિકા અને રજોહરણ વગેરેથી યુક્ત થઈને બંને સંધ્યા-વખતે વિધિપૂર્વક પ્રમાર્જેલા સ્થાને પંચાચારની વિશુદ્ધિ માટે પ્રતિક્રમણ કરવું જોઈએ."

'સંધ્યા-સમય' કોને કહેવાય? તે માટે કહ્યું છે કે -

"अहोरात्रस्य यः सन्धिः, सूर्य-नक्षत्रवर्जितः ।
सा च सन्ध्या समाख्याता, मुनिभिस्तत्त्ववेदिभिः ॥"

'સૂર્ય અને નક્ષત્રોથી વર્જિત અહોરાત્રનો જે સંધિકાળ, તેને તત્ત્વના જાણકાર મુનિઓએ 'સન્ધ્યા-સમય' કહ્યો છે. (દક્ષ)'

તેની વિશેષ સ્પષ્ટતા નીચે પ્રમાણે કરવામાં આવે છે -

'सन्ध्या मुहूर्तमाख्याता, ह्रास-वृद्धौ समा स्मृता ॥'

'સંધ્યાનો સમય એક મુહૂર્ત જેટલો, એટલે બે ઘડી ગણાય છે. તેમાં સૂર્યના ઉદયનો અને અસ્તનો જે સમય હોય તેની એક ઘડી પહેલાની અને એક ઘડી પછીની-એમ બે ઘડીઓ ગણવી.'

જૈન-સામાચારી પ્રમાણે સવારનું પ્રતિક્રમણ લગભગ એવા સમયે શરૂ કરવું જોઈએ કે તે થઈ રહ્યા બાદ તરત

પ્રતિલેખના ( પડિલેહણા ) કરવામાં આવે અને તેની સમાપ્તિ થાય ત્યારે સૂર્યોદય થયેલો હોય. તેમ જ સાંજનુ પ્રતિક્રમણ એવી રીતે કરવુ ઘટે કે તેની પૂર્ણાહુતિ-વખતે સન્ધ્યાકાળની પૂર્ણાહુતિ થઈ જાય આ સમય ન સચવાયો હોય તો મોડેથી પણ એ ક્રિયા કરીને નિત્યકર્મનુ પાલન કરવુ ઘટે

ગૃહસ્થ-જીવનમા આવુ બનવાનો સભવ વિશેષ છે, કારણ કે તેમા અનેક જાતની પરાધીનતા પ્રવર્તે છે તેથી શાસ્ત્ર-કારોએ કહ્યુ છે કે –

" वित्ती-वोच्छेयम्मि उ, गिहिणो सीअति सव्वकिरिया उ ।
निरविक्खस्स उ जुत्तो, सपुन्नो सजमो चेव ॥ "

' આજીવિકાના સાધનોનો વિચ્છેદ થતા ગૃહસ્થ-જીવનનાં સર્વ કાર્યો સીદાય છે, તેથી નિરપેક્ષ વૃત્તિવાળાએ તો ગૃહસ્થ-જીવનનો ત્યાગ કરીને ચારિત્ર ગ્રહણ કરવુ, તે વધુ ઉચિત છે

**मूलगुण-उत्तरगुणे** – [ मूलगुण-उत्तरगुणे ] – મૂલગુણ અને ઉત્તરગુણને વિષે

'मूलगुणा –पञ्चाणुव्रतानि' ( અ દી ) 'મૂલગુણો' એટલે પાચ અણુવ્રતો 'उत्तरगुणा –सप्त गुणव्रतादीनि' ( અ દી ) અને 'ઉત્તરગુણો' એટલે સાત ગુણવ્રતો વગેરે

**तं निंदे तं च गरिहामि** – પૂર્વવત્

( ૪૨-૫ ) आलोयणा ... .. गरिहामि

'આલોચના' શબ્દનો સામાન્ય અર્થ ગુરુ-સમક્ષ પાપનુ પ્રકાશન અને પ્રાયશ્ચિત્ત-ગ્રહણ છે. તેમ છતા ઔપચારિક

રીતે તે શબ્દ આલોચના-યોગ્ય પાપોને માટે પણ વપરાય છે. અહીં 'આલોચના' શબ્દ તેવા જ અર્થમા વપરાયેલો છે, એટલે તેનો અર્થ પાપો–પ્રમાદસ્થાનો–ભૂલો–સ્ખલનાઓ કે અતિચારો થાય છે.

મન, વચન અને કાયાની પ્રવૃત્તિઓ અતિસૂક્ષ્મ હોવાથી તેમ જ આત્મા સતત સાવધાન નહિ રહેવાથી સભવ છે કે પ્રતિક્રમણ-કાલે બધી આલોચનાઓ–બધા પાપો યાદ ન આવે અને કોઈ પાપ આલોચના વિનાનુ રહી જાય કે જે શલ્ય ગણાય છે તેથી એવી પરિસ્થિતિ ઉત્પન્ન ન થાય તે માટે અહી તમામ સૂક્ષ્મ અતિચારોનુ સામાન્ય પ્રતિક્રમણ કરવામા આવ્યુ છે.

આ 'અતિચારો,' 'મૂલગુણ અને ઉત્તરગુણ'સબધી સમજવાના છે. અહીં નિંદા અને ગર્હા તેની જ કરવામા આવી છે.

(૪૨-૬) મૂલગુણો અને ઉત્તરગુણો સબધી આલોચના કરવા યોગ્ય અતિચારો અનેક પ્રકારના હોય છે. તે બધા પ્રતિક્રમણ કરતી વખતે યાદ આવ્યા ન હોય, તેથી અહીં તેને નિંદુ છું, તેની ગર્હા કરુ છુ.

(૪૩-૪) – [ तस्स धम्मस्स ] – [ तस्य धर्मस्य ] – તે ધર્મની.

તે વિશેષણ અહીં ગુરુ પાસે સ્વીકારેલા ધર્મને માટે વપરાયેલુ છે એટલે તેનો અર્થ તે 'ગુરુ પાસે સ્વીકારેલા

ધર્મની' એમ સમજવાનો છે 'तस्य गुरुपार्श्वे प्रतिपन्नस्य धर्मस्य।' (અ દી ). 'તેનુ એટલે ગુરુ પાસે પ્રતિપન્ન કરેલા-સ્વીકારેલા ધર્મનુ.'

**केवलि-पन्नत्तस्स** – [ केवलि-प्रज्ञप्तस्य ] – કેવલી ભગવતો-એ પ્રરૂપેલાની

**अब्भुट्ठिओ मि** – [ अभ्युत्थित अस्मि ] – ઊભો થયો છુ, તત્પર થયો છુ

અત્યાર સુધી ઉત્કટ આસને બેઠેલો સાધક અહીં ઊભો થાય છે, માટે 'ઊભો થયો છું' એમ કહેવામા આવે છે

**आराहणाए** – [ आराधनायै ] – આરાધના માટે, પાલન માટે.

आ+राध् – સેવા કરવી, તે પરથી 'आराधना' – સેવા. વિશિષ્ટ અર્થમા તે નિરતિચાર-પાલના કે સમ્યક્-પાલના માટે વપરાય છે 'आराधना–निरतिचारतयाऽनुपालना' (ભ ટી શ. ૮ ઉ–૧૦.) 'आराधनायै–सम्यक्-पालनार्थम्।' (અ. દી )

**विरओ मि** – [ विरत अस्मि ] – હુ વિરત થયો છું, હુ વિરામ પામ્યો છુ, હુ નિવૃત્ત થયો છુ

वि+रम् – વિરામ પામવું. તે પરથી विरत – વિરામ પામેલો

**विराहणाए** – [ विराधनायाः ] – વિરાધનાથી, ખડનાથી.

'વિરાધના' શબ્દની વિગત માટે જુઓ સૂત્ર ૫

**तिविहेण** – [ [ त्रिविधेन ] – ત્રણ પ્રકારે.

'त्रिविधेन मनो-वाक्-कायैः ।' ( અ દી. ) 'ત્રિવિધે એટલે મન, વચન અને કાયા વડે.'

**पडिक्कंतो** – [ प्रतिक्रान्त ] – પડિક્કમતો, પ્રતિક્રમણ કરતો, નિવૃત્ત થતો

**वंदामि** – [ वन्दे ] – હુ વાદુ છુ

**जिणे** – [ जिनान् ] – જિનોને.

**चउव्वीसं** – [ चतुर्विंशतिम् ] – ચોવીસને

( ૪૩-૫ ) तस्स धम्मस्स ...चउव्वीस.

સામાન્ય અને વિશેષ પ્રકારની આલોચના-પૂર્વક અતિચારોનુ પ્રતિક્રમણ કર્યા પછી તેના પ્રરૂપકો પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરવા માટે મ ગલરૂપે–વ દન-નિમિત્તે આ ગાથા બોલવામા આવે છે

પ્રતિક્રમણની ક્રિયા ધર્મારાધનાનુ એક અ ગ છે કે જે ધર્મનો સ્વીકાર ગુરુ પાસે કરવામા આવે છે આ ધર્મના મૂળપ્રરૂપક સર્વજ્ઞ અને સર્વદર્શી એવા જિનેશ્વર ભગવ તો છે તેમણે 'સાધુ-ધર્મ' અને 'શ્રાવક-ધર્મ' એમ બે પ્રકારની ધર્મારાધના બતાવી છે, તેમા ગુરુ-સમક્ષ બાર પ્રકારના 'શ્રાવક-ધર્મ'નો સમ્યક્ત્વ સાથે સ્વીકાર કરવો અને તેના પાલનમા પ્રયત્નવ ત રહેવું, એ 'શ્રાવક-ધર્મ'ની આરાધના છે. આવી આરાધના માટે તત્પર થનારે વિરાધનાથી વિરત થવું જોઈએ, કારણ કે જ્યા વિરાધના હોય ત્યા આરાધનાનો

સભવ નથી એટલે 'विरओ मि विराहणाए'-હુ વિરાધનાથી વિરત થયો છુ, એ શબ્દો ઉચ્ચારવામા આવે છે. પરતુ વિરાધનામાથી વિરામ પામવાપણુ પણ ત્યારે જ ગણાય કે જ્યારે તમામ દોષોની મન, વચન અને કાયાથી શુદ્ધિ કરી હોય તે હકીકત દર્શાવવાને અહીં 'तिविहेण पडिक्कतो' એ શબ્દો મૂકવામા આવ્યા છે મન. વચન અને કાયાની શુદ્ધિ એ ભાવ-વદનની સાચી ભુમિકા છે. 'प्रशस्त-काय-वाङ्मन -प्रवृत्तिरिति वन्दनम्' (લ. વિ ). એટલે તે વિશુદ્ધિની પ્રાપ્તિ થવાથી વિશુદ્ધ ધર્મના ઉપદેશક અને પરોપકારી એવા જિન-વરોને વદન કરવાની સાચી યોગ્યતા પ્રકટ થાય છે. તે યોગ્યતાના આધારે અહીં ચોવીસ જિનોને વદન કરવામા આવે છે 'ચોવીસ જિન' ભરત અને ઐરવત ક્ષેત્રોમાં થયેલા છે, તેથી આ વદન સર્વ ચોવીસ જિનોને-બધી ચોવીસીઓને કરવામા આવે છે જો કે ક્ષેત્ર અને કાલની અપેક્ષાએ તેમાં ઋષભાદિ ચોવીસ તીર્થંકરોની મુખ્યતા છે

આ રીતે આ ગાથા પ્રતિક્રમણ કરનારને આરાધકની કોટીમા મૂકે છે શ્રીતીર્થંકર દેવોએ મોક્ષ-સાધક અસખ્ય યોગોની પ્રરૂપણા કરેલી છે તેમાના એક એક યોગની આરાધના કરીને અનત આત્માઓએ સકલ દુખોનો ક્ષય કર્યો છે તથા મગલમય મુક્તિની પ્રાપ્તિ કરી છે તે સબધી વાચક-મુખ્ય શ્રીઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થસૂત્રની કારિકામા કહ્યુ છે કે .—

"एकमपि जिनवचन, यस्मान्निर्वाहकं पद भवति ।
श्रूयन्ते चानन्ता , सामायिकमात्रपदसिद्धा ॥"

'શ્રીજિનેશ્વર દેવનું એક વચન પણ—જો ભાવપૂર્વક અમલમાં મૂકવામા આવે તો ભવને તારનારું થાય છે. સંભળાય છે કે સામાયિકના પદમાત્રથી (માસ-તુસ વગેરે) અનંત જીવો સિદ્ધ થયા છે'

તેથી પ્રતિક્રમણ પણ મોક્ષમાર્ગની આરાધનાનો એક યોગ છે કે જેની સિદ્ધિ નાના-મોટા તમામ અતિચારોનું શોધન કરવાથી થાય છે.

(૪૩-૬) હવે હું કેવલી ભગવંતોએ પ્રરૂપેલા અને ગુરુ પાસે સ્વીકારેલા શ્રાવકધર્મની આરાધના માટે તત્પર થયો છું અને વિરાધનાથી વિરામ પામ્યો છું, તેથી મન, વચન અને કાયાવડે તમામ દોષોથી નિવૃત્ત થઈને ચોવીસે જિનોને વંદન કરું છું.

(૪૪-૪૫/૪-૫-૬) સૂત્ર ૧૪ તથા ૧૫ મુજબ

(૪૬-૪) **चिर-संचिअ-पाव-पणासणीइ** – [चिर-संचित-पाप-प्रणाशन्या] – લાંબા કાળથી ઉપાર્જન કરેલાં પાપોને નાશ કરનારી (વડે)

चिरकालथी संचित તે चिर-संचित, તેવું જે पाप તે चिर-संचित-पाप, તેનો प्रणाश કરનારી તે चिर-संचित-पाप-प्रणाशनी, તેના વડે આ પદ 'कहाइ'નું વિશેષણ છે.

**भव-सय-सहस्स-महणीए** – [भव-शत-सहस्र-मथन्या] – લાખો ભવનું મથન કરનારી. લાખો ભવોનો નાશ કરનારી.

भवनी शत-सहस्र संख्या ते भव-शत-सहस्र. तेनु मथन करनारी ते भव-शत-सहस्र-मथनी, तेना वडे. ભવ એટલે જન્મ-મરણનો ફેરો, શત એટલે (૧૦૦)સો અને સહસ્ર એટલે (૧૦૦૦) હજાર સો હજાર એટલે (૧૦૦×૧૦૦૦=૧૦૦૦૦૦) લાખ મથ્-મથન કરવું, નાશ કરવો, તે પરથી મથની-નાશ કરનારી.

**चउवीस-जिण-विणिग्गय-कहाइ**-[चतुर्विंशति-जिन-विनिर्गत-कथया]- ચોવીસ જિનેશ્વરોથી નીકળેલી કથા વડે.

चतुर्विंशति संख्यावाળા जिन ते चतुर्विंशतिजिन, तेमना वडे विनिर्गत ते चतुर्विंशतिजिन-विनिर्गत, तेवी जे कथा ते चतुर्विंशति-जिन-विनिर्गत-कथा, तेना वडे.

વિનિર્ગત એટલે બહાર નીકળેલી, વિશેષ-નિર્ગત. 'કથા' એટલે ધર્મકથા. ભક્તકથા, સ્ત્રીકથા, દેશકથા અને રાજકથા સાવદ્ય છે, જ્યારે ધર્મકથા નિરવદ્ય છે. તેનું પ્રકાશન તીર્થંકરોદ્વારા થાય છે

**वोलन्तु** - [गच्छन्तु] - જાઓ, પસાર થાઓ.

**मे** - [मम] - મારા

**दिअहा** - [दिवसा] - દિવસો

(૪૬-૫) चिर-संचिअ... ..दिअहा.

'વિશેષ આરાધનાને ઇચ્છતો શ્રાવક પોતાનો સમય કેવી રીતે પસાર કરવાને ઇચ્છે ?' તેનો ઉત્તર આ ગાથામાં આપવામાં આવ્યો છે

પ્રતિક્રમણ કરનાર શ્રાવક પોતાના દિલમાં એવી ભાવના રાખે કે મારા દિવસો જિનેશ્વર ભગવાને કહેલી ધર્મ-કથાઓનો સ્વાધ્યાય કરવામા વ્યતીત થાઓ, કે જે કથાઓ લાબા સમયથી સચિત થયેલા પાપોનો નાશ કરનારી તથા લાખો ભવોનુ મથન કરનારી છે.

શ્રાવકનુ મુખ્ય કર્ત્તવ્ય એ છે કે શ્રીતીર્થંકર દેવ આગળ જઈને, આચાર્ય ભગવત પાસે જઈને. ઉપાધ્યાય-ભગવન્ત પાસે જઈને કે સાધુ-ભગવન્ત પાસે જઈને ધર્મનો ઉપદેશ સાભળવો શ્રાવક-શબ્દની મર્યાદા પણ એ જ સૂચવે છે કે જે સાભળે તે 'શ્રાવક.' 'शृणोतीति श्रावक ।' તે ઉપદેશ પર બાકીના સમયમાં ચિંતન અને મનન કરવું, તે પણ એનુ કર્ત્તવ્ય છે, એટલે શ્રીજિનેશ્વરદેવોએ ધર્મનુ રહસ્ય સમજાવવા માટે જે ધર્મ-કથાઓ કહી છે, ત પર ચિંતન-મનન કરવામા સમય પસાર થાય. તે શ્રાવકને માટે ઇષ્ટ-જરૂરી છે. તેથી અહીં તેવી ભાવના પ્રદર્શિત કરવામા આવી છે.

કથાનો અર્થ કેવળ વાર્તાઓ નહિ, પણ ધર્મની પુષ્ટિ કરનારી ધર્મ-દેશનાઓ સમજવાની છે શ્રીજિનેશ્વરદેવોએ આપેલા બધા ઉપદેશનો સમાવેશ તેમા થઈ શકે છે. कथ् એટલે કહેવું, બોલવું, વ્યાખ્યાન કરવું, તે પરથી कथा એટલે કથન, વાર્તા. વ્યાખ્યાન કે ઉપદેશ

(૪૬-૬) લાબા વખતથી સચિત થયેલા પાપોનો નાશ કરનારી, લાખો ભવોને મટાડનારી એવી ચોવીસ જિનેશ્વરોથી નીકળેલી ધર્મકથાઓના સ્વાધ્યાયદ્વારા મારા દિવસો પસાર થાઓ.

(૪૭-૫) **मम** – [ मम ] – મારા.

**मंगलमरिहंता** – [ मङ्गलम् अर्हन्त ] – મંગલ છે અર્હંતો.

**सिद्धा** – [ सिद्धा. ] – સિદ્ધો.

**साहू** – [ साधव. ] – સાધુઓ

**सुअं** – [ श्रुतम् ] – દ્વાદશાંગીરૂપ શ્રુત

**च** – [ च ] – અને

**धम्मो** – [ धर्म ] – ધર્મ, ચારિત્રધર્મ

**अ** – [ च ] – અને

**सम्मद्दिट्ठी देवा** – [ सम्यग्दृष्टय· देवा· ] – સમ્યગ્દૃષ્ટિ દેવો.

**दितु** – [ ददतु ] – આપો.

**समाहि** – [ समाधिम् ] – સમાધિને

**च** – [ च ] – અને.

**वोहिं** – [ बोधिम् ] – બોધિને

'સમાધિ' તથા 'બોધિ' શબ્દની વિગત માટે જુઓ સૂત્ર ૮

(૪૭-૬) અર્હંતો, સિદ્ધો, સાધુઓ, દ્વાદશાંગીરૂપ શ્રુત અને ચારિત્ર મને મંગળરૂપ હો, તથા સમ્યગ્દૃષ્ટિ દેવો મને સમાધિ અને બોધિ આપો

(૪૮-૪) **पडिसिद्धाणं** – [ प्रतिषिद्धानाम् ] – પ્રતિષેધ કરાયેલાઓના, નિષેધ કરાયેલાઓના

प्रति+सिध्-નિષેધ કરવો, મનાઈ ફરમાવવી, તે પરથી प्रतिषिद्ध–નિષેધ કરાયેલું, તેના.

**करणे** – [ करणे ] – કરવામાં

**किच्चाणमकरणे** – [ कृत्यानाम् अकरणे ] – કરવા યોગ્ય કૃત્યોને નહિ કરવામાં.

कृत्य – કરવા યોગ્ય  अकरण – ન કરવું તે

**अ** – [ च ] – અને

**पडिक्कमणं** – [ प्रतिक्रमणम् ] – પ્રતિક્રમણ, પ્રતિક્રમણની ક્રિયા.

**असद्दहणे** – [ अश्रद्धाने ] – અશ્રદ્ધા થવામાં

'श्रद्धान प्रत्ययावधारणम्' (યશોવિ કૃત તત્ત્વાર્થટીકા) 'श्रद्धान' એટલે દૃઢ પ્રતીતિ, તેનો જેમાં અભાવ છે તે अश्रद्धान, તેના વિષે અહીં શ્રદ્ધાનો સંબંધ શ્રીજિનેશ્વરદેવોએ પ્રરૂપેલાં જીવાજીવાદિ તત્ત્વો સાથે છે, એટલે જિન-પ્રણીત તત્ત્વોમાં શ્રદ્ધા ન કરી હોય તેના વિષે, જિન–વચનોમાં વિશ્વાસ ન રાખ્યો હોય તે વિષયમાં

**तहा** – [ तथा ] – તે જ રીતે.

**विवरीअ-परूवणाए** – [ विपरीत-प्ररूपणायाम् ] – વિપરીત પ્રરૂપણાને વિષે, ઉન્માર્ગ-દેશનાને વિષે

विपरीत એવી જે प्ररूपणा તે विपरीत परूपणा, તેના વિષે. विपरीत એટલે વિરુદ્ધ 'प्ररूपणा' એટલે વ્યાખ્યાન કે કથન.

'प्रकृष्टा प्रधाना प्रगता वा रूपणा प्ररूपणा'–પ્રકૃષ્ટ, પ્રધાન કે પ્રગત એવી જે રૂપણા–(એવું જે પ્રદર્શિત કરાયેલું કથન) તે પ્રરૂપણા.

अ – [ च ] – અને.

(૪૮-૫) पडिसिद्धाण .. .. विवरीअ-परूवणाए अ.

'વ્રતોની વિરાધના થવાનો સંભવ વ્રતધારીઓને હોય છે નહિ કે વ્રત-રહિતોને, તેથી પ્રતિક્રમણની ક્રિયા મુખ્યતયા વ્રતવાળાઓને ઘટે છે, પરંતુ વ્રત નહિ ધારણ કરેલા એવા શ્રાવકોને ઘટતી નથી' આવું માનનારાઓને આ ગાથા દ્વારા જણાવવામાં આવ્યું છે કે પ્રતિક્રમણની ક્રિયા સર્વ મુમુક્ષુઓ માટે–સર્વ શ્રાવકો માટે છે, કારણ કે નીચેની ચાર વસ્તુઓ બનતાં પ્રતિક્રમણની આવશ્યકતા ઊભી થાય છે.—

"(૧) જ્ઞાનીઓએ જે વસ્તુઓનો કે ક્રિયાઓનો નિષેધ કરેલો છે, તેવી ક્રિયાઓ કરી હોય

(૨) જ્ઞાનીઓએ જે વસ્તુઓ કે ક્રિયા કરવાની કહી છે, તે ન કરી હોય

(૩) શ્રીજિનેશ્વરદેવનાં વચનો પર અશ્રદ્ધા કરી હોય

(૪) શ્રીજિનેશ્વરદેવના કથનથી વિરુદ્ધ પ્રરૂપણા કરી હોય. કાંઈ પણ વિરુદ્ધ બોલાયું હોય."

પહેલી વસ્તુમાં અઢાર-પાપસ્થાનકોનો સમાવેશ થાય છે, કે જેને તજવાં જોઈએ તેમ છતાં જો તેનું સેવન થયું હોય તો પ્રતિક્રમણ કરવું ઘટે.

બીજી વસ્તુમા છ આવશ્યક અથવા નવકાર વગેરેની ગણના આદિ કર્ત્તવ્યો કરવા યોગ્ય છે છતા તે ન થયાં હોય તો પ્રતિક્રમણ કરવુ ઘટે

ત્રીજી વસ્તુમા જ્ઞાનીઓના વચનપ્રત્યે અશ્રદ્ધા કરી હોય, એટલે શાસ્ત્રમા કહેલી ભવ્ય, અભવ્ય. નિગોદ વગેરેની સૂક્ષ્મ વાતો ગ્રહણ કરવાની રુચિ ન થઈ હોય. તો પ્રતિક્રમણ કરવુ ઘટે છે.

ચોથી વસ્તુમા વિપરીત-પ્રરૂપણાને લગતું કાંઈ પણ બન્યુ હોય તો પણ પ્રતિક્રમણ કરવુ ઘટે છે.

એટલે જેઓ વ્રતધારી ન હોય પણ સામાન્ય શ્રાવક હોય તેને પણ પ્રતિક્રમણ કરવાની આવશ્યકતા છે.

(૪૮-૬) નિષેધ કરાયેલાનુ આચરણ કરવાથી, કરવા-યોગ્યનુ આચરણ ન કરવાથી, અશ્રદ્ધા ઉત્પન્ન થવાથી અને શ્રીજિનેશ્વરદેવના ઉપદેશથી વિપરીત પ્રરૂપણા કરતાં પ્રતિ-ક્રમણ આવશ્યક બને છે.

(૪૯-૪) खामेमि – [क्षमयामि] – હુ ખમાવું છુ, મારા વડે થયેલા દોષોની ક્ષમા માગુ છું

सव्वजीवे – [सर्वान् जीवान्] – સર્વ જીવોને, સર્વ જીવો પાસે.

સર્વ જીવોથી ચૌદ રાજલોકમા રહેલા તમામ જીવો સમજવાના છે

सव्वे – [ सर्वे ] – સર્વે–બધા.

जीवा – [ जीवा ] – જીવો.

खमंतु – [ क्षाम्यन्तु ] – ક્ષમા કરો

मे – [ मे ] – મને.

मित्ती – [ मैत्री ] – મૈત્રી, મિત્રતા.

मिद् – સ્નેહ કરવો, ભલી લાગણી પ્રદર્શિત કરવી, તે પરથી मित्र – સ્નેહ કરનાર, ભલી લાગણી પ્રદર્શિત કરનાર, તેનો ભાવ તે મિત્રતા 'मित्रस्य भाव कर्म वा मैत्री.' શ્રીહેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રના ચતુર્થ પ્રકાશમા મૈત્રી ભાવનાનો અર્થ નીચે પ્રમાણે કરેલો છે.—

" मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दु खित ।
मुच्यता जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ ११८ ॥ "

કોઈ પણ પ્રાણી પાપ ન કરો, કોઈ પણ દુ:ખી ન થાઓ, આખુ જગત મુક્ત થાઓ, આવી બુદ્ધિ તે 'મૈત્રી' કહેવાય છે

मे – [ मम ] – મારે.

सव्वभूएसु – [ सर्वभूतेषु ] – સર્વ ભૂતો પ્રત્યે, સર્વ જીવો પ્રત્યે.

'सर्वदा भवनाद् भूत ।'–સર્વદા હોવાથી 'ભૂત' અથવા 'अभूवन्, भवन्ति, भविष्यन्तीति भूतानि'–જે થયા હતા, થાય છે અને થશે તે 'ભૂત'. તેના એકાર્થી શબ્દો પ્રાણ, જીવ અને સત્ત્વ છે "'पाणाण भूयाण जीवाण सत्ताण' एकार्थिकानि चैतानि।" ( આચા શ્રુત ૧ અ. ૬ ઉ ૯ )

वेरं – [ वैरम् ] – વેર, દુશ્મનાવટ

मज्झ – [ मम ] – મારે.

न – [ न ] – ન

केणइ – [ केनचित् ] – કોઈની સાથે

( ૪૯-૫ ) खामेमि ......केणइ

પ્રતિક્રમણનુ સ્વરૂપ અને તેના હેતુઓ કહ્યા પછી પ્રતિ-ક્રમણની સાર્થકતા ક્યારે કહેવાય ? તે જણાવવાને આ ગાથા રજૂ કરવામાં આવી છે તેમા જણાવ્યુ છે કે 'હું ચૌદ રાજ-લોકમાં રહેલા સર્વ જીવોની ક્ષમા માગું છુ,' કારણ કે આ સંસારમાં જન્મ-મરણના ફેરા ફરતા કોઈ સ્થળ એવું નથી કે જ્યા આ જીવ એક કરતા વધુ વાર ઉત્પન્ન થયો ન હોય એટલે વિવિધ પ્રકારના સબંધો અને સંપર્કોમા આવતા મારા દ્વારા તેમનો કોઈ ને કોઈ પ્રકારે અપરાધ થયો હોય તેવો સંભવ છે.

કોઈનો યે અપરાધ કરવો તે અહિંસાની મૂળ ભાવનાથી વિરુદ્ધ હોઈને ચારિત્રની નિર્મળતાને દૂષણ લગાડનાર છે, તેથી તેનુ પ્રતિક્રમણ–તેની શુદ્ધિ સત્વર થવી ઘટે છે આવી શુદ્ધિ કરવા માટે ક્ષમાની યાચના કરુ છું.

'ક્ષમા' એટલે ક્રોધનુ વિસર્જન, વૈરનો ત્યાગ કે સહન-શીલતા એના વિના પવિત્ર જીવનમાં પ્રગતિ થઈ શકે જ નહિ. તેથી દશવિધ યતિધર્મમાં તેનુ સ્થાન પહેલું છે. અને ક્ષમા-શ્રમણ જેવા સૂચક શબ્દોની યોજના તેની પ્રધાનતાને લીધે જ

થયેલી છે વળી 'खंति-सूरा अरिहंता'-અરિહંતો 'ક્ષમા'ને વિષે શૂરવીર હોય છે, એ ઉક્તિ પણ 'ક્ષમા'ધર્મનું ગૌરવ બતાવનારી છે. કહ્યું છે કે :-

"खंती सुहाण मूलं, मूलं धम्मस्स उत्तमा खंती ।
हरइ महाविज्जा इव, खंती दुरिआइ सव्वाइं ॥"

સુખોનું મૂલ 'ક્ષાંતિ'-ક્ષમા છે, ધર્મનું મૂલ પણ ઉત્તમ 'ક્ષમા' છે, તે મહાવિદ્યાની જેમ સર્વ દુરિતોનો નાશ કરે છે

'ક્ષમા'નું મુખ્ય લક્ષણ વૈર-ત્યાગ છે, જે સામાએ કરેલા અપરાધનો દંડ દેવાની મનોવૃત્તિને છોડી દેવાથી સિદ્ધ થાય છે આવું વલણ ધારણ કરવાનું મુખ્ય કારણ એ છે કે વૈરથી વૈર શમતું નથી, પરંતુ ઊલટું વધે છે અને છેવટે એના ધારણ કરનારની સર્વ શાંતિને હરી લે છે, એટલે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા અને સ્વભક્ષક એવા વૈરને મૂળમાંથી જ છેદવું, તે ડહાપણ-ભરેલું છે. 'उवसमेण हणे कोहं' એ આર્ષવચનનું રહસ્ય પણ એ જ છે વળી પોતાનું બગાડનાર કે સુધારનાર પોતાના આત્મા સિવાય બીજો કોઈ નથી, એ સિદ્ધાન્ત પણ ક્ષમાવૃત્તિને અનિવાર્ય બનાવે છે

અપરાધોની ક્ષમા માગવાની સાથે મૈત્રીભાવ હોવો પણ આવશ્યક છે, કારણ કે મૈત્રીભાવ વિના સંભવિત અપરાધોમાંથી કે હિંસામાંથી બચી શકાતું નથી મૈત્રીભાવનું મૂળ અહિંસા છે અને અહિંસાનું મૂળ સમત્વ કે આત્મૌપમ્યની ભાવનામાં રહેલું છે તે સંબંધી મહાપુરુષોએ પ્રચંડ ઘોષણા કરીને જણાવ્યું છે કે.-'सव्वे पाणा पियाउया, सुह-साया, दुक्ख-

पडिकूला, अप्पिय-वहा. पियजीविणो, जीविउकामा, सव्वेसिं जीवियं पियं। सएण वि पमाएण पुढो वह पकुव्वइ, जंसि मे पाणा पव्वहिया पडिलेहाए नो निकरणाए, एस परिन्ना पवुच्चइ. कम्मोवसन्ती।' (આચારાંગસૂત્ર) 'બધા પ્રાણોને-પ્રાણીઓને આયુષ્ય અને સુખ પ્રિય છે. તથા દુ ખ અને વધ અપ્રિય તથા પ્રતિકૂળ છે તેઓ જીવિતની કામનાવાળા અને જીવિતને પ્રિય માનનારા હોય છે. બધાને જીવિત પ્રિય છે પોતાના પ્રમાદને લીધે પ્રાણોને અત્યાર સુધી જે વધ-વ્યથા કરી છે, તેની પ્રતિલેખના (પ્રતિક્રમણ) કરીને. ફરીથી તેવું ન કરવુ, તેનુ નામ 'ખરી સમજ' કહેવાય અને એ જ કર્મોની ઉપશાંતિ છે '

અન્ય શાસ્ત્રકારોએ પણ કહ્યુ છે કે-'आत्मन प्रतिकूलानि परेषा न समाचरेत्'-'પોતાને જે ન ગમે-દુઃખરૂપ લાગે તેવું વર્તન બીજાઓ પ્રત્યે ન આચરવું જોઈએ '

વળી કહ્યુ છે કે —

' प्राणा यथाऽऽत्मनोऽभीष्टा , भूतानामपि ते तथा।
आत्मौपम्येन सर्वत्र दया कुर्वन्ति साधव ॥"

'જેમ આપણા પ્રાણો આપણને પ્રિય હોય છે. તેમ બીજા પ્રાણીઓને પણ પોતાના પ્રાણો પ્રિય હોય છે. એવા વિચારથી સાધુ-પુરુષો પોતાના પ્રાણની બરાબર સઘળા ઉપર દયા કરે છે—સમાન વર્તાવ રાખે છે '

મૈત્રીભાવનુ સ્વરૂપ નીચેની પંક્તિઓમા સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે :—

" शिवमस्तु सर्वजगत:, परहितनिरता भवन्तु भूतगणा:।
दोषा: प्रयान्तु नाश, सर्वत्र सुखी भवतु लोक: ॥ "

" સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીઓનો સમૂહ બીજાના હિતમા તત્પર બનો, દોષો નાશ પામો અને સર્વત્ર લોકો સુખી થાઓ. "

(૪૯-૬) સર્વ જીવોની હું ક્ષમા માગું છુ, સર્વ જીવો મને ક્ષમા આપો મારે સર્વ જીવોની સાથે મૈત્રી છે, કોઈની પણ સાથે વૈર નથી.

(૫૦-૪) एवमहं - [ एवम् अहम् ] - આ રીતે હુ

आलोइअ - [ आलोच्य ] - આલોચના કરીને.

निंदिअ - [ निन्दित्वा ] - નિંદા કરીને

गरहिअ - [ गर्हित्वा ] - ગર્હા કરીને

दुगंछिउं( अ ) - [ जुगुप्सित्वा ] - જુગુપ્સા કરીને, અણગમો વ્યક્ત કરીને.

જુગુપ્સા એટલે નિંદા, અણગમો કે એક પ્રકારનો તિરસ્કાર

सम्मं - [ सम्यक् [ - સારી રીતે

तिविहेण पडिक्कतो, वदामि जिणे चउव्वीस - પૂર્વવત્ ગાથા ૪૩ મુજબ.

(૫૦-૫) एवमह ... ...चउव्वीस.

આ ગાથામા પ્રતિક્રમણસૂત્રનો ઉપસહાર કર્યો છે, તથા અતિમ મગલ-દ્વારા વિષયની પૂર્ણાહુતિ કરવામાં આવી છે તેમાં જણાવ્યુ છે કે - આ રીતે મેં અતિચારોની આલોચના

કરી છે, નિંદા કરી છે, ગર્હા કરી છે અને સમ્યક્ પ્રકારે જુગુપ્સા પણ કરી છે, છતાં ફરી એક વાર મન, વચન અને કાયાથી પ્રતિક્રમણ કરતો એટલે કે વિભાવ-દશામાંથી સ્વભાવ-દશામાં આવતો હું પરમોપકારી ચોવીસે જિનને વંદન કરું છું અહીં આલોચનાનો પ્રતિક્રમણના સામાન્ય અર્થમાં પ્રયોગ કરીને તેના મુખ્ય અંગો 'નિંદા, ગર્હા અને જુગુપ્સા'નો નિર્દેશ કરેલો છે આત્મ-સાક્ષીએ અતિચારોને—દોષોને વખોડવા તે 'નિંદા,' ગુરુ-સાક્ષીએ વખોડવા તે 'ગર્હા' અને તેને માટે હૃદયમાં તીવ્ર અણગમો પેદા થવો તે 'જુગુપ્સા'. આ ક્રિયાઓ સમ્યક્-પ્રકારે એટલે ભાવ-પૂર્વક યથાર્થ વિધિથી મેં કરી છે, છતાં ઉપસંહારરૂપે ફરીને પણ મન, વચન અને કાયાથી પ્રતિક્રમણ કરીને અંતિમ-મંગલ તરીકે ચોવીસે જિનને વંદના કરું છું

'આદિ-મંગલ' વિઘ્નના નિવારણાર્થે છે, 'મધ્ય-મંગલ' ગ્રહણ કરેલા કાર્યની નિર્વિઘ્ન પ્રવૃત્તિ માટે છે અને 'અંતિમ-મંગલ' શિષ્ય-પ્રશિષ્યાદિ-પરંપરામાં શાસ્ત્રાર્થનો વિચ્છેદ ન થવા માટે છે *

(૫૦-૬) આ રીતે મેં સમ્યક્ પ્રકારે અતિચારોની આલોચના, નિંદા, ગર્હા અને જુગુપ્સા કરી છે હવે હું મન, વચન અને કાયા વડે તમામ દોષોની નિવૃત્તિ-પૂર્વક ચોવીસે જિનોને વંદન કરું છું.

---

* જુઓ વિ. ભા ગા ૧૩ ૧૪

## (૭) સૂત્ર-પરિચય

જે વીસ સ્થાનકોનુ ઉલ્લાસ-પૂર્વક આરાધન કરવાથી 'પુરુષોત્તમ-પદ'ની પ્રાપ્તિ થાય છે, તેમાનુ એક સ્થાનક 'આવશ્યક ક્રિયા' છે તેની વ્યાખ્યા શ્રીઅનુયોગદ્વારસૂત્રમાં આ રીતે કરવામા આવી છે

'समणेण सावएण य, अवस्सकायव्व हवइ जम्हा ।
अतो अहोनिसिस्स य, तम्हा आवस्सय नाम ॥'

એટલે તેની ઉપાદેયતા શ્રમણ અને શ્રાવક એ ઉભયને માટે એકસરખી છે. શ્રી 'આવશ્યકસૂત્ર'ના છઠ્ઠા અધ્યયનમાં શ્રાવકધર્મને લગતા સભવિત અતિચારોના આલાપકો આપવામા આવ્યા છે, તેથી શ્રાવકોએ પ્રતિદિન પોતાના વ્રતમા લાગેલા અતિચારોનુ નિંદા અને ગર્હા દ્વારા 'પ્રતિ-ક્રમણ' કરવુ સમુચિત છે વળી, નિષિદ્ધ ક્રિયાઓનુ આચરણ થવાથી, વિધેય ક્રિયાઓનુ આચરણ ન થવાથી, સર્વજ્ઞ ભગવતોના વચન પર અશ્રદ્ધા થવાથી તથા શાસ્ત્ર-વિરુદ્ધ પ્રરૂપણા થવાથી પણ પ્રતિક્રમણની ક્રિયા આવશ્યક બને છે આ ઉપરાત ૫ ચાચારની વિશુદ્ધિ માટે પણ તે અતિ અગત્યની છે. ટૂકમા કાદવ અને ધૂળથી ખરડાયેલાને જેટલી જરૂર સ્નાનની છે, તેટલી, બલકે તેથી પણ ઘણી વધારે જરૂર પાપ-પંકથી ખરડાયેલા આત્માઓને 'પ્રતિક્રમણ'ની છે

પ્રસ્તુત સૂત્ર શ્રાવકોને આત્મિક શુદ્ધિ કરાવતુ હોઈને 'શ્રાવક(શ્રાદ્ધ)-પ્રતિક્રમણ-સૂત્ર,' 'ગૃહિ-પ્રતિક્રમણ-સૂત્ર,'

'સમણોવાસગ-પડિક્કમણ સુત્ત'* વગેરે નામથી ઓળખાય છે. આ સૂત્રનો પ્રારંભ 'વંદિત્તુ' પદ વડે થતો હોઈને તે 'વંદિત્તુ-સૂત્ર'ના નામથી પણ ઓળખાય છે

આ સંપૂર્ણ સૂત્ર પચાસ પદ્યમય ગાથાઓમા રચાયેલું હોઈને સરળતા-પૂર્વક કંઠે કરી શકાય તેવુ છે, તથા શ્રાવક-જીવનનો સંપૂર્ણ ખ્યાલ આપનારુ હોઈને પુન. પુન પઠન-મનન કરવા યોગ્ય છે

સૂત્રના પ્રારંભમા અભીષ્ટની સિદ્ધિ માટે તથા વિઘ્નના નિવારણ માટે મંગલાચરણ કરવામા આવ્યુ છે, તથા જે હેતુથી આ સૂત્રની રચના થયેલી છે, તેનો નિર્દેશ કરવામા આવ્યો છે 'શ્રાવકધર્મમા લાગેલા અતિચારોનુ પ્રતિક્રમણ' એ તેનો સ્પષ્ટ હેતુ છે.

ધર્મનુ મુખ્ય પ્રયોજન 'જ્ઞાન, દર્શન અને ચારિત્ર'ની આરાધના છે, તેથી પહેલુ 'પ્રતિક્રમણ' તે ત્રણમા લાગેલા અતિચારોનુ કરવામા આવ્યુ છે. આ પ્રતિક્રમણ માત્ર સ્થૂલ દોષોનુ જ નથી, પરંતુ સૂક્ષ્મ દોષોનુ પણ છે, જે વ્રતના આરાધકે કેટલી યતનાથી ચાલવાનુ છે, તેનુ સૂચન કરે છે.

ત્રીજી ગાથામાં સર્વ પાપના મૂળ-સમા 'પરિગ્રહ અને આરંભ'ને લીધે લાગેલા દોષોનુ પ્રતિક્રમણ કરવામા આવ્યુ છે તથા ચોથી ગાથામા રાગ અને દ્વેષ વડે ઇંદ્રિયો અને

* પહેલા બે નામો અર્થદીપિકામા વપરાયેલા છે અને છેલ્લુ નામ આ સૂત્ર પરની ચૂર્ણિમા શ્રી વિજયસિંહસૂરિએ આપેલુ છે.

કષાયોના અપ્રશસ્ત પ્રવર્તનથી થયેલા દોષોની નિંદા તથા ગર્હા વડે શુદ્ધિ કરવામા આવી છે.

પાચમી ગાથામા દબાણ અને પરવશતાથી કરવી પડેલી 'ગમનાગમન આદિ પ્રવૃત્તિઓ' વડે ઉત્પન્ન થયેલા દોષોનુ તથા છટ્ઠી ગાથામા બારે વ્રતોના પાયા-સમાન 'સમકિત'માં લાગેલા અતિચારોનુ 'પ્રતિક્રમણ' કરવામાં આવ્યું છે. 'સમકિત' અથવા 'સમ્યગ્દર્શન'ને વ્રતનો પાયો કહેવાનુ કારણ એ છે કે તેના સદ્ભાવે વ્રતનું પાલન યથાર્થ થઈ શકે છે, અને તેની ગેરહાજરીમા વ્રત-પાલનની ભાવના મૂળમાથી જ ડોલી જાય છે અર્હંતો પર પૂરી શ્રદ્ધા હોય તો તેમના વચનો ઉપર પણ પૂરી શ્રદ્ધા થાય છે, અને તેમના વચનો પર પૂરી શ્રદ્ધા થાય, તો તેમણે પ્રરૂપેલાં વ્રતોની ઉપયોગિતા સબધી મનમા કોઈ પણ જાતની શકા રહેતી નથી આ જ વાત ગુરુના વિષયમા સમજવાની છે

માણસની શ્રદ્ધાને ડોલાવનારી જે પાચ વસ્તુઓ અહીં રજૂ કરવામા આવી છે, તે મનની વાસ્તવિક સ્થિતિનો પરિચય કરાવે છે માણસ શકાશીલ થયો કે તેની શ્રદ્ધા સરકવા માડે છે ઘડીકમાં એક માન્યતા ધારણ કરવી અને ઘડીકમાં બીજી માન્યતા ધારણ કરવી, એ પણ શ્રદ્ધાને ડહોળી નાખે છે તે જ રીતે હાથ ધરેલા કાર્યોમા, વ્રત-નિયમોના ફલમા શકા રાખવી, તે પણ શ્રદ્ધાને ઘટાડનારું છે, અને બીજા સિદ્ધાતો કે મતો તરફ દોરવાઈ જવુ ને તેની પ્રશસા કરવા લાગી જવુ, તથા તેમનો સહવાસ વધારવો, એ પણ તેટલુ જ

નુકસાન-કારક છે. જેવા પ્રકારની સાધના તેવા પ્રકારનુ વાતાવરણ હોવું જોઈએ. તેથી વિરુદ્ધ વાતાવરણમાં પ્રવેશ કરવો—એ શ્રદ્ધાને ખોઈ નાખવાનાં સાધનોને આમત્રણ આપવા બરાબર છે

સાતમી ગાથામા 'શ્રાવકનાં બાર વ્રતો'ની ગણતરી કરી છે: "પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો," તથા તેનુ સામાન્ય 'પ્રતિક્રમણ' કર્યું છે.

આઠમી ગાથાથી ૩૩મી ગાથા સુધી દરેક વ્રતનુ તથા સલેખનાનું વિશિષ્ટ રીતે પ્રતિક્રમણ કરવામા આવ્યું છે. અહીં ગણાવેલા અતિચારોમાં નીચેના વિષયો મુખ્ય છે કે જેના તરફ પહેલી તકે લક્ષ્ય આપવું ઘટે છે. તેનુ તારણ નીચે મુજબ નીકળી શકે '—

(૧) નિર્દોષ પ્રાણીને મારવું નહિ.

(૨) કોઈ પ્રાણીને સખત બધને બાંધવુ નહિ

(૩) કોઈ પ્રાણીના અંગોપાંગ છેદવા નહિ.

(૪) પ્રાણીઓ પાસેથી ગજા ઉપરાત કામ લેવુ નહિ. મતલબ કે ઢોર, મજૂર, નોકર-ચાકર વગેરે પાસેથી દયાધર્મ ન હણાય તે રીતે કામ લેવું

(૫) કોઈને ભૂખ્યા-તરસ્યા રાખવા નહિ.

(૬) કોઈના ઉપર આળ ચડાવવુ નહિ.

(૭) કોઈ છાની વાત કરનાર ઉપર દોષારોપણ કરવું નહિ કે 'તમે અમુક જ વાત કરતા હતા'

(૮) સ્ત્રીની યા મિત્રની ગુપ્ત વાત ઉઘાડી પાડવી નહિ.

(૯) ખોટી સલાહ આપવી નહિ કે લોકોને ખોટે રસ્તે દોરી જનારાં જૂઠા ભાષણો કરવાં નહિ.

(૧૦) ખોટુ નામુ લખવું નહિ, ખોટી રસીદો કે ખોટા દસ્તાવેજો બનાવવા નહિ, માલની ખોટી જાહેરાતો આપવી નહિ

(૧૧) ચોરીનો માલ ખરીદવો નહિ

(૧૨) ચોરી માટે કોઈને પ્રેરણા કરવી નહિ.

(૧૩) માલમા કોઈ પણ પ્રકારની સેળભેળ કરવી નહિ.

(૧૪) રાજ્યના હિતમા થયેલા કાયદાઓનુ ઉલ્લંઘન કરવું નહિ, દાણ-ચોરી કે કર-ચોરી કરવી નહિ.

(૧૫) ખોટાં તોલ કે ખોટાં માપ રાખવાં નહિ, એક વસ્તુ અમુક વજન કે માપની જાહેરાત કર્યા પછી તેને ઓછી આપવી નહિ

(૧૬) પરદારા-ગમન કરવું નહિ

(૧૭) વેશ્યા-ગમન કરવુ નહિ.

(૧૮) લાજ-મર્યાદાનો ભગ કરનારુ વર્તન કરવુ નહિ.

(૧૯) વિવાહો આદિ કાર્યો કરવામા ઉત્સુકતા બતાવવી નહિ

---

* ૧૮ વાગના તાકાનુ સિલ હોય ને ૧૭॥ કે ૧૭ા વાગ આપવો તે ચોરી છે. ૧૦૦ ગ્નલનુ પેકીંગ હોય, તેમા ૯૬-૯૭ કે ૯૮-૯૯ રતલ માલ ભરવો તે પણ ચોરી છે

(૨૦) કામ-ભોગ સંબંધી તીવ્ર અભિલાષા રાખવી નહિ

(૨૧) ધંધા અને પ્રવૃત્તિનું ક્ષેત્ર મર્યાદિત કરવું.

(૨૨) મોજ-વિલાસનાં સાધનોની તથા પ્રમાણોની મર્યાદા કરવી.

(૨૩) નિરર્થક પ્રવૃત્તિ કરવી નહિ.

(૨૪) કામોત્પાદક ચેન-ચાળા કે વાણી-પ્રયોગ કરવા નહિ.

(૨૫) અતિવાચાળપણું રાખવું નહિ.

(૨૬) શસ્ત્રો સજાવીને તૈયાર રાખવા નહિ

(૨૭) જરૂરથી વધારે ભોગોપભોગની વસ્તુઓ રાખવી નહિ

(૨૮) મન, વચન અને કાયાને નિષ્પાપ બનાવવાનો પ્રયત્ન કરવો. તે માટે રોજ ઓછામાં ઓછી બે ઘડીવાળું ૪૮ મિનિટ પર્યન્તનું સામાયિક નામનું અનુષ્ઠાન કરવું

(૨૯) ઓછામાં ઓછી જરૂરિયાતથી રહેતા શીખવું, સાંસારિક પ્રવૃત્તિઓની મર્યાદા કરવી

(૩૦) પર્વ-દિવસે ઉપવાસ કરવો, બ્રહ્મચર્યનું પાલન કરવું અને શરીર-વિભૂષા તથા સાવદ્ય વ્યાપાર વગેરેનો ત્યાગ કરી એકાંત સ્થાનમાં ધર્મ-ધ્યાન કરવા માટે પોસહ કરવો.

(૩૧) સાધુ-સાધ્વીને અતિથિ માનીને શુદ્ધ આહાર-પાણી વહોરાવવાં તથા બીજી પણ ધર્મ-સાધક

જરૂરી વસ્તુઓનુ દાન દેવું તેમની બને તેટલી સેવા-ભક્તિ કરવી

(૩૨) મૃત્યુ-સમય નજીક આવે ત્યારે અણુસણુ-પૂર્વક સમાધિ-મરણુ થાય તેવા સઘળા પ્રયત્નો કરવા

આ નિયમો પ્રમાણે વર્તવાથી એક મનુષ્ય વ્યક્તિગત વિકાસ સાધી શકે છે, સામાજિક ધોરણ ઊંચુ આવે છે અને પરિણામે રાષ્ટ્રનુ નૈતિક ધોરણ પણ ઊંચે ચડી શકે છે દરેક વ્યક્તિ પોતે સુધરવાનો નિર્ણય કરે અને તે પ્રમાણે વર્તવા લાગે તો સુધારો આપોઆપ થાય છે, જ્યારે બીજાના સુધરવાની આશા રાખવામાં આવે અને પોતે સન્માર્ગે ચાલવાનો પુરુષાર્થ કરે નહિ તો તેથી વાતાવરણ ઝપાટાબધ બગડે છે અને પતન અનિવાર્ય બને છે

ચોત્રીસમી ગાથામા મન, વચન અને કાયાની અપ્રશસ્ત પ્રવૃત્તિને બદલે પ્રશસ્ત પ્રવૃત્તિ કરવાનુ સૂચન છે, તથા પાત્રીસમી ગાથામા વદન, વ્રત, શિક્ષા, ગૌરવ, સજ્ઞા, કષાય, દંડ, સમિતિ, ગુપ્તિ-સબધી ન કરવાનુ કર્યું હોય અને કરવાનુ ન કર્યું હોય, તેનુ પ્રતિક્રમણ છે.

છત્રીસમી ગાથાથી એકતાળીસમી ગાથા સુધીમાં 'પ્રતિક્રમણ'ની તાત્ત્વિક-ભૂમિકાને સ્પર્શવામા આવી છે. તેમા 'પ્રતિક્રમણ' કઈ રીતિએ ઉપયોગી છે અને તે મનુષ્યના પાપોનો નાશ કરીને તેને કેવી રીતે ઊંચે લઈ જાય છે, તે દાખલા-દલીલપૂર્વક સમજાવવામા આવ્યું છે. સારાશ કે સમ્યગ્દૃષ્ટિને કર્મનો બધ અલ્પ થાય છે અને તે પણ 'પ્રતિ-

ક્રમણ, પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત' દ્વારા શીઘ્ર તૂટી જાય છે વળી, જેમ માથેથી ભાર ઉતરતા હળવાપણાનો અનુભવ થાય છે, તેમ કરેલા પાપોની 'નિંદા, ગર્હા અને આલોચના' કરવાથી હળવાપણાનો અનુભવ થાય છે આ આવશ્યક ક્રિયા સાવદ્ય ક્રિયાઓમા ડૂબી રહેલા આત્માઓનો પણ ઉદ્ધાર કરીને તેમનાં દુખોનો સર્વથા નાશ કરનારી છે

બેતાળીસમી ગાથામા જણાવ્યુ છે કે –'આલોચના' સૂક્ષ્મ અને સ્થૂલ એવા અનેક અતિચારોની કરવાની હોય છે તેમાંથી પ્રતિક્રમણ-કાલે જે યાદ ન આવ્યા હોય, તે સર્વેનુ અહીં 'નિંદા અને ગર્હા'દ્વારા સામાન્ય 'પ્રતિક્રમણ' કરી લઉં છુ

તેતાળીસમી ગાથામા 'વિરાધના'માથી વિરમવાનો અને 'આરાધના'મા તત્પર થવાનો નિર્ણય છે અને તે આરાધનાના પ્રથમ ઉપદેશક પરમોપકારી ચોવીસે જિનોને વદન કરવામાં આવેલ છે

ચુમાળીસમી અને પિસ્તાળીસમી ગાથામા અનુક્રમે સર્વે ચૈત્યો અને સર્વે સાધુઓને વદના કરવામા આવી છે, તથા છેતાળીસમી ગાથામા ચોવીસે જિનવરોએ પ્રરૂપેલી ધર્મકથાઓનાં શ્રવણ, મનન અને ચિન્તનમાં બધો વખત પસાર થાય એવી ભાવના પ્રદર્શિત કરવામાં આવી છે.

સુડતાળીસમી ગાથામાં અરિહંત, સિદ્ધ, સાધુ, શ્રુતજ્ઞાન અને ચારિત્રધર્મને મગલ માનીને સમ્યગ્દૃષ્ટિ-દેવો આગળ

'સમાધિ' તથા 'બોધિ'ની માગણી કરવામા આવી છે, તથા અડતાળીસમી ગાથામાં 'પ્રતિક્રમણ' કયાં કયાં કારણોએ કરવુ ઘટે તેનો નિર્દેશ કરવામા આવ્યો છે. આ ચાર કારણો નીચે મુજબ છે "(૧) નિષિદ્ધ બાબતો કરવી. (૨) વિધેય બાબતો તજી દેવી (૩) સર્વજ્ઞના સિદ્ધાતો પર શ્રદ્ધા રાખવી નહિ. (૪) ઉત્સૂત્ર-પ્રરૂપણા કરવી"

ઓગણપચાસમી ગાથામાં પોતે ચૌદ રાજલોકના સર્વે જીવો પ્રત્યે કરેલા અપરાધોની ક્ષમા માગવામાં આવી છે, તથા તેમને ક્ષમા કરવાનુ કહેવામાં આવ્યુ છે. તે સાથે એ પણ જાહેર કરવામા આવ્યું છે કે પોતાને કોઈ પણ જીવ સાથે વૈર-ભાવ નથી પણ મૈત્રી-ભાવ છે, અને તે સહુનુ કલ્યાણ ઇચ્છે છે

પચાસમી ગાથા ઉપસંહારરૂપ છે. તેમાં 'નિંદા, ગર્હા અને જુગુપ્સા'-પૂર્વક સમ્યક્-પ્રકારે 'આલોચના' કરવામા આવી છે, તથા થયેલા દોષોનુ મન, વચન અને કાયાથી, 'પ્રતિક્રમણ' કરતા ચોવીસે જિનોને પૂર્ણાહુતિનુ વદન કરવામા આવ્યુ છે.

આ સૂત્ર પર નીચે મુજબ ચૂર્ણિઓ, વૃત્તિઓ, ટીકાઓ કે વ્યાખ્યા-વિવરણ રચાયેલા મળી આવે છે:-

(૧) **ટીકા:** શ્રીપાર્શ્વમુનિ-(યક્ષદેવ-શિષ્ય) વિ સ ૯૫૬.
(ગભૂતા—ગાભૂ ગામમા જખુ શ્રાવકની સહાયતાથી.)

(૨) **ચૂર્ણિ:** શ્રીવિજયસિંહસૂરિ, વિ સ ૧૧૮૩.

(૩) વૃત્તિ: (ષડાવશ્યક) શ્રીચન્દ્રસૂરિ, વિ. સં. ૧૨૨૨. (ચન્દ્રકુલના શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વરના શિષ્ય)

(૪) લઘુવૃત્તિ: શ્રીતિલકાચાર્ય યા તિલકસૂરિ (ચક્રેશ્વર-સૂરિના શિષ્ય) વિ. સં. ૧૨૯૬.

(૫) વંદારુવૃત્તિ: (શ્રાવકાનુષ્ઠાન વિધિ). શ્રીદેવેન્દ્રસૂરિ, વિ. સં. ૧૩૦૦ આસપાસ.

(૬) વિવરણ: શ્રીતરુણપ્રભસૂરિ, (ખરતરગચ્છીય જિન-ચંદ્રસૂરિના શિષ્ય) વિ. સં. ૧૪૧૧.

(૭) વૃત્તિ: શ્રીસોમસુંદરસૂરિ.

(૮) અર્થદીપિકા: શ્રીરત્નશેખરસૂરિ (તપાગચ્છીય મુનિસુંદરસૂરિના શિષ્ય) વિ. સં. ૧૪૯૬.

(૯) બાલાવબોધ: ઉ. શ્રીમેરુસુંદર (ખરતરગચ્છીય રત્નમૂર્તિના શિષ્ય) વિ. સં. ૧૫૨૫.

(૧૦) ટીકા: શ્રીદેવચંદ્રસૂરિ.

(૧૧) વ્યાખ્યા: (ધર્મ-સંગ્રહમાં) શ્રીમાનવિજય ઉપાધ્યાય, વિ. સં. ૧૭૩૧.

આ સિવાય ષડાવશ્યકને લગતા અનેક બાલાવબોધોમાં પણ આ સૂત્ર પર વિવરણ થયેલું છે.

## (૮) આધાર-સ્થાન

આવશ્યકસૂત્રના છઠ્ઠા અધ્યયનમાં આવતા શ્રાવક-ધર્મને લગતા આલાપકો આ સૂત્રનો આધાર છે. સૂત્રની ભાષા આર્ષપ્રાકૃત છે આ સૂત્રની ૪૮મી ગાથા આ. નિ ૧૨૮૫ ગાથા તરીકે તથા ૪૯મી અને ૫૦મી ગાથા ચોથા અધ્યયનના છેડે મૂળ સૂત્ર તરીકે આપેલી છે

# ३३ गुरुखामणा-सुत्तं

## [ गुरु-क्षमापना-सूत्रम् ]

## અબ્ભુટ્ઠિઓ સૂત્ર

### (૧) મૂલપાઠ

[ शिष्य ] इच्छाकारेण संदिसह भगवं[1] ! अब्भुट्ठिओ हं[2] अब्भिंतर-देवसिअं ( राइअं ) खामेउं[3] ।

[ गुरु ] – [ खामेह ]

[ शिष्य ] इच्छं, खामेमि देवसिअं ( राइअं ) ।

जं किंचि अपत्तिअं[4], परपत्तिअं, भत्ते, पाणे, विणए, वेआवच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे, अंतर-भासाए, उवरिभासाए ।

जं किंचि मज्झ विणय-परिहीणं सुहुमं वा बायरं वा तुब्भे जाणह, अह न जाणामि,[5] तस्स मिच्छा मि दुक्कडं ॥

---

૧. આ પદ યો. સ્વો. વૃ ત્રીજા પ્રકાશવાળા પાઠમા આપેલુ નથી.

૨. પાઠાંતર ' मि ' શ્રાદ્ધદિનકૃત્ય, પૃ ૨૨૭

પાઠાંતર ' अम्हि ' યો. સ્વો વૃ પ્ર ૩, પૃ ૨૪૫

૩ પાઠાંતર खामेमि યો સ્વો. વૃ પ્ર. ૩, પૃ ૨૪૫

૪. પાઠાતર अप्पत्तिअं

૫. પાઠાતર याणामि

## (૨) સંસ્કૃત છાયા

[शिष्य] इच्छाकारेण संदिशत भगवन्!

अभ्युत्थित अहं आभ्यन्तरदैवसिकं (रात्रिकं) क्षमयितुम्।

[गुरुः] [क्षामय]

[शिष्य] इच्छामि, क्षमयामि दैवसिकम्।

यत् किञ्चित् अप्रीतिकम्, पराप्रीतिकम्, भक्ते, पाने, विनये, वैयावृत्त्ये, आलापे, संलापे, उच्चासने, समासने, अन्तर्भाषायाम्, उपरिभाषायाम्।

यत् किञ्चित् मम विनय-परिहीनं सूक्ष्मं वा बादरं वा यूयं जानीथ, अहं न जाने, तस्य मिथ्या मे दुष्कृतम्॥

## (૩) ગુજરાતી છાયા

[શિષ્ય•] ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો ભગવન્!

ઉપસ્થિત થયો છું હું દિવસની અંદર થયેલા (અપરાધોને) ખમાવવા માટે

[ગુરુ.] [ખમાવો]

[શિષ્ય.] ઇચ્છું છું, ખમાવું છું દૈવસિક (રાત્રિક) (અપરાધોને).

જે કંઈ અપ્રીતિકર, વિશેષ (બીજાઓને) અપ્રીતિકર, ભોજનમાં, પાણીમાં, વિનયમાં, વૈયાવૃત્ત્યમાં, આલાપમાં, સંલાપમાં, ઉચ્ચાસને બેસવામાં, સમાન આસને બેસવામાં, વચ્ચે બોલવામાં, ઉપરવટ બોલવામાં જે કાંઈ મારાથી વિનય-

હીન. સૂક્ષ્મ કે બાદર (થયુ હોય તે) તમે જાણો છો, (પણ) હું જાણુતો નથી, (તેવું જે કાઈ બન્યું હોય.) તે સબધી મિથ્યા હો મારુ દુષ્કૃત્ય.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ.

**इच्छाकारेण संदिसह** – [ इच्छाकारेण सदिशत ] – ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો.

**भगवं !** – [ भगवन् ! ] – હે ભગવ ત ! હે પૂજ્ય !

**अब्भुट्ठिओ**-[ अभ्युत्थितः ] – સામે ઊભો થયેલો (છુ).

आभि+उत्+स्था – સામે ઊઠવું, આસન પરથી ઊઠવું, તે પરથી अभ्युत्थित – સામે ઊભો થયેલો.

**हं** – [ अहम् ] – હું.

**अब्भिंतर-देवसिअं** – [ अभ्यन्तर-दैवसिकम् ] – દિવસની અ દર થયેલા

" अभ्यन्तर-दैवसिकम् – दिवसाभ्यन्तर-सम्भवातिचारम् " – (શ્રા. દિ. કૃ.) " દિવસ-દરમિયાન થયેલા અતિચારને. "

**खामेउं** – [ क्षमयितुम् ] – ખમાવવાને-ક્ષમા માગવાને.

**जं किंचि** – [ यत् किञ्चित् ] – જે કાઈ.

**अपत्तिअं** – [ अप्रीतिकम् ] – અપ્રીતિ ઉપજાવનારું.

આર્ષ-પ્રયોગવાળા 'अपत्तिअ' શબ્દનો સસ્કાર 'अप्रीतिकम्' થાય છે.

'अपत्तिअ – आर्पत्वादप्रीतिकमप्रीतिमात्रम्' (યો. સ્વો. વૃ. પ્ર ૩) જો अप्पत्तिअ પાઠ લઈએ અને તેનો સંસ્કાર 'अप्रत्यय' કરીએ તો તેનો અર્થ 'અપ્રીતિજનક' થાય, અને જો સંસ્કાર 'आत्म-प्रत्यय' કરીએ તો તેનો અર્થ 'પોતાના નિમિત્તે થાય'

**पर-पत्तिअं** – [ पराप्रीतिकम् ]–વિશેષ અપ્રીતિ ઉપજાવનારું.

"पर-पत्तिअ – प्रकृष्टमप्रीतिक पर-प्रत्यय वा पर-हेतुकम्" (યો સ્વો વૃ પ્ર ૩) 'पर-पत्तिअ' એટલે પ્રકૃષ્ટ અપ્રીતિ ઉપજાવનારું, પર-નિમિત્તવાળું કે પર-હેતુવાળું.

**भत्ते** – [ भक्ते ] – ભોજનના સંબંધમાં.

'भक्त' શબ્દ અનેક અર્થો બતાવે છે જેમ કે સેવક, અન્ન, ઓદન, તાંદુલ, ભોજન, વિભાજિત વગેરે પરંતુ અહીં તે ભોજનના અર્થમાં વપરાયેલો છે. 'भत्ते – भोजनविषये' (યો. સ્વો વૃ પ્ર. ૩) भज् – સેવા કરવી, રાંધવું વગેરે તે પરથી भक्त = રાંધેલું, ભોજન

**पाणे** – [ पाने ] – પાણીના સંબંધમાં

'पाणे पानविषये' (યો. સ્વો. વૃ પ્ર. ૩) પાણી-સંબંધમાં. અહીં સાધુને આપવા યોગ્ય પ્રાસુક પાણી સમજવાનાં છે

**विणये** – [ विनये ] – વિનયના સંબંધમાં.

વિનય શબ્દથી અહીં અભ્યુત્થાન, આસન-દાન વગેરે ક્રિયાઓ સમજવાની છે.

**वेयावच्चे** – [ वैयावृत्त्ये ] – વૈયાવૃત્ત્યના સંબંધમાં

'વૈયાવૃત્ત્ય' શબ્દની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૪

અહીં 'વૈયાવૃત્ત્ય' શબ્દથી ઔષધ તથા ઉપયોગી વસ્તુઓનુ દાન સમજવાનુ છે 'वेआवच्चे वैयावृत्त्ये, वैयापृत्त्ये वा औषध-पथ्यादिनाऽवष्टम्भरूपे' (યો. શા સ્વો. પ્ર ૩).

**उच्चासणे** – [ उच्चासने ] – ( ગુરુ કરતા ) ઊંચા આસને બેસવામા

उच्च જે आसन ते उच्चासन, તેના વિષે 'उच्चासणे – गुरोरासनादुच्चैरासने' ( યો. સ્વો. વૃ પ્ર ૩ ) ઉચ્ચાસને એટલે ગુરુના કરતાં ઊંચા આસને બેસવામા.

**समासणे** – [ समासने ] – ( ગુરુના આસનની ) સમાન આસન રાખવામા

सम+आसन ते समासन, તેના વિષે सम એટલે ગુરુના આસનની તુલ્ય "समासणे-गुर्वासनतुल्ये आसने" ( યો. સ્વો. વૃ. પ્ર ૩ )

**अंतरभासाए** – [ अन्तर्भाषायाम् ] – વચ્ચે બોલવામા.

કોઈ વાતચીત કરતું હોય તેની વચ્ચમા બોલી ઊઠવું તે અ તર્ભાષા. અહીં કોઈના સ્થાને ગુરુ સમજવાના છે. 'अन्तर्भाषाया गुरोर्भाषमाणस्य विचालभाषणरूपायाम्" ( યો. સ્વો વૃ પ્ર ૩ )

**उवरिभासाए** – [ उपरिभाषायाम् ] – તરત જ ( ઉપરાત–વિશેષ ) બોલવામા, ટીકા કરવામાં વાત પૂરી થાય કે તરત જ બોલવા લાગી જવુ તે ઉપરિભાષા. 'उपरिभाषाया गुरो-

र्भाषणानन्तरमेव विशेपभापणरूपायाम्" (ચો. સ્વો. વૃ. પ્ર. ૩) વિશિષ્ટ અર્થમા ગુરુના કથન ઉપર ટીકા-ટિપ્પણ કરવું કે તેમની સ્થાપેલી વાતને ઉત્થાપી પોતાની વાતનુ સ્થાપન કરવુ તે ઉપરિભાષા. 'उपरिभाषाया गुरोः कथित विषय विखण्ड्य स्वभाषा-स्थापने' (આ દિ.)

**जं किंचि** – [ यत् किञ्चित् ] – જે કાંઈ.

'यत् किञ्चित्' 'समस्त सामान्यतो वा'–જે કાંઈ એટલે સમસ્ત કે સામાન્ય રીતે.

**मज्झ** – [ मम ] – મારું

**विणय-परिहीणं** – [ विनय-परिहीनम् ] – વિનયથી રહિત, શિક્ષાથી રહિત, ભક્તિ વિનાનુ.

विनयथी परिहीन, તે विनय-परिहीन विनय–શિક્ષા, ભક્તિથી परिहीन–રહિત "विनय-परिहीन भक्ति-वियुक्त सजातमित्यर्थ" (શ્રા. દિ. કૃ) વિનય-પરિહીન, એટલે ભક્તિથી રહિત થયુ હોય તે.

**सुहुमं वा बायरं वा** – [ सूक्ष्म वा बादर वा ] – સૂક્ષ્મ કે બાદર, નાનુ કે મોટુ. અલ્પ પ્રાયશ્ચિત્તને યોગ્ય કે વિશેષ પ્રાયશ્ચિત્તને યોગ્ય.

**तुब्भे जाणह** – [ यूय जानीथ ] – આપ જાણો છો.

**अहं न जाणामि** – [ अह न जानामि ] – હું જાણતો નથી.

**तस्स मिच्छा मि दुक्कडं** – પૂર્વવત્

## (૫) અર્થ-નિર્ણય

गुरु-खामणा-सुत्तं – ક્ષમાપના-સૂત્ર, ગુરુ-ક્ષમાપના-સૂત્ર.

આ સૂત્ર વડે શિષ્ય, ગુરુ પ્રત્યે થયેલ નાના-મોટા અપ-રાધોને ખમાવે છે, તથા ગુરુ પણ સામેથી તેને ખમાવે છે એટલે તે 'ખામણા-ક્ષમાપના-સૂત્ર' કહેવાય છે. આ સૂત્રનો મૂળપાઠ 'અબ્ભુટ્ઠિઓ' શબ્દથી શરૂ થતો હોઈને તે 'અબ્ભુટ્ઠિઓ સૂત્ર'ના નામથી પણ ઓળખાય છે.

अब्भुट्ठिओ ह – હુ સામે ઊભો થયો છુ, આદર-પૂર્વક ખડો થયો છુ

'અભ્યુત્થિત' શબ્દ માત્ર ઇચ્છા કે માત્ર અભિલાષાનો વ્યપોહ કરીને ક્રિયા કરવાની તત્પરતા બતાવે છે અહીં ગુરુ પાસેથી ક્ષમા માગવાની માત્ર ઇચ્છા જ નથી પણ તત્પરતા છે, તે દર્શાવવા માટે એ યોજાયેલો છે' અથવા 'અભ્યુત્થિત' શબ્દ આદર-પૂર્વક ઊભા થવાનો–ખડા રહેવાનો ભાવ સૂચવે છે અને તે અર્થ પણ અહીં સ ગત છે, કારણ કે ગુરુની ક્ષમા દબાણવશ કે બાહ્યોપચારથી માગવાની નથી પણ તેમના પ્રત્યે સ પૂર્ણ આદરભાવથી માગવાની છે.

अब्भिंतर-देवसिअ खामेउ – દિવસ-દરમિયાન આપના પ્રત્યે થયેલા અપરાધોને ખમાવવા માટે. 'अब्भिंतर-देवसिअ' શબ્દ અહી સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીની કાલ-મર્યાદાનો સૂચક છે. એટલે જ્યારે સૂર્યાસ્તથી સૂર્યોદય સુધીના કે પક્ષ, ચાતુર્માસ અથવા સ વત્સર-દરમિયાન થયેલા અપરાધોની ક્ષમા માગવાની

હોય છે, ત્યારે આ પદને બદલે અનુક્રમે 'अब्भिंतर-राइअ,' 'अब्भिंतर-पक्खिअ,' 'अब्भिंतर-चाउमासिय' અને 'अब्भिंतर-सवच्छरिअ' એ પદો બોલાય છે. આ પદો વિશેષણ હોઈને વિશેષ્યની અપેક્ષા રાખે છે. તેનો નિર્દેશ અહીં સ્પષ્ટ શબ્દોમાં જોવામા આવતો નથી, પરતુ ક્ષમા હમેશા અપરાધની જ માગવાની હોય છે અને અહીં ગુરુ-ક્ષમાપનાનો પ્રસગ છે, એટલે 'આપના પ્રત્યે થયેલા અપરાધ' એ શબ્દો અધ્યાહારથી સમજવાના છે

ખમાવવુ એ 'ખમવા'નુ પ્રેરક રૂપ છે, તેથી તેનો સ્પષ્ટ અર્થ ક્ષમાની માગણીનો છે. આ માગણી તેટલા માટે કરવામા આવે છે કે અપ્રીતિકારક કે અસદ્વર્તનથી ગુરુને કોઈ પણ પ્રકારનુ દુ.ખ થયુ હોય કે ક્રોધ કરવાનુ નિમિત્ત મળ્યુ હોય તો તેની ઉપશાન્તિ થાય, વિનય અને શિષ્ટાચારની જાળવણી થાય તથા પોતાના આત્માની શુદ્ધિ થાય. પારમાર્થિક હેતુથી માગવામા આવેલી અપરાધોની ક્ષમા એ રકતા કે દીનતા નથી, પણ જાગ્રત આત્માનો સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટેનો એક સબલ પ્રયાસ છે, અને તેનુ પરિણામ ચિત્તની પ્રસન્નતા છે ક્ષમા આપવી એ ઉદારતા છે, ક્ષમા માગવી એ પવિત્રતા છે

इच्छ, खामेमि देवसिअ – આપની આજ્ઞાને ઈચ્છુ છુ. હવે દિવસ-સબધી અપરાધોને ખમાવુ છુ.

દૈવસિક અપરાધોની ક્ષમા માગવાની તત્પરતા દર્શાવ્યા પછી ગુરુ એવો જવાબ આપે છે કે 'खामेह' – ખમાવો. તે

વખતે શિષ્ય આજ્ઞાનો સ્વીકાર કરતાં જણાવે છે કે આપે જે પ્રમાણે આજ્ઞા આપી તે આજ્ઞાને ઇચ્છુ છુ, અને એ આજ્ઞાને શિરસાવદ્ય ગણીને હવે દિવસ-દરમિયાન થયેલા અપરાધોને ખમાવુ છુ

ખમવુ એટલે સહનશીલતા રાખવી, ઉદારતા રાખવી, ખામોશી રાખવી કે વૈર લેવાની વૃત્તિનો ત્યાગ કરવો તેનુ પ્રેરક રૂપ ખમાવવુ, એટલે સામાની પાસેથી ક્ષમાની અપેક્ષા રાખવી. ઉદારતાની માગણી કરવી તથા તે કલુષિત લાગણીનો–વૈરનો ત્યાગ કરે તેવી ભાવના રાખવી, એ ખમાવવાની ક્રિયા છે

अपत्तिअ परपत्तिअ – અપ્રીતિકારક, વિશેષ અપ્રીતિકારક.

અપરાધનુ સૂચન અહીં अपत्तिअ અને परपत्तिअ એ બે પ્રકારો વડે કરવામા આવ્યુ છે જે વર્તન સામાન્ય રીતે અપ્રીતિ ઉપજાવે તેવુ હોય તે 'अपत्तिअ,' અને જે વર્તન વધારે અપ્રીતિ ઉપજાવે તેવુ હોય તે 'परपत्तिअ,' આવું વર્તન જે જે વિષયોમા થવાનો સભવ છે, તેનો નિર્દેશ પછીના પદોવડે કરવામા આવ્યો છે

भत्ते पाणे – આહાર-પાણી સબધમા

આહાર-પાણી વહોરવા જતી વખતે, વહોરતી વખતે, કે વહોરીને આવ્યા પછી કોઈ પણ કામ એવુ કરવુ ન જોઈએ કે જેથી ગુરુને અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થાય

તાત્પર્ય કે આહાર-પાણી સબંધમા ગુરુએ જે જે અને જેવી જેવી સૂચનાઓ આપેલી હોય, તે તે અને તેવી તેવી સૂચનાઓનો બરાબર અમલ કરવો જોઈએ. તેમ ન કરવામા આવે તો ' અપરાધ ' ઉત્પન્ન થાય

ગૃહસ્થોએ આ પદોથી ગુરુમહારાજ પોતાને ત્યા આહાર પાણી લેવા પધાર્યા હોય, અને તે વખતે પોતાથી જે કઈ અપ્રીતિકર કે વિશેષ અપ્રીતિકર વર્તન થઈ ગયુ હોય. તે સમજવાનુ છે

विणए वेआवच्चे – વિનય અને વૈયાવૃત્ત્યમાં

ગુરુનો વિનય સાચવવો અને ઉચિત વૈયાવૃત્ત્ય કરવું, એ શિષ્યનુ કર્તવ્ય છે, શિષ્યનો વિશિષ્ટ ધર્મ છે તેમા વિનય મુખ્યત્વે શિષ્ટાચારરૂપ છે, અને વૈયાવૃત્ત્ય મુખ્યત્વે સેવા-શુશ્રૂષા-રૂપ છે. તીર્થંકર-નામકર્મ બાધવામાં નિમિત્તભૂત થતા વીસ સ્થાનકોમા તેમનુ સ્થાન અનુક્રમે દસમું અને સોળમું છે આ બન્ને ગુણોની આરાધના કરતા જે કાઈ અપ્રીતિ અને વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવુ થયુ હોય

आलावे सलावे – બોલવામા અને વાતચીત કરવામા

ગુરુની સાથે બોલવાનો તથા વાતચીત કરવાનો પ્રસગ અનેક વાર આવે છે. તેમા કોઈ વચન એવુ બોલાયુ હોય કે કોઈ વાતચીત એવી થઈ હોય કે જેથી અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય

उच्चासणे समासणे – ઊંચા આસને બેસવામા અને સમાન આસને બેસવામા

શિષ્યે પોતાનુ આસન ગુરુ કરતાં નીચું રાખવું જોઈએ. તેના બદલે કોઈ કારણ-પ્રસંગે આસન ઊંચું રાખવું પડયું હોય કે સમાન રાખવું પડયું હોય. તેનાથી અપ્રીતિ તથા વિશેષ અપ્રીતિ ઉપજાવી હોય.

अतरभासाए उवरिभासाए – વચ્ચે બોલવામાં કે વધારે બોલવામા

ગુરુ કોઈ સાથે વાતચીત કરતા હોય અને કોઈ પણ વિષય પર પોતાના વિચારો દર્શાવતા હોય, તે વખતે વચ્ચે જ બોલી ઊઠવું કે. 'તમે ભૂલો છો, અમુક વસ્તુ આમ નથી પણ તેમ છે,' વગેરે અથવા ગુરુ એક વાત કોઈને કહી રહ્યા કે તરત જ બોલી ઊઠવુ કે 'તમારી વાત બરાબર નથી. એ તો આમ હતુ, તેમ હતુ' વગેરે. આવા પ્રસગે અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય.

ज किंचि मज्झ विणय-परिहीण – જે કાંઈ મારા વડે વિનયથી રહિત થયુ હોય.

ગુરુ સાથે મુખ્યત્વે જે જે કામ માટે પ્રસગ પડે છે. તેનો નિર્દેશ 'भत्त पाणे' આદિ પદોથી કરવામા આવ્યો છે. એ સર્વ પ્રસગોમાં કોઈ પણ અપરાધ થયો હોય, તેનુ સૂચન કરવા માટે विणय-परिहीण શબ્દનો પ્રયોગ કરેલો છે. એટલે વિનય-રહિત વર્તન વડે જે કાંઈ અપરાધ થયો હોય

सुहुम वा बायरं वा – થોડુ કે વધારે. નાનુ કે મોટું (અનુચિત વર્તન થયુ હોય).

વિનય-રહિત વર્તનની સ્પષ્ટતા અહીં બે પ્રકારો વડે કરવામા આવી છે. એક તો જેનુ પ્રાયશ્ચિત્ત લઘુ કે સામાન્ય હોય અને બીજુ જેનુ પ્રાયશ્ચિત્ત બૃહત્ કે વિશેષ હોય 'વા' પદ વડે આ બન્ને પ્રકારના વર્તનની મિથ્યા દુષ્કૃત વડે થનારી તુલ્ય શુદ્ધિ સૂચવવામા આવી છે.

तुब्भे जाणह, अह न जाणामि – તમે જાણો છો, હુ જાણતો નથી

એવા પણ અપરાધો થવાની શક્યતા છે કે જે ગુરુના ખ્યાલમા બરાબર આવી ગયા હોય અને શિષ્ય તેના વિષે કાઈ પણ જાણતો ન હોય. એટલે તેવા અપરાધોનુ સૂચન પણ કરવામા આવ્યુ છે

तस्स मिच्छा मि दुक्कड – તે સબધી મારુ સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ

## ( ૬ ) અર્થ-સંકલના

[ શિષ્ય ] હે ભગવત ! ઇચ્છા-પૂર્વક આજ્ઞા આપો. હુ દિવસ( રાત્રિ )-દરમિયાન થયેલા અપરાધોની ક્ષમા માગવાને ઉપસ્થિત થયો છુ

[ ગુરુ ] – ખમાવો

[ શિષ્ય ] – ઇચ્છુ છુ દિવસ-સબંધી થયેલા અપરાધો ખમાવું છું.

આહાર-પાણીમા, વિનયમા, વૈયાવૃત્યમાં, બોલવામા, વાતચીત કરવામા, ઊંચુ આસન રાખવામા, સમાન આસન

રાખવામા, વચ્ચે બોલી ઊઠવામા. ગુરુની ઉપરવટ થઈને બોલવામા અને ગુરુ-વચન ઉપર ટીકા-ટિપ્પણ કરવામા જે કાંઈ અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવું કર્યું હોય, તથા મારાવડે સૂક્ષ્મ કે સ્થૂલ, થોડુ કે વધારે જે કંઈ વિનય-રહિત વર્તન થયુ હોય, તમે જાણો છો અને હુ જાણતો નથી, તેવા કોઈ અપરાધ થયા હોય, તે સબધી મારુ સઘળુ પાપ મિથ્યા થાઓ.

## (૭) સૂત્ર-પરિચય

સર્વજ્ઞ કથિત ધર્મનુ મૂળ વિનય છે તેનાથી ગ્રહણ કરવા યોગ્ય અને આચરવા યોગ્ય, બન્ને પ્રકારની શિક્ષા પ્રાપ્ત થાય છે કે જે પરિણામે અવિચલ મુક્તિ-સુખને આપનારી છે. તેથી મુક્તિ–મોક્ષ કે નિર્વાણનુ સુખ ઇચ્છનાર સાધકે ગુરુનો વિનય દરેક પ્રકારે નિરતર કરવો જોઈએ

જે સાધક ગુરુનો વિનય યથાર્થ રીતે કરતો નથી અને મોક્ષને ઇચ્છે છે, તે જીવિતની ઇચ્છા છતા અગ્નિમા પ્રવેશ કરવાનુ કાર્ય કરે છે મતલબ કે ગુરુનો યથાર્થ વિનય નહી કરનાર પોતાની સાધનાના ફળથી ભ્રષ્ટ થાય છે અને માનવ-ભવ આદિ અમૂલ્ય સામગ્રીને હારી જાય છે, તેથી જ કહ્યુ છે કે —

" गुरुपद-सेवा-निरओ, गुरु-आणाराहणमि तल्लिच्छो ।
चरण-भर-धरण-सत्तो, होइ जई नन्नहा नियमा ॥ "

—ધર્મરત્ન-પ્ર ગા ૧૨૬.

" ગુરુના ચરણની સેવા કરવામા મગ્ન અને તેમની આજ્ઞાનુ પાલન કરવામા તત્પર એવો સાધુ ચારિત્રનો ભાર વહન કરવાને શક્તિમાન થાય છે. બીજો નહિ જ, એ વાત નક્કી સમજવી "

કદાચ ગુરુ મદ હોય, નાની ઉમરના હોય કે ઓછુ ભણેલા હોય, તોપણ વિનીત શિષ્યે તેમનો વિનય બરાબર સાચવવાનો છે. અન્યથા વાસના ફળની માફક તેઓ પોતાના હાથે જ હણાય છે જૈનશાસ્ત્રોનુ એ સ્પષ્ટ ફરમાન છે કે રત્નત્રયીની ઇચ્છા રાખનાર ધર્માભિલાષી શિષ્યે ગુરુને વિનયથી આરાધવા તેમ જ પ્રસન્ન કરવા. તેમ છતા કોઈ પણ કારણે તેમનો અવિનય થાય કે આશાતનાનુ કારણ ઉત્પન્ન થાય તો તેમની મન, વચન અને કાયાથી ક્ષમા માગવી. આ કારણે ગુરુને વદન કરતા દિવસ અને રાત્રિનુ પ્રતિક્રમણ કરતાં, તેમ જ પક્ષ, ચાતુર્માસ અને સવત્સર-દરમિયાન થયેલા અપરાધોની આલોચના કરતા ' ગુરુ-ખામણા-સુત્ત ' બોલીને ગુરુને ખમાવવાનો વિધિ છે.

આ ક્રિયાનો પ્રારંભ ગુરુની આજ્ઞા પ્રાપ્ત થયા પછી કરવાનો છે. એટલે શરૂઆતમા ' ઇચ્છાકારેણ સદિસહ ભગવ! અબ્ભુટ્ઠિઓ હ અબ્ભિતર-દેવસિઅ (રાઇઅ, પક્ખિઅ, ચાઉમાસિય, સવચ્છરિયં ) ખામેઉં ' એ પદો વડે ગુરુની આજ્ઞા માગવામા આવે છે અને ગુરુ ' ખામેહ ' પદ વડે એ ક્રિયા કરવાની અનુજ્ઞા આપે છે એટલે શિષ્ય ' ઇચ્છ ' પદ વડે એ આજ્ઞાનો સ્વીકાર કરે છે અને પોતે એ ક્રિયામાં દાખલ

થાય છે, એમ સૂચવવાને खामेमि देवसिअ (राइअं, पक्खिअ, चाउमासिअं કે सवच्छरिअ) એ બે પદો બોલે છે પછી નીચો નમીને, ભૂમિએ મસ્તક અડાડીને, ડાબા હાથમા ધારણ કરેલી મુહપત્તી વડે (પ્રતિક્રમણ સિવાય વદના-પ્રસગે ગૃહસ્થોએ ખેસ વડે) મુખ આચ્છાદિત કરીને તથા જમણો હાથ (સાધુ) ગુરુના ચરણે મૂકીને (તેમ ન થઈ શકે તેમ હોય તો સાધુ અને ગૃહસ્થ એ તે તરફ લબાવીને) પોતાના અપરાધોની ક્ષમા માગે છે

આ અપરાધો ત્રણ રીતે થવાનો સંભવ છે:—

(૧) અપ્રીતિ કે વિશેષ અપ્રીતિ ઉપજાવે તેવાં કાર્યોથી કે જે આહાર-પાણી વખતે, ઔપચારિક વિનય વખતે, દશવિધ વૈયાવૃત્ત્ય વખતે, આસન-ગ્રહણ વખતે અને વાતચીત વગેરે પ્રસગોમા થવાનો સભવ છે

(૨) કોઈ પણ વિનય-રહિત કૃત્યથી કે જેનો શિષ્યને ખ્યાલ હોય.

(૩) કોઈ પણ વિનય-રહિત કૃત્યથી કે જેનો શિષ્યને ખ્યાલ ન હોય (પણ ગુરુને બરાબર ખ્યાલ હોય)

આ કારણે પ્રથમ તે 'ज किंचि अपत्तिअं पर-पत्तिअ भत्ते पाणे विणए वेआवच्चे आलावे संलावे उच्चासणे समासणे अंतरभासाए उवरिभासाए,' આટલા પદો બોલીને પ્રથમ પ્રકારના અપરાધોની ક્ષમા માગે છે. પછી તે 'ज किंचि मज्झ विणय-परिहीण सुहुमं वा वायर वा.' એ પદો બોલીને બીજા પ્રકારના

અપરાધોને ખમાવે છે, અને છેવટે 'तुब्मे जाणह, अह न जाणामि, तस्स मिच्छा मि दुक्कड,' એ પદો બોલીને ત્રીજા પ્રકારના અપરાધોને ખમાવે છે, તથા એ તમામ દુષ્કૃત માટે અંતરથી દિલગીર થઈને ફરી તેવા અપરાધ નહિ કરવાની ગર્ભિત કબૂલાત સાથે તેને નિષ્ફળ બનાવવાની ભાવના પ્રદર્શિત કરે છે

અહીં ગુરુ મુખ્યત્વે સાધુ-શિષ્યોને ઉદ્દેશી નીચેનો પાઠ કહે છે·—

"अहमवि खामेमि तुम्ह, (ज किंचि अपत्तिअ परपत्तिअ अविणया सारिया वारिया चोइया पडिचोइया तस्स मिच्छा मि दुक्कड)"

"હું પણ તમને ખમાવુ છુ (તમને અવિનયથી રોકવા માટે મે તમારા દોષોનુ સ્મરણ કરાવતા, તમને અતિચારોથી રોકતા, તમારો પ્રમાદ ઉડાડવાની પ્રેરણા કરતાં અને કરવા યોગ્ય કાર્યોની વારવાર પ્રેરણા કરતા જે કઈ અપ્રીતિ ઉપજાવનારુ તથા વિશેષ અપ્રીતિ ઉપજાવનારું કર્યું હોય, તે સબધી મારું સઘળું દુષ્કૃત મિથ્યા થાઓ).

આવી રીતે ગુરુ પ્રત્યેના વિનયમા આવેલી ઊણપને દૂર કરીને ફરી તેમનો ઉચિત વિનય જાળવવા માટે આ સૂત્રનુ પ્રવર્તન છે

પ્રતિક્રમણ સિવાય પ્રતિદિન ગુરુને વદન કરતાં પણ 'ખમાસમણ(પ્રણિપાત)ની ક્રિયા' બે વાર કર્યા પછી તથા

'સુખ-શાતા-પૃચ્છા' પાઠવડે શાતા વગેરે પૂછ્યા પછી (પદસ્થ હોય તો ખમા૦ દઈને) આ પાઠવડે તેમના પ્રત્યે થયેલા નાના-મોટા અપરાધોને ખમાવવામા આવે છે

## (૮) આધાર-સ્થાન

આ પાઠ આવશ્યકસૂત્રના પાચમા અધ્યયનમા આવેલો છે. તેની ભાષા આર્ષપ્રાકૃત છે.

# ३४ आयरियाइ-खामणासुत्तं

## [आचार्यादि-क्षमापनासूत्रम्]

## 'આયરિય-ઉવજ્ઝાએ' સૂત્ર

### (૧) મૂલપાઠ

(ગાથા)

आयरिय-उवज्झाए, सीसे साहम्मिए कुल-गणे अ।
जे मे केइ (कया*) कसाया, सव्वे तिविहेण खामेमि ॥ १ ॥
सव्वस्स समणसंघस्स, भगवओ अंजलिं करिअ सीसे।
सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयं पि ॥ २ ॥
सव्वस्स जीवरासिस्स, भावओ धम्म-निहिअ-निय-चित्तो।
सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयं पि ॥ ३ ॥

### (૨) સંસ્કૃત છાયા

आचार्य-उपाध्याये, शिष्ये साधर्मिके कुल-गणे च।
ये मे केऽपि (कृता•) कषाया, सर्वान् त्रिविधेन क्षमयामि ॥
सर्वस्य श्रमण-सङ्घस्य, भगवतोऽञ्जलिं कृत्वा शीर्षे।
सर्वं क्षमयित्वा, क्षाम्यामि सर्वस्य अहम् अपि ॥
सर्वस्य जीवराशे, भावत• धर्म-निहित-निज-चित्त।
सर्वं क्षमयित्वा, क्षाम्यामि सर्वस्य अहम् अपि ॥

---

* किया प्रत ૧૨૨૦/૧૮૮૪-૮૭ ભા. ઓ. ઇ પૂના.

## (૩) ગુજરાતી છાયા

આચાર્ય-ઉપાધ્યાય પ્રતિ, શિષ્ય પ્રતિ સાધર્મિક પ્રતિ,
કુલ-ગણ પ્રતિ અને;
જે મે કોઈ પણ (કર્યા) કષાયો, (તે) સર્વેને ત્રિવિધે
ખમાવું છુ. ૧.

સર્વ શ્રમણસંઘને, ભગવંતને અંજલિ કરીને શીર્ષે;
સર્વને ખમાવીને, ખમુ છુ સર્વના હું પણ. ૨.

સર્વ જીવરાશિને, ભાવથી ધર્મે સ્થાપિત નિજ ચિત્ત;
સર્વેને ખમાવીને, ખમું છું સર્વને હું પણ. ૩.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**आयरिय-उवज्झाए** – [ आचार्य-उपाध्याये ] – આચાર્ય અને ઉપાધ્યાય પ્રત્યે, આચાર્ય અને ઉપાધ્યાયના સંબંધમાં.

आचार्य અને उपाध्याय તે आचार्योपाध्याय, તેમના વિષે, તેમના પ્રત્યે.

**सीसे** – [ शिष्ये ] – શિષ્ય ઉપર

જે શિક્ષણ આપવા યોગ્ય હોય, ઉપદેશ આપવા યોગ્ય હોય તે 'શિષ્ય'. 'शासितु योग्य शिष्य.।' વિશિષ્ટ અર્થમા સ્વહસ્તે દીક્ષિત-શિક્ષિત થયેલો ચેલો, તે 'શિષ્ય,' તેના પ્રત્યે.

**साहम्मिए** – [ साधर्मिके ] – સાધર્મિક પ્રત્યે, સમાનધર્મી પ્રત્યે.

'समानेन धर्मेण चरतीति साधर्मिक ।' 'સમાનધર્મથી ચાલે તે સાધર્મિક,' તેના પ્રત્યે.

**कुलगणे** – [ कुल-गणे ] – ' કુલ ' અને ' ગણ ' પ્રત્યે

कुल અને गण તે ' कुल-गण '. એક આચાર્યના શિષ્યોનો સમુદાય તે ' કુલ, ' અને તેવા ત્રણ કુલોનુ નામ ' ગણ ' તે માટે શ્રીભગવતીસૂત્રની અભયદેવસૂરિકૃત ટીકામા કહ્યુ છે કે –

" एत्थ कुल विन्नेय, एगायरियस्स सतई जा उ ।
तिण्ह कुलाण मिहो पुण, सावेक्खाण गणो होइ ॥ "
(શ ૮, ઉ. ૮)

' અહી એક આચાર્યની જે સતતિ, તે ' કુલ ' જાણવું, અને પરસ્પર અપેક્ષા રાખનારા એવાં ત્રણ કુલોનો (સમુદાય) એક ' ગણ ' થાય છે

**अ** – [ च ] – અને

**जे मे केइ (कया) कसाया** – [ ये मे केऽपि (कृता ) कषाया ] – મે જે કોઈ કષાયો કર્યા હોય

**सव्वे** [ सर्वान् ] – સર્વેને

**तिविहेण** – [ त्रिविधेन ] – ત્રણ પ્રકારે

त्रिविध – મન, વચન અને કાયા એ ત્રણ પ્રકાર

**खामेमि** – [ क्षमयामि ] – ખમાવુ છું, ક્ષમા માગુ છું.

**सव्वस्स** – [ सर्वस्य ] – સર્વ.

આ પદ શ્રમણ સઘનુ વિશેષણ છે

**समणसंघस्स** – [ श्रमण-सङ्घस्य ] – શ્રમણ-સઘને.

શ્રમણોનો સઘ-શ્રમણ-પ્રધાન સઘ, તે 'શ્રમણ-સઘ,' તેને અથવા 'श्रमण प्रधानो यत्र स साधु-साध्वी-श्रावक-श्राविका-सङ्घश्चतुर्विध सङ्घ श्रमण-सङ्घ -જેમા શ્રમણ પ્રધાન છે એવો સાધુ સાધ્વી-શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ સઘ તે 'શ્રમણ-સઘ'

**भगवओ** – [ भगवत ] – પૂજ્યને

**अंजलिं** – [ अञ्जलिम् ] – અજલિ (બે હાથ જોડવા તે).

**करिअ** – [ कृत्वा ] – કરીને

**सीसे** – [ शीर्षे ] – મસ્તક પર

**सव्वं** – [ सर्वम् ] – સર્વને

**खमावइत्ता** – [ क्षमयित्वा ] – ખમાવીને (ક્ષમા માગીને).

**खमामि** – [ क्षाम्यामि ] – ખમુ છુ, ક્ષમા કરુ છુ

**सव्वस्स** – [ सर्वस्य ] – સર્વને

**अहयं पि** – [ अहमपि ] – હું પણ

**जीवरासिस्स** – [ जीवराशे ] – જીવરાશિને

जीवराशि – જીવોનો સમૂહ, ચોરાશી લાખ જીવ-યોનિમા રહેલા જીવોને

**भावओ** – [ भावत ] – ભાવથી

भाव–અતરનો ભાવ

**धम्म-निहिअ-निय-चित्तो** – [ धर्म-निहित-निज-चित्त ] – ધર્મને વિષે સ્થાપ્યુ છે પોતાનુ ચિત્ત જેણે, એવો હું

धर्ममां निहित ते धर्म-निहित, निज-च्चित्त પોતાનુ ચિત્ત, निहित–સ્થાપન કરેલુ, મૂકેલુ. ધર્મમાં નિજ-ચિત્તને સ્થાપિત કરનાર.

## ( ૫ ) અર્થ-નિર્ણય

' आयरियाइ खामणासुत्त ' – આ સૂત્ર વડે આચાર્યાદિને ખમાવવામાં આવે છે, તેથી તેનુ નામ 'आयरियाइ-खामणासुत्त' રાખેલુ છે તેના પહેલાં બે પદો પરથી તે ' આયરિય-ઉવજ્ઝાએ ' સૂત્ર તરીકે પણ ઓળખાય છે.

आयरिय-उवज्झाए . .. खामेमि

( ૧ ) ( आयरिअ ) – આચાર્ય પ્રત્યે મે જે કષાયો કર્યા હોય,

( ૨ ) ( उवज्झाए ) – ઉપાધ્યાય પ્રત્યે મે જે કષાયો કર્યા હોય,

( ૩ ) ( सीसे ) – શિષ્ય પ્રત્યે મે જે કષાયો કર્યા હોય,

( ૪ ) ( साहम्मिए ) – સાધર્મિક પ્રત્યે મે જે કષાયો કર્યા હોય,

( ૫ ) ( कुल ) – કુલ પ્રત્યે મે જે કષાયો કર્યા હોય;

( ૬ ) ( गग ) – ગણ પ્રત્યે મે જે કષાયો કર્યા હોય.

તે ( सव्वे ) સર્વેને ( तिविहेण ) મન, વચન અને કાયાથી હુ ખમાવુ છુ

આચાર્ય પોતાના હાથ નીચે રહેલા સાધુંઓની વારવાર સાર-સભાળ કરે છે, તેમને સદાચારવાળા બનાવવા તેમના

દોષોનું તેમને સ્મરણ કરાવે છે (સારણા), તે સાધુઓના ચારિત્રમાં અતિચાર લાગતો હોય કે અનાચાર થતો હોય તો તેનું નિવારણ કરે છે (વારણા) તે સાધુઓ પ્રમાદમા રહેતા હોય તો તેમને ઇષ્ટ ઉપાયોથી સન્માર્ગે વાળવા પ્રેરણા કરે છે (ચોયણા). અને કદાચ જરૂર પડે તો વારંવાર પ્રેરણા કરીને અથવા કઠોર શબ્દો કહીને પણ તેમને સદાચારમા—સત્‌ક્રિયામા પ્રવર્તાવે છે (પડિચોયણા). એથી સંભવ છે કે આવા કોઈ પ્રસંગે આચાર્યે કાંઈ કહ્યુ હોય કે કર્યું હોય અને પોતાને ન રુચ્યુ હોય તો તેમના પ્રત્યે મનના ભાવો કલુષિત થયા હોય (અર્થાત્ કષાયનો ઉદય થયો હોય), તેથી ક્ષમા માગવાના પ્રસંગે સહુથી પહેલા તેમને યાદ કરવામા આવ્યા છે. જૈન-સંઘના બંધારણ મુજબ તેઓ બધા સાધુઓમા વડા ગણાય છે, એટલે પણ તેમનુ સ્મરણ પ્રથમ કરવામાં આવ્યુ છે.

આચાર્યે મુકરર કરેલા સાધુઓને શ્રુતનુ અધ્યયન કરાવવાનુ કામ ઉપાધ્યાયનુ છે; એટલે તેઓ સાધુઓને નિયમિત ભણાવે છે. તે પ્રસંગે કોઈ વાર ભણવા માટે ઠપકો આપ્યો હોય કે એ કઠોર શબ્દો કહ્યા હોય, તે બનવા જોગ છે. આ વસ્તુ પોતાના હિતની હોવા છતા સંભવ છે કે પોતાને ન ગમી હોય અને તેથી તેમના પ્રત્યે કોઈ પણ પ્રકારનો કષાય થઈ આવ્યો હોય, તેથી બીજુ સ્મરણ તેમનુ કરવામાં આવ્યુ છે

શિષ્યે વિનયથી નમ્ર થવાનુ છે, બે હાથ જોડી લલાટે લગાડવાના છે અને ગુરુના અભિપ્રાય પ્રમાણે વર્તવાનુ છે. તાત્પર્ય કે તેણે ગુરુને વંદન કરીને તથા તેમનો ઉચિત વિનય

સાચવીને તેમની પાસે શ્રુત ગ્રહણ કરવાનુ છે તથા તેઓ કાંઈ પણ પૂછે તો વિનયથી હાથ જોડીને તેમની સામે ઊભા રહેવાનુ છે અને ગુરુને સમત ન હોય તેવુ કંઈ પણ કાર્ય કરવાનુ નથી તેથી શિષ્યને વિનય-રહિત, અભિમાનથી અક્કડ કે મનસ્વી વર્તન કરતો નિહાળીને ક્રોધાદિ કષાયોનો ઉદ્ભવ થવા સભવ છે, તેથી ત્રીજુ સ્મરણ તેનુ કરવામાં આવ્યુ છે.

જ્ઞાનાદિ ગુણોમા સમાન હોવાના કારણે જે સાધુ સમશીલ કે સાધર્મિક છે તેનુ વૈયાવૃત્ત્ય શરીર-શુશ્રૂષા વડે, અતરગ પ્રેમવડે, ગુણની પ્રશસા વડે, અવગુણને ઢાકવા વડે તથા આશાતનાના ત્યાગ વડે કરવાનુ છે એ પ્રસગોમા કોઈ કારણે તેમના પ્રત્યે કષાય થયો હોય, તે સંભવિત છે, તેથી ચોથુ સ્મરણ તેમનુ કરવામા આવ્યુ છે

પોતે જે કુલ અને જે ગણનો સાધુ છે, તેના અગેની વિવિધ ફરજો બજાવતા અને જવાબદારીઓ અદા કરતાં કોઈ કારણે કષાય ઉત્પન્ન થયો હોય તે સભવિત છે, તેથી પાચમુ અને છઠ્ઠુ સ્મરણ તેમનુ કરવામા આવ્યુ છે આ રીતે જેમના સહવાસ કે પરિચયમા આવવાનો પ્રસગ વધારે બને છે, તેમના પ્રત્યે સેવેલા કષાયોની ક્ષમા પ્રથમ માગવામાં આવે છે.

सव्वस्स ... अहय पि

'કષાય-પ્રતિક્રમણ' કરનારો સાધુ આગળ વધીને સકલ શ્રમણ-સઘને ખમાવે છે તેના અગે તે કહે છે-'મસ્તકે હાથ જોડીને પૂજ્ય એવા સકલ શ્રમણ-સઘની ક્ષમા માગીને હુ પણ સર્વને ક્ષમા આપું છુ'

એક આચાર્યની સંતતિ-એક ગુરુનો શિષ્ય-પ્રશિષ્યાદિ પરિવાર, એક ગુરુની આજ્ઞામાં વર્તનારા તથા સમાન સામાચારી પાળનારા સાધુઓના સમુદાયનું એક 'કુલ' ગણાય છે. પરસ્પર અપેક્ષા રાખનારાં એવા ત્રણ કુલોનો એક 'ગણ' થાય છે, અને એવા તમામ ગણો ભેગા થઈને એક 'શ્રમણ-સંઘ' બને છે એટલે પ્રત્યેક સાધુ શ્રમણ-સંઘનો સભ્ય છે. આ સંઘે રજૂ કરેલા આદર્શોને જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરવો તથા તેણે ઘડેલા ખાસ નિયમોનું પાલન કરવું અને તેમ કરીને તેનું ગૌરવ વધારવું, એ પ્રત્યેક શ્રમણનું કર્તવ્ય છે આ કર્તવ્ય-પાલનમાં કોઈ પણ કારણે શિથિલતા આવી હોય અથવા તેના આદર્શો, નિયમો કે વ્યવસ્થા પ્રત્યે કોઈ પણ પ્રકારનો કષાય ઉદ્ભવ્યો હોય, તેની ક્ષમા માગીને હૃદયનો ભાર હળવો કરવામાં આવે છે, તથા પોતે પણ તે બધાના સંભવિત દોષોની ક્ષમા આપીને વેરની વિષમ વૃત્તિમાંથી મુક્ત થાય છે.

सव्वस्स जीवरासिस्स .......अहय पि.

છેવટે 'કષાય-પ્રતિક્રમણ' કરનારો સાધુ સર્વ જીવ-રાશિના જીવો પ્રત્યે થયેલા કષાયના ઉદયની ક્ષમા માગે છે. તે કહે છે :—

" હું અંતઃકરણની સાચી ધર્મ-ભાવનાપૂર્વક જીવ-રાશિના સકલ જીવોની તેમના પ્રત્યે થયેલા કષાય અંગે ક્ષમા માગું છું, અને તેમને પણ ક્ષમા આપું છું."

સાધુતા એ વિશ્વ-મૈત્રીનુ વ્રત હોઈને સકલ જીવો પ્રત્યે મૈત્રીભાવ જળવાઈ રહે, તેમ કરવાની પ્રત્યેક સાધુની ફરજ છે.

આમ આ ભાવના દ્વારા કોઈ પણ જીવ પ્રત્યે થયેલા કષાયમય વર્તનની ક્ષમા ઇચ્છવામાં આવે છે ને પોતાના હૃદયમાં કોઈને માટે વૈરવૃત્તિ રહેલી નથી, તે દર્શાવવા માટે સર્વેને ક્ષમાનુ દાન કરવામાં આવે છે.

## ( ૬ ) અર્થ-સંકલના

આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધર્મિક, કુલ અને ગણ પ્રત્યે મે જે કષાયો કર્યાં હોય, તે સર્વેની હું મન, વચન અને કાયાથી ક્ષમા માગુ છુ. ૧

મસ્તકે હાથ જોડીને પૂજ્ય એવા સકલ શ્રમણ-સંઘની ક્ષમા માગીને હુ પણ સર્વેને ક્ષમા આપું છું. ૨.

અંતઃકરણની સાચી ધર્મભાવના-પૂર્વક જીવરાશિના સકલ જીવોની ક્ષમા માગીને હું પણ તેમને ક્ષમા આપું છું. ૩.

## ( ૭ ) સૂત્ર-પરિચય

'પ્રતિક્રમણ'નો વ્યાપક અર્થ એ છે કે મિથ્યાત્વમાથી પાછા ફરીને સમ્યક્ત્વમા આવવું, અવિરતિમાંથી પાછા ફરીને વિરતિમા આવવું, પ્રમાદમાથી પાછા ફરીને સંયમ-માર્ગમા ઉત્સાહિત થવુ, અને કષાયમાંથી પાછા ફરીને કષાય-રહિત થવુ કે ચારિત્રની નિર્મળતાને પ્રાપ્ત કરવી. આ કારણે પ્રતિક્રમણની ક્રિયામાં કષાયની ઉપશાંતિને મહત્ત્વનુ સ્થાન આપવામા આવ્યુ છે

કષાયની ઉપશાંતિ ચાર ગુણોથી થાય છે· (૧) ક્ષમાથી, (૨) નમ્રતાથી, (૩) સરલતાથી અને (૪) સ તોષથી. એટલે ક્ષમા માગવી અને ક્ષમા આપવી, ગુણ-શ્રેષ્ઠોની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરીને નમ્ર બનવું, સરલ ભાવે સર્વ દોષોની આલોચના કરવી અને યથાશક્તિ પ્રત્યાખ્યાન કરીને સ તોષવૃત્તિને ધારણ કરવી–એ પ્રતિક્રમણનાં મુખ્ય અ ગો છે.

આ બધા અ ગોમા ક્ષમાનુ સ્થાન મુખ્ય છે, કારણ કે તેના વડે જીવનનો સર્વ વ્યવહાર શુદ્ધ, યોગ્ય અને આદર્શ બને છે પ્રસ્તુત સૂત્ર તે માટે ખાસ યોજાયેલુ હોઈને તે 'खामणासुत्त' છે અને તેમાં આચાર્યથી શરૂ કરીને સર્વની ક્ષમા માગવામા આવે છે, તેથી 'आयरियाइ-खामणासुत्त' કહેવાય છે

સાધુએ કોઈ પ્રત્યે કષાય કરવાનો હોય નહિ, અને કદાચ કોઈ કારણસર થઈ ગયો હોય તો તરત જ તેની ક્ષમા માગવાની છે આ ક્ષમા માગવાની શરૂઆત તે પોતાના આચાર્ય અને ઉપાધ્યાયથી કરે છે અને ક્રમશઃ શિષ્ય, સાધર્મિક, કુલ, ગણ, શ્રમણ-સ ઘ અને અ તે સમસ્ત જીવ-રાશિના જીવોને પણ ખમાવે છે.

જ્યા પ્રત્યેક સાય કાળે, પ્રત્યેક પ્રાત કાળે, પ્રત્યેક પક્ષના અ તે, પ્રત્યેક ચાતુર્માસના અ તે અને પ્રત્યેક વર્ષના અ તે આ રીતે હૃદય-દર્પણને સ્વચ્છ કરવામાં આવતું હોય, ત્યા વેર-ઝેર, કલેશ-ક કાસ કે કોઈ પણ જાતની કડવાશનો ડાઘ ટકી રહેવાનો સ ભવ નથી. એટલે આ જાતની ક્ષમા-યાચના

પોતાના નિકટવર્તી જનોમા નિખાલસતાની હવા ઉત્પન્ન કરે છે, ગણ અને સમુદાયમાં પરસ્પર પ્રસન્નતાની ભાવનાને જન્મ આપે છે, સમસ્ત શ્રમણ-સઘમાં ઐક્ય જળવાઈ રહે તેવું આદર્શ વાતાવરણ ખડુ કરે છે, અને એ જાતનુ આદર્શ વાતાવરણ તેને મોક્ષ-સાધનામા મદદ કરે છે અને એક એવી જાતનુ ભાવ-બલ સમર્પિત કરે છે કે જેને લીધે તે કષાયની કાલિમાને પુનઃ ધારણ કરતો નથી.

ટૂકમા આ સૂત્ર ક્ષમાના ઉચ્ચ આદર્શને જીવનમાં ઉતારવા માટે અતિ ઉપયોગી છે અને સર્વ મુમુક્ષુઓને ઉત્તમ પ્રકારનું માર્ગ-દર્શન આપે છે

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રની પહેલી બે ગાથાઓ 'આવશ્યકસૂત્ર-ચૂર્ણિ'મા અને ત્રણ ગાથાવાળો આખો પાઠ શ્રીહરિભદ્રસૂરિકૃત 'આવશ્યકસૂત્રની ટીકા'મા મળે છે.

'સ સ્તારક-પ્રકીર્ણક'માં ગાથા ૧૦૪, ૧૦૫, ૧૦૬ તરીકે પણ આ પાઠ આપેલો છે.

સત્રની ભાષા આર્ષપ્રાકૃત છે.

# ३५ सुअदेवया-थुई

## [ श्रुतदेवता-स्तुतिः ]

## શ્રુતદેવતાની સ્તુતિ



### (૧) મૂલપાઠ

[ सुअदेवयाए करेमि काउस्सग्गं । अन्नत्थ० ]

[ ગાથા ]

सुअदेवया भगवई, नाणावरणीअ-कम्म-संघायं ।
तेसिं खवेउ सययं, जेसिं सुअ-सायरे भत्ती ॥ १ ॥

### (૨) સંસ્કૃત છાયા

[ श्रुतदेवतायै करोमि कायोत्सर्गम् । अन्यत्र० ]

श्रुतदेवता भगवती, ज्ञानावरणीय-कर्म-संघातम् ।
तेषां क्षपयतु सततं, येषां श्रुतसागरे भक्तिः ॥ १ ॥

### (૩) ગુજરાતી છાયા

[ શ્રુતદેવતાના આરાધન માટે હું કાયોત્સર્ગ કરું છું. ]

શ્રુતદેવતા ભગવતી, જ્ઞાનાવરણીય-કર્મ-સંઘાતને;
તેઓના ખપાવો સતત જેઓની શ્રુત-સાગરે ભક્તિ. ૧.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**सुअदेवयाए** – [ श्रुतदेवतायै ] – શ્રુતદેવતાને અર્થે, શ્રુત-દેવીની આરાધના નિમિત્તે.

શ્રુતની દેવતા તે શ્રુતદેવતા. શ્રુત – સર્વજ્ઞ-પ્રણીત ( અને ગણધર-ગુમ્ફિત ) સૂત્ર-સિદ્ધાંતો કે પ્રવચન. દેવતા – દેવી. સર્વજ્ઞ-પ્રણીત સૂત્ર સિદ્ધાંતો કે પ્રવચનની અધિષ્ઠાત્રી દેવી તે શ્રુતદેવી, તેના નિમિત્તે.

**करेमि काउस्सग्गं** – [ करोमि कायोत्सर्गम् ] – કાયોત્સર્ગ કરુ છું.

**भगवई** – [ भगवती ] – પૂજ્ય.

**नाणावरणीयकम्म – संघायं** – [ ज्ञानावरणीयकर्म-सघातम् ] – જ્ઞાનાવરણીયકર્મના સમૂહને.

જ્ઞાનને આવરણ કરનારુ તે જ્ઞાનાવરણીય, તેવું જે કર્મ તે જ્ઞાનાવરણીય-કર્મ, તેનો સઘાત તે જ્ઞાનાવરણીય-કર્મ-સઘાત. આત્માના અનતજ્ઞાન-સ્વભાવને આવરનારુ કર્મ જ્ઞાનાવરણીય કહેવાય છે. તે આઠ પ્રકારના કર્મોમાં પહેલું છે કર્મ એટલે રાગ અને દ્વેષવાળા આત્માએ ગ્રહણ કરેલા પુદ્ગલ-પરમાણુઓ–પુદ્ગલની વર્ગણાઓ સઘાત એટલે સમૂહ કે જથ્થો. આત્માના અનતજ્ઞાન-સ્વભાવને રોકનારો પુદ્ગલ-પરમાણુઓનો સમૂહ, તે જ્ઞાનાવરણીય-કર્મ-સઘાત

**तेसिं** – [ तेषाम् ] – તેઓના.

खवेउ – [ क्षपयतु ] – ખપાવો, ક્ષય કરો.

सययं – [ सततम् ] – હમેશા, નિત્ય.

जेसिं – [ येषाम् ] – જેઓની.

सुअ-सायरे – [ श्रुत-सागरे ] – શ્રુતરૂપ સાગરને વિષે, પ્રવચનરૂપી સમુદ્રને વિષે.

શ્રુત એ જ સાગર તે શ્રુતસાગર, તેને વિષે.

भत्ती – [ भक्ति ] – ભક્તિ, ઉપાસના.

### ( ૫ ) અર્થ-નિર્ણય

સરલ છે.

### ( ૬ ) અર્થ-સંકલના

પૂજ્ય શ્રુતદેવી જે પ્રવચનરૂપી સમુદ્રની સદા ઉપાસના કરનારા છે, તેઓના જ્ઞાનાવરણીય-કર્મના સમૂહનો ક્ષય કરો. ૧.

### ( ૭ ) સૂત્ર-પરિચય

આત્મ-શુદ્ધિ માટે જે ધર્મનું આલંબન લેવામા આવે છે, તે ધર્મ બે પ્રકારનો છેઃ એક 'ચારિત્ર-ધર્મ' અને બીજો 'શ્રુત-ધર્મ.' તેમાં ચારિત્રધર્મ સંયમની કરણીરૂપ છે અને શ્રુતધર્મ સમ્યગ્જ્ઞાનના આરાધનરૂપ છે. આ સમ્યગ્જ્ઞાન સર્વજ્ઞ ભગવંતોએ પ્રરૂપેલા અને ગણધરોએ ગુંથેલા સૂત્ર-સિદ્ધાંતોના આલંબન વડે પામી શકાય છે. તેથી એ સૂત્ર-સિદ્ધાંતોની ભક્તિ, આરાધના કે ઉપાસના ઇષ્ટ મનાયેલી છે. આવી ભક્તિ, આરાધના કે ઉપાસના નિરંતર સારી રીતે થાય તે

માટે શ્રુતદેવતાને અનુલક્ષીને આઠ શ્વાસોચ્છ્વાસના પ્રમાણ-વાળો કાયોત્સર્ગ કરવામા આવે છે. આ કાયોત્સર્ગ પારીને શ્રુતદેવતાની સ્તુતિ કરવા માટે પ્રસ્તુત ગાથા બોલવામા આવે છે, તેથી તે सुअदेवया-थुई- श्रुतदेवता-स्तुति – શ્રુતદેવીની સ્તુતિ તરીકે ઓળખાય છે.

તેમાં એવી ભાવના વ્યક્ત કરવામાં આવી છે કે 'જે લોકો શ્રુત-સાગરમા એટલે નિર્ગ્રંથ-પ્રવચનમા સદા અનન્ય શ્રદ્ધા રાખનારા છે, તેઓના જ્ઞાનાવરણીય-કર્મના સમૂહનો શ્રુત-દેવી ક્ષય કરો ' આ ભાવના ઔપચારિક છે, વ્યાવહારિક ભાષામાં યોજાયેલી પણ સપ્રયોજન છે જો કે નિર્ગ્રંથ-પ્રવચન-માં કર્મનો કર્ત્તા, ભોક્તા અને સંહર્ત્તા આત્માને જ માનેલો છે, તો પણ સ્તવાયેલી શ્રુતદેવતા જ્ઞાનાવરણીય કર્મને ખપાવવાના અવિરત પ્રયત્નમાં વિઘ્નાદિ દૂર કરી આવશ્યક અનુકૂલતા કરવામાં સહાયભૂત–નિમિત્તભૂત થાય છે, એમ મનાયેલુ છે

શ્રીઆવશ્યકસૂત્રની ચૂર્ણિ, બૃહદ્વૃત્તિ, લઘુવૃત્તિ, ભાષ્ય, પાક્ષિકસૂત્ર તથા પ્રવચનસારોદ્ધાર આદિ ગ્રંથોમાં શ્રુતદેવતાના કાયોત્સર્ગનુ વિધાન છે

શ્રીહરિભદ્રસૂરિએ શ્રીઆવશ્યકસૂત્ર-બૃહદ્વૃત્તિના પ્રારંભ-મા શ્રુતદેવતાને પણ નમસ્કાર કરેલો છે :—

" प्राणिपत्य जिनवरेन्द्र, वीर श्रुतदेवतां गुरून् साधून् ।
आवश्यकस्य विवृतिं, गुरूपदेशादहं वक्ष्ये ॥"

"જિનવરેંદ્રને, વીરને, શ્રુતદેવતાને, ગુરુઓને અને સાધુઓને નમસ્કાર કરીને ગુરુના ઉપદેશથી હું આવશ્યક [સૂત્ર]ની વિવૃતિ-વિવરણને કહીશ."

(૮) આધાર-સ્થાન

આ સૂત્રનું આધાર-સ્થાન પ્રાચીન સામાચારી છે.

# ३६ खित्तदेवया-थुई

## [ क्षेत्रदेवता-स्तुतिः ]

## ક્ષેત્રદેવતા-સ્તુતિ

---

### ૧ મૂલપાઠ

[ खित्तदेवयाए करेमि काउस्सग्गं। अन्नत्थ० ]

( ગાથા )

जीसे खित्ते साहू, दंसण-नाणेहिं चरण-सहिएहिं।
साहंति मुक्ख-मग्गं, सा देवी हरउ दुरिआइं ॥ १ ॥

### ( ૨ ) સંસ્કૃત છાયા

[ क्षेत्रदेवतायै करोमि कायोत्सर्गम् ]

यस्या क्षेत्रे साधव , दर्शन-ज्ञानाभ्या चरण-सहिताभ्याम्।
साधयन्ति मोक्षमार्गं, सा देवी हरतु दुरितानि ॥ १ ॥

### ( ૩ ) ગુજરાતી છાયા

[ ક્ષેત્રદેવતાનો કરું છું કાયોત્સર્ગ. ]

જેના ક્ષેત્રે સાધુઓ, દર્શન-જ્ઞાનવડે ( અને ) ચારિત્ર વડે,
સાધે છે મોક્ષમાર્ગને, તે દેવી હરો દુરિતોને. ૧.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**खित्तदेवयाए** – [ क्षेत्रदेवतायै ] – ક્ષેત્રદેવતાની આરાધના નિમિત્તે.

क्षेत्रनी देवता ते क्षेत्रदेवता. क्षेत्र – સ્થાન, ભૂમિ.

**करेमि काउस्सग्गं** – [ પૂર્વવત્ ]

**जीसे** – [ यस्याः ] – જેના.

**खित्ते** – [ क्षेत्रे ] – ક્ષેત્રમાં.

**साहू** – [ साधव. ] – સાધુઓ.

**दंसण-नाणेहिं** – [ दर्शन-ज्ञानाभ्याम् ] – દર્શન અને જ્ઞાન વડે.

દર્શન એટલે સમ્યગ્દર્શન, જ્ઞાન એટલે સમ્યગ્જ્ઞાન.

**चरण-सहिएहिं** – [चरण-सहिताभ्याम्] – ચારિત્રથી સહિત.

चरणथी सहित ते चरण-सहित. चरण – ચારિત્ર શ્રીસન્મતિ-તર્કના તૃતીય કાંડમા આ શબ્દનો અર્થ નીચે મુજબ કરવામાં આવ્યો છે :–

" वय-समणधम्म-सयम-वेयावच्च च बंभ-गुत्तीओ ।
णाणाइ-तिय तव-कोह-निग्गहाई चरणमेय ॥ "

" ચરણ એટલે પાંચ મહાવ્રતો, દસ પ્રકારનો યતિધર્મ,

સત્તર પ્રકારનો સંયમ, દસ પ્રકારનું વૈયાવૃત્ત્ય, નવ પ્રકારની બ્રહ્મચર્ય-ગુપ્તિઓ, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્-ચારિત્ર, બાર પ્રકારનું તપ અને ક્રોધ આદિ ચાર કષાયોનો નિગ્રહ "

साहंति – [ साधयन्ति ] – સાધે છે.

मुक्खमग्गं – [ मोक्षमार्गम् ] – મોક્ષ-માર્ગને, મુક્તિ-માર્ગને.

सा – [ सा ] – તે.

देवी – [ देवी ] – દેવી.

हरउ – [ हरतु ] – હરણ કરો.

दुरिआइं – [ दुरितानि ] – દુરિતોને, અનિષ્ટોને, વિઘ્નોને, ઉપદ્રવોને

## ( ૫ ) અર્થ-નિર્ણય

સરલ છે.

## ( ૬ ) અર્થ-સંકલના

જેના ક્ષેત્રમા રહીને સાધુ-સમુદાય સમ્યગ્દર્શન, સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ચારિત્રના પાલન દ્વારા મોક્ષ-માર્ગની સાધના કરે છે, તે ક્ષેત્રદેવતા દુરિતોને—અનિષ્ટોને—વિઘ્નોને દૂર કરો.

## (૭) સૂત્ર-પરિચય

ક્ષેત્રની અધિષ્ઠાયિકા દેવી પોતાના ક્ષેત્રમાં રહેલા સાધુ-

એના અનિષ્ટો, ઉપદ્રવો, વિઘ્નો દૂર કરે છે તથા સાર-સંભાળ કરવારૂપ ભક્તિ કરે છે, તેથી તેના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવા આ સ્તુતિ કરવામાં આવે છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનુ આધાર-સ્થાન પ્રાચીન સામાચારી છે.

---

कमल-मुखी – કમલના જેવા મુખવાળી.

कमल સમાન मुख છે જેનુ તે कमल-मुखी. कमलगर्भ-सम-गौरी – કમલના મધ્યભાગ જેવા ગૌર વર્ણવાળી.

कमलनो गर्भ તે कमलगर्भ, તેની सम તે कमलगर्भ-सम, તેવી गौरी તે कमलगर्भ-सम-गौरी गर्भ – મધ્યભાગ. सम – સમાન, સદૃશ. गौरी – ગૌર વર્ણવાળી, શ્વેત રંગવાળી.

कमले – કમલને વિષે.

स्थिता – રહેલી.

भगवती – પૂજ્ય.

ददातु – આપો

श्रुतदेवता – શ્રુતદેવી.

શ્રુતદેવીની વધારે વિગત માટે જુઓ સૂત્ર-૩૭.

सिद्धिम् – સિદ્ધિને.

## (૫) અર્થ-નિર્ણય

સરલ છે.

## (૬) અર્થ-સંકલના

કમલ-પત્ર-સમાન વિશાળ નેત્રવાળી, કમલ જેવા મુખવાળી, કમલના મધ્યભાગ જેવા શ્વેત વર્ણવાળી અને કમલ પર રહેલી એવી પૂજ્ય શ્રુતદેવતા સિદ્ધિ આપો.

## (૭) સૂત્ર-પરિચય

પ્રતિક્રમણ-ક્રિયામા છ આવશ્યકો પૂરા થયા પછી તેના

અતિમ મગલ તરીકે સાધ્વીઓ તથા શ્રાવિકાઓ આ સ્તુતિ બોલે છે. તેમા શ્રુતદેવતાનાં નયનોની, મુખની અને શરીરની સરખામણી કમલના વિવિધ ભાગો સાથે કરવામાં આવી છે. શ્રુતદેવતાનાં નયનો કમલનાં પત્ર જેવાં વિશાળ છે, મુખ કમલના જેવું કોમળ અને પ્રશસ્ત છે, દેહનો વર્ણ કમલના મધ્યભાગ જેવો ગૌર છે વળી તે કમલના આસન પર જ બેઠેલી છે, એટલે શ્રુતદેવતા દરેક રીતે કમલ જેવી સુંદર, મનોહર, સિદ્ધિકારક અને માંગલિક છે. સ્મરણ કરાયેલી આવી શ્રુતદેવતા પ્રશસ્તભાવનુ કારણ હોઈ ઇષ્ટ સિદ્ધિ આપે, એ સ્વાભાવિક છે અને તેવી ભાવના આ સ્તુતિ દ્વારા વ્યક્ત કરવામા આવી છે.

## (૮) આધાર-સ્થાન

પ્રાય વિક્રમની પાંચમી સદીમાં થયેલા શ્રીમલ્લવાદી-સૂરિએ રચેલા દ્વાદશાર નયચક્ર નામના તાર્કિક ગ્રથના ત્રીજા અરની ટીકાના પ્રારભમા મંગલાચરણ તરીકે શ્રુતદેવતાની આ સ્તુતિ મળી આવે છે.

# ३८ वर्धमान-स्तुतिः

## 'નમોઽસ્તુ વર્ધમાનાય' સૂત્ર



### (૧) મૂલપાઠ

(અનુષ્ટુપ્)

नमोऽस्तु वर्धमानाय, स्पर्धमानाय कर्मणा ।
तज्जयावाप्तमोक्षाय, परोक्षाय कुतीर्थिनाम् ॥ १ ॥

(વૈતાલિક)

येषां विकचारविन्द-राज्या, ज्याय:-क्रम-कमलावलिं दधत्या ।
सदृशैरिति सङ्गतं प्रशस्यं, कथितं सन्तु शिवाय ते जिनेन्द्राः ॥ २ ॥

(વંશસ્થ)

कषायतापार्दित-जन्तु-निर्वृतिं, करोति यो जैनमुखाम्बुदोद्गतः ।
स शुक्र-मासोद्भव-वृष्टि-सन्निभो, दधातु तुष्टिं मयि विस्तरो गिराम् ॥ ३ ॥*

* ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટની પ્રતિ નં. ૧૧૦૬ (૪૧)/૧૮૯૧-૯૫માં નીચેની ચોથી સ્તુતિ જોવામાં આવે છે :–

"श्वसिति(त)सुरभिगन्धा लुब्धभृगी-कुरङ्ग,
मुखशशिनमजस्रं बिभ्रती या बिभर्ति ।

### (૨) સંસ્કૃત-છાયા

મૂલ-પાઠ સંસ્કૃત ભાષામાં છે.

### (૩) ગુજરાતી-છાયા

નમસ્કાર હો વર્ધમાનને, સ્પર્ધા કરનારને કર્મથી;
તેના જયે મેળવેલ મોક્ષવાળાને, પરોક્ષને (જે) કુતીર્થિઓથી. ૧.
જેઓની વિકસિત કમલ-રાજિએ, પ્રશસ્ત-ચરણ-કમલ-શ્રેણિને ધારતા,
સરખા સાથે 'સમાગમ પ્રશંસનીય' છે (એમ જેના વિષે) કહેવાયું, શિવસુખને માટે (હો) તે જિનેન્દ્રો. ૨.
કષાય-તાપથી પીડાયેલા પ્રાણીઓની શાંતિને, કરે છે જે જૈન-મુખમાંથી ઉદ્ભવેલો;
તે જેઠ માસે થયેલી વૃષ્ટિ જેવો, ધારણ કરો તુષ્ટિને મારા વિષે વિસ્તાર વાણીનો. ૩

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ.

**नमः अस्तु** – નમસ્કાર હો.

**वर्धमानाय** – શ્રીવર્ધમાનને.

'વર્ધમાન' શબ્દની વિશેષ વિગત માટે જુઓ સૂત્ર ૨૦.

---

विकचकमलमुखे. सा(ऽ)स्त्वाचिंत्यप्रभावा,
सकलसुप(ख)-विधात्री प्राणी(ण)भाजा श्रुताङ्गी ॥"

—વિક્રમની તેરમી શતાબ્દીના ઉત્તરાર્ધમાં વિદ્યમાન શ્રીતિલકાચાર્યે રચેલી સામાચારી (પૃ ૩-૪)માં 'સદેશવિરતિ-સમ્યક્ત્વારોપવિધિનંદિ' નામના પ્રથમ અધિકારમાં આ ચારે સ્તુતિઓ અપરાહ્ણનંદિ-પ્રસંગમાં બોલાતી જણાવી છે

**स्पर्धमानाय** – સ્પર્ધા કરી રહેલને, હરીફાઈ કરી રહેલને, હરીફાઈ કરનારને

स्पर्ध् – સ્પર્ધા કરવી કે હરીફાઈ કરવી, તે પરથી स्पर्धमान એટલે હરીફાઈ કરી રહેલો, હરીફાઈ કરતો, તેને

**कर्मणा** – કર્મની સાથે, કર્મ-સંગાથે

**तज्जयावाप्तमोक्षाय** – તે( કર્મ )ના જય વડે મોક્ષ મેળવનારને.

.. तज्जय – तत्+जय – તેનો જય-કર્મનો જય, તેના વડે अवाप्त – પ્રાપ્ત કરેલ છે જેણે मोक्ष – મોક્ષને કર્મ પર વિજય મેળવવાથી–કર્મનો ક્ષય કરવાથી જેણે મોક્ષ પ્રાપ્ત કર્યો છે, તેને.

**परोक्षाय**–પરોક્ષને, અપ્રત્યક્ષને, નજરે દેખાતા નથી તેને.

'અક્ષ' એટલે આંખ. જે વસ્તુ આંખો વડે જોઈ શકાતી નથી, તે 'પરોક્ષ' કહેવાય છે.

**कुतीर्थिनाम्** – કુતીર્થિકોને, કુત્સિત મતવાળાઓને, પાખંડીઓને, મિથ્યાત્વીઓને.

કુત્સિત છે તીર્થ-શાસ્ત્ર જેનું તે 'કુતીર્થિક'. જે શાસ્ત્રો પરસ્પર વિસંવાદી છે અથવા એકાન્ત દૃષ્ટિનું પ્રતિપાદન કરનારા છે, તે કુત્સિત શાસ્ત્ર કે 'કુશાસ્ત્ર' કહેવાય છે. તેવા શાસ્ત્રો માનનારાઓના જ્ઞાનવાદી, અજ્ઞાનવાદી, વિનયવાદી અને ક્રિયાવાદી, એવા ચાર ભેદો શ્રીસૂત્રકૃતાંગસૂત્ર, શ્રીસ્થાનાંગસૂત્ર આદિમાં વર્ણવેલા છે

બૌદ્ધ, આજીવિક, નૈયાયિક, વૈશેષિક. મીમાંસક વગેરે તેનાં ઉદાહરણો છે

**येषां** – જેઓની.

**विकचारविन्द-राज्या** – ખીલેલા કમળની હારો વડે.

विकच એવું अरविन्द તે विकचारविन्द, તેની राजि તે विकचारविन्द-राजि. विकच – વિકાસ પામેલું. ખીલેલું, अरविन्द–કમળ. राजि –શ્રેણિ, પંક્તિ, હાર. ખીલેલાં કમળોની હારો વડે.

**ज्यायः-क्रम-कमलावलिं** – પવિત્ર ચરણ-કમળની શ્રેણિને. ज्याय એવા क्रम તે ज्यायक्रम, તે રૂપી कमल તે ज्याय-क्रम-कमल, તેની आवलि તે ज्याय-क्रमकमलावलि, તેને. ज्यायः– વધારે સારુ, ઉત્તમ, શ્રેષ્ઠ क्रम–ચરણ. आवलि–હાર, શ્રેણિ. પોતાના કરતા વધારે સારા ચરણ-કમળની શ્રેણિને.

**दधत्या** – ધારણ કરનારીએ.

धा – ધારણ કરવું, તે પરથી दधत्-दधती – ધારણ કરતી, ધારણ કરનારી, તેણીએ.

**सदृशैः** – સરખાની જોડે.

सदृश – સરખુ.

**इति सङ्गतं** – આ પ્રમાણે સમાગમ થવો તે.

**प्रशस्यं** – પ્રશસ્ત, વખાણવા યોગ્ય.

**कथितं** – કહ્યુ.

कथ् – કહેવુ, તે પરથી कथित – કહ્યુ.

**सन्तु** – હો.

**शिवाय** – શિવને માટે, શિવ-સુખને માટે, મોક્ષને માટે. સર્વ ઉપદ્રવોથી રહિત હોય કે સર્વ દ્વન્દ્વોથી વર્જિત

હોય યા મંગલરૂપ કે મોક્ષરૂપ હોય તે શિવ કહેવાય છે, તેને માટે.

ते – તે.

जिनेन्द्राः – જિનેન્દ્રો.

જિનોમાં (સામાન્ય કેવલીઓમાં) ઇન્દ્ર-સમાન તે જિનેન્દ્રો, તેઓને.

**कषायतापार्दित-जन्तु-निर्वृतिम्** – કષાયરૂપી તાપથી પીડાયેલા પ્રાણીઓની શાતિને.

कषायरूपी ताप તે कषायताप, તેનાથી अर्दित તે कषाय-तापार्दित, તેવા जन्तु તે कषाय-तापार्दित-जन्तु, તેની निर्वृति તે कषाय-तापार्दित-जन्तु-निर्वृति, તેને.

कषाय – ક્રોધ, માન, માયા અને લોભ નામની કલુષિત વૃત્તિઓ. ताप – ગરમી अर्दित – પીડાયેલા. जन्तु – પ્રાણી. निर्वृति – શાન્તિ. કષાયરૂપી તાપથી પીડાયેલા પ્રાણીઓની શાન્તિને

**करोति** – કરે છે.

**य** – જે.

**जैनमुखाम्बुदोद्गत** – જિનના મુખરૂપી મેઘમાથી નીકળેલો.

जिननु मुख તે जैनमुख, તે રૂપ अम्बुद તે जैनमुखाम्बुद, તેમાંથી उद्गत તે जैनमुखाम्बुदोद्गत

जैनमुख – જિનેશ્વરનુ મુખ अम्बुदः – મેઘ – વરસાદ. अम्बु ददातीति अम्बुदः. उद्गत – નીકળેલો જિનેશ્વરના મુખરૂપી મેઘમાથી નીકળેલો.

**स** – તે

**शुक्रमासोद्भव-वृष्टि-सन्निभ:** – જેઠ માસમાં થયેલા વરસાદ જેવો.

शुक्रमासમાં उद्भव છે જેનો તે शुक्रमासोद्भव, તેવી જે वृष्टि તે शुक्रमासोद्भववृष्टि, તેની सन्निभ તે शुक्रमासोद्भव-वृष्टि-सन्निभ।

**शुक्रमास** – જેઠ માસ. उद्भव – ઉત્પત્તિ. वृष्टि – વરસાદ. सन्निभ – સરખો, જેવો. જેઠ માસમા થયેલા વરસાદ જેવો.

**दधातु** – ધારણ કરો.

**तुष्टि** – તોષને, સંતોષને, અનુગ્રહને.

**मयि** – મારા પર

**विस्तर** – વિસ્તાર, સમૂહ.

**गिराम्** – વાણીનો.

## (૫) અર્થ-નિર્ણય

वर्धमान-स्तुति – શ્રીવર્ધમાનની એટલે ચરમતીર્થંકર પ્રભુ શ્રીમહાવીરની સ્તુતિ તે 'વર્ધમાનસ્તુતિ' તેના પહેલા પદો પરથી તે 'नमोऽस्तु वर्धमानाय'ના નામથી પણ ઓળખાય છે.

नमोऽस्तु .. .. कुतीर्थिनाम्

नमोऽस्तु – નમસ્કાર હો. કોને? वर्धमानाय – શ્રીવર્ધમાનને. કેવા વર્ધમાનને? कर्मणा स्पर्धमानाय – કર્મની સાથે સ્પર્ધા કરનાર, હરીફાઈ કરનાર વર્ધમાનને વળી કેવા વર્ધમાનને? तज्जयावाप्त-मोक्षाय – તેના પર એટલે કર્મ પર જય મેળવીને

મોક્ષ પ્રાપ્ત કરનાર વર્ધમાનને. વળી કેવા વર્ધમાનને? परोक्षाय कुतीर्थिनाम्-જેઓ મિથ્યાત્વીઓ માટે પરોક્ષ છે, જેઓનુ સ્વરૂપ મિથ્યાત્વીઓને સમજવું અતિ મુશ્કેલ અથવા અગમ્ય છે, તેવા વર્ધમાનને.

કર્મની સાથે સ્પર્ધા કરનાર, તેના પર જય મેળવનાર, અને મિથ્યાત્વીઓને માટે પરોક્ષ એવા શ્રીવર્ધમાનને મારો નમસ્કાર હો

શ્રીવર્ધમાન "ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમના" સિદ્ધાન્તોમા માનનારા હતા, એટલે કર્મ કે અ તરના શત્રુઓ સાથે બહુ બહાદુરીથી લડ્યા હતા અનાદિ કાળથી આત્માને વળગેલા કર્મોને હઠાવવાનુ કામ સહેલુ ન હતું, તેથી તેઓ પૂરેપૂરી વીરતાથી લડ્યા હતા અને તે જ કારણે 'વીર', 'મહાવીર' એવું ગુણ-નિષ્પન્ન નામ પામ્યા હતા. તાત્પર્ય કે 'कर्मणा स्पर्धमानाय' વિશેષણ વડે શ્રીવર્ધમાનની વીરતાને વખાણવામાં આવી છે.

લડાઈમા ઊતરવાનુ તો ઘણાથી બને. પણ જોરદાર હલ્લા સામે ટકી રહેવું કે પારાવાર મુશ્કેલીઓનો સામનો કરીને જય મેળવવો—અને તે અત્યન્ત દુર્જેય આતરિક શત્રુઓ પર, તે તો કોઈ વિરલ પુરુષોથી જ બની શકે શ્રીવર્ધમાન એ વિરલ પુરુષોમાના એક હતા. તેથી જ તેમણે દુર્જેય એવા કર્મ-રિપુને જીતીને મોક્ષની પ્રાપ્તિ કરી હતી અહીં 'तज्जयावाप्त-मोक्षाय' પદ વડે શ્રીવર્ધમાનની ધીરતાને વખાણુ-વામા આવી છે.

શ્રીવર્ધમાનનું તત્ત્વજ્ઞાન સ્યાદ્વાદમય હતું, લોકોત્તર હતું, એટલે એકાંતવાદને માનનારાઓ તેમના ઉપદેશનું વાસ્તવિક રહસ્ય ન ઝીલી શકે અને સાચા સ્વરૂપે તેમને ઓળખી ન શકે એ બનવા જોગ છે. તેથી 'परोक्षाय कुतीर्थिनाम्' વિશેષણ વડે શ્રીવર્ધમાનની ગંભીરતાને વખાણવામાં આવી છે.

આ રીતે શ્રીવર્ધમાન વીર, ધીર અને ગંભીર શાસન-નાયક હોઈને નમસ્કાર કરવાને યોગ્ય છે, તેથી તેમને ભાવ-પૂર્વક નમસ્કાર કરવામાં આવ્યો છે. ૧.

येषा . जिनेन्द्रा . ।

सन्तु – હો. શેના માટે ? शिवाय – શિવ-સુખને માટે કોણ ? जिनेन्द्रा – તે જિનેન્દ્રો. તે એટલે કયા ?

'येषा ज्याय – क्रम-कमलावलिं दधत्या विकचारविन्दराज्या सदृशै सङ्गत प्रशस्यम् इति कथितम्–જેમની શ્રેષ્ઠ ચરણ-કમલની શ્રેણિઓને ધારણ કરનારી દેવ-નિર્મિત સુવર્ણ-કમલોની હારો વડે એમ કહેવાયું કે – ' સરખાની સાથે સમાગમ થવો તે પ્રશંસનીય છે '

જિનેન્દ્રો અથવા તીર્થંકરો ચોત્રીસ અતિશયોથી સહિત હોય છે, તેમાં એકવીસમો અતિશય એવો હોય છે કે તેઓ જે માર્ગેથી પસાર થાય છે, ત્યાં દેવો સુવર્ણ-કમલોની રચના કરે છે, એટલે તેઓના પગલા સુવર્ણ-કમલો પર પડે છે. તેથી સુવર્ણ-કમલો જાણે એમ કહે છે કે 'જેવા અમે કમલો તેવા શ્રીજિનેશ્વરદેવનાં ચરણો પણ કમલો. આમ કમલોની સાથે કમલોનો સંયોગ થયો–મેલાપ થયો એ બહુ

સારુ થયું, કારણ કે સમાગમ સરખાનો જ શોભે છે.' તાત્પર્ય કે જે જિનેન્દ્રો દેવતાઓએ રચેલાં સુવર્ણ-કમલો પર ચરણ-કમલ સ્થાપન કરતાં વિહાર કરે છે, તે જિનેન્દ્રો (અમને) શિવ-સુખ માટે થાઓ.

સ્તુતિના બીજા કાવ્યદ્વારા સર્વે જિનેન્દ્રોની સ્તુતિ કરવામાં આવી છે.

कषायतापार्दित .. ...गिराम्।

दधातु – ધારણ કરો. શું? तुष्टिम् – અનુગ્રહને. કોણ? गिरा विस्तर – વાણીનો સમૂહ. કયો વાણીનો સમૂહ? यो जैनमुखाम्बुदोद्गत. – જે જિનેશ્વરોના મુખરૂપી મેઘમાંથી નીકળેલો છે અને य कषाय-तापार्दित-जन्तु-निर्वृतिं करोति – જે કષાયના તાપથી પીડાઈ રહેલા પ્રાણીઓને શાંતિ આપે છે. કોની માફક? शुक्रमासोद्भववृष्टिसन्निभ. – જેઠ માસમા થયેલી વૃષ્ટિની માફક स – તે

જેઠ માસમા સૂર્ય ખૂબ જ તપે છે, તેથી ગરમી અને ઉકળાટ ઘણાં લાગે છે. તે વખતે જે વરસાદ આવે છે, તે અતિ સુખકર અને સંતોષ-જનક લાગે છે. તેવી જ રીતે જે જગજ્જનો ક્રોધ, માન, માયા અને લોભરૂપી ચાર કષાયો વડે ખૂબ તપી ગયેલા હોય છે, તેમના પર શ્રીજિનેશ્વરદેવના મુખરૂપી મેઘમાંથી નીકળેલી વાણીનો વિસ્તર-પ્રવાહ અમૃતનો છંટકાવ કરે છે, તે મારા પર તુષ્ટિને–અનુગ્રહને ધારણ કરો–મારા પર કૃપા કરો.

આ રીતે સ્તુતિના ત્રીજા શ્લોકમાં શ્રુતદેવીની સ્તુતિ કરવામા આવી છે.

## ( ૬ ) અર્થ-સંકલના

જેઓ કર્મ-વૈરી સાથે લડતાં લડતાં જય પામીને મોક્ષ-સુખને પામ્યા છે અને જેમનુ સ્વરૂપ મિથ્યાત્વીઓને માટે અગમ્ય છે, તેવા શ્રીમહાવીરપ્રભુને મારા નમસ્કાર હો. ૧.

જેમની શ્રેષ્ઠ ચરણ-કમલની શ્રેણીઓને ધારણ કરનારી દેવ-નિર્મિત સુવર્ણ-કમલોની પંક્તિએ જાણે એમ કહ્યુ કે - 'સરખાની સાથે સમાગમ થવો તે પ્રશંસનીય છે,' તે જિનેન્દ્રો મોક્ષને માટે થાઓ. ૨.

જે વાણીનો સમૂહ જિનેશ્વરના મુખરૂપ મેઘથી પ્રકટ થઈને કષાયના તાપથી પીડિત થયેલા પ્રાણીઓને શાંતિ આપે છે અને જે જેઠ માસમા થયેલી (પહેલી) વર્ષા જેવો છે, તે મારા પર તુષ્ટિને ધારણ કરો. ૩.

## ( ૭ ) સૂત્ર-પરિચય

પ્રથમ અધિકૃત જિનની, પછી સામાન્ય જિનોની અને છેવટે આગમની અથવા શ્રુત-જ્ઞાનની સ્તુતિ કરવાનુ ધોરણ પ્રાચીન છે. તે મુજબ આ સ્તુતિમા સહુથી પહેલાં ધીર, વીર અને ગંભીર એવા શ્રીવર્ધમાનને વંદન કરવામા આવ્યુ છે. પછી દેવ-નિર્મિત સુવર્ણ-કમળો પર વિહરનારા ચોત્રીસ અતિશયોવાળા સર્વ જિનોને પ્રાર્થવામાં આવ્યા છે અને શ્રીતીર્થંકરોની વાણીરૂપ શ્રુત-જ્ઞાનનો અનુગ્રહ ઇચ્છવામાં

આવ્યો છે કે જેના વડે તત્ત્વબોધનો લાભ થાય અને ભયંકર ભવ-સાગરનો પાર સરળતાથી પામી શકાય.

આ સૂત્રના પહેલા શ્લોકમાં સુંદર અનુપ્રાસ છે. બીજા શ્લોકમા અર્થાન્તર-ગર્ભિત ઉત્પ્રેક્ષા છે અને ત્રીજા શ્લોકમાં ઉપમાલંકાર છે.

આ સ્તુતિની પહેલા બોલવામા આવતો 'इच्छामो अणुसट्ठिं, नमो खमासमणाणं' પાઠ આ સ્તુતિ કરવા માટે ગુરુના અનુશાસનની-આજ્ઞાની અપેક્ષા રાખે છે છ આવશ્યકો પૂરાં થયા પછી મંગલ-સ્તુતિ-નિમિત્તે આ સૂત્ર બોલાતું હોવાથી, એ આજ્ઞા માગ્યા પછી 'नमोऽर्हत् –'નુ મંગલાચરણ કરવામાં આવે છે.

સ્ત્રીઓ આ સ્તુતિને સ્થાને 'સંસારદાવાનલ'ની સ્તુતિ બોલે છે.

## (૮) આધાર-સ્થાન

વિક્રમની તેરમી સદીના પ્રારંભમા વિદ્યમાન કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય-વિરચિત 'છન્દોઽનુશાસન*'ના પ્રથમ સંજ્ઞાધ્યાયમા પંદરમા સૂત્ર 'अन्यो विरामो यतिः'ની સ્વોપજ્ઞ-વૃત્તિમા પાદાંત યતિના ઉદાહરણ તરીકે 'नमोऽस्तु वर्धमानाय' સ્તુતિનુ પ્રથમ પદ્ય જોવામા આવે છે, તથા પૃ ૪૧૮ની ટિપ્પણીમાં જણાવ્યા પ્રમાણે શ્રીતિલકાચાર્યે રચેલી સામાચારીમાં ચાર સ્તુતિઓ મળે છે.

---

* જુઓ સં. ૧૯૬૮મા શેઠ દેવકરણ મૂલચંદ દ્વારા (મુંબઈમા) પ્રકાશિત આવૃત્તિ પૃ. ૨.

## ૩૧ प्राभातिक-स्तुतिः

### 'વિશાલ-લોચન-દલં'-સૂત્ર

---

### (૧) મૂલપાઠ

(અનુષ્ટુપ્)

विशाल-लोचन-दलं, प्रोद्यद्-दन्तांशु-केसरम्।
प्रातर्वीरजिनेन्द्रस्य, मुख-पद्मं पुनातु वः ॥ १ ॥

(વૈતાલિક)

येषामभिषेक-कर्म कृत्वा, मत्ता हर्षभरात् सुखं सुरेन्द्राः।
तृणमपि गणयन्ति नैव नाकं, प्रातः सन्तु शिवाय ते
जिनेन्द्राः ॥ २ ॥

(વંશસ્થ)

कलङ्क-निर्मुक्तममुक्तपूर्णतं, कुतर्क-राहु-ग्रसनं सदोदयम्।
अपूर्वचन्द्रं जिनचन्द्रभाषितं, दिनागमे नौमि बुधै-
र्नमस्कृतम् ॥ ३ ॥

### (૨) સંસ્કૃત-છાયા

આ સૂત્ર સંસ્કૃત-ભાષામાં જ છે.

## ( ૩ ) ગુજરાતી છાયા

વિશાલનેત્ર-દલવાળુ, પ્રકાશવ ત-દ ત-કિરણુ-કેસર ( યુક્ત ),
પ્રભાતમા વીર જિનેન્દ્રનુ, મુખ-પદ્મ પાવન કરો તમને. ૧.

જેમનુ અભિષેક-કર્મ કરીને, મત્ત બનેલા હર્ષ-સમૂહે સુખને
સુરેન્દ્રો;
તૃણુ જેવું પણુ ગણુતા નથી સ્વર્ગીય, પ્રભાતમા હો શિવસુખ
માટે તે જિને દ્રો. ૨

કલ ક-નિર્મુક્ત, પૂર્ણતાને નહિ મૂકનારા, કુતર્ક-રાહુને ગળી
જનારા, નિર તર ઉદય પામનારા,
અપૂર્વ ચ દ્ર જેવા, જિનચ દ્રના ભાષિતને, દિન ઊગતાં નમું છું,
બુધો વડે નમાયેલાને. ૩.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

**विशाल-लोचन-दलम्** – વિશાલ લોચનરૂપી પત્રોવાળું.

विशाल એવાં लोचन તે विशाल-लोचन, તે રૂપી दल તે विशाल-लोचन-दल. આ પદ मुख-पद्मનુ વિશેષણ છે. विशाल–મોટા, लोचन–નેત્રો, दल–પત્ર.

**प्रोद्यत्** – પ્રકાશતું. દીપતુ, પ્રફુલ્લ થતુ, વિકસ્વર થતું, ખીલતું.

**दन्तांशुकेसरम्** – દાતનાં કિરણોરૂપ કેસર છે જેમાં તેવું.

दन्तના अंशु તે दन्तांशु અને તે રૂપ केसर તે दन्तांशुकेसर. આ પદ પણ મુખ-પદ્મનુ વિશેષણ છે. दन्त – દાત. अंशु –

કિરણ. केसर – પુષ્પ-તંતુ, ફૂલની વચ્ચે થનારા પુંકેસર – સ્ત્રીકેસર આદિ તંતુ-વિશેષ.

प्रातः – પ્રાતઃકાલમાં

वीरजिनेन्द्रस्य – વીર જિનેશ્વરનું.

मुख-पद्मं – મુખરૂપી કમલ.

पुनातु – પવિત્ર કરો.

वः – તમને

येषाम् – જેમનું.

अभिषेक-कर्म – અભિષેકનું કાર્ય, સ્નાત્ર-ક્રિયા.

अभिषेकनुं कर्म ते अभिषेक-कर्म. अभिषेक શબ્દ अभि + सिच् – વિશિષ્ટ પ્રકારે જલ-સિંચન કરવું, તેના પરથી બનેલો છે. તે વિધિ-પૂર્વક થતા વિશિષ્ટ સ્નાન-વિધિનો અર્થ બતાવે છે

જ્યારે કોઈ નવા રાજાને ગાદીએ બેસાડવો હોય, મૂર્તિની પૂજા કરવી હોય કે તીર્થંકરાદિનો જન્મ થયો હોય, ત્યારે તે તે પ્રસંગ મુજબ 'અભિષેક' કરવામાં આવે છે અહીં 'અભિષેક'નો અર્થ તીર્થંકરોના જન્મ-પ્રસંગે થતી સ્નાત્ર-ક્રિયા સમજવાનો છે.

कृत्वा – કરીને.

मत्ताः – મત્ત થયેલા, મસ્ત થયેલા

हर्ष-भरात् – હર્ષના સમૂહથી.

हर्षनो भर ते हर्ष-भर. हर्ष – આનંદ, भर – સમૂહ

सुखम् – સુખને.

सुरेन्द्रा : – સુરેન્દ્રો, દેવેન્દ્રો, દેવોના સ્વામીઓ.

'सुष्ठु राजन्ते इति सुरा, तेषामिन्द्र सुरेन्द्र । સારી રીતે પ્રકાશે તે સુર, તેનો ઇન્દ્ર તે સુરેન્દ્ર,' અથવા 'सुराणा देवाना वा इन्द्र. सुरेन्द्र.। સુરોનો એટલે દેવોનો જે ઇન્દ્ર, તે સુરેન્દ્ર.' સમાસના છેડે આવેલો ઇન્દ્ર-શબ્દ શ્રેષ્ઠતાનો અર્થ બતાવે છે, જેમકે માનવેન્દ્ર, ગજેન્દ્ર વગેરે. તેથી સુરેન્દ્રનો અર્થ શ્રેષ્ઠ દેવતા પણ થાય સુરેન્દ્રોની સ ખ્યા ૬૪ માનવામા આવી છે તે નીચે મુજબ .–

| | | |
|---|---|---|
| (૧) | ભવનપતિના ઇંદ્રો | ૧૦ × ૨ = ૨૦ |
| (૨) | વ્ય તરના ઇંદ્રો | ૮ × ૨ = ૧૬ |
| | વાણુવ્ય તરના ઇંદ્રો | ૮ × ૨ = ૧૬ |
| (૩) | જ્યોતિષ્ક | |
| | સૂર્ય | ૧ |
| | ચ દ્ર | ૧ |

(સૂર્ય અને ચ દ્રની સ ખ્યા ઘણી હોવાથી તેના ઇન્દ્રો પણ ઘણા છે, પર તુ અહીં જાતિથી ગણેલા છે ).

| | | |
|---|---|---|
| (૪) | વૈમાનિક | |
| | ૧ થી ૮ દેવલોક સુધી દરેક દેવલોકનો એક એક ઇંદ્ર | ૮ |
| | આનત અને પ્રાણતનો ઇંદ્ર | ૧ |
| | આરણ અને અચ્યુતનો ઇંદ્ર | ૧ |
| | | ૬૪ |

तृणमपि = તૃણ માત્ર, તણખલા જેટલું પણ.

गणयन्ति = ગણે છે.

न एव = નથી જ.

नाकं – સ્વર્ગ-સંબંધી.

न अस्मिन् अक – दुःखमस्तीति नाकम्. નાક એટલે સ્વર્ગ, તેને તત્સંબંધી અર્થમાં अण् પ્રત્યય લાગવાથી પુન. नाक શબ્દ બનેલો છે, એટલે સ્વર્ગ-સંબંધી.

प्रातः – પ્રાતઃકાલે, સવારમાં.

सन्तु – હો.

शिवाय – શિવને માટે, શિવ-સુખને માટે, મોક્ષને માટે.

ते – તેઓ.

जिनेन्द्रा – જિનેન્દ્રો–તીર્થંકરો.

कलङ्क-निर्मुक्तम् – કલંકથી રહિત.

कलङ्कथी निर्मुक्त ते कलङ्क-निर्मुक्त. कलङ्क – ડાઘ, એબ. निर्मुक्त–અત્યન્ત મુકાયેલા, રહિત

अमुक्तपूर्णतम् – પૂર્ણતા ન મૂકનારને, પૂર્ણને.

अमुक्त છે જે पूर्णताथकी ते अमुक्त-पूर्णत अमुक्त – નહિ મુકાયેલા, ન મૂકનાર पूर्णता – પૂર્ણત્વ

कुतर्क-राहु-ग्रसनम्– કુતર્કરૂપી રાહુને ગ્રસનાર.

कुतर्क એ જ राहु ते कुतर्क-राहु, તેનું ग्रसन કરનાર ते–कुतर्क-राहु-ग्रसन, તેને. कुतर्क=કુત્સિત તર્ક, અનુચિત તર્ક.

ખોટો તર્ક. राहु નવ ગ્રહો પૈકીનો એક ગ્રહ કે જે ચંદ્રનો ગ્રાસ કરે છે, તેમ મનાય છે. ग्रसन-ગ્રાસ કરવો તે, ગળી જવું તે.

**सदोदयम्** – સદા ઉદય પામેલ

सदा છે उदय જેનો તે सदोदय, તેને.

**अपूर्वचन्द्रम्**–અપૂર્વ ચન્દ્રતુલ્યને, નવીન પ્રકારના ચંદ્રમાને.

अपूर्व चन्द्र જેવો તે अपूर्वचन्द्र, તેને.

**जिनचन्द्र-भाषितम्** – જિનેશ્વરોએ કથન કરેલ પ્રવચનને.

जिनमा चन्द्रसमान તે जिन-चन्द्र, તેમના વડે भाषित તે जिनचन्द्रभाषित, તેને.

**दिनागमे** – પ્રભાતકાળે

दिनने। आगम તે दिनागम. दिन – દિવસ आगम – આગમન, દિવસનુ આગમન થવુ તે. दिनागम – પ્રાતઃકાળ, તેના વિષે

**नौमि** – સ્તવું છુ, સ્તુતિ કરુ છુ

**बुधैः**– પંડિતો વડે.

**नमस्कृतम्** – નમસ્કાર કરાયેલાને.

## (૫) અર્થ-નિર્ણય

प्राभातिक-वीरस्तुति' – પ્રભાતસમયે રાત્રિક-પ્રતિક્રમણનાં છ આવશ્યક પછી આ સ્તુતિ બોલાય છે તેમાં શ્રીવીરપ્રભુની સ્તુતિ પહેલી છે. તેથી તે 'प्राभातिक-वीरस्तुति' કહેવાય છે.

પ્રથમ પદો પરથી તે 'વિશાલ-લોચન-દલ' સ્તુતિના નામે પણ ઓળખાય છે.

विशाल-लोचन-दल........ वः।

पुनातु व. – તમને પવિત્ર કરો. ક્યારે? प्रातः – પ્રાતઃકાળમાં. કોણ પવિત્ર કરે? वीर-जिनेन्द्रस्य मुख-पद्म – વીર જિનેશ્વરનુ મુખ-પદ્મ કેવું છે એ મુખ-પદ્મ? विशाललोचन-दल – વિશાલ લોચનરૂપી પત્રોવાળું છે. વળી કેવું છે એ મુખ-પદ્મ? प्रोद्यदन्तांशुकेसरम् – ઝળહળતા દાતનાં કિરણોરૂપી કેસરવાળુ છે

પ્રાત કાલમાં ખીલી ઊઠતું કમળ પોતાની કમનીય કાંતિ અને સુમધુર સુવાસથી માનવીનુ મન મુદિત કરે છે. એ ઘટનાનો ઉપમેય તરીકે ઉપયોગ કરતાં શ્રીવીરજિનેશ્વરના મુખને મુખ-પદ્મ તરીકે ઓળખાવવામાં આવ્યુ છે. કમલમા સુદર પત્રો હોય છે અને વચ્ચે કેસર જોવામાં આવે છે, તે રીતે શ્રીવીરજિનની વિશાલ આખો પત્રનુ સ્થાન સાચવે છે અને દ ત-પ ક્તિ ચકચકિત હોવાને કારણે તેમાથી પ્રકાશના જે કિરણો પડે છે, તે કેસરનો ખ્યાલ આપે છે. પરંતુ આ મુખ-પદ્મ સામાન્ય કમળની જેમ માત્ર મનને મુદિત કરવાનુ જ કામ કરતું નથી, કિન્તુ દર્શનમાત્રથી સહુને પવિત્ર કરવાનુ કામ પણ કરે છે તેથી જ સ્તુતિકાર કહે છે કે શ્રીવીરજિનેશ્વરનુ આવુ પ્રશસ્ત મુખ-પદ્મ પ્રાતઃકાળમા પવિત્ર કરો.

येषा.... ....जिनेन्द्रा ।

ददतु शिवम् – મોક્ષ-સુખને આપનારા થાઓ. કોણ? जिनेन्द्राः – જિનેશ્વરો. કયા જિનેશ્વરો? 'येषाम् अभिषेककर्म कृत्वा हर्षभरात् मत्ताः सुरेन्द्राः नाकसुखं तृणमपि नैव गणयन्ति'। – જેમનો સ્નાત્ર-મહોત્સવ કરવાથી અતિદર્પિત થયેલા ઇન્દ્રો કે શ્રેષ્ઠ દેવો સ્વર્ગના સુખને તૃણની તોલે પણ ગણતા નથી, તે જિનેન્દ્રો.

બીજી સ્તુતિ સર્વ જિનેન્દ્રો એટલે બધા તીર્થંકરોને ઉદ્દેશીને છે. આ તીર્થંકરોની વિશેષતા એ છે કે તેમનો જન્મ થયા બાદ સૌધર્મેન્દ્રાદિ ૬૪ ઇન્દ્રો તેમને મેરુપર્વત પર પાંડુક નામે વનમાં લઈ જાય છે અને ત્યાં એક વિશાલ રત્નમય શિલા પર રહેલા સિંહાસન ઉપર સૌધર્મેન્દ્ર તેમને ખોળામા લઈને બેસે છે. પછી માગધ, વરદામ આદિ તીર્થોમાંથી લાવેલા પવિત્ર જળ વડે તેમને અભિષેક કરે છે. આ સ્નાત્ર-વિધિમાં ભાગ લેતાં દેવતાઓને એટલો હર્ષ થાય છે કે એ હર્ષાવેશ આગળ તેઓ સ્વર્ગના સુખની કિંમત તણખલા જેટલી પણ ગણતા નથી. તાત્પર્ય કે જેમની સેવા કરવામા ઇન્દ્રો જેવા પણ અતિ આનંદ માને છે, તે જિનેન્દ્રો મોક્ષ-સુખને આપનારા થાઓ.

कलङ्क-निर्मुक्तम् .......नमस्कृतम् ।

दिनागमे नौमि – પ્રાતઃકાળમાં હું સ્તુતિ કરુ છુ. કોની? जिनचन्द्रभाषित – જૈનાગમની. કેવો છે એ જૈનાગમ? (૧) अपूर्वचन्द्रम् – અપૂર્વ ચંદ્ર જેવો. (૨) कलङ्क-निर्मुक्तम् – કલંકથી રહિત (૩) अमुक्तपूर्णतम् – પૂર્ણતાથી ન મુકાયેલ, પૂર્ણ. (૪) कुतर्कराहुग्रसनम् – કુતર્કરૂપી રાહુનો ગ્રાસ

કરનાર. (૫) सदोदयम् – સદા ઉદય પામનાર. (૬) बुधै-र्नमस्कृतम् – પંડિતો વડે નમસ્કાર કરાયેલ.

ત્રીજી સ્તુતિ શ્રીજિનેશ્વર-કથિત આગમરૂપી ચંદ્રમાની કરવામાં આવી છે. આકાશમાંનો ચંદ્ર કલંકથી યુક્ત હોય છે, ત્યારે આ ચંદ્રમા કોઈ પણ જાતનું કલંક નથી. વળી આકાશમાંના ચન્દ્રનો કૃષ્ણપક્ષમાં ક્રમશઃ ક્ષય થાય છે અને શુક્લ પક્ષમાં ક્રમશઃ વૃદ્ધિ થાય છે, તેથી બધો વખત તે પોતાની પૂર્ણતા જાળવી શકતો નથી, જ્યારે આ આગમ-રૂપ ચંદ્ર એવો છે કે જે બધો વખત પોતાની પૂર્ણતા જાળવી રાખે છે. વળી આકાશના ચંદ્રને સમયે સમયે રાહુ ગળી જાય છે એવી લૌકિક માન્યતા છે, ત્યારે આ આગમ-રૂપ ચંદ્ર એવો છે કે-જે ખુદ રાહુને ગળી જાય છે, અહીં કુતર્કરૂપ રાહુ સમજવાનો છે. વળી આકાશમાનો ચન્દ્ર રાત્રે જ ઉદય પામે છે, અમુક વખતે ઊગીને અમુક વખતે આથમે છે, ત્યારે આગમરૂપ ચન્દ્ર સદા ઉદય પામેલો રહે છે. વળી લોકમાં જાણીતો ચંદ્ર જ્યારે જ્યોતિષ્ક દેવના એક વિમાનરૂપ છે, ત્યારે આ આગમરૂપ ચન્દ્ર શ્રીજિનેશ્વર દેવોની વિશદ વાણીસુધાથી નિર્માણ થયેલો છે. અને આકાશમાંના ચન્દ્રને જ્યારે સામાન્ય લોકો નમે છે, ત્યારે આ આગમ-ચંદ્રને ધુરંધર પંડિતો પણ નમસ્કાર કરે છે. આ રીતે આગમ-ચંદ્ર અદ્ભુત અને અનુપમ હોવાથી અપૂર્વ છે. તેથી પ્રાતઃકાળના પવિત્ર સમયે તેની સ્તુતિ કરવી યોગ્ય છે. હું પણ તેટલા જ કારણે તેની સ્તુતિ કરું છું

## ( ૬ ) અર્થ-સંકલના

વિશાલ નેત્રોરૂપી પત્રોવાળું, ઝળહળતા દાંતનાં કિરણોરૂપ કેસરવાળુ, શ્રીવીરજિનેશ્વરનુ મુખરૂપી કમલ પ્રાતઃકાળમા તમને પવિત્ર કરો. ૧.

જેમની સ્નાત્ર-ક્રિયા કરવાથી અતિ-હર્ષવડે મત્ત થયેલા દેવેન્દ્રો સ્વર્ગનાં સુખને તૃણવત્ પણ ગણતા નથી, તે જિનેન્દ્રો પ્રાતઃકાળમાં શિવ-સુખ આપનારા થાઓ. ૨

જે કલંકથી રહિત છે, પૂર્ણતાને છોડતો નથી, કુતર્કરૂપી રાહુને ગળી જાય છે, સદા ઉદય પામેલો રહે છે, જિનચન્દ્રની વાણીસુધાથી બનેલો છે અને પંડિતો વડે નમસ્કાર કરાયેલો છે, તે આગમરૂપી અપૂર્વચન્દ્રની પ્રાતઃકાળે હું સ્તુતિ કરુ છુ ૩.

## ( ૭ ) સૂત્ર-પરિચય

ધાર્મિક અનુષ્ઠાનની આદિ ઇષ્ટ દેવના સ્મરણ-મંગલપૂર્વક કે સ્તુતિ-મંગલપૂર્વક કરવામાં આવે છે. તે જ રીતે તેની પૂર્ણાહુતિ થતા પણ સ્મરણ-મંગલ કે સ્તુતિ-મંગલ કરવામાં આવે છે. એ શિષ્ટાચાર મુજબ પ્રાતઃકાળમાં કરવામા આવતા રાત્રિક પ્રતિક્રમણરૂપી ધર્માનુષ્ઠાનના છ આવશ્યકો પૂરાં થતાં અંત્યમંગલ તરીકે આ સ્તુતિ બોલવામાં આવે છે તેમાં પહેલી સ્તુતિ શ્રીવીરપ્રભુની કરવામા આવી છે કે જેઓ ચરમ-તીર્થંકર હોઈ વર્તમાન જૈનશાસનના નાયક હોવાના કારણે અધિકૃત–જિન છે અને પ્રથમ સ્તુતિના અધિકારી છે. આ પરમોપકારી તારણહાર તીર્થંકરની ભવ્યતાનુ આછુ દર્શન

તેમના મુખને કમલની સાથે સરખાવીને કરાવવામાં આવ્યુ છે. તેમની આંખો કમલપત્ર જેવી વિશાળ છે, તેમના દાંત હીરાના જેવા ચમકતા છે કે જેમાંથી પ્રકાશનાં કિરણો ફૂટે છે. પ્રભાત-મા થતું પ્રભુ-મુખ-કમલનુ દર્શન–સ્મરણ માંગલિક પવિત્ર હોઈને સ્તુતિ કરનાર આત્માને પાવન કરે છે.

બીજી સ્તુતિ સર્વ જિનેશ્વરોને ઉદ્દેશીને કરવામાં આવી છે, કારણ કે અધિકૃત જિન પછી તરત જ તેમનુ સ્મરણ-સ્તવન કરવું યોગ્ય છે. જે અરિહંતોની દેવો પણ ભક્તિ કરે છે, તેને માટે આપણા હૃદયમા કેટલો ભાવ હોવો જોઈએ? કેટલી ભક્તિ હોવી જોઈએ? આપણે તેમની આગળ શિવ-સુખની માગણી કરીએ છીએ કે જેના તેઓ અપ્રતિમ સ્વામી થઈ ચૂકયા છે. આ માગણી કરવાનો અર્થ એ છે કે 'મારું જીવન-ધ્યેય શિવ-સુખ છે અને તેની પ્રાપ્તિ આપ સિવાય અન્ય કોઈ દ્વારા થઈ શકે તેમ નથી તેથી આપના પર અને આપના શાસન પર મારા હૃદયમાં અપૂર્વ શ્રદ્ધા જાગૃત થાઓ, આપે પ્રકાશિત કરેલા જીવ, અજીવ આદિ તત્ત્વોનુ મને યથાર્થ જ્ઞાન થાઓ અને આપે જે માર્ગ ગ્રહણ કરીને કૈવલ્યની પ્રાપ્તિ કરી, તે માર્ગે જવાનો પુરુષાર્થ પ્રકટો.

શિવ-સુખની માગણી કરનારે ઓછામાં ઓછી આટલી ભાવના તો નિત્ય પોતાના અંતરમાં ભાવવી જ જોઈએ.

ત્રીજી સ્તુતિ અર્હત્-પ્રવચનની. અર્હદ્-વાણીની કે શ્રુત-જ્ઞાનની કરવામાં આવી છે, કારણ કે ભવ-સાગરને તરવા માટે તે અપૂર્વ આલંબન છે. આ શ્રુતજ્ઞાનની ચદ્રની સાથે તુલના

કરીને એ બતાવી આપ્યુ છે કે આકાશનો જે ચંદ્ર પૃથ્વી પર પ્રકાશ ફેંકે છે, તેના કરતા પૃથ્વી પરનો આ ચન્દ્ર અનેકગણો ઉત્તમ છે, અનેક રીતે અપૂર્વ છે. લૌકિક ચદ્ર કલંકવાળો છે, વધ-ઘટ પામે છે. રાહુથી ગ્રસ્ત થાય છે. અમુક જ સમયે ઉદય પામે છે અને સામાન્ય મનુષ્યો વડે નમસ્કાર પામે છે, ત્યારે આ આગમરૂપ ચદ્રમા કલંક-રહિત છે, નિત્ય પૂર્ણ છે, કુતર્કરૂપી રાહુને ગળી જનારો છે, એટલે કે મિથ્યાત્વીઓની સર્વ કુયુક્તિઓનુ ખડન કરનારો છે, સદા ઉદયવાળો છે, જિન-ચંદ્રોની સુધા-વાણીથી પ્રકટેલો કે નિર્માણ થયેલો છે અને મહાપડિતોવડે નમસ્કાર કરાયેલો છે.

આ રીતે શ્રીવીરજિનની, સર્વ તીર્થંકરોની અને તેમણે પ્રતિપાદિત કરેલા પ્રવચન-સિદ્ધાન્તની સ્તુતિ કરીને શ્રુતધર્મની અપૂર્વ પ્રશસા કરવામા આવી છે, કે જે જગજ્જનોને તરવા માટેની એકમાત્ર આશા છે.

આ સૂત્રના પ્રથમ શ્લોકમાં રૂપકાલકાર છે. બીજા શ્લોકમાં અનુપ્રાસાલકાર છે અને ત્રીજા શ્લોકમાં વ્યતિરેકાલકાર છે

સ્ત્રીઓ આ સ્તુતિને સ્થાને 'સંસાર-દાવાનલ'ની સ્તુતિ બોલે છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનુ આધાર-સ્થાન પરપરા છે.

---

# ४० साहुवंदण-सुत्तं

## [ साधुवन्दन-सूत्रम् ]

## 'અઢ્ઢાઇજ્જેસુ' સૂત્ર

### (૧) મૂલપાઠ

(ગાથા)

अड्ढाइज्जेसु दीव-समुद्देसु, पण्णरससु कम्मभूमीसु ।
जावंत के वि(इ) साहू, रयहरण-गुच्छ-पडिग्गह-धारा ॥१॥
पंचमहव्वय-धारा, अट्ठारस-सहस्स-सीलंग-धारा ।
अक्खयायार-चरित्ता, ते सव्वे सिरसा मणसा
मत्थएण वंदामि ॥ २ ॥

### (૨) સંસ્કૃત છાયા

अर्धतृतीयेषु द्वीप-समुद्रेषु, पञ्चदशसु कर्मभूमिषु ।
यावन्त. केऽपि साधवः, रजोहरण-गुच्छ-प्रतिग्रह-धारिण· ॥ १ ॥
पञ्चमहाव्रत-धारिण., अष्टादश-सहस्र-शीलाङ्ग-धारिण ।
अक्षताचारचारित्रिण, तान् सर्वान् शिरसा मनसा मस्तकेन वन्दे ॥२॥

### (૩) ગુજરાતી-છાયા

અર્ધત્રીજા (અઢી) દ્વીપ-સમુદ્રોમાં, પંદર કર્મભૂમિમાં;
જેટલા કોઈ પણ સાધુ, રજોહરણ-ગુચ્છ-પાત્ર ધારણ કરનાર.

પંચમહાવ્રતધારી, અઢાર હજાર શીલાંગ-રથને ધારનારા;
અક્ષતાચાર ચારિત્રી, તે સર્વેને શિરથી, મનથી,
મસ્તક નમાવીને વંદું છું.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ.

**अड्ढाइज्जेसु** – [ अर्धतृतीयेषु ] – અર્ધત્રીજામાં

अर्ध છે तृतीय જેમાં તે अर्धतृतीय. એટલે જ્યાં બે આખા છે ને ત્રીજો અર્ધો છે, તેના વિષે.

**दीव-समुद्देसु** – [ द्वीप-समुद्रेषु ] – દ્વીપો અને સમુદ્રોમાં, જંબૂદ્વીપ, ધાતકીખંડ અને અર્ધપુષ્કરમા.

'द्वीप-समुद्रेषु – जम्बूद्वीप-धातकीखण्ड-पुष्करार्द्धेषु।'

(આ. ટી. અ. ૪)–' દ્વીપ-સમુદ્રમાં એટલે જંબૂદ્વીપ, ધાતકી-ખંડ અને અર્ધપુષ્કરદ્વીપમા.'

**पण्णरससु** – [ पञ्चदशसु ] – પંદરમાં.

**कम्मभूमीसु** – [ कर्मभूमिषु ] – કર્મભૂમિઓમા

કર્મભૂમિઓની વધારે વિગત માટે જુઓ સૂત્ર ૧૧

**जावंत के वि साहू** – [ यावन्तः के अपि साधवः ] – જે કોઈ પણ સાધુઓ.

**रयहरण-गुच्छ-पडिग्गह-धारा** –[ रजोहरण-गुच्छ-प्रतिग्रह-धारिणः ] – રજોહરણ, ગુચ્છક અને (કાષ્ઠ)પાત્રને ધારણ કરનારા.

'रजोहरण-गुच्छ-प्रतिग्रह-धारिण:।' (આ. ટી. અ. ૪) रजोहरण, गुच्छ તથા प्रतिग्रहને ધારણ કરનારા તે रजोहरण-गुच्छ-प्रतिग्रह-धारिण ।

रजोहरण–રજને દૂર કરનાર ઉપકરણ-વિશેષ. તેના વિશેષ પરિચય માટે જુઓ ખંડ ૧, પરિશિષ્ટ બીજુ.

गुच्छ–પાતરાની ઝોળી ઉપર ઢાંકવામાં આવતું એક પ્રકારનુ ઊનનુ વસ્ત્ર.

આ શબ્દ શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૬મા અધ્યયનની ૨૩મી ગાથામાં વપરાયેલો છે. તેનો અર્થ ટીકાકાર શ્રીશાંત્યાચાર્યે આ પ્રમાણે કરેલો છે: 'गोच्छकं पात्रकोपरिवर्त्युपकरणम्।' 'ગોચ્છક એટલે પાત્રોના ઉપર રહેતું એક જાતનુ ઉપકરણ.' ઓઘનિર્યુક્તિમાં તેની ગણુના પાત્ર-પરિકરમાં કરવામાં આવી છે. તે આ રીતે:–

"पत्त पत्ताबंधो, पायट्ठवणं च पायकेसरिया ।
पडलाइ रयत्ताण (च), गुच्छओ पाय-निज्जोगो ॥ ६६ ॥"

'પાત્ર,[१] પાત્ર-બન્ધ,[२] પાત્ર-સ્થાપન,[३] પાત્ર-કેસરિકા (પૂજણી),[४] પડલા (ભિક્ષાઅવસરે પાત્ર ઢાંકવાનું વસ્ત્ર),[५] રજસ્ત્રાણ[६] એટલે રજથી રક્ષણ કરવાનુ સુતરાઉ વસ્ત્ર, તથા ગોચ્છક,[७]' એટલે ઝોળીના ઉપરના ભાગમાં ઢાકવામાં આવતું એક પ્રકારનુ ઊનનું વસ્ત્ર એ પાત્ર-નિર્યોગ એટલે પાત્ર-સંબંધી સાત ઉપકરણો છે.

प्रतिग्रहनो पर्यायशब्द पतद्ग्रह छे. 'पतद् भक्त पानं वा गृह्णाति इति पतद्ग्रहः।'-પડતા આહાર-પાણીને જે ગ્રહણ કરે તે पतद्ग्रह. ભાષામાં તેને પાત્ર કે પાતરું કહેવામાં આવે છે.

**पंचमहव्वय-धारा** – [ पञ्चमहाव्रत-धारिण ] – પાંચ મહાવ્રતોને ધારણ કરનારા.

**अट्ठारस-सहस्स-सीलंग-धारा** –[ अष्टादश-सहस्र-शीलाङ्ग-धारिणः ] – અઢાર હજાર શીલાંગને ધારણ કરનાર.

अष्टादश સંખ્યાવાળુ सहस्र તે अष्टादशसहस्र, તેવું જે शीलांग તે अष्टादश-सहस्र-शीलाग, તેના धारिण તે अष्टादश-सहस्र-शीलाङ्ग-धारिण ।

अष्टादश – અઢાર, सहस्र હજાર, शीलाग – શીલનાં અંગ શીલના ભાગ, ચારિત્રના વિભાગ, धारिन् – ધારણ કરનાર.

શીલનાં અઢાર હજાર અંગોની ગણતરી નીચે મુજબ છે-

"जोए करणे सन्ना, इंदिय भोमाइ समणधम्मे य ।
सीलग-सहस्साणं, अट्ठारस-सहस्स णिप्फत्ती ॥ १७७ ॥"

"યોગ, કરણ, સંજ્ઞા, ઇન્દ્રિય, પૃથ્વીકાય આદિ તથા શ્રમણધર્મ એ રીતે શીલના અઢાર હજાર અંગોની સિદ્ધિ થાય છે."

આ અર્થનું વધારે સ્પષ્ટીકરણ નીચે મુજબ છે:-

"યતિધર્મ દસ પ્રકારનો છે: ૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ મુક્તિ, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ અકિંચનત્વ અને ૧૦ બ્રહ્મચર્ય. એટલે ક્ષમાયુક્ત થવું, માર્દવયુક્ત થવું વગેરે શીલનાં દસ અંગ થયાં. હવે આ ધર્મોથી યુક્ત થયેલા યતિએ-મુનિએ (૧) પૃથ્વીકાય-સમારંભ, (૨) અપ્‌કાય-સમારંભ (૩) તેજસ્કાય-સમારંભ (૪) વાયુકાય-સમારંભ (૫) વનસ્પતિકાય-સમારંભ (૬) દ્વીન્દ્રિય-સમારંભ, (૭) ત્રીન્દ્રિય-સમારંભ, (૮) ચતુરિન્દ્રિય-સમારંભ, અને (૯) પઞ્ચેન્દ્રિય-સમારંભ (૧૦) અજીવ-સમારંભ (અજીવમાં જીવબુદ્ધિ કરીને), એ દસ સમારંભોનો ત્યાગ કરવાનો છે. તેથી તે દરેક ગુણ દસ દસ પ્રકારનો થતાં શીલનાં અંગો ૧૦૦ થાય છે.

આ યતિધર્મ-યુક્ત યતના (જયણા) પાંચ ઇંદ્રિયોના જય-પૂર્વક કરવાની છે, તેથી તે સો પ્રકારના પાંચ પાંચ પ્રકારો થતાં કુલ સંખ્યા ૫૦૦-પાંચસોની થઈ.

તે યતિધર્મ-યુક્ત યતના વડે કરવામાં આવેલો ઇંદ્રિય-જય આહાર-સંજ્ઞા, ભય-સંજ્ઞા, મૈથુન-સંજ્ઞા અને પરિગ્રહ-સંજ્ઞાથી રહિત હોવો જોઈએ તથા તે મન, વચન અને કાયાથી ન કરવારૂપ, ન કરાવવારૂપ અને ન અનુમોદવારૂપ હોવાથી ૫૦૦×૪ સંજ્ઞા×૩ કરણ×૩ યોગ=૧૮૦૦૦ થાય છે. તેનો વધારે સ્પષ્ટ ખ્યાલ આપવા માટે અહીં શીલાંગ-રથ રજૂ કરવામાં આવે છે.—

## શીલાંગ-રથ.

કુલ ૧૮૦૦૦

| ન કરે | ન કરાવે | ન અનુમોદે |
|---|---|---|
| ૬૦૦૦ | ૬૦૦૦ | ૬૦૦૦ |

| મન-યોગ | વચન યોગ | કાય-યોગ |
|---|---|---|
| ૨૦૦૦ | ૨૦૦૦ | ૨૦૦૦ |

| આહા-રસંજ્ઞા | ભય-સંજ્ઞા | મૈથુન-સંજ્ઞા | પરિગ્ર-હસંજ્ઞા |
|---|---|---|---|
| ૫૦૦ | ૫૦૦ | ૫૦૦ | ૫૦૦ |

| શ્રોત્રેં-દ્રિય-નિગ્રહ | ચક્ષુ નિ. | ઘ્રાણે નિ | રસને નિ. | સ્પર્શે નિ |
|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |

| પૃથ્વી | અપ્ | તેઉ. | વાઉ. | વન. | બે. ઇં | તે ઇં | ચ ઇં. | પં. ઇં. | અજીવ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |

| ક્ષમા | માર્દવ | આર્જવ | મુક્તિ | તપ | સંયમ | સત્ય | શૌચ | અકિંચનત્વ | બ્રહ્મચર્ય |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

**अक्खयायार-चरित्ता**-[अक्षताचार-चारित्रिण]- અક્ષત આચાર અને ચારિત્રવાળા, જેમનો આચાર અને જેમનુ ચારિત્ર અક્ષત છે તેવા

अक्षत છે आचार અને चारित्र જેનાં તે अक्षताचार-चारित्रिण'। अक्षत – ક્ષત નહિ થયેલા, ખંડિત નહિ થયેલા. आचार – જ્ઞાનાચાર આદિ પાંચ. चारित्र – સંયમ કે વિરતિ.

ते – [ तान् ] – તેને.

सव्वे – [ सर्वान् ] – સર્વને.

सिरसा – [ शिरसा ] – શિર વડે, કાયા વડે.

मणसा – [ मनसा ] – મન વડે

मत्थएण – [ मस्तकेन ] – મસ્તક વડે.

वंदामि – [ वन्दे ] – વાંદુ છુ.

અહીં मत्थएण वंदामि એ બે પદોથી વાંદુ છુ એટલો જ અર્થ અભિપ્રેત છે.

## ( ૫ ) અર્થ-નિર્ણય

साहुवंदण सुत्त – આ સૂત્ર વડે અઢીદ્વીપમા રહેલા સઘળા સાધુઓને વંદન થાય છે, તેથી તે 'साहुवंदणसुत्त'ના નામથી ઓળખાય છે. તેના પ્રથમ શબ્દો પરથી તે 'અડ્ઢાઇજ્જેસુ-સૂત્ર'ના નામથી પણ ઓળખાય છે

अड्ढाइज्जेसु दीव समुद्देसु – અઢીદ્વીપમાં.

अड्ढाइज्जेसु અને दीव-समुद्देसु – એ બે પદો વચ્ચે दोसु પદ અધ્યાહાર છે, એટલે તેનો અર્થ 'અર્ધતૃતીય અને બે દ્વીપ-સમુદ્રમાં' એવો થાય છે. આવશ્યક-ચૂર્ણિકારે

પાઠાંતર દર્શાવતાં જણાવ્યું છે કે –" अण्णे पुण – ' अड्ढाइज्जेसु दोसु दीव-समुद्देसु ' पढंति "–" બીજાઓ વળી ' અડ્ઢાઇજ્જેસુ દોસુ દીવસમુદ્દેસુ ' એવો પાઠ બોલે છે."

दीव-समुद्देसुનો સામાન્ય અર્થ દ્વીપ અને સમુદ્રોમાં થાય છે. તેની આગળ ' दोसु ' પદ લગાડવાથી અર્ધો ત્રીજો અને ' બે દ્વીપ અને સમુદ્રોમાં ' એવો અર્થ નીકળે છે. આ અર્ધો ત્રીજો અને બે દ્વીપ સમુદ્રો વડે જંબૂદ્વીપ, લવણોદધિ સમુદ્ર, ધાતકીખંડ અને કાલોદધિ સમુદ્ર અને પુષ્કરાર્ધદ્વીપ સમજવાનો છે.

શ્રીહરિભદ્રસૂરિએ આવશ્યક-ટીકામાં આ બે પદોનો સળંગ અર્થ ' जम्बूद्वीप-धातकीखण्ड-पुष्करार्द्धेषु ' કરેલો છે, તેથી તેનો અર્થ ' અઢીદ્વીપમાં ' એ મુજબ કરવો સમુચિત છે.

पण्णरससु कम्मभूमीसु – પંદર કર્મભૂમિઓમાં.

અઢીદ્વીપની અંદર સાધુપણું તો પંદર કર્મભૂમિઓમાં જ સંભવે છે. તેથી વિશિષ્ટ સૂચન કરવા માટે ' पण्णरससु कम्मभूमीसु ' એ બે પદો મૂકવામાં આવ્યાં છે

जावत के वि(इ) साहू – જે કોઈ પણ સાધુઓ હોય.

रयहरण-गुच्छ-पडिग्गहधारा – રજોહરણ, ગુચ્છ અને (કાષ્ઠ-) પાત્ર ધારણ કરનારા.

રજોહરણ, ગુચ્છ અને (કાષ્ઠ)પાત્રને ધારણ કરવાં તે સાધુનું દ્રવ્ય-લિંગ કે બાહ્ય ચિહ્ન છે, પરંતુ આવાં ચિહ્નો તો

કોઈ વેષધારીને પણ હોઈ શકે, તેથી વધારે સ્પષ્ટીકરણ માટે ભાવ-લિંગનું સૂચન કરવામાં આવ્યું છે. તે આ રીતે :-

( १ ) पचमहव्वय-धारा – પાંચ મહાવ્રતોને ધારણ કરનારા.

( २ ) अट्ठारससहस्स-सीलंग-धारा – અઢાર હજાર શીલાંગને ધારણ કરનારા.

( ३ ) अक्खयायार-चरित्ता – અક્ષત – અખંડિત આચાર અને ચારિત્રને પાળનારા.

આચાર-શબ્દથી અહીં જ્ઞાનાચાર આદિ પંચવિધ ભાવાચાર સમજવાના છે અને ચારિત્ર-શબ્દથી સામાયિકાદિ પાંચ પ્રકારનું ચારિત્ર સમજવાનું છે.

ते सव्वे – તે સર્વેને.

सिरसा मणसा मत्थएण वदामि – કાયા અને મન વડે વાંદુ છુ.

'શિર અને મન વડે વાદુ છુ' એમ બોલતા કાયા અને મન વડે વંદન થાય છે તથા વાણી વડે પણ વંદન થાય છે, તેથી આ વંદન ત્રિવિધ છે.

## ( ६ ) અર્થ-સંકલના

અઢીદ્વીપમાં આવેલી પંદર કર્મભૂમિઓમાં જે કોઈ સાધુઓ રજોહરણ, ગુચ્છ અને ( કાષ્ઠ )પાત્ર આદિ દ્રવ્યલિંગ તેમ જ પંચમહાવ્રત, અઢાર હજાર શીલાંગ, સદાચાર અને ચારિત્ર વગેરે ભાવ-લિંગને ધારણ કરનારા હોય તે સર્વેને મન, ( વચન ), કાયાથી વંદન કરું છું.

## (૭) સૂત્ર-પરિચય

આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનાર વ્યક્તિ સાધુ અને સાધુતા પ્રત્યે સંપૂર્ણ પૂજ્યભાવવાળી હોય છે. આવો પૂજ્યભાવ પ્રદર્શિત કરવાના હેતુથી પ્રસ્તુત સૂત્રની યોજના થયેલી છે, તેથી તે 'સાધુ-વંદન'ના નામથી ઓળખાય છે

મનુષ્યની વસ્તી અઢીદ્વીપની બહાર હોતી નથી, એટલે સાધુઓ અઢીદ્વીપમા જ હોય છે અને તેમાં પણ અકર્મ-ભૂમિમાં ધર્મનો લાભ કે વિરતિપણાનો સભવ નહિ હોવાથી તેમની ઉપસ્થિતિ ૫દર કર્મભૂમિઓમા જ થાય છે. આ ૫દર કર્મભૂમિઓમા દ્રવ્ય-લિંગ અને ભાવ-લિંગને ધારણ કરનારા જે કોઈ સાધુઓ હોય તે વદનીય છે, તેથી તે બધાને કાયા, વાણી અને મનથી વંદન કરવામાં આવે છે.

સાધુના દ્રવ્ય-લિંગમા રજોહરણ, ગુચ્છ અને (કાષ્ઠ)પાત્ર વગેરે ગણાવવામાં આવ્યા છે, તે સ્પષ્ટ રીતે નિર્ગ્રંથ મુનિઓનું સૂચન કરે છે અને ભાવ-લિંગમાં પાચ મહાવ્રત, અઢાર હજાર શીલાંગ તથા અખંડિત આચાર અને ચારિત્રનો સમાવેશ થાય છે, તે પણ નિર્ગ્રંથ મુનિઓનુ જ સૂચન કરે છે.

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનો મૂળ પાઠ શ્રીઆવશ્યકસૂત્રના ચોથા અધ્ય-યનના અતભાગમાં આવેલા યતિ-પ્રતિક્રમણ સૂત્રનો એક વિભાગ છે.

---

# ४१ सप्तति-शत-जिनवन्दनम्

## [ 'वरकनक-'स्तुतिः ]

## 'વરકનક-' સ્તુતિ.



### (१) મૂલપાઠ

(ગાથા)

वरकनक-शङ्ख-विद्रुम-मरकत-घन-सन्निभं विगत-मोहम्।
सप्ततिशतं जिनानां, सर्वामर-पूजितं वन्दे ॥ १ ॥

### (२) સંસ્કૃત છાયા

મૂળસૂત્ર સંસ્કૃત ભાષામા જ છે.

### (૩) ગુજરાતી છાયા

વરકનક-શંખ-વિદ્રુમ-મરકત-ઘન-જેવા ગતમોહ,
એકસો ને સિત્તેર જિનોને, સર્વ-અમર-પૂજિતને હુ વદુ. ૧

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

वर-कनक-शङ्ख-विद्रुम-मरकत-घन-सन्निभम् – ઉત્તમ સુવર્ણ, શંખ, પરવાળા, નીલમ અને મેઘ જેવા (વર્ણવાળા).

वरकनक – શ્રેષ્ઠ સુવર્ણ, ઉત્તમ સોનુ તેના જેવા વર્ણવાળા એટલે પીત વર્ણના.

शङ्ख – દરિયામાં ઉત્પન્ન થતા બેઇંદ્રિય પ્રાણીનું કલેવર-વિશેષ. તેના જેવા વર્ણવાળા એટલે શ્વેત વર્ણના.

विद्रुम–પરવાળાં. તેના જેવા વર્ણવાળા એટલે રક્ત વર્ણના.

मरकत – નીલમ તેના જેવા વર્ણવાળા એટલે હરિત વર્ણના.

घन – મેઘ. તેના જેવા વર્ણવાળા એટલે શ્યામ વર્ણના.

सन्निभं – સદૃશ, જેવા.

**विगत-मोहम्**– જેનો મોહ ચાલ્યો ગયો છે તેવા, મોહ-રહિત.

विगत – નાશ પામેલો છે मोह જેનો તે विगत-मोह.

**सप्ततिशतम्** – એકસો ને સિત્તેર

सप्तति અધિક शत, તે सप्ततिशत. सप्तति – સિત્તેર. शत – સો.

**जिनानाम्** – જિનોની.

**सर्वामर-पूजितम्** – સર્વ દેવોથી પૂજાયેલ.

सर्व+अमर તે सर्वामर, તેના વડે पूजित તે सर्वामर-पूजित. सर्व – બધા. अमर – દેવ. पूजित – પૂજાયેલા.

वन्दे – હું વંદું છું

## (૫) અર્થ-નિર્ણય

સરલ છે.

## ( ૬ ) અર્થ-સંકલના

શ્રેષ્ઠ સુવર્ણ, શ્રેષ્ઠ શંખ, શ્રેષ્ઠ પરવાળા, શ્રેષ્ઠ નીલમ અને શ્રેષ્ઠ મેઘ જેવા વર્ણવાળા, મોહ-રહિત અને સર્વ દેવો વડે પૂજાયેલા એકસો ને સિત્તેર જિનેશ્વરોને હું વંદુ છુ.

## ( ૭-૮ ) સૂત્ર-પરિચય અને આધાર-સ્થાન

શ્રીઅજિતનાથ ભગવાનના સમયમાં તીર્થંકર દેવોની ઉત્કૃષ્ટ સંખ્યા એકસો ને સિત્તેરની હતી. આ એકસો ને સિત્તેર તીર્થંકરોની ઉપાસના કરવા માટે એક વિશિષ્ટ યંત્રની રચના પણ થયેલી છે* અને તેનું વિધિસર સ્મરણ કરવા માટે 'તિજયપહુત્ત-થુત્ત' કે 'સત્તરિસય-થુત્ત' (સપ્તતિ-શત-સ્તોત્ર) રચાયેલું છે. એ સ્તોત્રની ચૌદ પ્રા. ગાથાઓ પૈકી

---

*

| | | | | |
|---|---|---|---|---|
| २५<br>ह | ८०<br>र | क्षि | १५<br>हु | ५०<br>ह. |
| २०<br>म | ४५<br>र | प | ३०<br>सु | ७५<br>सः |
| क्षि | प | ॐ | स्वा | हा |
| ७०<br>ह | ३५<br>र | स्वा | ६०<br>हु | ५<br>हः |
| ५५<br>स | १०<br>र | हा | ६५<br>सु | ४०<br>स. |

અગિયારમી ગાથાની સંસ્કૃત છાયા, તે પ્રસ્તુત સૂત્ર છે. શાંતિ-સ્નાત્રાદિ-પ્રસંગમાં આ ગાથાને આદિમા 'ૐ' તથા અંતમા 'સ્વાહા' પદ જોડીને બોલવામાં આવે છે.

પ્રસ્તુત સૂત્રમા શ્રીજિનેશ્વર દેવોનુ બાહ્ય સ્વરૂપ કેવા પ્રકારનુ હોય છે અને તેમના દેહોનો વર્ણ કેવા પ્રકારનો છે તે બતાવવામાં આવ્યુ છે. જેમ કે કેટલાક જિનેશ્વરો શ્રેષ્ઠ સુવર્ણ જેવા પીળા રંગની છટાને ધારણ કરનારા છે, કેટલાક જિનેશ્વરો શ્રેષ્ઠ શંખ જેવી શ્વેત રંગ-છટાને ધારણ કરનારા છે, કેટલાક જિનેશ્વરો શ્રેષ્ઠ પરવાળાં જેવી રક્ત રંગ-છટાને ધારણ કરનારા છે, કેટલાક જિનેશ્વરો શ્રેષ્ઠ નીલમ જેવી નીલ રંગ-છટાને ધારણ કરનારા છે અને કેટલાક જિનેશ્વરો શ્રેષ્ઠ મેઘના જેવી શ્યામ રંગ-છટાને ધારણ કરનારા છે. અર્થાત્ એ જિનેશ્વરો પંચવર્ણવાળા છે. પછી એ શ્રીજિનેશ્વરોનુ આંતરિક સ્વરૂપ 'વિગત-મોહ' એવા એક વિશેષણદ્વારા દર્શાવવામા આવ્યું છે એ રીતે તેમની વીતરાગતાનુ સ્મરણ કરવામા આવ્યુ છે, કારણ કે ભાવ-અરિહંતપણુ વીતરાગતાને લીધે જ પ્રકટ થાય છે. છેવટે સર્વ જિનેશ્વરોને સર્વ-અમર-પૂજિત વર્ણવ્યા છે. આ વિશેષણદ્વારા તેમને ચાર મૂલ અતિશયોથી યુક્ત સૂચવ્યા છે. પૂજાતિશય અન્ય અતિશયો વિના હોઈ શકે નહિ, એથી તેઓ જ્ઞાનાતિશય, વચનાતિશય અને અપાયાપગમાતિશયની સાથે પૂજાતિશયથી પણ યુક્ત છે, એવું સૂચિત કર્યું છે. સર્વ અમરોથી પૂજિત, એ વિશેષણદ્વારા આ જિનેશ્વરો સર્વ મર્ત્યોને તો વિશેષ પ્રકારે પૂજનીય છે—એવો અંતર્ધ્વનિ છે.

આ વર્ણન યંત્રના સ્મરણ-પ્રસંગમાં યોજાયેલું હોઈને યોગવિદ્યા-વિશારદોને ધ્યાન ધરવામાં ઉપયોગી થઈ શકે તેવું છે યોગનિષ્ઠોના મત પ્રમાણે અમુક રંગનું ધ્યાન અમુક પરિણામ નિપજાવી શકે છે જેમ કે પીળા રંગનુ ધ્યાન સ્તંભન કરવામાં ઉપયોગી છે, રાતા રંગનુ ધ્યાન ક્ષોભણ માટે ઉપયોગી છે, કાળા રંગનું ધ્યાન વિદ્વેષણ માટે ઉપયોગી છે, વગેરે વગેરે. યંત્રને તૈયાર કરતી વખતે પણ આ ગાથા ખાસ બોલવામા આવે છે.

# ૪૨ शान्ति-स्तवः

## શાંતિ-સ્તવ (લઘુ શાંતિ)



### (૧) મૂલપાઠ

[ આ સ્તવની બધી ગાથાઓ આર્યા-છંદમાં છે. ]

[ મંગલાદિ ]

शान्तिं शान्ति-निशान्तं, शान्तं शान्ताशिवं नमस्कृत्य ।
स्तोतुः शान्ति-निमित्तं, मन्त्रपदैः शान्तये स्तौमि ॥ १ ॥

[ શ્રી શાંતિ-જિન-નામ-મંત્ર-સ્તુતિ ]

ओमिति निश्चितवचसे, नमो नमो भगवतेऽर्हते पूजाम् ।
शान्तिजिनाय जयवते, यशस्विने स्वामिने दमिनाम् ॥ २ ॥

सकलातिशेषक महा-सम्पत्ति-समन्विताय शस्याय ।
त्रैलोक्य-पूजिताय च, नमो नमः शान्तिदेवाय ॥ ३ ॥

सर्वामर-सुसमूह-[1] स्वामिक-संपूजिताय निजिताय[2] ।
भुवन-जन-पालनोद्यततमाय सततं नमस्तस्मै ॥ ४ ॥

---

१ ' ससमूह ' पाठा

२ ' निचिताय ' पाठा

सर्व-दुरितौघ-नाशनकराय सर्वाशिव-प्रशमनाय ।
दुष्टग्रह-भूत पिशाच-शाकिनीनां प्रमथनाय ॥ ५ ॥

यस्येति नाममन्त्र प्रधान-वाक्योपयोग-कृततोषा ।
विजया कुरुते जनहितामिति च नुता नमत तं शान्तिम् ॥ ६ ॥

[ વિજયા-જયા-નવરત્ન-માલા ]

( જગન્મ ગલ-કવચ-યુક્ત-નામ-સ્તુતિ )

भवतु नमस्ते भगवति !, विजये ! सुजये ! परापरैरजिते ! ।
अपराजिते ! जगत्यां, जयतीति जयावहे ! भवति ! ॥ ७ ॥

सर्वस्यापि च सङ्घस्य, भद्र-कल्याण-मङ्गल-प्रददे ! ।
साधूनां च सदा शिव-सुतुष्टि-पुष्टि-प्रदे ! जीयाः ॥ ८ ॥

भव्यानां कृतसिद्धे !, निर्वृति-निर्वाण-जननि ! सत्त्वानाम् ।
अभय-प्रदान-निरते !, नमोऽस्तु स्वस्तिप्रदे ! तुभ्यम् ॥ ९ ॥

भक्तानां जन्तूनां, शुभावहे ! नित्यमुद्यते ! देवि ! ।
सम्यग्दृष्टीनां, धृति-रति-मति-बुद्धि-प्रदानाय ॥ १० ॥

जिनशासन-निरतानां, शान्तिनतानां च जगति जनतानाम् ।
श्री-संपत्-कीर्ति-यशो-वर्धनि ! जय देवि ! विजयस्व ॥ ११ ॥

सलिलानल-विष-विषधर-दुष्टग्रह-राज-रोग-रण-भयतः ।
राक्षस-रिपुगण-मारी-चौरेति-श्वापदादिभ्यः ॥ १२ ॥

अथ रक्ष रक्ष सुशिवं, कुरु कुरु शान्तिं च कुरु कुरु सदेति ।
तुष्टिं कुरु कुरु पुष्टिं, कुरु कुरु स्वस्तिं च कुरु कुरु त्वम् ॥ १३ ॥

( અક્ષર-સ્તુતિ )

भगवति ! गुणवति ! शिव-शान्ति-तुष्टि-
पुष्टि-स्वस्तीह कुरु कुरु जनानाम् ।
ओमिति नमो नमो ह्रॉ ह्रीं ह्रूँ ह्रः
यः क्षः ह्रीं फट् फट्* स्वाहा ॥ १४ ॥

( આમ્નાય )

एवं यन्नामाक्षर-पुरस्सरं संस्तुता जयादेवी ।
कुरुते शान्तिं नमतां, नमो नमः शान्तये तस्मै ॥ १५ ॥

[ ફલ-શ્રુતિ ]

इति पूर्वसूरि-दर्शित-मन्त्रपद-विदर्भितः स्तवः शान्तेः ।
सलिलादि-भय-विनाशी, शान्त्यादिकरश्च भक्तिमताम् ॥१६॥

यश्चैनं पठति सदा, शृणोति भावयति वा यथायोगम् ।
स हि शान्तिपदं यायात्, सूरिः श्रीमानदेवश्च ॥ १७ ॥

[ અન્ત્ય-મંગલ ]

[ उपसर्गाः क्षयं यान्ति, छिद्यन्ते विघ्नवल्लयः ।
मनः प्रसन्नतामेति, पूज्यमाने जिनेश्वरे ॥ १८ ॥

सर्व-मङ्गल-माङ्गल्यं, सर्व-कल्याणकारणम् ।
प्रधानं सर्व-धर्माणां, जैनं जयति शासनम् ॥ १९ ॥ ]

* 'फुट् फुट्' पाठः ।

(૨) અન્વય.

[ આ સ્તવ સંસ્કૃત ભાષામાં છે, તેથી તેની છાયા આપેલી નથી, પરંતુ અર્થ સમજવામાં સરળતા પડે તે માટે અહીં તેનો અન્વય આપેલો છે. ]

१. शान्ति-निशान्तं शान्तं शान्ताशिवं शान्तिं नमस्कृत्य स्तोतुः शान्तये मन्त्रपदैः शान्ति-निमित्तं स्तौमि ॥

२ ओम् इति निश्चितवचसे भगवते पूजाम् अर्हते जयवते यशस्विने दमिनां स्वामिने शान्तिजिनाय नमो नमः ॥

३ सकलातिशेषक-महासम्पत्ति-समन्विताय शस्याय त्रैलोक्य-पूजिताय च शान्तिदेवाय नमो नमः ॥

४-५. सर्वामर-सुसमूह-स्वामिक-सपूजिताय निजिताय भुवन-जन-पालनोद्यततमाय सर्वदुरितौघनाशनकराय सर्वाशिव-प्रशमनाय दुष्टग्रह-भूत-पिशाच-शाकिनीनां प्रमथनाय तस्मै (शान्तिदेवाय) सततं नमः ॥

६ तं शान्तिं नमत, यस्य इति नाममन्त्र-प्रधानवाक्योपयोग-कृततोषा विजया जनहितं कुरुते इति च नुता ॥

७. भगवति ! विजये ! सुजये ! अजिते ! अपराजिते ! जयावहे ! भवति (तव शक्तिः) जगत्यां परापरैः जयति इति ते नमः भवतु ॥

८. अपि च सर्वस्य सङ्घस्य भद्र-कल्याण मङ्गल-प्रददे ! साधूनां च सदा शिव-सुतुष्टि-पुष्टि-प्रदे ! (त्वं) जीयाः ॥

૯. **भव्यानां** कृतसिद्धे! निर्वृति-निर्वाण-जननि! **सत्त्वानाम्** अभय-प्रदान-निरते! स्वस्ति-प्रदे! तुभ्य नम अस्तु ॥

१०. **भक्तानां जन्तूनां** शुभावहे! **सम्यग्दृष्टीनां** धृति-रति-मति-बुद्धि-प्रदानाय नित्यम् उद्यते देवि! (तुभ्य नम. अस्तु)॥

११. जिनशासन-निरतानां शान्तिनतानां च **जनतानां** श्री-सम्पत्-कीर्ति-यशोवर्धनि! **देवि!** जगति (त्व) जय विजयस्व ॥

१२-१३. अथ सलिलानल-विप-विषधर-दुष्टग्रह-राज-रोग-रण-भयत राक्षस-रिपुगण-मारी-चौरेति-श्वापदादिभ्य त्व सदा रक्ष रक्ष. सुशिवं कुरु कुरु, शान्ति च कुरु कुरु तुष्टिं कुरु कुरु. स्वस्ति च कुरु कुरु इति ॥

१४. "ॐ नमो नमो ह्रॉं ह्रीं ह्रूँ ह्रूः य क्ष ह्रीं फट् फट् स्वाहा" इति (मन्त्रस्वरूपिणि!) भगवति! गुणवति! इह जनाना शिव-शान्ति-तुष्टि-पुष्टि-स्वस्ति कुरु कुरु ॥

१५. एवम् यत्-नाम-अक्षर-पुरस्सर सस्तुता **जयादेवी** नमता शान्तिं कुरुते, तस्मै **शान्तये** नमो नम. ॥

१६. इति पूर्वसूरि-दर्शित-मन्त्रपद-विदर्भित: शान्ते: स्तव: भक्तिमतां सलिलादि-भय-विनाशी शान्त्यादिकर च ॥

१७. य: च एन सदा पठति शृणोति यथायोगं भावयति वा स हि शान्तिपद यायात् **श्रीमानदेव: सूरि:** च ॥

[ १८. जिनेश्वरे पूज्यमाने उपसर्गा: क्षयं यान्ति विघ्नवल्लय: छिद्यन्ते, मन: प्रसन्नताम् एति ॥

१९. सर्व-मङ्गल-माङ्गल्यं सर्व कल्याण-कारण सर्व-धर्माणा प्रधान जैन शासन जयति ॥ ]

## ( ૩ ) અન્વયની ગુજરાતી છાયા

૧. શાંતિ-નિશાન્ત, શાંત અને જેમનુ અશિવ શાંત થયુ છે (તેવા), **શ્રીશાંતિનાથ**ને નમસ્કાર કરીને સ્તુતિ કરનારની શાંતિ અર્થે મ ત્રપદો વડે હું શાતિ નિમિત્તનુ વર્ણન કરુ છુ.

૨. ૐ એવા, નિશ્ચિત વચનવાળા, ભગવાન, પૂજાને યોગ્ય, જયવાન, યશસ્વી અને યોગીઓના સ્વામી **શ્રીશાંતિનાથ**ને નમસ્કાર હો, નમસ્કાર હો

૩. સકલ અતિશયોની મહાસ પત્તિથી સમન્વિત, પ્રશસ્વાને યોગ્ય અને ત્રૈલોક્ય-પૂજિત શ્રીશાતિ-દેવને નમસ્કાર હો, નમસ્કાર હો

૪–૫ તે સર્વ દેવના સુસમૂહના સ્વામીઓ વડે પૂજાએલા, કોઈથી ન જિતાયેલા, ભુવનના લોકોનુ પાલન કરવામાં ઘણા ઉદ્યત, સર્વ પાપ-સમૂહનો નાશ કરનાર, સર્વ અશિવોનું પ્રશમન કરનાર, દુષ્ટગ્રહ, ભૂત, પિશાચ ( અને ) શાકિનીઓએ કરેલા ઉપદ્રવનુ પ્રમથન કરનાર તે( **શાંતિનાથ** ભગવાન)ને, સદા નમસ્કાર હો.

૬. તે **શ્રીશાંતિનાથ**ને નમસ્કાર કરો કે જેમનુ નિદર્શન કરતા ' નામ-મ ત્ર 'વાળા વાકય-પ્રયોગો વડે સંતુષ્ટ થયેલી **વિજયાદેવી** જન-હિત કરે છે, ( અને ) તેથી તે પણ (હવે પછી ) સ્તવાયેલી છે

૭. હે ભગવતિ ! હે વિજયા ! હે સુજયા ! હે અજિતા ! હે અપરાજિતા ! હે જયાવહા ! હે ભવતિ ! ( તારી શક્તિ ) જગત ઉપર પરાપર ( અને બીજાં રહસ્યો )-વડે જય પામે છે, તેથી તને નમસ્કાર હો.

૮. વળી સકલ સંઘને ભદ્ર, કલ્યાણ તથા મંગલ આપનારી ! તેમ જ સાધુઓને સદા શિવ, સુતુષ્ટિ ( અને ) પુષ્ટિ આપનારી ( હે દેવિ ! તું ) જય પામ.

૯. ભવ્યોને સિદ્ધિ આપનારી ! નિર્વૃતિ અને નિર્વાણનુ કારણ ! સત્ત્વોને અભયદાન દેવામાં તત્પર ! ( અને ) સ્વસ્તિ આપનારી ! ( હે દેવિ ! ) તને નમસ્કાર હો.

૧૦. ભક્ત જંતુઓનુ શુભ કરનારી ! અને સમ્યગ્દૃષ્ટિઓને ધૃતિ, રતિ, મતિ, બુદ્ધિ આપવામાં નિત્ય તત્પર એવી હે દેવિ ! ( તને નમસ્કાર હો. )

૧૧. જિનશાસનમા મગ્ન (અને) શ્રીશાંતિનાથને નમસ્કાર કરનારી જનતાને શ્રી, સમ્પત્તિ, કીર્તિ અને યશને વધારનારી હે દેવિ ! જગતમાં તું જય પામ, વિજય પામ.

૧૨-૧૩. હવે (જણાવવાનુ કે) જલ, અગ્નિ, વિષ, વિષધર ( સાપ ), દુષ્ટ ગ્રહ, રાજા, રોગ અને રણના ભયોમાથી તથા રાક્ષસ, રિપુ-ગણ, મરકી, ચોર, ( સાત પ્રકારની ) ઇતિઓ તથા શિકારી પશુઓ વગેરે( ના ઉપદ્રવોમા )થી તું સદા રક્ષણ કર, [ રક્ષણ ] કર, સુશિવ કર, [ સુશિવ ] કર, અને શાતિ કર, [ શાતિ ] કર; તુષ્ટિ કર, [ તુષ્ટિ ] કર, પુષ્ટિ કર, [ પુષ્ટિ ] કર અને સ્વસ્તિ કર, [ સ્વસ્તિ ] કર. ઇતિ.

૧૪ "ૐ નમો નમો હ્રૉં હ્રીં, હ્રૂં હ્રઃ ય ક્ષઃ હ્રીં ફટ્ ફટ્ સ્વાહા" એવી (મંત્ર-સ્વરૂપિણી દેવી) ભગવતિ ! ગુણવતિ ! અહીં (રહેલા) લોકોને શિવ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સ્વસ્તિ કર, કર

૧૫ ઉપર કહ્યા મુજબ જેમનાં નામમંત્ર(ના પુરોચ્ચારણ)-પૂર્વક સ્તવાયેલી **જયાદેવી** નમસ્કાર કરનારાઓને શાંતિ કરે છે, તે **શ્રીશાંતિનાથને** નમસ્કાર હો, નમસ્કાર હો.

૧૬ છેવટે (જણાવવાનું કે), પૂર્વાચાર્યોએ દર્શાવેલા મંત્ર-પદોથી વિદર્ભિત (કરેલો) 'શાંતિ-સ્તવ' ભક્તિ કરનારાઓના 'જલ' વગેરેના ભયોને નાશ કરનારો તેમ જ શાંતિ આદિને કરનારો છે

૧૭. અને જે આ(સ્તવ)ને સદા ભણે છે, સાંભળે છે, કે તેની યોગ-પૂર્વક ભાવના કરે છે તે, શાંતિપદને નિશ્ચિત પામે છે, અને **માનદેવસૂરિ** પણ.

[૧૮. જિનેશ્વરને પૂજતાં ઉપસર્ગો ક્ષય પામે છે. વિઘ્ન-વેલીઓ છેદાય છે (અને) મન પ્રસન્નતાને પામે છે.

૧૯. સર્વ મંગલોમાં માંગલ્યરૂપ, સર્વ કલ્યાણોના કારણરૂપ, સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ, જૈનશાસન જયવંતુ વર્તે છે ]

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ

[અર્થ માટેના શબ્દોનો ક્રમ અન્વય પ્રમાણે રાખેલો છે. ગાથાનો ક્રમ અંક દ્વારા કૌંસમાં જણાવેલો છે.]

(૧) शान्ति-निशान्तम् – શાંતિ-નિકેતનને, શાંતિ-સદનને, શાંતિના સ્થાનને, શાંતિદેવીના આશ્રય-સ્થાનને.

શાન્તિનુ નિશાન્ત તે શાન્તિ-નિશાન્ત. શાન્તિ – કામ-ક્રોધાદિનો જય, વિષય-વિકાર-રહિત અવસ્થા કે ઉપદ્રવનુ નિવારણ. નિશાન્ત–નિકેતન, સદન, ગૃહ, આશ્રય કે સ્થાન ( અ. ચિ. ભૂમિકાંડ ૫૫-૫૮ ) એટલે શાન્તિ-નિશાન્તનો અર્થ શાંતિ-નિકેતન, શાંતિ-સદન કે શાંતિનુ ધામ થાય છે. અથવા શાન્તિ-પદથી તે નામની દેવી ગ્રહણ કરીએ તો શાંતિદેવીનુ આશ્રય-સ્થાન એવો અર્થ પણ સંગત છે.*

* ' પ્રભાવકચરિત 'મા કહ્યુ છે કે –

" श्रीशान्तिनाथतीर्थेशा-सेविनी शान्तिदेवता ।
सा मूर्तिद्वितय कृत्वाऽस्मद्व्याजाद् वन्दते ह्यमुम् ॥ ६६ ॥ "

—શ્રીમાનદેવસૂરિ-પ્રબન્ધ

" શ્રીશાંતિનાથ ભગવાનના તીર્થની સેવા કરનારી શાંતિદેવી પોતાની બે મૂર્તિઓ બનાવીને અમારા ( વિજયા અને જયાના ) મિષથી તેમને વંદન કરે છે "

અર્થાત્ શાંતિદેવી તે શ્રીશાંતિનાથ ભગવાનની શાસન-દેવી છે. નિર્વાણકલિકામા ચોવીશ શાસન-દેવીઓનું વર્ણન કર્યા પછી શાંતિદેવીનુ વર્ણન આવે છે. તેમા જણાવ્યુ છે કે – " तथा शान्तिदेवता धवलवर्णा कमलासना चतुर्भुजा वरदाक्षसूत्र युक्त-दक्षिणकरा कुण्डिका-कमण्डल्वन्वित-वामकरा चेति ॥ "

" શ્વેત વર્ણવાળી, કમલ પર બેઠેલી, ચાર ભુજાવાળી, વરદ મુદ્રા અને અક્ષમાલાયુક્ત જમણા હાથવાળી તથા કુંડિકા અને કમંડલુથી યુક્ત ડાબા હાથવાળી શાંતિદેવીને."

शान्तम्-શાંતરસથી યુક્તને, પ્રશમરસ-નિમગ્નને, ત્રિગુણા-તીતને

---

આ વર્ણન શ્રીશાંતિનાથ ભગવાનની શાસનદેવી નિર્વાણીને અમુક અંશે મળતુ છે. નિર્વાણકલિકાના 'અર્હદાદિના વર્ણાદિક્રમ વિધિ'મા જણાવ્યુ છે કે '—" निर्वाणीं देवीं गौरवर्णां पद्मासना चतुर्भुजा पुस्तकोत्पल-युक्त-दक्षिणकरा कमण्डलु-कमलयुक्त-वामहस्ता चेति ।"

" શ્વેત વર્ણવાળી, કમલ પર બેઠેલી, ચાર ભુજાવાળી, પુસ્તક અને કમલયુક્ત જમણા હાથવાળી અને કમંડલુ તથા કમલયુક્ત ડાબા હાથવાળી નિર્વાણી દેવીને."

આ બને વર્ણનોની તુલના કરવાથી વસ્તુ-સ્થિતિ વધારે સ્પષ્ટ થશે

| | | શાંતિદેવી | નિર્વાણી |
|---|---|---|---|
| વર્ણ | — | શ્વેત | શ્વેત |
| આસન | — | કમલ | કમલ |
| ભુજા | — | ચાર | ચાર |
| જમણો હાથ | — | વરદમુદ્રા<br>અક્ષમાલા | પુસ્તક<br>કમલ |
| ડાબો હાથ | — | કુંડિકા<br>કમંડલુ | કમંડલુ<br>કમલ |

આ સ્વરૂપમા હાથમા ધારણ કરવાની વસ્તુઓમા થોડો ફરક છે, પણ તેટલા માત્રથી દેવીનુ સ્વરૂપ ભિન્ન ઠરતુ નથી, કારણ કે આ પ્રકારનો ફેરફાર એક જ દેવીનાં સ્વરૂપો પરત્વે હોય છે. જુઓ Journal of the Indian Society of Oriental Arts Vol XV 1947, Calcuttaમા પ્રગટ થયેલો શ્રીયુત ઉમાકાંત પ્રેમાનદ શાહ, એમ. એ.નો 'Iconography of the sixteen Jaina Mahāvidyās નામનો સચિત્ર વિસ્તૃત લેખ.

શાન્ત એટલે શાંતરસથી યુક્ત, પ્રશમરસમા નિમગ્ન કે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોથી અતીત શાન્તરસ માટે કહ્યુ છે કે :—

"न यत्र दु ख न सुख न चिन्ता,
न द्वेष-रागौ न च काचिदिच्छा ।
रस स शान्त कथितो मुनीन्द्रै ,
सर्वेषु भावेषु शम प्रमाण (प्रधान )॥"

"જેમાં દુ ખ નથી, સુખ નથી, ચિંતા નથી, રાગ-દ્વેષ નથી કે કોઈ પણ પ્રકારની ઇચ્છા નથી, તેને શ્રેષ્ઠ મુનિઓએ શાતરસ કહ્યો છે. બધા ભાવોમા શમ એ શ્રેષ્ઠ છે "

શ્રીજિનેશ્વરની આકૃતિ પ્રશમરસ-નિમગ્ન હોય છે તે માટે કહ્યુ છે કે :—

"प्रशमरसनिमग्न दृष्टियुग्म प्रसन्न,
वदनकमलमङ्कः कामिनीसङ्गशून्य . ।
करयुगमपि यत् ते शस्त्रसम्बन्धवन्ध्य,
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥"

"તારુ દૃષ્ટિ-યુગલ પ્રશમરસમાં નિમગ્ન છે, મુખ-કમલ પ્રસન્ન છે, ખોળો સ્ત્રીના સગથી રહિત છે. બન્ને હાથો પણ શસ્ત્ર વિનાના છે. તેથી જગતમા ખરેખર તું જ વીતરાગ દેવ છે."

સત્ત્વ. રજસ્ અને તમસ્—એ ત્રણ ગુણોથી 'અતીત' હોય એટલે 'પર' હોય તેને પણ શાન્ત કહેવામા આવે છે.

**शान्ताशिवम्** – અશિવ-રહિતને, પોતાના તથા પરના અશિવને શાંત કરનારને.

शान्त થયુ છે आशिव જેમનુ તે शान्ताशिव शान्त – નષ્ટ, નાશ પામેલુ, દૂર થયેલુ. अशिव–શિવ નહિ તે, કર્મ-ક્લેશ. 'सदानन्दमग्रे शय्यते स्थीयतेऽस्मिन्निति शिवम्' (અ ચિં. પ્ર. કાંડ, શ્લો ૮૬) 'જેમા શાશ્વત આનંદ-યુક્ત સ્થિતિ છે તે શિવ' આત્મા સ્વભાવથી આનંદમય છે, એટલે તે શિવ-સ્વરૂપ છે અને કર્મનો ક્લેશ ઉપાધિ ઊભી કરે છે, એટલે તે અશિવ છે. જેમનુ આવું અશિવ શાંત થઈ ગયુ છે, તે શાન્ત કહેવાય છે.

**शान्तिम्** – શ્રીશાંતિનાથને, સોળમા તીર્થંકર શ્રીશાતિ-નાથ ભગવાનને

शान्तिम् – શાતિને, શ્રીશાતિનાથને, સોળમા તીર્થંકર શ્રીશાતિનાથ ભગવાનને. 'ભીમ'ને 'ભીમસેન' કહેવાય છે, તે ન્યાયે અહીં 'शान्तिम्'નો અર્થ 'शान्तिनाथम्' સમજ-વાનો છે શ્રીશાંતિનાથ ભગવાનને 'શાતિ' કહેવાનું કારણ એ છે કે તેઓ શાતિવાળા છે, શાતિ-સ્વરૂપ છે અને શાંતિ કરવામા સમર્થ છે. 'शान्ति योगात् तदात्मकत्वात् तत्कर्तृत्वात् च शान्ति.।' (અ. ચિં દેવકાંડ.)

**नमस्कृत्य** – નમસ્કાર કરીને, વંદન કરીને.

**स्तोतुः** – સ્તુતિ કરનાર મનુષ્યની.

'स्तौतीति स्तोता तस्य स्तोतु ' ( સિ. )–' જે સ્તુતિ કરે છે તે સ્તોતા, તેનુ ' 'स्तोतु. स्तुतिकर्तुर्नरस्य ' ( ધ પ્ર. )– ' સ્તોતાની એટલે સ્તુતિ કરનાર મનુષ્યની '

**शान्तये** – શાતિને માટે, ઉપસ્થિત ભયો અને ઉપદ્રવોના નિવારણ અર્થે, વ્યન્તર કે શાકિનીએ કરેલા ક્રોધના સ્તભન માટે.

અહીં ક્રોધ-સ્તભન, સામો હલ્લો કરીને કે મારીને નહિ પણ, ' જગન્મ ગલ-કવચ 'થી રક્ષણ કરીને કરવાનુ છે.

**मन्त्रपदै** – મ ત્રપદો વડે.

मन्त्रनु पद ते मन्त्रपद, मन्त्रात्मक पद ते मन्त्रपद. मन्त्र–વર્ણની રચના-વિશેષ, દેવાદિ-સાધન કે મહાબીજ પદ-વર્ણનો સમૂહ.

**शान्ति-निमित्तम्** – શાતિના નિમિત્તને, શાતિના હેતુને, શાતિના સાધનને

शान्ति – ભય તથા ઉપદ્રવનુ શમન निमित्त–હેતુ, સાધન. જેના વડે ભય તથા ઉપદ્રવનુ શમન થાય છે, તે शान्ति-निमित्त તે અહી ' શાંતિજિન-નામમ ત્ર-સ્તુતિ, ' ' વિજયા-જયા-નવ-રત્નમાલા ' અને ' આમ્નાય 'રૂપ ત્રિવિધ સાધન ( ત ત્ર ) જાણવુ

**स्तौमि** – વર્ણવું છું.

'स्तौमि वर्णयामि' (ગુ ) 'स्तौमि એટલે વર્ણન કરું છુ.' 'ક્રિયાકલાપ' વ્યાકરણમા સ્તુતિના અર્થો નીચે મુજબ જણાવેલા છે

'स्तवने नौति स्तौति. प्रशसाति श्लाघते वर्णयति ।
ईट्टे कत्रयाति कत्रते, विकत्थते चाभिनन्दति चेति ॥'

**ओम्** – ॐકાર, પરમતત્ત્વની વિશિષ્ટ સંજ્ઞા, પ્રણવ-બીજ ॐકાર એ પ્રણવબીજ છે. એક અક્ષરરૂપે તે પર જ્યોતિ, પરમાત્મપદ કે પરમતત્ત્વનો વાચક છે* અને અક્ષરો જુદા પાડીએ તો પચ પરમેષ્ઠિનો વાચક છે.+ અન્યત્ર પણ જિનેશ્વરદેવને ॐકારરૂપ કહેલા છે. §

**इति** – એવા આ અવ્યય અહીં શબ્દદ્યોતક છે.

**निश्चितवचसे** – વ્યવસ્થિત વચનવાળા

'निश्चित च सशयाभाववत् वच· वचन यस्य असौ निश्चित-वचा तस्मै निश्चितवचसे तथा च पञ्चत्रिंशद्वचनातिशयेषु एका-दशोऽय सशयानामसभव असदिग्धत्वम् इति उक्त अतिशय । (गु)

* અન્ય લોકો તેને એકાક્ષર બ્રહ્મ કહે છે 'ओमित्येकाक्षर ब्रह्म ।'
—ભગવદ્ગીતા—અ ૧૩

+ "अरहता असरीरा आयरिया उवज्झाया तहा मुणिणो ।
पढमक्खरनिप्फण्णो ॐकारो पचपरमिट्ठी ॥ ४२ ॥"
—आर्षविद्यानुशासन, प्रथम समुद्देश ।

§ "ॐकाराकृतिरव्यक्तो, व्यक्तरूपत्रयीमय ।
ब्रह्मद्वयप्रकाशात्मा, निर्भय परमाक्षर· ॥ १० ॥"
—मन्त्राधिराजस्तोत्रम् । म चिं. पृ. ४१

નિશ્ચિત એટલે સ શયના અભાવવાળુ છે વચ એટલે વચન જેમનુ તે નિશ્ચિતવચા , તેમને – નિશ્ચિતવચસે તથા વાણીના પાંત્રીસ અતિશયોમા સ શયોને અસ ભવ અર્થાત્ અસ દિગ્ધ વચન એ અગિયારમો અતિશય કહ્યો છે તેથી નિશ્ચિતવચા એ વિશેષણ અહીં વાણીના અતિશયરૂપે કહ્યું છે. શ્રીહર્ષકીર્તિ-સૂરિએ આ સ્તવ પરની વૃત્તિમા 'ओं इति निश्चित निर्धारित वचो वाचक पद यस्य स .–ॐ એવું નિશ્ચિત છે નામ જેમનુ તે' એ પ્રમાણે અર્થ કરેલો છે. અન્યત્ર પણ શ્રીજિનેશ્વર દેવને નિયત અને અવિસ વાદી વચનવાળા કહ્યા છે *

**भगवते** – ભગવાનને.

ભગ એટલે જ્ઞાન–પૂર્ણજ્ઞાન, તેનાથી યુક્ત તે ભગવાન, તેને

**पूजाम् अर्हते** – પૂજાને યોગ્યને, પરમ પૂજ્યને.

'पूजन पूजा '–' પૂજન કરવુ તે પૂજા '. વિશિષ્ટ અર્થમા કુ કુમ, કર્પૂર, અગુરુ, ચ દન વગેરે ઉત્તમ દ્રવ્યોથી અને સ્તુતિ, સ્તવન વગેરે ઉત્તમ વચનો અને ભાવોથી કરાયેલુ પૂજન, તે પૂજા

---

સરખાવો

* " इद तत्त्वातत्त्वव्यतिकरकरालेऽन्धतमसे,
जगन्मायाकारैरिव हतपरैर्हा । विनिहतम् ।
तदुद्धर्तुं शक्तो नियतमविसंवादिवचन-
स्त्वमेवातस्त्रातस्त्वयि कृतसपर्या · कृतधिय ॥ ३२ ॥ "

—अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिका ।

अर्हत् – યોગ્ય જેઓ ઉત્તમ પ્રકારનાં દ્રવ્યો તથા ભાવ વડે પૂજા કરવાને યોગ્ય છે તેમને

**जयवते** – જયવંતને.

જિત મેળવવી તે જય, તેનાથી યુક્ત તે જયવત્, તેને-जयवते *

**यशस्विने** – યશસ્વીને, સર્વત્ર મહાન યશવાળાને

કીર્તિના વિસ્તારને ' યશ ' કહેવાય છે, તેનાથી યુક્ત તે यशस्विन्, તેમને यशस्विने. તીર્થંકરોનું યશોનામકર્મ ઘણું મોટું હોય છે, તેથી તેઓ યશસ્વી કહેવાય છે +

**दमिनां स्वामिने** – યોગીશ્વરને

* અન્યત્ર પણ શ્રી જિનેશ્વરદેવને જય પામનારા કહ્યા છે જેમ કે-

" जयति विजितान्यतेजा , सुरासुराधीशसेवित श्रीमान् ।
विमलस्त्रासविरहितस्त्रिभुवनचूडामणिर्भगवान् ॥ २८ ॥"

—सकलार्हत्-स्तोत्र ।

+ આવા ભાવવાળું વિશેષણ શ્રીજિનેશ્વર દેવને માટે વપરાય છે. જેમ કે—

" वर्णेन तुल्यरुचिसम्पदि विद्रुमाणा,
पुष्पोत्करै सुरगणेन दिवि-द्रुमाणाम् ।
अभ्यर्चिते प्रमदगर्भमजे यशस्ये,
' पद्मप्रभे ' कुरुत भक्तिमजेय-शस्ये ॥ २१ ॥"

—श्रीवप्पभट्टिसूरिविरचिता चतुर्विंशतिका ॥

'दमोऽस्यैषां दमिन् तेषां दमयुक्तानां योगीन्द्राणाम्'—દમવાળા તે 'દમિન'. તેમના એટલે યોગીશ્વરોના. 'દમ' શબ્દ અહીં ઇંદ્રિય-દમન વગેરે યોગિક સાધનોનો સૂચક છે. 'स्वामिने नायकाय' (ધ પ્ર.)

**शान्तिजिनाय** – શ્રીશાંતિનાથ ભગવાનને.

**नमो नम** – નમસ્કાર હો, નમસ્કાર હો. વારવાર નમસ્કાર હો.

અહીં મંત્ર-પ્રયોગને લીધે 'નમો' પદ બે વાર મૂકાયેલું છે, તેથી પુનરુક્તિ-દોષ થતો નથી કહ્યું છે કે'—

"वक्ता हर्ष-भयादिभिराक्षिप्तमना स्तुवन् तथा निन्दन् ।
यत् पदमसकृद् ब्रूयात्, तत् पुनरुक्तं न दोषाय ॥"

"સ્તુતિ કરતો કે નિન્દા કરતો વક્તા હર્ષાદિના આવેગથી કે મનની વ્યાકુલતાથી જે પદ એક કરતાં વધારે વાર બોલે તે પુનરુક્તિવાળું પદ દોષને યોગ્ય ગણાતું નથી"

(૩) **सकलातिशेषक-महासम्पत्ति-समन्विताय**–ચોત્રીસ અતિશયરૂપ મહાઋદ્ધિવાળાને.

---

* અન્યત્ર પણ શ્રીજિનેશ્વરદેવને યોગીશ્વર તરીકે સંબોધેલા છે: જેમ કે—

"त्वामव्ययं विभुमचिन्त्यमसङ्ख्यमाद्य,
ब्रह्माणमीश्वरमनन्तमनङ्गकेतुम् ।
योगीश्वरं विदितयोगमनेकमेकं,
ज्ञानस्वरूपममलं प्रवदन्ति सन्तः ॥ २४ ॥"

—भक्तामरस्तोत्रम् ।

सकल अतिशेषक ते सकलातिशेषक, ते ३५ महासम्पत्ति ते सकलातिशेषकमहासम्पत्ति, तेनाथी समन्वित ते सकलातिशेषक-महासम्पत्ति-समन्वित, तेमने—सकलातिशेषक-महासम्पत्ति समन्विताय सकल–સમગ્ર, સમસ્ત, સંપૂર્ણ. अतिशेषक–અતિશય. सकलातिशेषक પદથી અહીં તીર્થંકરોના ચોત્રીસે અતિશયો સમજવાના છે. सम्पत्ति અથવા ઋદ્ધિ સોળ પ્રકારની હોય છે. તે આ પ્રમાણે:—

> "आमोसहि विप्पोसहि, खेलोसहि जल्लओसही चेव।
> सभिन्नसोय उज्जुमइ, सव्वोसहि चेव बोद्धव्वा ॥ ७७९ ॥
>
> चारण आसीविस केवली य मणनाणिणो य पुव्वधरा।
> अरहंत-चक्कवट्टी, बलदेवा वासुदेवा य ॥ ७८० ॥"

—વિશેષાવશ્યકભાષ્ય

(૧) આમર્શૌષધિ, (૨) વિપ્રુડૌષધિ, (૩) શ્લેષ્મૌષધિ, (૪) જલ્લૌષધિ, (૫) સંભિન્નશ્રોત, (૬) ઋજુમતિ, (૭) સર્વૌષધિ, (૮) ચારણ-વિદ્યા, (૯) આશીવિષ, (૧૦) કેવલી, (૧૧) મનઃપર્યવજ્ઞાન, (૧૨) પૂર્વધરપણું, (૧૩) અરહન્ત, (૧૪) ચક્રવર્તી, (૧૫) બલદેવ અને (૧૬) વાસુદેવ—એ ઋદ્ધિઓ જાણવી. અહીં લબ્ધિ અને લબ્ધિમાન્‌ના અભેદ-ઉપચારથી આ જાતનો પ્રયોગ કરેલો છે.

આ સોળ પ્રકારની ઋદ્ધિઓમાં અરિહન્તની ઋદ્ધિ સર્વોત્તમ હોય છે, એટલે તે 'મહાસંપત્તિ' કહેવાય છે. તાત્પર્ય

કે જગતના મહાન લબ્ધિધરો અને શક્તિશાળીઓ કરતાં પણ તેમની ઋદ્ધિ અને શક્તિ ચડિયાતી હોય છે.*

**शस्याय** – પ્રશસ્તને, શ્રેષ્ઠને

'शस्याय प्रशस्याय श्रेष्ठाय' ( હ )–'શસ્યને એટલે પ્રશસ્યને, શ્રેષ્ઠને' शस् – પ્રશસા કરવી, તે પરથી शस्य – પ્રશસાને યોગ્ય. આ વિશેષણ ઉપર્યુક્ત 'वर्णेन तुल्यरुचि-सम्पादि'વાળા શ્લોકમા વપરાયેલુ છે

**त्रैलोक्य-पूजिताय** – ત્રિલોકથી પૂજાયેલાને.

त्रैलोक्य વડે पूजित તે त्रैलोक्य-पूजित, તેને त्रिलोकी एव–त्रैलोक्यम् – ત્રણ લોક તે જ ત્રૈલોક્ય અથવા ત્રિલોકમા ઉત્પન્ન થયેલા તે ત્રૈલોક્ય-સુર, અસુર અને મનુષ્ય. पूजित-પૂજાયેલા.+

**च** – અને.

આ અવ્યય અહીં સમાહારના અર્થમા છે.

---

* અન્યત્ર પણ શ્રીજિનેશ્વરદેવને સર્વ અતિશયો વડે પ્રધાન કહેલા છે. જેમ કે–

"श्रेय श्रिया - मङ्गलकेलिसद्म ! नरेन्द्र-देवेन्द्र-नताङ्घ्रिपद्म ! ।
सर्वज्ञ ! सर्वातिशयप्रधान ! चिर जय ज्ञानकला-निधान ! ॥ १ ॥"

—रत्नाकरपञ्चविंशतिका ।

+ 'बृहच्छान्ति' નામના શાન્તિપાઠમા શ્રીજિનેશ્વરદેવને ત્રિલોક-પૂજિત કહેલા છે: જેમ કે–

"त्रिलोकनाथास्त्रिलोकमहितास्त्रिलोकपूज्यास्त्रिलोकेश्वरा . . ." ॥

शान्तिदेवाय – શ્રીશાંતિનાથ ભગવાનને

शान्ति એ જ દેવ તે शान्तिदेव शान्ति – એ નામના સોળમા તીર્થંકર દેવ – ભગવાન

नमो नम –વારવાર નમસ્કાર હો.

(૪-૫) सर्वामर- सुसमूह – स्वामिक-संपूजिताय – સર્વ દેવ-સમૂહના સ્વામીઓથી વિશિષ્ટ પ્રકારે પૂજાયેલાને.

सर्व એવા अमर તે सर्वामर, તેમનો सुसमूह તે सर्वामर-सुसमूह, તેના स्वामिक તે सर्वामर-सुसमूह-स्वामिक, તેના વડે सपूजित તે सर्वामर-सुसमूह-स्वामिक सपूजित. તેમને–सर्वामर-सुसमूह-स्वामिक-सपूजिताय. सर्व બધા, अमर દેવો, सुसमूह–સુંદર યૂથ. स्वामिक – પ્રભુ 'क' પ્રત્યય અહીં સ્વાર્થમાં લાગેલો છે. सपूजित – સમ્યક્ પ્રકારે પૂજાયેલ, વિશિષ્ટ પ્રકારે પૂજાયેલા. सुसमूहના સ્થાને ससमूह એવો પાઠ પણ મળે છે. તેનો અર્થ 'પોતપોતાના સમૂહ સાથે' એવો થાય છે.

जि – જીતવું नि ઉપસર્ગ અહીં અભાવના અર્થમા છે. તેથી निजितનો અર્થ નહીં જિતાયેલ–કોઈથી નહીં જિતાયેલ એવો થાય છે.

भुवन-जन-पालनोद्यततमाय – વિશ્વના લોકોનુ રક્ષણ કરવામા તત્પરને.

भुवनના जन તે भुवन-जन, તેનુ पालन તે भुवन-जन-पालन, તેના વિષે उद्यततम તે भुवनजन-पालनोद्यततम. भुवन–વિશ્વ. 'भुवनस्य विश्वस्य' (હ ), जन–લોક पालन–રક્ષણ. 'पालन

रक्षणम्'. (સિ.) उद्यततम–અતિઉદ્યત. તત્પર. તમ પ્રત્યય અહીં અતિશયના અર્થમાં આવેલો છે उद्यत એટલે પ્રયત્ન કરનાર, જેણે પ્રયત્ન કરેલો છે એવો 'उद्यत कृतयत्न.' (સિ ). જે વિશ્વના લોકોનું રક્ષણ કરવામા પ્રયત્નશીલ કે તત્પર છે તેને.*

**सर्व-दुरितौघ-नाशनकराय** – સમગ્ર ભય-સમૂહના નાશ કરનારને.

सर्व એવા दुरित તે सर्वदुरित. તેનો ओघ તે सर्वदुरितौघ, તેના नाशनकर તે सर्वदुरितौघ-नाशनकर. सर्व–સકલ, સમગ્ર. दुरित–ભય ओघ–સમૂહ नाशनकर–વિનાશ કરનાર.+

**सर्वाशिव-प्रशमनाय** – બધા ઉપદ્રવોનુ શમન કરનારને.

---

*અન્યત્ર પણ શ્રીજિનેશ્વરદેવ ભુવનના અધિપતિ તરીકે સ્તવાયેલા છે જેમ કે–

" देवेन्द्रवन्द्य ! विदिताखिलवस्तुसार !,
संसारतारक ! विभो ! भुवनाधिनाथ ! ।
त्रायस्व देव ! करुणाह्रद ! मां पुनीहि,
सीदन्तमद्य भयदव्यसनाम्बुराशे. ॥ ४१ ॥"

—कल्याणमन्दिर-स्तोत्र

+ સરખાવો:

" ॐ सनमो विप्पोसहि-पत्ताणं संतिसामि-पायाणं ।
झ्रौं स्वाहा-मंतेण, सव्वासिव-दुरिअ-हरणाणं ॥ २ ॥"

—संतिकर स्तवन

सर्व अशिवનુ પ્રશમ, તે सर्वाशिवप्रशमन, તે કરનારને. सर्व-બધા પ્રકારના. अशिव-ઉપદ્રવો. प्रशमन–વધારે શમન, ઘણુ શમન. જે બધા ઉપદ્રવોનુ અત્યન્ત શમન કરનાર છે, તેમને.

**दुष्टग्रह-भूत-पिशाच-शाकिनीनाम्** – દુષ્ટ ગ્રહો, ભૂત, પિશાચ અને શાકિનીઓની.

दुष्ट એવા ग्रह અને भूत-पिशाच અને शाकिनी તે दुष्टग्रह-भूतपिशाच-शाकिनी. दुष्टग्रह – ગોચર વગેરેમાં બગડેલા સૂર્યાદિ અશુભ ગ્રહો. भूत-पिशाच–વ્યતર જાતિના દેવ-વિશેષ, તે ભૂલચૂક કરનારને છળવા માટે તત્પર હોય છે. 'ते हि प्राय स्खलितादौ छलनपरा'।' (શુ.), शाकिनी–દેવતા વિશેષ. મેલી વિદ્યા જાણનારી સ્ત્રીને પણ શાકિની કહેવાય છે 'शाकिन्यश्च दुष्टमन्त्रस्मरणवत्य स्त्रिय'।' (શુ.)

**प्रमथनाय** – પ્રમથન કરનારને, અત્યંત નાશ કરનારને

प्रमथन – અત્યત નાશ. અહીં उपद्रव શબ્દ અધ્યાહાર છે. એટલે ઉપદ્રવોનો અત્યંત નાશ સમજવાનો છે*

* શ્રીજિનેશ્વરદેવને ભૂત, પ્રેત, પિશાચ અને શાકિનીના પ્રણાશક તરીકે અન્યત્ર પણ સ્તવેલા છે જેમ કે–

"सर्वमन्त्रमय सर्वकार्यसिद्धिकरं परम् ।
ध्यायामि हृदयाम्भोज, भूत-प्रेत-प्रणाशकम् ॥ १३ ॥
अट्टे मट्टे पुरो दुष्ट-विघट्टे वर्ण-पङ्क्तिवत् ।
दुष्टान् प्रेत-पिशाचादीन् प्रणाशयति तेऽभिधा ॥ ३ ॥"

—पार्श्वनाथस्तोत्र, म चि. पृ. ४८-४९

सततं – સદા.

नमः – નમસ્કાર હો.

(૬) तम् – તેને જેનુ અત્યાર સુધી વર્ણન કર્યું છે તેને.

शान्तिम – શ્રીશાતિનાથ ભગવાનને

नमत – નમો, નમસ્કાર કરો

यस्य – જેમના.

इति – આ પ્રકારના, ઉપર જણાવેલા.

नाम-मन्त्र-प्रधान-वाक्योपयोग-कृततोपा – નામમંત્ર-વાળા વાક્યપ્રયોગોથી તુષ્ટ કરાયેલી.

नाम-मन्त्र-प्रधान એવો वाक्योपयोग ते नाम-मन्त्र-प्रधान-वाक्योपयोग, તેના વડે कृततोषा ते नाम-मन्त्र-प्रधान-वाक्योपयोग-कृततोषा

नाम-मन्त्र-प्रधान – નામમત્રની પ્રધાનતાવાળો. ભગવાનના વિશિષ્ટ નામવાળા મત્રને 'નામમત્ર' કહેવામા આવે છે.*

---

" नाशयति सर्वनागान्, भूतान् व्याल-ग्रहाश्च विस्फोटान्।
ज्वाला-गर्दभ-शाकिनि-विषवेगाश्चापि रोगाश्च ॥ ६ ॥ "

—पार्श्वनाथस्तोत्र, म चि पृ ७२.

* 'અનુષ્ઠાન-પ્રકાશ'નામના ગ્રથમા (પૃ ૫૯) જણાવ્યુ છે કે 'ॐ गौर्य्यादिषोडशमातृकाभ्यो नम ' इति नाममन्त्रेण षोडशोपचारैः सपूजयेत्। અર્થાત્ અહીં 'ॐ गौर्य्यादिशोडशमातृकाभ्यो नम ' એવો ગૌરીના વિશિષ્ટ નામવાળો મત્ર તે 'નામમત્ર' છે

वाक्योपयोग – વાક્યનો ઉપયોગ, વાક્યનો પ્રયોગ. તે અહીં વિધિસરનો જપ કે અનુષ્ઠાન સમજવું. कृततोषा – કરાયેલા તોષવાળી, તુષ્ટ કરાયેલી અર્થાત્ 'નામમંત્ર'વાળા વાક્ય પ્રયોગોથી તુષ્ટ કરાયેલી

શ્રીશાંતિજિન-નામમંત્ર-સ્તુતિમાં સોળ 'નામમંત્રો' રહેલા છે. તે આ રીતે –

(૧) ॐ **निश्चितवचसे** शान्तिजिनाय नमो नमः ॥
(૨) ॐ **भगवते** शान्तिजिनाय नमो नमः ॥
(૩) ॐ **अर्हते** शान्तिजिनाय नमो नमः ॥
(૪) ॐ **जयवते** शान्तिजिनाय नमो नमः ॥
(૫) ॐ **यशस्विने** शान्तिजिनाय नमो नमः ॥
(૬) ॐ **दमिनां स्वामिने** शान्तिजिनाय नमो नमः ॥
(૭) ॐ **सकलातिशेष(क)महासम्पत्ति-समन्विताय** शान्तिजिनाय नमो नमः ॥
(૮) ॐ **शस्याय** शान्तिजिनाय नमो नमः ॥
(૯) ॐ **शान्तिदेवाय** नमो नमः ॥
(૧૦) ॐ **त्रैलोक्यपूजिताय** शान्तिजिनाय नमो नमः ॥
(૧૧) ॐ **सर्वामरसुसमूह-स्वामि(क)-संपूजिताय** शान्तिजिनाय नमो नमः ॥
(૧૨) ॐ **निजिताय** शान्तिजिनाय नमो नमः ॥
(૧૩) ॐ **भुवनजनपालनोद्यततमाय** शान्तिजिनाय नमो नमः ॥

(૧૪) ॐ **सर्वदुरितौघनाशनकराय** शान्तिजिनाय नमो नमः ॥

(૧૫) ॐ **सर्वाशिवप्रशमनाय** शान्तिजिनाय नमो नमः ॥

(૧૬) ॐ **दुष्टग्रह-भूत-पिशाच-शाकिनी-प्रमथनाय** शान्तिजिनाय नमो नमः ॥

આ મંત્રોનો યોગ્ય **મુદ્રાઓ** વડે જાપ કરવાથી, તેના બીજમંત્રોની વિધિ-પૂર્વક **ધારણા** કરવાથી, તેના **અક્ષરોનો દેહમાં ન્યાસ** કરવાથી અને તેના **વિનિયોગ** પ્રમાણે અર્થ-ભાવના કરવાથી તુષ્ટ થયેલી વિજયાદેવી સકલ કામનાઓની સિદ્ધિ કરે છે.

પ્રવર યોગી શ્રીઆનંદઘનજી મહારાજે તેમની પ્રસિદ્ધ ચોવીશીમાં શ્રીનેમિનાથજિન-સ્તવન-પ્રસંગે કહ્યું છે કે :—

" મુદ્રા, બીજ-ધારણા, અક્ષર-ન્યાસ, અરથ-વિનિયોગે રે,
જે ધ્યાવે તે નવિ વંચિજે, ક્રિયા-અવંચક યોગે રે."

" મુદ્રા, મંત્રબીજની ધારણા, મંત્રાક્ષરોનો ન્યાસ અને તેના વિનિયોગ પ્રમાણે ( મંત્રના હેતુ પ્રમાણે ) અર્થની ભાવના-પૂર્વક જે શ્રીજિનેશ્વરનું ધ્યાન કરે છે, તે કદી ફલથી વંચિત થતો નથી, કારણ કે તે યોગ-સાધનામાં 'ક્રિયા-અવંચક' છે."

શ્રીહરિભદ્રસૂરિજીએ લલિતવિસ્તરામાં માર્ગાનુસારીપણાનું વર્ણન કરતાં જણાવ્યું છે કે—' कर्त्तव्यं योगपट्टदर्शनं, स्थापनीयं तद्रूपादि चेतसि, निरूपयितव्या धारणा, परिहर्त्तव्यो विक्षेपमार्गः ,

यतितव्य योग-सिद्धौ ।'–'યોગપટનુ દર્શન કરવું, તેની આકૃતિને ચિત્તમા સ્થાપન કરવી, તેની ધારણા કરવી, અને તેના ધ્યાનમાં થતો મનનો વિક્ષેપ દૂર કરવો, આ રીતે યોગ-સિદ્ધિ માટે પ્રયત્ન કરવો '

વળી આ શાતિજિન-નામ-'મંત્ર'સ્તુતિની પહેલી ગાથામા 'ॐ भगवतेऽर्हते शान्तिजिनाय नमो नमः' એવો જે સોળ અક્ષરવાળો 'ષોડશીમત્ર' છુપાયેલો છે, તે અત્યન્ત ચમત્કારિક છે અને સર્વ પ્રકારની સિદ્ધિને આપનારો છે. મત્રવિશારદોએ કહ્યુ છે કે :—

"यदुच्चारणमात्रेण, पापसघ प्रलीयते ।
आत्मा देय शिरो देय, न देय षोडशाक्षर ॥"

"કાયા કુરબાન કરવી, મસ્તક આપી દેવું પણ જેના ઉચ્ચારમાત્રથી પાપનો સમૂહ નાશ થાય છે, તેવો 'ષોડશાક્ષરી મત્ર'* [જેવા-તેવાને] આપવો નહિ " તાત્પર્ય કે તેની શક્તિ અગાધ છે "

**विजया** – વિજયાદેવી.

**जनहितम्** – જન-કલ્યાણ, લોકોનુ ભલુ

જનનુ હિત તે જનહિત. જન – માણસો હિત – કલ્યાણ. અહીં જનકલ્યાણથી ઋદ્ધિ-સિદ્ધિની પ્રાપ્તિ સમજવી.

**कुरुते** – કરે છે

* ષોડશી-ષોડશાક્ષરીમત્રનુ મહત્ત્વ 'સૌન્દર્યલહરી'નામના દેવી-સ્તોત્રમા શ્રીશકરાચાર્યે પણ ગાયુ છે.

'कुरुते करोतीत्यर्थः।' (सि ) 'कुरुते એટલે કરે છે.'

इति – તેથી આ અવ્યય અહીં હેતુના અર્થમાં છે.

च – જ. આ અવ્યય અહી અવધારણના અર્થમા છે.

नुता – સ્તવાયેલી, હવે પછી સ્તવાયેલી.

(૭) भगवति ! – હે ભગવતિ !

भग એટલે ઐશ્વર્યાદિ છ ગુણો, તેનાથી યુક્ત તે ભગવતી, તેનુ સબોધન भगवति ! * સામાન્ય રીતે મહાદેવીઓની સ્તુતિ આ વિશેષણ વડે કરવામાં આવે છે +

विजये ! – હે વિજયા !

હે દેવી ! તું વિજયા છે, કારણ કે અસહિષ્ણુઓનો પરાભવ કરે છે

'विजयः परेषाम् असहमानानाम् अभिभवः. सोऽस्त्यस्या इति विजया तस्याः सबोधन हे विजये !' (सि.)–'અન્ય અસહિષ્ણુઓનો પરાભવ, તે 'વિજય' તે જેને પ્રાપ્ત થયો છે તે વિજયા, તેનુ સબોધન विजये !'

सुजये ! – હે સુજયા !

* મત્રવિશારદો તેનો અર્થ સૂક્ષ્મા, અવ્યક્તા અને નિરાકારા દેવી એવો પણ કરે છે અને તેનુ સ્થૂલ સ્વરૂપ મંત્રાત્મક, ત્રિગુણાત્મક અને કાર્યાત્મક માને છે

+ "त्वमम्बिकाऽन्नपूर्णा, श्रीविद्या त्रिपुरसुन्दरी जननी ।
त्व भगवती भवानी, मातङ्गी राजमातङ्गी ॥ ५ ॥"

—પદ્માવતી-સ્તોત્ર. (ભૈ પ ક, પૃ. ૫૭)

હે દેવી ! તું સુજયા છે, કારણ કે તું સુંદર રીતે જય પામે છે

'सुष्ठु–शोभनो जयोऽस्त्यस्या' सुजया, तस्या. आमन्त्रणे' (ધ પ્ર ),–'સુંદર છે જય જેનો તે સુજયા, તેનું સંબોધન–सुजये."

**अजिते !** – હે અજિતા !

હે દેવી ! તું અજિતા છે, કારણ કે કોઈથી જીતાતી નથી.

'न जिता अजिता, तस्या आमन्त्रणे' (ધ. પ્ર.),–'ન જિતાયેલી તે અજિતા તેનું સંબોધન–अजिते !'

**अपराजिते !** – હે અપરાજિતા !

હે દેવી ! તું અપરાજિતા છે, કારણ કે કોઈથી પરાજિત થતી નથી

'न पराजिता-भग्ना कस्यापि पुरत इत्यपराजिता, तस्या आमन्त्रणम्' (ધ પ્ર ) 'કોઈની આગળ પરાજય નહિ પામેલી–હારી નહિ ગયેલી તે અપરાજિતા. તેનું સંબોધન अपराजिते !*

---

* અન્ય મહાદેવીઓની પણ આવા વિશેષણો વડે સ્તુતિ કરવામાં આવે છે જેમ કે —

" विजया जयाऽजिता त्वम् , अपराजिता शिवा गौरी ।
रम्भा त्व वैरोटया, प्रज्ञप्तिर्भद्रकाली च ॥ २ ॥ "

—પદ્માવતી-સ્તોત્ર (ભૈ પ ક. પૃ ૫૭)

વિજયા, જયા, અજિતા અને અપરાજિતામાંથી કોઈ પણ એકને બોલાવીએ તો પ્રાતિહાર્યના નિયમ મુજબ ચારે દેવીઓ હાજર થાય છે, એમ મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે.

जयावहे ! – હે જયાવહા !

હે દેવી ! તું જયાવહા છે. કારણ કે જયને લાવનારી છે.

'जयमावहति भव्यजनान् प्रापयन्त्यान्, जयवाहित्वात् जयावहा. तस्या सम्बोधनं' ( ધ પ્ર ) 'જયને લાવે છે, બીજાઓને સારી રીતે જય પમાડે છે. તેથી જયાવહા, તેનું સંબોધન – जयावहे !'

भवति ! – હે ભવતી !

'भवत् શબ્દનું સ્ત્રીલિંગરૂપ भवती. તેનું સંબોધન भवति.'*

जगत्याम – ભુવનમાં, લોકમાં, જંબૂદ્વીપમાં

जगती – ભુવન, લોક કે જંબૂદ્વીપ, તેને વિષે – जगत्याम,

परापरैः – પરાપર અને બીજાં રહસ્યો વડે.

અર્થ અને રહસ્ય પરત્વે મંત્રની સાત ભૂમિકાઓ હોય છે. તે આ રીતે :

( ૧ ) પ્રકટ – અર્થ.

( ૨ ) ગુપ્ત – અર્થ.

( ૩ ) ગુપ્તતર – રહસ્ય.

( ૪ ) સંપ્રદાય – રહસ્ય.

---

* આ વિશેષણ પણ મહાદેવીઓને લગાડવામાં આવે છે . જેમ કે–

" भारती भवती भोगा, भगिनी भोगमन्दिरा ।
भद्रिका भद्ररूपा च, भूतात्मा भूतभञ्जिनी ॥ ३ ॥ "

—સરસ્વતી-શતક ( ભૈ. ૫ ક પૃ. ૫૨ )

(૫) કુલ – રહસ્ય.

(૬) નિગર્ભ – રહસ્ય.

(૭) પરાપર – રહસ્ય.*

આમાં પહેલી બે અર્થની ભૂમિકાઓ છે અને પછીની પાંચ રહસ્યની ભૂમિકાઓ છે.

जयति – જય પામે છે.

इति – તેથી.

આ અવ્યય અહીં વાક્યાર્થદ્યોતક છે, એટલે સમસ્ત વાક્યના અર્થને દર્શાવનારુ છે.

ते नमः भवतु – તને નમસ્કાર હો.

(૮) अपि च – વળી

सर्वस्य संघस्य – સકલ સંઘને.

सर्व – સકલ सङ्घ – ચતુર્વિધ સંઘ.

भद्र-कल्याण-मङ्गल-प्रददे! – ભદ્ર, કલ્યાણ અને મંગલને આપનારી! સુખ, આરોગ્ય અને આનંદને આપનારી!

---

* " वर्म सिद्धिप्रद गोप्य, परापर-रहस्यकम् ।
श्रेयस्कर मनुमय, रोगनाशकरं परम् ॥ २९ ॥"

—दुर्गाकवच-अनुष्ठानप्रकाश, पृ. २१०

" ह्रीँ श्रीँ प्रकट-गुप्त-गुप्ततर-सम्प्रदाय-कुल-निर्गम( गर्भ )रहस्य-परापर-रहस्य–सञ्ज्ञकश्रीचक्रगत-योगिनीपादुकाभ्यो नम ॥" ८

—मन्त्रमहार्णव, पृ ४५२.

भद्र, कल्याण અને मङ्गल, તે भद्र-कल्याण-मङ्गल, તેની प्रददा તે भद्र-कल्याण-मङ्गल-प्रददा, તેનુ સબોધન – भद्र-कल्याण-मङ्गल-प्रददे भद्र – સુખ. कल्याण – આરોગ્ય मङ्गल – આનદ. અહીં भद्र-प्रददे ! વિશેષણ વડે દેવીને भद्रा કહી છે, कल्याण-प्रददे વિશેષણ વડે कल्याणी કહી છે અને मङ्गल प्रददे વિશેષણ વડે मङ्गला કહી છે.*

**साधूनां** – સાધુઓને

**च** – તેમજ.

આ અવ્યય અહીં અન્વાચય અર્થમાં છે, એટલે મુખ્ય-ભાવની સાથે ગૌણભાવને દર્શાવનારુ છે

* આ વિશેષણો મહાદેવીઓની સ્તુતિમા જોવામા આવે છે જેમ કે–

" भद्रा भगवती भर्गा, वत्सला भगशालिनी ।
खेचरी खड्गहस्ता च, खण्डिनी खलमर्दिनी ॥ ९ ॥"

—श्रीसरस्वती-शतकम् , ( ભૈ ૫. ક પૃ ૫૨ )

" ॐ नम कल्याणदे देवि !, नम शङ्कर-वल्लभे ! ।
नमो भुक्तिप्रदे देवि !, अन्नपूर्णे ! नमोऽस्तु ते ॥ "

—अन्नपूर्णास्तोत्रम् - ( અ પ્ર પૃ ૨૫૦ )

" महाज्योतिर्मिता माता, महामाया महासती ।
महादीप्तिमती मित्रा, महाचण्डी च मङ्गला ॥ १ ॥ "

—पद्मावती-शतकम् ,–( ભૈ ૫ ક. પૃ ૪૮ )

" कलावति ! नमस्तुभ्य, मन्त्रवाहिनि ! ते नम ।
मङ्गले ! च नमस्तुभ्य, श्रीजयन्ति ! नमोऽस्तु ते ॥ ७३ ॥ "

—देवीस्तोत्रम् , ( ભૈ ૫. ક. પૃ ૮૪ )

सदा – નિરંતર

शिव-सुतुष्टि-पुष्टि-प्रदे ! – શિવ, તુષ્ટિ અને પુષ્ટિને આપનારી! નિરુપદ્રવતા, સંતોષ અને ધર્મ-ભાવનાની વૃદ્ધિ કરનારી!

શિવ અને સુતુષ્ટિ અને પુષ્ટિ તે શિવ-સુતુષ્ટિ-પુષ્ટિ, તેની પ્રદા તે શિવ-સુતુષ્ટિ-પુષ્ટિ-પ્રદા. તેનું સંબોધન શિવ-સુતુષ્ટિ-પુષ્ટિ પ્રદે! શિવ – નિરુપદ્રવતા. સુતુષ્ટિ-સંતોષ. પુષ્ટિ-ઉત્સાહ. અહીં 'શિવ-પ્રદે!' વિશેષણથી દેવીને 'શિવા' કહી છે, 'સુતુષ્ટિપ્રદે' વિશેષણ વડે 'તુષ્ટિદા' કહી છે અને 'પુષ્ટિપ્રદે!' વિશેષણ વડે 'પુષ્ટિદા' કહી છે.*

---

* આ વિશેષણો મહાદેવીઓની સ્તુતિમાં જોવાય છે. જેમ કે –

" सरस्वती शरण्या च, सहस्राक्षी सरोजगा ।
शिवा सती सुधारूपा, शिवमाया सुता शुभा ॥ १ ॥"

—कामदा-शतकम् ( ભૈ પ ક પૃ ૫૧ )

" ललिते ! च नमस्तुभ्यं, वसुदायिनि ! ते नमः ।
शिवप्रदे ! नमस्तुभ्य, समृद्धिं देहि मे रमे ! ॥ ११ ॥"

—देवीस्तोत्रम् ( ભૈ પ. ક. પૃ ૮૩ )

" शास्त्रमयि ! नमस्तुभ्य, वर-शस्त्रास्त्र-धारिणि !
तुष्टिदे ! च नमस्तुभ्य, पापनाशिनि ! ते नमः ॥ ६८ ॥"

—देवीस्तोत्रम् ( ભૈ પ ક પૃ ૮૭ )

" पुष्टिदे ! च नमस्तुभ्यम्, आर्तिनाशिनि ! ते नमः ।
धर्मदे ! च नमस्तुभ्य, गायत्रीमपि ते नमः ॥ ६९ ॥"

—देवीस्तोत्रम् ( ભૈ પ. ક પૃ ૮૭ )

जीया – તું જય પામ. તું અત્યન્ત જય પામ.

'त्वं जीया जयवती भव' –(જિ) 'તું જિત એટલે જયવાળી થા' અહીં 'जीया.' પદ આશીર્લિંગ હોવાથી અને આગળ अति – અવ્યયનો પ્રયોગ થયેલો હોવાથી 'અત્યન્ત જય પામ' એવો અર્થ પણ સંગત છે.

(૯) भव्यानाम् – ભવ્યોને. 'ભવ્ય' ઉપાસકોને.

'भवन्ति परमपदयोग्यतामासादयन्ति भव्याः' – જે પરમપદની યોગ્યતાને ધારણ કરે છે, તે ભવ્ય' મંત્ર-વિશારદો ઉત્તમ કોટિના ઉપાસકોને 'દિવ્ય' કહે છે. મધ્યમ કોટિના ઉપાસકોને 'વીર' કહે છે અને જઘન્ય કોટિના ઉપાસકોને 'પશુ' કહે છે. અહીં વપરાયેલો 'ભવ્ય' શબ્દ 'દિવ્ય'ના અર્થમાં સમજવાનો છે.

कृतसिद्धे! – હે કૃતસિદ્ધા! હે સિદ્ધિ-દાયિની!

कृतसिद्धि નું સંબોધન कृतसिद्धे! 'कृता सिद्धिर्यया सा कृतसिद्धिः। – કરાયેલી છે સિદ્ધિ જેના વડે તે कृतसिद्धि' અર્થાત્ તારા ઉપાસકોને તું સિદ્ધિ આપનારી છે, સિદ્ધિ દેનારી છે, સિદ્ધિ-દાયિની છે *

निर्वृति-निर्वाण-जननि! – નિર્વૃતિ અને નિર્વાણની જનની! શાંતિ અને પરમ પ્રમોદ આપવામાં કારણભૂત!

---

* અન્યત્ર આ નામ વડે દેવીની સ્તુતિ કરવામાં આવી છે: જેમ કે–

"प्रभावति! नमस्तुभ्यं, रोग-नाशिनि! ते नमः।
तपोनिष्ठे! नमस्तुभ्यं, सिद्धिदायिनि! ते नमः ॥ ६२ ॥"

—देवीस्तोत्रम् (ભૈ. પ. ક., પૃ. ૮૬)

निर्वृति અને निर्वाण તે निर्वृति-निर्वाण, તેની जननी તે निर्वृति-निर्वाण-जननी. તેનુ સંબોધન निर्वृति-निर्वाण-जननि! निर्वृति–શાંતિ. (ઉપસ્થિત ભયો તથા ઉપદ્રવોમાંથી) निर्वाण–પરમપ્રમોદ. 'निर्वाण परमप्रमोदो मुक्तिर्वा' (સિ)–નિર્વાણ એટલે પરમપ્રમોદ કે મુક્તિ' जननी–જન્મ આપનારી, ઉત્પન્ન કરનારી, કારણરૂપ. અહીં निर्वृति-जननी અને निर्वाण-जननी વિશેષણો વડે દેવીને शान्तिदेवता અને निर्वाणी કહી છે.

**सत्त्वानाम्**–'સત્ત્વ'શાળી ઉપાસકોને.

'સત્ત્વ'નો સામાન્ય અર્થ પ્રાણી થાય છે, પરંતુ અહીં તે મધ્યમ પ્રકારના ઉપાસકને માટે વપરાયેલો છે કે જેને મંત્ર-વિશારદો 'વીર' કહે છે. સત્ત્વો એટલે સત્ત્વશાળી ઉપાસકો

**अभय-प्रदान-निरते !**–અભયનુ દાન કરવામા તત્પર !.

अभयनु प्रदान તે अभय-प्रदान, તેમાં निरता તે अभय-प्रदान-निरता, તેનુ સંબોધન अभय-प्रदान-निरते! अभय–નિર્ભયતા, ભયનો અભાવ प्रदान–આપવું તે. निरता–તત્પર.

અહીં अभय-प्रदान-निरता વિશેષણ વડે દેવીને 'अभयदा' કહી છે.*

---

* આવુ વિશેષણ અન્ય મહાદેવીઓને પણ અપાયેલુ છે જેમ કે–

"शुक्ला ब्रह्मविचार-सारपरमामाद्या जगद्व्यापिनीम्,
वीणा-पुस्तक-धारिणीमभयदां जाड्यान्धकारापहाम् ।
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थितां,
वन्दे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥"

—सरस्वती-मन्त्रप्रयोग–(અ પ્ર. પૃ ૨૪૭)

स्वस्ति-प्रदे ! – ક્ષેમને આપનારી !

'स्वस्तिप्रदे ! – स्वस्ति क्षेमं ददातीति स्वस्तिप्रदा, तस्या . संबोधने हे स्वस्तिप्रदे !' ( શુ ) 'સ્વસ્તિ એટલે ક્ષેમ, તેને પૂર્ણ રીતે આપે છે, તેથી સ્વસ્તિપ્રદા. તેનુ સંબોધન સ્વસ્તિ-પ્રદે ! 'यदनेकार्थं स्वस्ति आशी – क्षेम-पुण्यादौ। सुपूर्वादस्ते 'सोरस्ते' शिद्' इति तौ स्वस्ति। आदिशब्दाद् अविनाशादौ' ( શુ ). –'સ્વસ્તિના અનેક અર્થો થાય છે. આશીર્વાદ, ક્ષેમ, પુણ્ય વગેરે. सु ઉપસર્ગપૂર્વક अस् ધાતુને ति પ્રત્યય લાગવાથી સ્વસ્તિ શબ્દ સિદ્ધ થાય છે. सु એટલે સારી રીતે, अस् એટલે હોવું, તેનો ભાવ તે સ્વસ્તિ આદિ શબ્દથી તેનો અર્થ અવિનાશ પણ થાય છે.' અહીં 'સ્વસ્તિપ્રદા' વિશેષણ વડે દેવીને 'क्षेमङ्करी' કહી છે.*

तुभ्यं नमः अस्तु – તને નમસ્કાર હો.

( ૧૦ ) भक्तानां जन्तूनाम् – કનિષ્ઠ ઉપાસકોના

भक्त – સેવક, ઉપાસક. जन्तु–કનિષ્ઠ પ્રાણી. જે ઉપાસકો કનિષ્ઠ કોટિના હોઈ મંત્ર-વિશારદોએ કહેલા 'પશુ' જેવા હોય છે, તેમને અહીં भक्तजन्तु કહેવામા આવ્યા છે.

शुभावहे ! – શુભ કરનારી !

* આવું વિશેષણ દેવીને અન્યત્ર અપાયેલું છે. જેમ કે–

" स्थिरा स्थानवती देवी, घनघोरनिनादिनी ।
क्षेमङ्करी क्षेमवर्णा, क्षेमदा क्षेमवर्द्धिनी ॥ १२ ॥ "

—त्रिनेत्रा शतकम् ( भै ५ ८ पृ ५५ )

'शुभम् आवाहयतीति शुभावहा'–'જે શુભને લાવે છે તે શુભાવહા.' શુભ – સાધનની પ્રાપ્તિ. તેનું સંબોધન શુભાવહે! અહીં શુભાવહે!–વિશેષણ વડે દેવીને शुभङ्करी કહી છે.*

**सम्यग्दृष्टीनाम्** – સમ્યગ્દૃષ્ટિવાળાઓને.

सम्यग् થયેલી છે दृष्टि જેની તે सम्यग्दृष्टि. તેઓના – सम्यग्दृष्टीनाम् 'सम्यग्दृष्टि – સમ્યક્ત્વવાળો. सम्यग्दृष्टीनां सम्यक्त्ववताम्'. (શુ )

**धृति-रति-मति बुद्धि-प्रदानाय** – ધૃતિ, રતિ, મતિ અને બુદ્ધિ આપવાને માટે

धृति અને रति અને मति અને बुद्धि તે धृति रति-मति-बुद्धि. તેનુ प्रदान તે धृति-रति-मति-बुद्धि-प्रदान धृति – ચિત્તનુ સ્વાસ્થ્ય, સ્થિરતા रति – હર્ષ मति – વિચાર-શક્તિ बुद्धि – સારાં-ખોટાનો નિર્ણય કરવાની શક્તિ. અહીં धृति-रति-मति-बुद्धि-प्रदायिनी વિશેષણ વડે દેવીને સરસ્વતી કહેલી છે +

* આ વિશેષણ મહાદેવીઓને આપવામાં આવે છે જેમ કે–

" शङ्करी शमिता शुद्धा, शक्रमान्या शुभङ्करी ।
शुद्धाहारगता श्यामा, शीमा शीलवती शरा ॥ ४ ॥"

—श्रीकामदा-शतकम्, (ભૈ ૫ ક. પૃ. ૫૧)

+ સરસ્વતી-સ્તોત્ર (જૈનસ્તોત્ર-સદોહ, પૃ ૩૪૫)મા કહ્યુ છે કે–

" धिषणा धीर्मतिर्मेधा, वाग् विभवा सरस्वती ।
गीर्वाणी भारती भाषा, ब्राह्मणी मागधिप्रिया ॥ १ ॥
अज्ञानजनमाता त्वम्, अज्ञानोदधि-शोषिणी ।
ज्ञानदा नर्मदा गङ्गा, गीता वागीश्वरी धृति· ॥ १० ॥"

**नित्यम्** – સદા.

**उद्यते !** – ઉદ્યમવંત ! સાવધાન

उद्यता નુ સંબોધન उद्यते !

**देवि !** – હે દેવી !

**(૧૧) जिनशासन-निरतानां शान्ति-नतानां च जनता-नाम्** – જૈન ધર્મમા અનુરક્ત તથા શાંતિનાથ ભગવાનને નમનારી જનતાના.

जिन નુ शासन તે जिनशासन. તેમા निरत તે जिनशासन-निरत, તેઓના–जिनशासन-निरतानाम्. जिन–રાગાદિ દોષોને જીતનાર અરિહંત ભગવંત शासन–આજ્ઞા, ઉપદેશ. પ્રવચન निरत–આસક્ત, અનુરક્ત. ભક્ત शान्ति ને नत તે शान्ति-नत તેઓના–शान्ति-नतानाम्. शान्ति–શ્રીશાંતિનાથ ભગવાન नत–નમેલા. च-તથા આ અવ્યય અહી અન્વાચય અર્થમા છે. जनता–જનતા, જનસમુદાય.

**श्री-सम्पत्-कीर्ति-यशो-वर्द्धनि !** – લક્ષ્મી, સંપત્તિ, કીર્તિ અને યશને વધારનારી !

श्री અને सम्पत् અને कीर्ति અને यश. તે श्री-सम्पत्-कीर्ति-यश, તેની वर्द्धनी–श्री-सम्पत्-कीर्ति-यशो-वर्द्धनी. તેનુ સંબોધન श्री-सम्पत्-कीर्ति-यशो-वर्द्धनि ! श्री–શોભા. सम्पत्–સંપત્તિ ઋદ્ધિનો વિસ્તાર. कीर्ति–શ્લાઘા ખ્યાતિ यश–સર્વત્ર પ્રસિદ્ધિ. वर्द्धनी-વધારનારી. આવી [illegible]

કહી છે, सम्पद्-वर्द्धनी-વિશેષણ વડે રમા કહી છે, कीर्ति-वर्द्धनी-વિશેષણ વડે कीर्तिदा કહી છે અને यशो-वर्द्धनी-વિશેષણ વડે यशोदा કહી છે *

जगति – જગતમાં.

देवि ! – હે દેવી !

जय – તુ જય પામ, જયવતી થા.

विजयस्व – તુ વિજય પામ, વિજયવતી થા.

અહી 'હે દેવી ! તું જય પામ અને વિજય પામ' એ વિશેષણો વડે સ્તોતવ્યા દેવી જયા અને વિજયાનો નિર્દેશ કરવામા આવ્યો છે

(૧૨-૧૩) अथ – હવે

* આ વિશેષણો મહાદેવીઓને અન્યત્ર અપાયેલા છે તે આ રીતે –

'श्रीदेवते ! नमस्तुभ्य, जगदम्बे ! नमोऽस्तु ते ।
महादेवि ! नमस्तुभ्य, पुस्तकधारिणि ! ते नम ॥१२॥"

—देवी-स्तोत्र (ભૈ પ ક. પૃ ૮૩)

"ललिते ! च नमस्तुभ्य, वसुदायिनि ! ते नम ।
शिवप्रदे ! नमस्तुभ्य, समृद्धिं देहि मे रमे ! ॥१९॥"

—देवी-स्तोत्र (ભૈ પ ક પૃ ૮૩)

"यशोदा ज्यायसी जीर्णा, जर्जरा ज्वरनाशिनी ।
ज्वररूपा जराजीर्णा, जाङ्गुलाऽऽमयतर्जिनी ॥५॥"

—श्रीमहाज्योतिर्मती-शतकम् (ભૈ પ ક પૃ ૪૯)

**सलिलानल-विष-विषधर-दुष्टग्रह-राज-रोग-रण-भयत :–** જલ, અગ્નિ, ઝેર, સાપ, દુષ્ટગ્રહો, રાજા, રોગ અને લડાઈ એ આઠ પ્રકારના ભયથી.

सलिल-भय – પાણીનો ભય, પાણીના પૂર, રેલ વગેરે.

अनल-भय – ઉલ્કાપાત, દાવાનલ, આગ લાગવી વગેરે.

विष-भय – સ્થાવર અને જંગમ બને પ્રકારનાં વિષોનો ભય.

विषधर-भय – જુદી જુદી જાતના સાપોનો ભય.

दुष्टग्रह भय – ગોચરમા રહેલા અશુભ ગ્રહોનો ભય.

राज-भय – રાજા તરફથી ભય.

रोग-भय – કુષ્ઠ, જ્વર, ભગદર, જલોદર, વગેરે મહા-રોગોનો ભય.

रण-भय – યુદ્ધ-લડાઈનો ભય

**राक्षस-रिपुगण-मारी-चौरेति-श्वापदादिभ्य** – રાક્ષસ, શત્રુ-સમૂહ, મરકી, ચોર, સાત પ્રકારની ઇતિ, શિકારી પશુઓ વગેરેના ઉપદ્રવથી.

राक्षस – રાક્ષસનો ઉપદ્રવ.

रिपुगण – શત્રુ-સમૂહનો ઉપદ્રવ.

मारी – મરકીનો ઉપદ્રવ.

चौर – ચોરનો ઉપદ્રવ.

ईति – અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ આદિ સાત પ્રકારની ઇતિઓ-નો ઉપદ્રવ.

श्वापद – વાઘ, સિંહ, ચિત્તા, રીછ વગેરે શિકારી પશુ-ઓનો ઉપદ્રવ જેના પગ કૂતરાના જેવા નહોરવાળા હોય છે, તે શ્વાપદ કહેવાય છે

आदि – વગેરે. અહીં આદિ-પદથી ભૂત, પિશાચ અને શાકિનીનો ઉપદ્રવ સમજવો

त्वं – તું.

सदा – નિરંતર

रक्ष रक्ष – રક્ષણ કર, રક્ષણ કર વારવાર રક્ષણ કર.

सुशिवं कुरु कुरु – નિરુપદ્રવતા કર, કર.

शान्ति च कुरु कुरु – અને શાંતિ કર, શાંતિ કર

અહીં 'च' અવ્યય સમુચ્ચયના અર્થમાં છે.

तुष्टि कुरु कुरु – તુષ્ટિ કર, તુષ્ટિ કર.

पुष्टि कुरु कुरु – પુષ્ટિ કર, પુષ્ટિ કર

स्वस्ति च कुरु कुरु – અને ક્ષેમ કર, ક્ષેમ કર

इति – ઇતિ, સમાપ્તિ.

અહીં 'इति' અવ્યય જગન્મંગલ-કવચની સમાપ્તિ દર્શાવનારું છે.

(૧૪) भगवति! गुणवति! –હે ત્રિગુણાત્મક દેવી!

भगवतीनु संबोधन भगवति ! भगवती – देवी. गुणवतीनुं संबोधन गुणवति ! गुणवती – ગુણવાળી, ત્રિગુણાત્મક. સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોથી યુક્ત

**' ॐ नमो नमो ह्राँ ह्रीँ हूँ ह्रः यः क्षः ह्रीँ फट् फट् स्वाहा '**
આ એક પ્રકારનો ષોડશી ( દેવી )-મંત્ર છે

મંત્રમાં અક્ષર-સંકલના એ મુખ્ય વસ્તુ છે અને તેના સકલ સંયોજનમાંથી જ વિશિષ્ટ અર્થ નિષ્પન્ન થાય છે, છતાં તેમાં વપરાયેલા અક્ષરો પૃથક્પણે કેવો ભાવ દર્શાવનારા છે તે અહીં દર્શાવીએ છીએ.

ॐ આ મંત્રાક્ષર સર્વ મંત્રોનો સેતુ હોવાથી પ્રથમ બોલાય છે મંત્રવિદોના અભિપ્રાયથી અહીં તે जगद्वश्यकर-बीज તરીકે વપરાયેલો છે *

**नमो नमो**–ॐની સાથે યોજાયેલા નમઃ પદો મંત્રનો જ એક ભાગ છે, જે મંત્રાધિષ્ઠાયક પ્રત્યે અંતરંગ ભક્તિ દર્શાવે છે. વિશેષતાને અર્થે અહીં તે બે વાર યોજાયેલાં છે.

---

* " निष्पन्नः प्रथमो वर्णस्त्वर्हतामशरीरिणाम् ।
आचार्याणामुपाध्याय-मुनीना प्रथमाक्षरैः ॥ २२ ॥
मोक्षसौख्यप्रदो भाले, पार्श्वनाथस्य नीलरुक् ।
सकलो नाद-विन्दुभ्यामुपेतस्तेजसा चयः ॥ २३ ॥
स एव दक्षिणे स्कन्धे, रक्तवर्णस्तु चिन्तितः ।
जगद्वश्यमवश्य हि, प्रदत्ते योगिना पुनः ॥ २४ ॥ "
—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

હ્રાँ – આ મંત્રાક્ષર સર્વ સંપત્તિઓનું પ્રભવ-સ્થાન છે તથા રૂપ, કીર્તિ, ધન, પુણ્ય, પ્રયત્ન, જય અને જ્ઞાનને આપનારો છે.*

હ્રીँ – આ મંત્રાક્ષર અતિ દુઃખના દાવાનળને શમાવનારો, ઘોર ઉપસર્ગને દૂર કરનારો, વિશ્વમાં ઉપસ્થિત થતાં મહા-સંકટોને હરણ કરનારો તથા સિદ્ધ-વિદ્યાનું મુખ્ય બીજ છે, પરન્તુ અહીં તે અતિશયને આપનાર તરીકે યોજાયેલો છે+

હૂँ – આ મંત્રાક્ષર અરિઘ્ન હોઈ વિજય તથા રક્ષણને આપનારો તથા પૂજ્યતાને લાવનારો છે ×

હ્રઃ – આ મંત્રાક્ષર શત્રુઓના કૂટ વ્યૂહોનો નાશ કર-નારો છે.†

* " शून्यवह्न्यक्षरभवं, प्रभवं सर्वसम्पदाम् ।
नाद बिन्दु-कलोपेत, साकारं पञ्चवर्णरुक् ॥ २५ ॥
वामातनूजवामांससंस्थितो रूप-कीर्तिदः ।
धन-पुण्य-प्रयत्नानि, जय-ज्ञाने ददात्यसौ ॥ २६ ॥ "
—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

\+ " स एवेस्वरसंयुक्तः, स्थितो हस्ते जिनेशितुः ।
योगिभिर्ध्यायमानस्तु, रक्ताभोऽतिशयप्रदः ॥ २७ ॥ "

× " षष्ठस्वरयुतोऽरिघ्नो, धूम्रवर्णः स एव हि ।
पूज्यता विजयं रक्षां, दत्ते ध्यातोऽस्य कुक्षिगः ॥ २८ ॥ "
—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

† " विसर्गद्वयसंयुक्तः, स एव श्यामलद्युतिः ।
जिनवामकटीसंस्थः, प्रत्यूहव्यूहनाशनः ॥ २९ ॥ "
—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

ય:–આ મંત્રાક્ષર સર્વ અશિવોનું પ્રશમન કરનારો છે.*

ક્ષ:–આ મંત્રાક્ષર ભુત, પિશાચ, શાકિની તથા ગ્રહોની માઠી અસરને દૂર કરનાર છે,+ તથા દિગ્-બંધનનું બીજ છે.×

હ્રીઁ–અહીં ત્રૈલોક્યાક્ષર તરીકે યોજાયેલો છે, જે સર્વ ભયોનો નાશ કરનાર છે §

---

* " सर्वाशिवप्रशमनो-ऽञ्जनकान्तिर्विसर्गयुक् ।
वामजानुस्थितो ध्यातः, षड्विंशतितमोऽक्षरः ॥ ३० ॥ "

—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ

+ " वामेयवामचरणे, पीतवर्ग कयात्मकः ।
पिशाच-ग्रह भूताना, शाकिनीना प्रमर्दन ॥ ३९ ॥ "

—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

× " कूटैर्दिग्-विन्यस्तैर्दिशासु दिग्-बन्धन कुर्यात् ।"

—

§ " त्रैलोक्याक्षरमेन ये, सस्मरन्तीह योगिन. ।
नश्यन्त्यवश्यमेतेषामिहामुत्रभवं भयम् ॥ ४० ॥ "

—મન્ત્રાધિરાજ કલ્પ, દ્વિતીય પટલ.

फट् फट् – આ મંત્રાક્ષરો અસ્ત્ર-બીજ છે * ફટ્ તાડન અને રક્ષણ બંનેને માટે વપરાય છે. અહીં રક્ષણનો અર્થ ગ્રહણ કરવો યોગ્ય છે

स्वाहा – આ મંત્રાક્ષરો શાંતિકર્મ માટેનું પલ્લવ છે.*

इति – એવા સ્વરૂપવાળી. અહીં इति અવ્યય વાક્ય-સ્વરૂપદ્યોતક છે, એટલે વાક્યના સ્વરૂપને દર્શાવનારું છે.

इह – અહીં, આ પ્રસંગે, આ સ્થાને, આ કાલે.

जनानां – લોકોને

शिव-शान्ति-तुष्टि-पुष्टि-स्वस्ति कुरु कुरु – નિરુપદ્રવતા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને ક્ષેમ કર કર.

શિવ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને સ્વસ્તિ એ દેવીનાં પંચકૃત્ય છે. તેમાં **શિવકૃત્ય** વડે અશુભ પ્રસંગોને ઉપસ્થિત થવા દેતી નથી, **શાંતિકૃત્ય** વડે ઉપસ્થિત ભયો અને ઉપદ્રવોનું નિવારણ કરે છે, **તુષ્ટિકૃત્ય** વડે મનના મનોરથો પૂરા કરી સંતોષ ઉત્પન્ન કરે છે, **પુષ્ટિકૃત્ય** વડે ચિત્તમાં ઉત્સાહ પ્રેરે છે, અને **સ્વસ્તિકૃત્ય** વડે ક્ષેમ કરે છે.

(૧૫) एवम् – ઉપર કહ્યા મુજબ.

'पूर्वोक्तप्रकारेण' (સિ.) પૂર્વે કહ્યા પ્રમાણે, ઉપર કહ્યા મુજબ

* "वश्ये वषडुच्चाटे फट् हुं, द्वेषे च शान्तिके स्वाहा ।
आकृष्टौ वौषट् घे मारे, पुष्टौ स्वधेति मन्त्रितं ॥२१॥"

—અદ્ભુત-પદ્માવતી-કલ્પ, પ્રકરણ ૪.

यन्नामाक्षर-पुरस्सरम् – જેમના વિવિધ નામો અને મંત્રોની પુરશ્ચર્યા-પૂર્વક.

यत् + नाम + अक्षर = यन्नामाक्षर. તેનાથી पुरस्सर તે यन्नामाक्षर-पुरस्सरम्. यत्–यस्य–જેમના. नाम – નામો. अक्षर – મંત્ર. 'यस्य श्रीशान्तिजिनस्य नामाक्षर-पुरस्सर नामाक्षर-पुरोच्चारण पूर्वकम्' (સિ.)–'જે શ્રીશાંતિનાથના નામ-મંત્રના પુરોચ્ચારણ-પૂર્વક.' અહીં 'પુરોચ્ચારણ' શબ્દથી પુરશ્ચર્યા, પુરશ્ચરણ, પુરસ્ક્રિયા કે પુરસ્કરણની ક્રિયા સમજવી યોગ્ય છે, કારણ કે તે મંત્રસિદ્ધિ માટેનું અગ્ર ઉચ્ચારણ કે ગ્રહણ કરેલા મન્ત્રની સિદ્ધિ માટેનો પૂર્વ-પ્રયોગ છે.*

पुरस्सरम् – પુરશ્ચરણ-પૂર્વક. (જાપની અમુક સંખ્યા તે પુરશ્ચરણ કહેવાય છે.)

संस्तुता – સારી રીતે સ્તવાયેલી.

जयादेवी – જયાદેવી.

---

* પુરશ્ચરણ માટે કહ્યું છે કે:—

"गुरोराज्ञा समादाय, शुद्धान्त करणो नर ।
तत पुरस्क्रिया कुर्यान्मन्त्रससिद्धिकाम्यया ॥
जीवविहीनो यथा देही, सर्वकर्मसु न क्षम ।
पुरश्चरणहीनोऽपि, तथा मन्त्र. प्रकीर्तित ॥"

શુદ્ધાન્ત:કરણવાળો મનુષ્ય ગુરુની આજ્ઞા લઈને મંત્રની સમ્યક્ સિદ્ધિને અર્થે પુરસ્ક્રિયા કરે. જીવ વગરનું શરીર જેમ કોઈ કાર્ય કરવાને સમર્થ નથી, તેમ પુરશ્ચરણ-વગરનો મંત્ર પણ ઇષ્ટફલ આપવાને સમર્થ નથી.

**नमतां** – નમન કરનારાઓને.

મન્ત્ર-વિશારદોના અભિપ્રાયથી ' નમન ' શબ્દમાં ભક્તિ, પૂજા, નમસ્યા અને અર્ચના એ ચાર ક્રિયાઓનો સમાવેશ થાય છે.

**शान्तिं कुरुते** – શાંતિ કરે છે.

**तस्मै शान्तये नमो नमः** – તે શાંતિનાથને નમસ્કાર હો, નમસ્કાર હો

(૧૯) **इति** – પ્રાન્તે, છેવટે. અહીં ' इति ' અવ્યય ઉપસંહારના અર્થમાં છે.

**पूर्वसूरि-दर्शित-मन्त्रपद-विदर्भितः** – પૂર્વાચાર્યોએ દર્શાવેલાં મન્ત્ર-પદોથી ગર્ભિત

पूर्व ના सूरि, તે पूर्वसूरि, તેનાથી दर्शित તે पूर्वसूरि-दर्शित, એવા જે मन्त्र-पद તે पूर्वसूरिदर्शित मन्त्रपद, તેનાથી विदर्भित તે पूर्वसूरि-दर्शित-मन्त्रपद-विदर्भित.. पूर्व – આગળના, सूरि–આચાર્ય. दर्शित–દર્શાવેલા, ગુરુ-આમ્નાયપૂર્વક પ્રકાશિત કરેલાં. 'पूर्वे ये सूरय आचार्या पण्डितास्तैर्दर्शितानि आगमशास्त्रात् पूर्वमुपदिष्टानि यानि मन्त्रपदानि मन्त्राक्षरबीजानि तैर्विदर्भित रचितो य स तथोक्त ।' ( સિ )–' પૂર્વે જે સૂરિઓ એટલે આચાર્યો કે પંડિતો થઈ ગયા તેમણે આગમ–શાસ્ત્રોમાથી દર્શાવેલા મન્ત્રપદો એટલે મન્ત્રાક્ષર બીજો, તેનાથી વિદર્ભિત–રચિત તે

'પૂર્વસૂરિ-દર્શિત-મન્ત્રપદ-વિદર્ભિત ।' વિદર્ભિત—ગૂંથાયેલો રચિત, ગર્ભિત. વિ ઉપસર્ગ સાથે દર્ભ્ – ગૂંથવું નું ભૂતકૃદન્ત વિદર્ભિત.*

આર્ષ વિદ્યાનુશાસનના 'શેષપરિભાષા-વિધાન' નામક તૃતીય સમુદ્દેશકમા કાર્યસિદ્ધિ માટે મંત્રના અગિયાર પ્રયોગો જણાવેલા છે. તેમા વિદર્ભિત, યુક્તિ-વિદર્ભિત અને વિદર્ભ-ગ્રથિત એવા પ્રયોગો પણ છે, તે નીચે મુજબ.—

"ગ્રથિતાના પ્રભેદેન. મન્ત્રાણા વક્ષ્યતેઽધુના ।
ગ્રથિત સપુટ ગ્રસ્ત, સમસ્તં ચ વિદર્ભિતમ્ ॥ ૧૧ ॥
તથા ચાક્રાન્તમાદ્યન્ત, ગર્ભસ્થ સર્વતો-મુખમ્ ।
તથા યુક્તિ-વિદર્ભ ચ, વિદર્ભ-ગ્રથિત તથા ॥ ૧૨ ॥
ઇત્યેકાદશધા મન્ત્રા:. પ્રયુક્તા. કાર્ય-સિદ્ધિદા: ।
સાધ્યાનામાર્ણમેકૈક, મન્ત્રાર્ણકં પ્રયોજયેત્ ।
ગ્રથિતં તત્ સમાખ્યાત, વશ્યાકૃષ્ટિ-ફલપ્રદમ્ ॥ ૧૩ ॥
મન્ત્રમાદૌ વદેત્ સર્વં, સાધ્ય સંજ્ઞામનન્તરમ્ ।
વિપરીત પુનશ્ચાન્તે, મન્ત્ર તત્ સંપુટં મતમ્ ॥ ૧૪ ॥

* દર્ભ્ ધાતુ અનિટ્ હોવાથી ક્ત પર રહેતાં વિદબ્ધ થવુ જોઈએ, પરંતુ 'ભુવાદિગણ સ્વાર્થણિજન્તા અપિ વહુલ ભવન્તિ' એ નિયમ પ્રમાણે ભ્વાદિ-ગણના ધાતુઓને સ્વાર્થમા ણિચ્ પ્રત્યય પણ પ્રાય: થાય છે, તેથી આ દર્ભ્ ધાતુને ણિચ્ પ્રત્યયવાળો માનવાથી ઇટ્ આવવામાં બાધ થતો નથી, તેથી વિદર્ભિત રૂપ બરાબર છે

ક્રોધાદિ-સ્તમ્ભન માટે વિદર્ભ-પ્રયોગનુ વિશિષ્ટ સૂચન છે 'વિદર્ભેણ ક્રોધાદિસ્તમ્ભ કુર્યાત્ ।'

(ભૈ પ. કલ્પ પૃ ૯)

शान्ति-पुष्टिकर ज्ञेय, त्रैलोक्यैश्वर्यदायकम् ।
अर्द्धमर्द्ध तथाऽऽद्यन्ते, मन्त्र कुर्यात् विचक्षण ॥ १५ ॥

मध्ये चास्य भवेत् साध्य, **ग्रस्तमि**त्यभिधीयते ।
आभिचारेषु सर्वेषु, योजयेन्मारणेषु च ॥ १६ ॥

अभिधान वदेत् पूर्व, पश्चान्मन्त्र तथा वदेत् ।
एतत् **समस्तमि**त्युक्त, शत्रूचाटनकारकम् ॥ १७ ॥

द्वौ द्वौ मन्त्राक्षरौ यत्र, एकैक साध्यवर्णकम् ।
**विदर्भितं** तु तत् प्रोक्त, दुष्टघ्न शिष्टरक्षणम् ॥ १८ ॥

मन्त्राणान्तरित साध्य, समन्तात् तिष्ठते यदि ।
**आक्रान्तं** तद् विजानीयात्, सद्य सर्वार्थ-सिद्धिदम् ॥ १९ ॥

स्तोभ-स्तम्भ-समावेश-वश्योच्चाटन-कर्मसु ।
सकृत् सर्व वदेन्मन्त्र, अन्ते चैव तथा पुनः ॥ २० ॥

मध्ये चास्य भवेत् साध्य, **आद्यन्त**मिति तद् विदु ।
अन्योऽन्यप्रीतियुक्ताना, विद्वेषणकर पर ॥ २१ ॥

आदौ चान्ते तथा मन्त्र, द्विधा त सप्रयोजयेत् ।
साध्यनाम सकृन्मध्ये, **गर्भस्थं** तु तदुच्यते ॥ २२ ॥

मारणोच्चाटन वश्य, प्रयुक्त कारयेन्नृणाम् ।
हेति-नौ-सैन्य-धी-गर्भ-स्तम्भन च गतिं तथा ॥ २३ ॥

त्रिधा मन्त्र जपेत् सर्व, तथैवान्ते पुनस्त्रिधा ।
सकृत्साध्य भवेन्मध्ये, तद् विद्यात् **सर्वतो-मुखम्** ॥ २४ ॥

सर्वोपसर्ग-शमन, महामृत्यु-विनाशनम् ।
सर्व-सौभाग्य-जनन, मृतानाममृतप्रदम् ॥ २५ ॥

आद्यौ मन्त्र ततो नाम, पुनर्मन्त्र समादिशेत् ।
एवमेव त्रिधा कृत्वा, भवेत् युक्तिविदर्भितम् ॥ २६ ॥

सर्व-व्याधिहर प्रोक्त, भूतापस्मार-मर्दनम् ।
एकैकसाव्यवर्ण तु, कृत्वा मन्त्र विदर्भितम् ॥ २७ ॥

पूर्ववत् कथित च स्यात्, तस्मादन्ते प्रकल्पयेत् ।
**विदर्भ-ग्रथितं** नाम, मन्त्र-लक्षणमुत्तमम् ॥ २८ ॥

सर्व-कर्म-कर प्रोक्त, सर्वैश्वर्य-फल-प्रदम् ।
एवमेते प्रयोगा. स्यु , सिद्धमन्त्रस्य सिद्धिदा. ॥ २९ ॥* "

હવે મ ત્રોના ગ્રથિત વગેરે ભેદો કહું છું :–

( ૧ ) ગ્રથિત, ( ૨ ) સંપુટ, ( ૩ ) ગ્રસ્ત, ( ૪ ) સમસ્ત, ( ૫ ) વિદર્ભિત, ( ૬ ) આક્રાન્ત, ( ૭ ) આદ્યન્ત, ( ૮ ) ગર્ભિત, ( ૯ ) સર્વતોમુખ, ( ૧૦ ) યુક્તિ-વિદર્ભિત, ( ૧૧ ) વિદર્ભ-ગ્રથિત ૧૧-૧૨.

આ અગિયાર પ્રકારના પ્રયોગ-મ ત્રો કાર્યની સિદ્ધિને આપનારા છે.

મ ત્રના એક એક અક્ષરમાં સાધ્યનામનો એક એક અક્ષર-પ્રયોગ કરવામાં આવે તો તે વશ્ય અને આકર્ષણ કરનાર **ગ્રથિત-પ્રયોગ** કહેવાય છે. ૧૩.

સ પૂર્ણ મ ત્ર બોલ્યા પછી સાધ્ય-નામ બોલવાથી અને

* દુર્ગાનિર્વાણ-પટ્પ્રયોગ-વિધાનમાં પણ આ શ્લોકો થોડા ફેરફાર સાથે જોવામા આવે છે. જુઓ વિદ્યાર્ણવ ભાગ ૧, પાનુ ૧૭૦-૧૭૧.

અન્તે વિપરીત મંત્ર ભણવાથી **સંપુટ-પ્રયોગ** થાય છે, જે શાંતિ-પુષ્ટિ કરનાર તથા ત્રિલોકનું ઐશ્વર્ય આપનાર છે

આદિ અને અન્તે અર્ધ અર્ધ મંત્ર બોલી, મધ્યમા સાધ્યનુ નામ સપૂર્ણ બોલવાથી **ગ્રસ્ત-પ્રયોગ** થાય છે. તે દરેક અભિચારકર્મ અને મારણમા પણ યોજાય છે. ૧૪-૧૫-૧૬.

પ્રથમ સાધ્યનામ અને પછી મંત્ર બોલવો, આ **સમસ્ત-પ્રયોગ** કહેવાય છે, જે શત્રુનુ ઉચ્ચાટન કરનાર છે. ૧૭.

બબ્બે મંત્રાક્ષરો અને એક એક સાધ્યનો અક્ષર રાખવાથી **વિદર્ભિત-પ્રયોગ** કહેવાય, જે દુષ્ટનાશક અને વશકારક (સદ્રક્ષક) છે ૧૮

મંત્રાક્ષરની વચ્ચે સાધ્યનામ રાખવાથી **આક્રાન્ત-પ્રયોગ** કહેવાય, જે તત્કાલ સર્વાર્થસિદ્ધિ આપે છે. આ પ્રયોગ સમુદાય અથવા વ્યક્તિ-સ્તંભન, પ્રવેશ, વશીકરણ અને ઉચ્ચાટન વગેરે કર્મમા ઉપયોગી છે.

પહેલાં એક વાર મંત્ર બોલી પછી મધ્યમાં સાધ્ય રાખી, તે રીતે છેલ્લે પણ મંત્ર બોલવાથી **આદ્યન્ત-પ્રયોગ** કહેવાય, જે અન્યોન્ય પ્રેમમા દ્વેષ કરાવે છે. ૧૯-૨૦-૨૧.

પહેલાં અને છેલ્લા બબ્બે વાર મંત્ર ભણી મધ્યમાં સાધ્ય રાખી પ્રયોગ કરવાથી **ગર્ભસ્થ-પ્રયોગ** થાય છે, જેથી મારણ, ઉચ્ચાટન, વશીકરણ સિદ્ધ થાય છે અને મનુષ્યોનાં શસ્ત્ર, અસ્ત્ર, વહાણ, સૈન્ય, બુદ્ધિ, ગર્ભ વગેરેની ગતિ અટકે છે. ૨૨-૨૩

પહેલાં ત્રણ વાર મંત્ર બોલી વચમાં સાધ્ય રાખી અન્તે પણ ત્રણ વાર મંત્ર બોલવાથી **સર્વતોમુખ-પ્રયોગ** થાય છે, જેથી બધા ઉપદ્રવો( વિઘ્નો )ની શાંતિ, અપમૃત્યુનુ નિવારણ, સર્વ સૌભાગ્યની પ્રાપ્તિ અને મરેલાઓને પણ અમરપદ પ્રાપ્ત થાય છે. ૨૪-૨૫.

પહેલાં મંત્ર, પછી નામ, પાછો મંત્ર એ પ્રમાણે ત્રણ વાર જપવાથી **યુક્તિ-વિદર્ભિત-પ્રયોગ** થાય છે, જેથી બધા વ્યાધિનો નાશ, ભૂતાદિ બાધાનો નાશ અને વાઈનુ દર્દ દૂર થાય છે

( બબ્બે વાર ) મંત્ર બોલી એક એક સાધ્યનો અક્ષર લેવાથી **મન્ત્ર-વિદર્ભિત-પ્રયોગ** કહેવાય છે. તે સર્વ કાર્ય કરનાર અને સર્વ ઐશ્વર્યનુ ફલ આપનાર છે. આ પ્રમાણે આ મંત્રપ્રયોગો સિદ્ધમંત્રની સિદ્ધિઓ આપનારા છે. ૨૬-૨૭-૨૮-૨૯

**शान्तेः स्तव**ं–શાન્તિ-સ્તવ.

સ્તવકર્તાએ આ સ્તવને ‘શાન્તિ-સ્તવ’ તરીકે ઓળખાવેલુ છે

**भक्तिमताम्**– ભક્તિ કરનારાઓના, મંત્ર-સાધકોના

भक्तिमत्–શબ્દ અહીં સાધનનુ ભક્તિ-પૂર્વક અનુષ્ઠાન કરનાર એટલે મંત્ર-સાધકના અર્થમાં સમજવાનો છે *

* તેનુ લક્ષણ ભૈ ૫ કલ્પના પ્રથમ મન્ત્રિ-લક્ષણાધિકારમા નીચે પ્રમાણે દર્શાવ્યુ છે

सलिलादि-भय-विनाशी – જળ વગેરે આઠ ભયોનો વિનાશ કરનાર.

सलिलादिभयनो विनाशी ते सलिलादि-भय-विनाशी. सलिलादि-भय – ' સલિલ ' શબ્દ જેની ગણનામાં પ્રથમ છે તેવો ભય-સમૂહ. તે બારમી ગાથામાં જણાવ્યા મુજબ સમજવો.

शान्त्यादिकर – શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ વગેરે કરનાર.

शान्त्यादिनो कर ते शान्त्यादिकर. शान्त्यादि – શાંતિ જેની આદિમાં છે, તેવી ક્રિયાઓ તે શાંતિ, તુષ્ટિ અને પુષ્ટિ સમજવી.

च – અને; અહીં ' च ' – અવ્યય પક્ષાંતર-દ્યોતક છે, એટલે અન્ય પક્ષને દર્શાવનારું છે.

(૧૭) यः – જે.

च – અને, આ અવ્યય અહીં વિષયનું અનુસંધાન દર્શાવનારું છે.

एनम् – આ સ્તવને, આ સ્તવનને.

---

" शुचि प्रसन्नो गुरु-देव-भक्तो, दृढव्रत सत्य-दया-समेत ।
दक्ष पटुर्बीजपदावधारी, मन्त्री भवेदीदृश एव लोके ॥ १० ॥"

અર્થ :–शुचि – બાહ્ય અને આભ્યન્તર પવિત્રતાવાળો. प्रसन्न – સૌમ્ય ચિત્તવાળો. गुरु-देव-भक्त – ગુરુ અને દેવની યોગ્ય ભક્તિ કરનારો. दृढव्रत – ગ્રહણ કરેલા વ્રતમાં અતિદૃઢ सत्य-दया-समेत :– સત્ય અને અહિંસાને ધારણ કરનારો दक्ष – અતિ ચતુર. पटु – બુદ્ધિશાળી. बीजपदावधारी – બીજ ને અક્ષરને ધારણ કરનારો. ईदृश – આવો પુરુષ लोके – આ જગતમાં मन्त्री – મંત્ર-સાધક भवेत् – થાય છે.

सदा – નિરંતર.

पठति – પાઠ કરે છે.

शृणोति – બીજા પાસેથી સાંભળે છે.

यथायोगं भावयति वा – અથવા મંત્ર-યોગના નિયમ-પ્રમાણે તેની ભાવના કરે છે

यथायोगम् – યોગ પ્રમાણે. અહીં ‘ યોગ ’ શબ્દથી ‘ મંત્રયોગ ’ પ્રસ્તુત છે. भावयति – ભાવના કરે છે. મંત્ર-સિદ્ધિ માટે ‘ ભાવ ’ એ ખાસ આલંબન છે. તે માટે કહ્યું છે કે :–

" भावेन लभते सर्वं, भावेन देव-दर्शनम् ।
भावेन परम ज्ञान. तस्माद् भावावलम्बनम् ॥ "

‘ ભાવ દ્વારા સર્વ પ્રકારના લાભો મળે છે, ભાવ દ્વારા દેવતાના દર્શન થાય છે, ભાવથી પરમ જ્ઞાન મળે છે, તેથી ભાવનુ અવલંબન લઈને કામ કરવું જોઈએ. ’

" बहुजापात् तथा होमात्, काय-क्लेशादि-विस्तरैः ।
न भावेन विना देव-यन्त्र-मन्त्राः फलप्रदा ॥ "

" બહુ જાપ, ઘણા પ્રકારના હોમ તથા અનેક પ્રકારના કાય-ક્લેશો કરવામાં આવે પણ ‘ ભાવ ’ ન હોય તો દેવ, યંત્રો અને મંત્રો ફલ દેનારા થતા નથી "

મંત્રશાસ્ત્રમાં ‘ ભાવ ’ શબ્દ બે અર્થમા વપરાય છે. એક મંત્રના અર્થની વિચારણા કરવી તે ‘ ભાવ ’, અને બીજો મંત્ર-યોગના પરમ ધ્યેયરૂપ ‘ મહાભાવ ’ (સમાધિ)ની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહેવું તે ‘ ભાવ ’. અહીં તે બન્ને અર્થો પ્રસ્તુત છે.

ઇષ્ટ દેવતાનું શરીર મંત્રમય હોય છે, તેનું ચરણથી લઈને મસ્તક-પર્યંત ધ્યાન ધરવું, તે 'મંત્રાર્થ-ભાવના' કહેવાય છે.

स – તે.

हि – જરૂર.

शान्तिपदम् – શાંતિપદને, સિદ્ધિપદને

શાન્તિનું પદ તે शान्तिपदम् शान्ति – ક્લેશ-રહિત સ્થિતિ. पद – સ્થાન. જ્યાં કર્મનો ક્લેશ જરા પણ નથી (અને તેથી દુઃખ પણ નથી) તેવું સ્થાન, તે સિદ્ધિપદ.

यायात् – પામે.

श्रीमानदेवः सूरिः च – શ્રીમાનદેવસૂરિ પણ

च – અને. આ અવ્યય અહીં સમુચ્ચયના અર્થમાં છે

શ્રીમાનદેવસૂરિ આ સ્તવના કર્ત્તા છે.

[૧] जिनेश्वरे पूज्यमाने – જિનેશ્વરને પૂજતાં થકા, જિનેશ્વરને પૂજવાથી

उपसर्गाः – ઉપસર્ગો, આફતો

क्षयं यान्ति – ક્ષય પામે છે, નાશ પામે છે.

विघ्न-वल्लय – વિઘ્નરૂપી વેલીઓ.

छिद्यन्ते – છેદાય છે, કપાય છે

मनः – મન, ચિત્ત, અંતઃકરણ

प्रसन्नताम् एति – પ્રસન્નતાને પામે છે, પ્રસન્ન થાય છે.

[૨] सर्व-मङ्गल-माङ्गल्यम् – પૂર્વવત્.

અર્થ માટે જુઓ સૂત્ર ૧૮.

## ( ૫ ) અર્થ-નિર્ણય

शान्ति-स्तव.– શ્રીશાન્તિનાથનુ સ્તવન, શાન્તિ માટેનું સ્તવન સ્તવનની સોળમી ગાથામાં સ્તવનકર્તાએ તેને ' स्तव. शान्ते ' એ પદોથી ' शान्ति-स्तव ' તરીકે ઓળખાવ્યું છે *

* શ્રીપ્રભાચન્દ્રસૂરિએ સં. ૧૩૩૪મા રચેલા પ્રભાવક-ચરિતમાં ' શ્રીમાનદેવસૂરિ-પ્રબંધ 'માં આ ' સ્તવ 'ને शान्ति-स्तवन તરીકે ઓળખાવ્યુ છે. જેમકે –

" श्रीशान्ति स्तवनामिख्य, गृहीत्वा स्तवन वरम् ।
स्वस्थो गच्छ निज स्थानमशिव प्रशमिष्यति ॥ ७२ ॥ "

" ' શ્રીશાતિ-સ્તવન ' નામના ઉત્તમ સ્તવનને લઈને (તુ) સ્વસ્થતા-પૂર્વક તારા સ્થાને જા, તેથી ઉપદ્રવની શાતિ થશે "

વળી શ્રીમાનદેવસૂરિના ગચ્છમાં થઈ ગયેલા એક વિદ્વાન સાધુએ તેમની સ્તુતિ કરતા આ સ્તવનને સ્પષ્ટ રીતે ' शान्ति-स्तव ' તરીકે ઓળખાવેલુ છે. જેમકે –

" नड्डूल-नामनगरे कृतमेघकाले , शाकम्भरीपुर-समागतसङ्घवाचा ।
शान्तिस्तव प्रबलमारिभयापहारी, यैर्निर्ममे सुविहितक्रममार्गदीपैः ॥ "

" નાડૂલ ( નાડોલ-મારવાડ ) નામના નગરમાં ચોમાસુ કરનારા અને સુવિહિતોના ક્રમ-માર્ગના દીપક જેવા ( મત્ર-શાસ્ત્રોમાં પારગત એવા શ્રીમાનદેવસૂરિએ ) પ્રબલ-ભયકર મરકીના ભયને દૂર કરનારું **' શાંતિ-સ્તવ '** શાકભરી નામના નગરથી આવેલા સઘની વિનતિથી બનાવ્યુ "

તપાગચ્છ નાયક ગુણરત્નસૂરિએ સ. ૧૪૬૬મા રચેલા " ક્રિયારત્ન-સમુચ્ચય 'ના અંતમાં ગુરુપર્વક્રમ-વર્ણનાધિકાર (શ્લો. ૧૨)મા જણાવ્યું છે કે —

" पद्मा-जयाऽऽदिदेवीभिर्नतो नड्डूलपू-स्थित ।
शाकम्भरीपुरे मारिं, जहे शान्ति-स्तवाच्च यः ॥ '

પ્રતિક્રમણની ક્રિયામાં ' બૃહચ્છાન્તિ ' નામનુ એક બીજુ સૂત્ર આવે છે, તેની અપેક્ષાએ આ સૂત્ર નાનુ હોવાથી આને ' લઘુશાંતિ ' તરીકે પણ ઓળખવામાં આવે છે.

---

" પદ્મા, જયા વગેરે દેવીઓથી નમન કરાયેલા, નડૂલપુરી (નાડોલ, મારવાડ-ગોડવાડ-પંચતીર્થી )મા રહેલા જેમણે ( માનદેવસૂરિએ ) શાંતિ-સ્તવથી શાકભરીપુરમા પ્રકટેલી મારી( મરકી )ને હરી હતી-દૂર કરી હતી "

તપાગચ્છાધિપતિ મુનિસુદરસૂરિએ સં ૧૪૬૬(૯૯)મા રચેલી ' ગુર્વાવલી ' (શ્લો ૩૦ થી ૩૪)મા ગુરુ માનદેવસૂરિનુ સસ્મરણ કરતા તેમણે રચેલા આ શાતિ-સ્તવથી મારી ( મરકી )ને દૂર કરી હતી, તેમ સૂચવ્યું છે :—

" वर्षासु नड्डूलपुरस्थितोऽपि, शाकम्भरीनाम्नि पुरे प्रभूताम् ।
तदागतश्राद्धगणार्थनात ', शान्तिस्तवाद् मारिमपाहरद् य. ॥ "

ભાવાર્થ .—' પ્રભુમહાવીરની પટ્ટ-પરંપરામાં થયેલા માનદેવસૂરિ, જેઓએ વર્ષાકાલ (ચોમાસા)માં નાડોલપુરમા રહ્યા છતા પણ શાકભરી નામના નગરમા ઉત્પન્ન થયેલી મારિ ( મરકી )ને, તે નગરથી આવેલા શ્રાદ્ધ-ગણની પ્રાર્થનાથી [ રચેલા ] શાતિ-સ્તવથી દૂર કરી હતી "

' ગચ્છાચાર-પ્રકીર્ણક 'ની ટીકામાં પ્રશસ્તિ-પ્રસગે શ્રીવિજયવિમલ-ગણિવરે પણ આ સ્તવનો ઉલ્લેખ શાન્તિ-સ્તવ તરીકે કરેલો છે. જેમકે -

" प्रद्योतनामिधानस्ततोऽपि सूरीन्द्रमानदेवाख्य ।
शान्तिस्तवेन मारिं, यो जह्रे देवताऽभ्यर्च्य ॥ "

" પ્રદ્યોતન નામવાળા ( આચાર્ય થયા ) અને ત્યારપછી દેવતાઓના પૂજ્ય શ્રીમાનદેવસૂરીશ્વર થયા કે જેમણે ' શાતિ-સ્તવ ' વડે મરકીને દૂર કરી. "

મઙ્ગલાદિ – ' મંગલાદિ ' શબ્દ વડે " મંગલ, અભિધેય, વિષય-સમ્બન્ધ અને પ્રયોજન " સમજવાનાં છે. આ ચારે વસ્તુઓ સ્તવકર્ત્તાએ પ્રથમ ગાથામા દર્શાવી છે. ' શાન્તિં નમસ્કૃત્ય ' એ બે પદો ' મંગલ-સૂચક ' છે. ' શાન્તિ-નિમિત્ત સ્તૌમિ ' એ બે પદો ( શાન્તિ-સ્તવ એવા ) ' અભિધેય 'ના સૂચક છે. ' मन्त्रपदैः ' એ પદ ( મંત્રપદ-પૂર્વકની સ્તુતિ ) એવા ' વિષય 'નું સૂચક છે અને स्तोतुः शान्तये એ બે પદો ( શાતિ કરવાના ) ' પ્રયોજન 'ના સૂચક છે.

[ ૧ ] स्तौमि – સ્તવું છુ, વર્ણવું છુ. કોને ? शान्ति-निमित्तम् – શાતિ-સાધનને. કેવી રીતે ? मन्त्रपदैः – મંત્ર-ગર્ભિત પદો વડે શા માટે ? स्तोतुः शान्तये – સ્તુતિ કરનારાઓની શાંતિને માટે. શું કરીને ? शान्तिं नमस्कृत्य – શ્રીશાતિ-નાથ ભગવાનને નમસ્કાર કરીને. શા માટે શાન્તિનાથ ભગવાનને નમસ્કાર કરીને ? કારણ કે તેઓ शान्ति-निशान्त – શાંતિના સદન છે, વળી शान्त – શાન્તરસથી યુક્ત છે અને शान्ताशिव – શાન્ત થયેલા અશિવવાળા છે. શ્રીશાતિનાથ ભગવાનને આપાયેલાં આ ત્રણે વિશેષણો સાર્થક છે, કારણ કે તેમના કષાયો સર્વથા ક્ષીણ થયેલા હોઈ તેઓ શાન્તિ-નિશાન્ત છે અથવા શાંતિદેવીના આશ્રયસ્થાન હોઈ શાન્તિ-નિશાન્ત છે, વળી તેઓ શાતરસથી યુક્ત કે પ્રશમરસમાં નિમગ્ન હોઈને શાન્ત છે અને કર્મનો સર્વ ક્લેશ ટળેલો હોઈ શાન્તાશિવ છે. વિશેષમાં જ્યારે તેઓ માતાની કુક્ષિમા આવ્યા, ત્યારે તેમના પ્રભાવથી માતાએ છાંટેલ જળવડે દેશભરમાં ફેલાયેલો મહા-

રોગ શાંત થયો અને પછી પણ અપાયાપગમાતિશય વડે તેમણે અનેક સ્થળે ફેલાયેલા રોગોનુ, પરસ્પરના વૈરનું, સાત પ્રકારની ઇતિઓનુ તેમજ અન્ય ઉપદ્રવોનું શમન કર્યું હતું. આ રીતે તેઓ શાંતિમય, શાંતિ-સ્વરૂપ અને શાંતિપ્રદાતા હોવાથી શાંતિના અભીષ્ટ પ્રયોજનમા સર્વ રીતે સ્તવનને યોગ્ય છે.

शान्ति-जिन-नाममन्त्र-स्तुति – શ્રીશાંતિનાથ ભગવાનની નામમંત્રથી ગર્ભિત સ્તુતિ.

આ 'સ્તવ'નો બીજીથી છઠ્ઠી ગાથા સુધીનો ભાગ નામ-મંત્રમય સ્તુતિવાળો હોઈ 'शान्तिजिन-नाममन्त्र-स्तुति' તરીકે સમજવાનો છે.

[૨] ॐ इति – ॐપૂર્વક નામમંત્રનો પ્રારંભ કરીએ છીએ नमो नम – નમસ્કાર હો, નમસ્કાર હો. (ભક્તિના ઉલ્લાસથી અથવા તો મંત્રશાસ્ત્રના નિયમ મુજબ અહીં બે વાર નમસ્કારનુ સૂચન છે) કોને? शान्तिजिनाय – શાંતિજિનને. કેવા શાંતિજિનને? निश्चितवचसे – વ્યવસ્થિત વચનવાળાને તથા भगवते – ભગવાનને. તથા पूजाम् अर्हते – પરમપૂજ્યને તથા जयवते – જયવંતને. 'જય' શબ્દથી અહીં અપાયનો અપગમ સમજવાનો છે. તથા यशस्विने – સર્વત્ર મહાયશ પ્રાપ્ત કરનારને તથા दमिना स्वामिने – ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારાઓના સ્વામીને.

[૩] नमो नम – નમસ્કાર હો, નમસ્કાર હો કોને? शान्तिदेवाय – શાંતિના દેવને. વળી કોને? सकलातिशेपक-महा-

सम्पत्ति-समन्विताय – ચોત્રીશ અતિશયરૂપ મહાઋદ્ધિવાળાને. તથા शस्याय – પ્રશસ્તને – સ્તુતિ કરવા યોગ્યને. त्रैलोक्य-पूजिताय च – અને ત્રિલોકથી પૂજાયેલાને.

[ ૪-૫ ] सतत नम – સદા નમસ્કાર હો કોને ? तस्मै – તેમને, તે શાતિનાથને કેવા શાતિનાથને ? सर्वामर सुसमूह-स्वामिक-सपूजिताय – સર્વ દેવ-સમૂહના ઇંદ્રોથી સમ્યક્ પ્રકારે પૂજાયેલાને. તથા निर्जिताय – કોઈથી નહીં જિતાયેલાને. તથા भुवन-जन-पालनोद्यततमाय – વિશ્વના લોકોનું રક્ષણ કરવામાં તત્પરને તથા सर्व-दुरितौघ-नाशनकराय – સમગ્ર ભય-સમૂહનો નાશ કરનારને. તથા सर्वाशिव-प्रशमनाय – બધા ઉપદ્રવોનું શમન કરનારને. તથા दुष्ट-ग्रह-भूत-पिशाच-शाकिनीना प्रमथ-नाय – દુષ્ટ ગ્રહો, ભૂત, પિશાચ અને શાકિનીઓએ કરેલી પીડાઓનો નાશ કરનારને.

[ ૬ ] नमत – હે લોકો ! તમે નમસ્કાર કરો કોને ? तं शान्तिम् – તે શાન્તિનાથ ભગવાનને. કેવા શાતિનાથ ભગવાનને ? यस्य इति नाममन्त्र-प्रधानवाक्योपयोग-कृत-तोषा विजया जनहितं कुरुते । – જેમના નામમંત્રવાળા વાક્યના પ્રયોગવડે તુષ્ટ કરાયેલી વિજયાદેવી રિદ્ધિ-સિદ્ધિ આપી લોકોનું ભલુ કરે છે.

इति च नुता – અને તેથી જ તે હવે પછી સ્તવાયેલી છે.

શ્રીશાતિજિન-‘ નામમત્ર ’ સ્તુતિને “ ૫ ચરત્ન-સ્તુતિ ” પણ કહી શકાય તેમ છે, કારણ કે એ સ્તુતિ રત્નસમાન સુંદર એવી પાંચ ગાથાઓ વડે બનેલી છે

સ્તુતિની પાંચમી ગાથામા નામ-મત્રોનો મહિમ દર્શાવતા જણાવ્યુ છે કે જેઓ આ નામ-મત્રોનો ઉચિત વાક્ય-પ્રયોગ કરીને એટલે કે તેનુ વિધિપુરસર અનુષ્ઠાન કરી વિજયા-જયા દેવીને તુષ્ટ કરે છે ( કર્તૃત્વશક્તિ તેના હાથમા હોવાથી ) તેનુ સઘળુ હિત સધાય છે તેથી અવસરને ઉચિત એવી વિજયા અને જયાની પણ સ્તુતિ કરવી જોઈએ કે જે હવે પછી કરેલી છે.

विजया-जया-नवरत्नमाला – **વિજયા અને જયા** – દેવીની નવ ગાથા વડે સ્તુતિ

હવે પછીની નવ ગાથાઓમાં વિજયા અને જયા દેવીની સ્તુતિ કરવામા આવી છે કે જેનુ સ્તવન-કર્તાને સાન્નિધ્ય હતું. તે સબધી શ્રીપ્રભાચન્દ્રસૂરિએ પ્રભાવક-ચરિત્રમાં જણાવ્યુ છે કે —

“प्रभावाद् ब्रह्मणस्तस्य, मानदेवप्रभोस्तदा ।
श्रीजया-विजयादेव्यौ, नित्य प्रणमत क्रमौ ॥ २९ ॥”

‘તે વખતે શ્રીમાનદેવસૂરિના બ્રહ્મચર્યના પ્રભાવથી **જયા અને વિજયા** નામે બે દેવીઓ તેમને પ્રતિદિન પ્રણામ કરતી હતી ’

આવો જ ઉલ્લેખ પટ્ટાવલીઓ તથા અન્ય ગ્રથોમાં પણ મળે છે

આ સ્તવમા પહેલો ઉલ્લેખ **વિજયાનો** આવે છે. ( ગાથા છઠ્ઠી તથા સાતમી ) અને પછી **જયાનો** આવે છે.

[ ૭ ] नम भवतु – નમસ્કાર હો. કોને ? ते – તને. કેવી તને ? भगवति ! હે ભગવતી, તને.

विजये ! હે વિજયા ! તને.

सुजये ! હે સુજયા ! તને. अजिते ! – હે અજિતા ! તને. अपराजिते ! – હે અપરાજિતા ! जयावहे ! – હે જયાવહા ! તને. भवति ! – હે ભવતી, તને. શા માટે ? કારણ કે તારી શક્તિ “ जगत्या परापरैः जयति ” इति – ‘ જગતમાં પરાપર અને બીજાં રહસ્યો વડે જય પામે છે. ’ દેવી મંત્રવડે પ્રસન્ન થાય છે અને કાર્યસિદ્ધિ કરે છે. તેમાં મંત્રની ભૂમિકા સાત પ્રકારની હોય છે –

( ૧ ) પ્રકટ – જેનો અર્થ ભાષાના સામાન્ય ધોરણે થાય છે.

( ૨ ) ગુપ્ત – જેનો અર્થ ગૂઢભાવ પ્રમાણે થાય છે.

( ૩ ) ગુપ્તતર – જેનો અર્થ અતિગુપ્ત હોઈને રહસ્ય કહેવાય છે.

( ૪ ) સંપ્રદાય-રહસ્ય – જેમાં મંત્રનુ સંપ્રદાય-ગત રહસ્ય પ્રકટ થાય છે.

( ૫ ) કુલ-રહસ્ય – જેમાં મંત્રનુ કુલ-ગત રહસ્ય પ્રકટ થાય છે.

( ૬ ) નિગર્ભ-રહસ્ય – જેમા મંત્રનુ ગુરુ-પરંપરા પ્રમાણે ઊતરી આવેલું રહસ્ય પ્રકટ થાય છે.

સ્તુતિની પહેલી ગાથામાં શ્રીશાંતિનાથ ભગવાનને યોગીઓના સ્વામી એટલે 'યોગીશ્વર' તરીકે વર્ણવ્યા છે, કે જે 'ૐકાર-સ્વરૂપ' છે, 'વ્યવસ્થિત વાણીવાળા' છે, અનન્ત-જ્ઞાનથી યુક્ત' છે, 'સર્વની પૂજાને યોગ્ય' છે, સર્વ અપાયોના અપગમ કરવા વડે 'જયવાન' છે અને સર્વને શાંતિ પમાડવા જેટલુ પ્રબળ 'યશોનામકર્મ ધારણ કરનારા' છે તેમનુ **આ સ્વરૂપ આધ્યાત્મિક ક્ષેત્રમાં ઉત્કૃષ્ટ સિદ્ધિ ઇચ્છનારાઓ માટે ધ્યાતવ્ય છે.**

સ્તુતિની બીજી ગાથામાં શ્રીશાંતિનાથ ભગવાનને 'ત્રૈલોક્યેશ્વર' તરીકે વર્ણવ્યા છે કે જે 'સકલ અતિશયરૂપી મહાસંપત્તિઓના સ્વામી' છે અને 'અતિપ્રશંસનીય' છે. તેમનુ **આ સ્વરૂપ રિદ્ધિ-સિદ્ધિની પ્રાપ્તિ ઇચ્છનારાઓ માટે ધ્યાતવ્ય છે.**

સ્તુતિની ત્રીજી ગાથામા શ્રીશાંતિનાથ ભગવાનને '**ભુવનેશ્વર**' તરીકે વર્ણવ્યા છે, કે જે 'સર્વ અમરોના સ્વામીથી પૂજાયેલા' અને કદી 'નહીં જિતાયેલા' છે તેમનું **આ સ્વરૂપ વિદ્યા, મંત્ર, તંત્ર અને રસાયણ વગેરેની સિદ્ધિ માટે ધ્યાતવ્ય છે.**

સ્તુતિની ચોથી ગાથામા શ્રીશાંતિનાથ ભગવાનને 'રુદ્ર' તરીકે વર્ણવ્યા છે, કે જેઓ સર્વ 'ભય-સમૂહોનો નાશ કરે' છે, સર્વ 'ઉપદ્રવોનુ શમન' કરે છે અને ભૂત, પિશાચ તથા શાકિનીઓએ કરેલી પીડાનુ પ્રમથન કરે છે. તેમનુ **આ સ્વરૂપ ભય અને ઉપદ્રવોનું નિવારણ કરવા માટે ધ્યાતવ્ય છે.**

સ્તુતિની પાચમી ગાથામાં નામ-મત્રોનો મહિમ દર્શાવતા જણાવ્યુ છે કે જેઓ આ નામ-મત્રોનો ઉચિત વાક્ય-પ્રયોગ કરીને એટલે કે તેનુ વિધિપુરઃસર અનુષ્ઠાન કરી વિજયા-જયા દેવીને તુષ્ટ કરે છે ( કર્તૃત્વશક્તિ તેના હાથમાં હોવાથી ) તેનું સઘળુ હિત સધાય છે તેથી અવસરને ઉચિત એવી વિજયા અને જયાની પણ સ્તુતિ કરવી જોઈએ કે જે હવે પછી કરેલી છે

विजया-जया-नवरत्नमाला – **વિજયા અને જયા** – દેવીની નવ ગાથા વડે સ્તુતિ

હવે પછીની નવ ગાથાઓમાં વિજયા અને જયા દેવીની સ્તુતિ કરવામા આવી છે કે જેનુ સ્તવન-કર્તાને સાન્નિધ્ય હતું. તે સબધી શ્રીપ્રભાચન્દ્રસૂરિએ પ્રભાવક-ચરિત્રમાં જણાવ્યુ છે કે —

" प्रभावाद् ब्रह्मणस्तस्य, मानदेवप्रभोस्तदा ।
श्रीजया-विजयादेव्यौ, नित्य प्रणमत क्रमौ ॥ २९ ॥ "

' તે વખતે શ્રીમાનદેવસૂરિના બ્રહ્મચર્યના પ્રભાવથી **જયા અને વિજયા** નામે બે દેવીઓ તેમને પ્રતિદિન પ્રણામ કરતી હતી. '

આવો જ ઉલ્લેખ પટ્ટાવલીઓ તથા અન્ય ગ્રથોમાં પણ મળે છે

આ સ્તવમા પહેલો ઉલ્લેખ **વિજયાનો** આવે છે. ( ગાથા છઠ્ઠી તથા સાતમી ) અને પછી **જયાનો** આવે છે.

(ગાથા સાતમી તથા પંદરમી) તેથી નવરત્નમાલાના વિશેષણમાં પહેલું નામ વિજયાનું અને બીજું નામ જયાનું રાખેલું છે *

* અન્ય મંત્ર-કલ્પોમાં પણ આવો જ ક્રમ જળવાયેલો છે. જેમ કે–

" सितदीधितिसमवर्णे, चामर-जपमालिका-वरफलाढ्ये ।
विमलालङ्कृति-वस्त्रे, देव्यौ विजया-जये भवत. ॥ १२१ ॥"

—શ્રીસાગરચન્દ્રકૃત મંત્રાધિરાજ કલ્પ, તૃતીય પટલ.

" सितवाससी वसाने, श्वेताभरणे च चामराढ्यकरे ।
विजया-जये च देव्यौ, पक्षद्वितये ततश्चिन्त्ये ॥ २८ ॥"

—શ્રીસાગરચન્દ્રકૃત મંત્રાધિરાજ-કલ્પ, ચતુર્થ પટલ.

" अष्टमे वलये चाष्टौ, द्विगुणानि ग्रहै सह ।
विजयाद्येकान्तरित , प्रणवो ह्रीं नमस्तथा ॥ २५ ॥"

—શ્રીધર્મઘોષસૂરિ-કૃત ચિન્તામણિ-કલ્પ.

" सम्प्रदायश्चात्र–

सकल त्रिभुवनतिलकं विजया-जयाऽऽत्त-चामर धरणेन्द्रधृतातपत्रं त्रिनयन . भवति ।

—ભયહરસ્તોત્ર-ટીકા, જૈન સ્તો સં પૃ. ૨૯

અન્ય મતમાં વિજયા અને જયાની ગણતરી લોક-માતા તરીકે કરવામાં આવી છે ત્યાં પણ આ જ ક્રમ જોવાય છે. જેમ કે–

" गौरी पद्मा शची मेधा, सावित्री विजया जया ।
देवसेना स्वधा स्वाहा, मातरो लोकमातर ॥"

ગૌરી, પદ્મા, શચી, મેધા, સાવિત્રી, વિજયા, જયા, દેવસેના, સ્વધા અને સ્વાહા—આ દસ માતાઓ 'લોક-માતાઓ' છે

'ક્રિયમાણ પ્રયોગ સંગ્રહ'

[ ૭ ] नम. भवतु – નમસ્કાર હો. કોને? ते – તને. કેવી તને? भगवति ! હે ભગવતી, તને.

विजये ! હે વિજયા ! તને.

सुजये ! હે સુજયા ! તને. अजिते ! – હે અજિતા ! તને. अपराजिते ! – હે અપરાજિતા ! जयावहे ! – હે જયાવહા ! તને. भवति ! – હે ભવતી, તને. શા માટે? કારણ કે તારી શક્તિ "जगत्या परापरैः जयति" इति – 'જગતમાં પરાપર અને બીજા રહસ્યો વડે જય પામે છે' દેવી મંત્રવડે પ્રસન્ન થાય છે અને કાર્યસિદ્ધિ કરે છે. તેમાં મંત્રની ભૂમિકા સાત પ્રકારની હોય છે –

(૧) પ્રકટ – જેનો અર્થ ભાષાના સામાન્ય ધોરણે થાય છે.

(૨) ગુપ્ત – જેનો અર્થ ગૂઢભાવ પ્રમાણે થાય છે

(૩) ગુપ્તતર – જેનો અર્થ અતિગુપ્ત હોઈને રહસ્ય કહેવાય છે.

(૪) સંપ્રદાય-રહસ્ય – જેમાં મંત્રનું સંપ્રદાય-ગત રહસ્ય પ્રકટ થાય છે.

(૫) કુલ-રહસ્ય – જેમાં મંત્રનું કુલ-ગત રહસ્ય પ્રકટ થાય છે

(૬) નિગર્ભ-રહસ્ય – જેમાં મંત્રનું ગુરુ-પરંપરા પ્રમાણે ઊતરી આવેલું રહસ્ય પ્રકટ થાય છે.

(૭) પરાપર-રહસ્ય – જેમાં મંત્રનું અંતિમ રહસ્ય કે સૂક્ષ્માતિસૂક્ષ્મ રહસ્ય પ્રકટ થાય છે. આ રહસ્ય પ્રકટ થાય ત્યારે ચૈતન્ય-શક્તિ જાગ્રત થાય છે અને તે જ કાર્ય-સિદ્ધિ કરે છે.

[૮] जीया – હે દેવી! તું જય પામ! કેવી છે તું? सर्वस्य अपि च सङ्घस्य भद्र-कल्याण-मङ्गल-प्रददे! સર્વ પણ સંઘને ભદ્ર, કલ્યાણ અને મંગલ આપનારી! વળી કેવી છે તું? साधूना सदा शिव-सुतुष्टि-पुष्टि-प्रदे!– સાધુઓને નિરંતર શિવ, સુતુષ્ટિ અને પુષ્ટિ આપનારી સકલ સંઘ હંમેશાં ભદ્ર, કલ્યાણ અને મંગલની જ અપેક્ષા રાખે છે. તેથી દેવી તેને એ પ્રકારની વસ્તુઓ આપે છે અહીં भद्र-પદથી સુખ, कल्याण-પદથી આરોગ્ય અને मङ्गल-પદથી આનંદમય વાતાવરણને ગ્રહણ કરવાનું છે. સાધુ-સમુદાય સદા શિવ, તુષ્ટિ અને પુષ્ટિની અપેક્ષા રાખે છે, તેથી દેવી તેમને એ પ્રકારની વસ્તુઓ આપે છે અહીં શિવ-પદથી મોક્ષ-સાધનાને અનુકૂળ એવું નિરુપદ્રવી વાતાવરણ, તુષ્ટિ-પદથી ચિત્તનો સંતોષ અને પુષ્ટિ-પદથી ધર્માચરણમા ઉત્સાહ સમજવાનો છે કે જેને લીધે મોક્ષની સાધના સત્વર થાય અને અન્ય લોકોને પણ ધર્મ પમાડવાનો ઉત્સાહ આવે

[૯] नम अस्तु – નમસ્કાર હો. કોને? तुभ्यम्– તને કેવી તને? भव्याना कृतसिद्धे!– 'ભવ્ય' ઉપાસકોને 'સિદ્ધિ' આપનારીને વળી કેવી તને? निर्वृति-निर्वाण-जननि! શાંતિ અને પરમ પ્રમોદ-આપનારીને વળી કેવી

તને? सत्त्वानाम् अभयप्रदाननिरते! 'સત્ત્વશાલી' ઉપાસકોને અભયનુ દાન કરવામા તત્પર! વળી કેવી તને? स्वस्तिप्रदे! ક્ષેમને આપનારી તને. દેવીની વિભૂતિઓનો લાભ સકલ-સઘને અને સાધુ-સમુદાયને કેવા કેવા પ્રકારે મળે, તે દર્શાવ્યા પછી તેની ઉપાસના કરનારાઓના અધિકાર-પરત્વે ત્રણ પ્રકારના ભેદ પાડીને, તેઓને કયા કયા લાભો મળે છે તે દર્શાવે છે. આ ઉપાસકોમા જેઓ 'ભવ્ય' છે, (જેને માત્રિકો 'દિવ્ય' પણ કહે છે) તેમને 'સિદ્ધિ,' 'શાતિ' અને 'પરમ-પ્રમોદ' આપે છે, તથા જેઓ 'સત્ત્વશાળી' છે, (જેને માત્રિકો 'વીર' પણ કહે છે) તેમને દેવી 'નિર્ભયતા' અને 'ક્ષેમ' આપે છે.

[૧૦] વળી કેવી તને? हे देवि!–હે દેવી! भक्तानां जन्तूनां शुभावहे!–જઘન્ય ઉપાસકોનુ શુભ કરનારીને વળી કેવી તને! सम्यग्दृष्टीना धृति-रति-मति-बुद्धि-प्रदानाय नित्यम् उद्यते! સમ્યગ્દૃષ્ટિવાળા જીવોને ધૃતિ, રતિ, મતિ અને બુદ્ધિ આપવાને માટે નિરતર તત્પર એવી તને. જેઓ માત્ર ઓઘ-સજ્ઞાથી જ ઉપાસના કરે છે તેઓ 'ભક્ત જતુ' કહેવાય છે (જેને માત્રિકો 'પશુ' પણ કહે છે) અને તેમનુ દેવી 'શુભ' કરે છે એટલે કે તેમને સાધનની સપ્રાપ્તિ કરી આપે છે

શ્રીસઘ, સાધુ-સમુદાય અને ત્રણ પ્રકારના ઉપાસકોને દેવી કેવા કેવા લાભો પહોચાડે છે તે જણાવ્યા પછી સમ્યગ્-દૃષ્ટિઓને થતા લાભનુ વર્ણન કરે છે સમ્યગ્દૃષ્ટિવાળા જીવો

દેવીની ઉપાસના તરફ ખાસ લક્ષ્ય આપનારા હોતા નથી. તેમ છતાં તેનુ આરાધન કરવાથી દેવી તેમને ધૃતિ, રતિ, મતિ અને બુદ્ધિ આપે છે, કે જે સમ્યગ્દૃષ્ટિપણાની સ્થિરતા માટે અતિ જરૂરી છે.

[૧૧] जय विजयस्व – જય પામ ! વિજય પામ !! ક્યાં. जगति – જગતને વિષે કોણ ? देवि ! હે દેવી ! તું કેવી દેવી ? जिन-शासन-निरताना च शान्तिनताना जनताना श्री-सम्पत्-कीर्ति-यशो-वर्धनि !–જિનશાસન પ્રત્યે ભક્તિભાવવાળા અને શ્રીશાન્તિ-નાથ ભગવાનને ભાવપૂર્વક નમસ્કાર કરનારા જન-સમુદાયને શ્રી, સંપત્તિ, કીર્તિ અને યશની વૃદ્ધિ કરનારી. સામાન્ય જનતાને તો આ ચાર વસ્તુઓ જ જોઈએ છે, તેથી દેવી તેમને એ વસ્તુઓ આપે છે. અહીં શ્રી-પદથી સૌન્દર્ય, સમ્પત્-પદથી લક્ષ્મી તેમજ વિવિધ પ્રકારની સંપત્તિઓ, જેવી કે ઘર, ખેતર, બાગ-બગીચા, ઢોર-ઢાખર, નોકર-ચાકર, રાચ-રચીલુ વગેરે, कीर्ति-પદથી લોકોનાં સામાન્ય વખાણ અને યશ-પદથી મોટી પ્રસિદ્ધિ સમજવાની છે

[૧૨-૧૩] अथ – હવે અહીં જે વર્ણન કર્યું છે, તેના અનુસંધાનમા જણાવવાનુ કે रक्ष रक्ष – રક્ષણ કર ! રક્ષણ કર !! અહીં મંત્રાક્ષરને લીધે रक्ष પદ બે વાર મૂકાયેલુ છે ક્યારે ? सदा – નિરંતર કોણ ? त्व – તું. હે દેવી ! તું શેમાંથી રક્ષણ કર ? सलिलानल-विप-विषधर-दुष्टग्रह-राज-रोग-रणभयत :, राक्षस रिपु-गण-मारी-चौरेति-श्वापदादिभ्य·–(૧) જલના ભયમાંથી, (૨) અગ્નિના ભયમાંથી, (૩) વિષના ભયમાથી, (૪) વિષધરના

ભયમાંથી, (૫) દુષ્ટ ગ્રહ-ચારના ભયમાંથી, (૬) રાજાના ભયમાંથી, (૭) રોગના ભયમાંથી, (૮) લડાઈના ભયમાંથી, એ આઠ પ્રકારના ભયમાંથી તથા (૧) રાક્ષસના ઉપદ્રવ-માંથી, (૨) શત્રુગણના ઉપદ્રવમાંથી, (૩) મરકીના ઉપદ્રવમાંથી, (૪) ચોરના ઉપદ્રવમાંથી (૫) 'ઈતિ'-સંજ્ઞાથી ઓળખાતા સાત પ્રકારના ભયોમાંથી, (૬) શિકારી પ્રાણીઓના ભયમાંથી અને (૭-૮) 'આદિ' શબ્દ વડે ભૂત, પિશાચ તથા શાકિનીઓના ઉપદ્રવમાંથી, એ રીતે આઠ પ્રકારના ઉપદ્રવમાંથી વળી બીજું શું કર? सुशिव कुरु कुरु-મંગલ કર, મંગલ કર!! च - અને शान्ति कुरु कुरु - શાંતિ કર! (શાંતિ) કર!! तुष्टिं कुरु कुरु - તુષ્ટિ કર! (તુષ્ટિ) કર!! पुष्टिं कुरु कुरु - પુષ્ટિ કર! (પુષ્ટિ) કર!! स्वस्ति च कुरु कुरु - અને ક્ષેમ કર! (ક્ષેમ) કર!! ક્યાં इह - આ સ્થલે, આ પ્રસ્તાવે

[૧૪] कुरु कुरु - કર! કર!! શું? शिव-शान्ति-तुष्टि-पुष्टि-स्वस्ति - શિવ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને સ્વસ્તિ. ક્યાં? इह - અહીં, આ સ્થળે કોને? जनानां - લોકોને, ભય-ત્રસ્ત લોકોને, દુઃખ-પીડિત લોકોને કોણ? भगवति! गुणवति! - હે ત્રિગુણાત્મક દેવી! તું, કેવી છે તું? "ॐ नमो नमो ह्राँ ह्रीँ ह्रूँ ह्रः य क्ष ह्रीँ फट् फट् स्वाहा" એ મંત્ર-સ્વરૂપિણી

[૧૫] नमो नमः - નમસ્કાર હો, નમસ્કાર હો, કોને? तस्मै शान्तये। एवं यन्नामाक्षर-पुरस्सरं संस्तुता जयादेवी कुरुते शान्तिं नमतां तस्मै शान्तये। ઉપર કહ્યા મુજબ જેમનાં નામ-

મંત્રના પુરશ્ચરણપૂર્વક સ્તવાયેલી જયાદેવી પૂજન કરનારાઓને શાંતિ કરે છે, તે શ્રીશાંતિનાથને

દેવીની વિભૂતિઓથી ઉપકૃત થયેલાઓના સમૂહને 'જગત્' કહીએ તો આ સ્તુતિમા તેના રક્ષણ માટે 'જગન્મંગલ કવચ' રહેલુ છે, તેમા 'જગત્'ની જનતાના દેહનાં અંગો નીચેની રીતે સમજવા ઘટે :—

| લાભાર્થી | દેહનું અંગ | પ્રાપ્ત થતી વિભૂતિઓ |
|---|---|---|
| ૧ 'શ્રીસંઘ' | મસ્તક | ભદ્ર, કલ્યાણ, મંગલ ( સુખ-આરોગ્ય-આનંદ ) |
| ૨ 'સાધુ' ( સાધ્વી ) | વદન | શિવ, તુષ્ટિ, પુષ્ટિ ( નિરુપદ્રવતા-સંતોષ-ધર્મમા ઉત્સાહ ) |
| ૩ 'ભવ્ય' ઉપાસક | હૃદય | સિદ્ધિ, નિર્વૃતિ, નિર્વાણ. ( કાર્યસિદ્ધિ-શાંતિ-પરમપ્રમોદ ) |
| ૪ 'સત્ત્વ' ઉપાસક | હાથ | અભય, સ્વસ્તિ ( નિર્ભયતા-ક્ષેમ ) |
| ૫ 'જંતુ' ઉપાસક | પગ | શુભ ( શુભ-સાધનની પ્રાપ્તિ ) |
| ૬ સમ્યગ્દૃષ્ટિ | કંઠ | ધૃતિ, રતિ, મતિ, બુદ્ધિ. ( ચિત્તનુ સ્વાસ્થ્ય-હર્ષ-વિચારશક્તિ-નિર્ણય-શક્તિ ) |

| | | |
|---|---|---|
| ૭ સામાન્ય જનતા | દેહ | શ્રી, સંપત્તિ, કીર્તિ, યશ. ( શોભા-ઋદ્ધિ-ખ્યાતિ-પ્રસિદ્ધિ ) |

[ ૧૬ ] ' इति ' છેવટે. शान्ते . स्तवः – શાંતિ-સ્તવન કેવું શાંતિ-સ્તવન ? पूर्वसूरि दर्शित-मन्त्रपद-विदर्भित ' –પૂર્વના આચાર્યોએ ગુરુ-આમ્નાયપૂર્વક પ્રકાશિત કરેલા મંત્રોથી ગર્ભિત. વળી કેવું છે એ શાંતિ-સ્તવન ? ' भक्तिमता सलिलादिभय-विनाशी शान्त्यादिकरश्च' –ભક્તિ કરનારાઓના સલિલાદિ ભયોને વિનાશ કરનાર, તેમજ ઉપદ્રવોનું નિવારણ કરવા વડે શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ કરનાર अस्ति-પદ અહીં અધ્યાહારથી સમજવાનું છે.

સ્તવકર્ત્તાએ અહીં એ વાત સ્પષ્ટ રીતે દર્શાવી છે કે આ સ્તવમાં જે કંઈ મંત્રો ગૂંથવામાં આવ્યા છે, તે પૂર્વે થઈ ગયેલા મહાન નિર્ગ્રંથ આચાર્યોએ ગુરુ-આમ્નાય-પૂર્વક પ્રદર્શિત કરેલા છે વળી એ પણ સ્પષ્ટ કર્યું છે કે જેઓ ભક્તિવાળા એટલે મંત્રસાધકો છે, તેમને આ સ્તવન સલિલાદિ–ભયોને નાશ કરનારું તેમજ શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ કરનારું થાય છે.

[ ૧૭ ] यायात् – પામે. શું ? शान्तिपदम् – શાંતિપદને. કેવી રીતે ? हि – નિશ્ચય-પૂર્વક કોણ ? स – તે. કોણ તે ? य . एन सदा पठति, शृणोति च – જે તેનો નિરંતર પાઠ કરે છે, તથા જે તેને નિરંતર સાંભળે છે તે વળી કોણ તે ? यथायोग भावयति वा – અથવા જે તેની મંત્ર-યોગના નિયમ અનુસાર ભાવના કરે છે તે. બીજું કોણ શાંતિપદને પામે ? सूरि श्रीमानदेवश्च – સૂરિ શ્રીમાનદેવ પણ

આ સ્તવન જેમ સલિલાદિ ભયોનો નાશ કરનારું અને શાતિ-તુષ્ટિ-પુષ્ટિ કરનારું છે, તેમ 'શાતિપદ'ને –સિદ્ધિ-પદને પણ આપનારુ છે. તે આ રીતે:

જેઓ નિત્ય આ સ્તવનો ભાવના-પૂર્વક પાઠ કરી જાય છે કે બીજા પાસેથી તેને ભાવના-પૂર્વક સાંભળે છે, કે તેની 'મત્રયોગ'ના સ્વીકૃત સિદ્ધાતો અનુસાર ભાવના કરે છે, તેને 'શાન્તિ-પદ' પ્રાપ્ત થાય છે. મંત્રની 'ભાવના' કરવી એટલે મંત્રના અધીશ્વરનો જપ (પુરશ્ચરણ) કરવો, તથા મત્રના અર્થની વિચારણા કરવી.* એટલે જેઓ મંત્રના અધીશ્વર શ્રીશાતિનાથ ભગવાનનો જપ કરે છે, તેમનુ 'ધ્યાન' ધરે છે અને તેમા પોતાની તમામ ચિત્ત-વૃત્તિઓનો લય કરી 'સમાધિ' અનુભવે છે, તેઓ લોકોત્તર એવું 'શાતિપદ' પ્રાપ્ત કરે છે.

---

* મત્ર-વિશારદોએ 'મત્ર સિદ્ધિ માટે પાચ પગથિયા' બતાવ્યા છે: "(૧) અભિગમન, (૨) ઉપાદાન, (૩) ઇજ્યા, (૪) સ્વાધ્યાય અને (૫) યોગ" તેમા મત્ર-સિદ્ધિ માટે જે સ્થાનનો ઉપયોગ કરવો હોય, તેની શુદ્ધિ કરવી એ 'અભિગમન' છે, મત્ર-સાધના માટે જરૂરી ઉપકરણો ભેગા કરવા, એ 'ઉપાદાન' છે, ભૂત-શુદ્ધિ, પ્રાણાયામ અને ન્યાસ-પૂર્વક પંચોપચાર (સુગધી પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય અને અખડ ફળ) આદિ ઉપચારો કરવા, એ 'ઇજ્યા' છે, મત્રનો વિધિ-પુર સર જપ કરવો, એ 'સ્વાધ્યાય' છે અને તેના અધીશ્વરનુ ધ્યાન ધરવુ, એ 'યોગ' છે.

કેટલાકો 'મત્રયોગ'ના 'સોળ અગો' માને છે. તે આ રીતે "(૧) ભક્તિ, (૨) શુદ્ધિ, (૩) આસન, (૪) પચાગ સેવન,

શ્રીમાનદેવસૂરિ આ મહાચમત્કારિક સ્તવના કર્તા છે, એવું સૂચન સૂરિ શ્રીમાનદેવશ્ચ એ પદો વડે થાય છે. તેમણે ખાસ કારણુ ઉપસ્થિત થયે આ સ્તવની રચના કરી હતી કે જે રીતે પ્રાચીન કાલના મહર્ષિઓ કરતા હતા તે માટે શાસ્ત્રોમાં કહ્યુ છે કે :–

"( ૧ ) ઉપદ્રવ થતાં, ( ૨ ) દુર્ભિક્ષ થતા, ( ૩ ) દુશ્મનની ચડાઈ થતા, ( ૪ ) રાજા દુષ્ટ થતા, ( ૫ ) ભય આવી પડતા, ( ૬ ) વ્યાધિ ઉત્પન્ન થતા, ( ૭ ) માર્ગનો રોધ થતાં અને ( ૮ ) કોઈ વિશિષ્ટ કાર્ય આવી પડતા–આ આઠ તથા બીજાં કારણો ઉત્પન્ન થતા મંત્રવાદી મંત્રનો ઉપયોગ કરીને દર્શનાચારના આઠમા પ્રભાવના નામના અંગનુ પાલન કરે છે. ( કે જેથી સમ્યગ્દર્શન ગુણની આરાધના થાય છે )

આવા મહાઉપકારી પુરુષ લોકોત્તર ' શાંતિપદ ' ને પામે એ સ્વાભાવિક છે, તેમ છતા આપણા પ્રત્યેનુ તેમનુ ઋણ કંઈક અંશે અદા કરવા માટે આપણે એવી ભાવના ભાવવાની છે કે આ સ્તવના રચયિતા શ્રીમાનદેવસૂરિ પણ લોકોત્તર એવા ' શાંતિપદ ' ને પામે

---

( ૫ ) આચાર, ( ૬ ) ધારણા, ( ૭ ) દિવ્ય દેશ-સેવન, ( ૮ ) પ્રાણ-ક્રિયા, ( ૯ ) મુદ્રા, ( ૧૦ ) તર્પણ, ( ૧૧ ) હવન, ( ૧૨ ) બલિ, ( ૧૩ ) યાગ, ( ૧૪ ) જપ, ( ૧૫ ) ધ્યાન અને ( ૧૬ ) સમાધિ." આમાં ચૌદમુ, પંદરમું અને સોળમુ અંગ ઉપર જણાવેલા ' સ્વાધ્યાય ' અને ' યોગ 'ની જ પ્રક્રિયા છે.

[૧] क्षयं यान्ति ક્ષય પામે છે. શું? उपसर्गाः-ઉપસર્ગો બીજું શું થાય છે? छिद्यन्ते विघ्नवल्लयः-વિઘ્નરૂપી વેલીઓ છેદાય છે. તથા શું થાય છે? मनः प्रसन्नताम् एति-મન પ્રસન્નતાને પામે છે. ક્યારે? पूज्यमाने जिनेश्वरे-શ્રી જિનેશ્વરને પૂજતા

[૨] પૂર્વવત્

## (૬) અર્થ-સંકલના

શાંતિ-સદન, પ્રશમરસ-નિમગ્ન અને શિવ-સ્વરૂપ શ્રીશાંતિનાથ ભગવાનને નમસ્કાર કરીને, સ્તુતિ કરનારાઓની શાંતિને અર્થે હું મંત્ર-ગર્ભિત પદોવડે શાંતિ-કરવામાં નિમિત્તભૂત એવા સાધનને (તંત્રને) વર્ણવું છું. ૧.

[ શ્રીશાંતિજિન-પંચરત્ન-સ્તુતિ ]

ૐ પૂર્વક નામમંત્રનો પ્રારંભ કરીએ છીએ. (૧) વ્યવસ્થિતવચનવાળા, (૨) ભગવાન, (૩) દ્રવ્ય તથા ભાવ-પૂજાને યોગ્ય, (૪) જયવાન, (૫) યશસ્વી અને (૬) યોગીશ્વર એવા શ્રીશાંતિજિનને નમસ્કાર હો, નમસ્કાર હો. ૨.

(૭) ચોત્રીશ અતિશયરૂપ મહાસંપત્તિથી યુક્ત, (૮) પરમ પ્રશસ્ત, (૯) ત્રૈલોક્ય-પૂજિત અને (૧૦) શાંતિના અધિપતિ એવા શ્રીશાંતિનાથ ભગવાનને નમસ્કાર હો, નમસ્કાર હો ૩

(૧૧) સર્વે દેવેન્દ્રોથી પૂજાયેલા, (૧૨) અજિત અને (૧૩) વિશ્વના લોકોનું રક્ષણ કરવામાં પરમ સાવધાન એવા તેમને સદા નમસ્કાર હો. ૪.

(૧૪) સર્વ ભય-સમૂહોનો નાશ કરનાર, (૧૫) સર્વ ઉપદ્રવોનું શમન કરનાર અને (૧૬) દુષ્ટ ગ્રહ, ભૂત, પિશાચ તથા શાકિનીઓની પીડાનો સંહાર કરનાર એવા તેમને સદા નમસ્કાર હો. ૫

જેમના નામમંત્રવાળા વાક્ય-પ્રયોગો વડે તુષ્ટ થયેલી વિજયાદેવી લોકોને ઋદ્ધિ-સિદ્ધિ આપીને તેમનું હિત કરે છે, તે શ્રીશાંતિનાથને ( હે લોકો ! તમે ) વંદના કરો અને વિજયા( જયા )દેવી કામ કરનારી હોઈ તે પણ અહીં પ્રસંગા-નુસાર સ્તવાયેલી છે. ૬.

[ વિજયા-જયા-નવરત્નમાલા ]

હે ભગવતી ! હે વિજયા ! હે સુજયા ! હે અજિતા ! હે અપરાજિતા ! હે જયાવહા ! હે ભવતી ! તારી શક્તિ પરાપર રહસ્ય વડે જગતમાં જય પામે છે, તેથી તને નમસ્કાર હો. ૭

સકલસંઘને ભદ્ર, કલ્યાણ અને મંગલ આપનારી તેમજ શ્રમણ-સંઘને સદા નિરુપદ્રવી વાતાવરણ, સુતુષ્ટિ અને પુષ્ટિ આપનારી દેવી ! તું જય પામ. ૮

'ભવ્ય' ઉપાસકોને સિદ્ધિ, શાંતિ તથા પરમ પ્રમોદ આપનારી તથા 'સત્ત્વશાલી' ઉપાસકોને નિર્ભયતા અને ક્ષેમ આપનારી હે દેવિ ! તને નમસ્કાર હો. ૯.

'જંતુ' ઉપાસકોને શુભ આપનારી, 'સમ્યગ્દૃષ્ટિ'વાળા જીવોને ધૃતિ, રતિ, મતિ અને બુદ્ધિ આપવાને સદા તત્પર તથા જૈન 'પ્રવચન' પ્રત્યે સદ્ભાવ ધરાવનારી અને શ્રીશાંતિ-

નાથ ભગવાન પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ધરાવનારી જનતાની શ્રી, સંપત્તિ, કીર્તિ અને યશમાં વૃદ્ધિ કરનારી હે દેવી ! તું જય પામ ! વિજય પામ !! ૧૦-૧૧.

વળી તું સલિલ-ભયમાંથી, અનલ-ભયમાંથી, વિષ-ભયમાંથી, વિષધર-ભયમાંથી, દુષ્ટ-ગ્રહ-ભયમાંથી, રાજ-ભયમાંથી, રોગ-ભયમાંથી, રણ-ભયમાંથી, રાક્ષસના ઉપદ્રવમાંથી, શત્રુ-સમૂહના ઉપદ્રવમાંથી, મરકીના ઉપદ્રવમાંથી, ચોરના ઉપદ્રવમાંથી, 'ઇતિ' સંજ્ઞક ઉપદ્રવોમાંથી, શ્વાપદના ઉપદ્રવોમાંથી અને ભૂત, પિશાચ તથા શાકિનીઓના ઉપદ્રવમાંથી રક્ષણ કર ! રક્ષણ કર !! ૧૨-૧૩.

હે ભગવતી ! હે ગુણવતી ! તું અહીં નિરુપદ્રવતા, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ અને ક્ષેમ કર ! ક્ષેમ કર !! 'ॐ नमो नमो ह्राँ ह्रीँ ह्रूँ ह्रः य क्ष ह्रीं फट् फट् स्वाहा. ૧૪.

ઉપર કહ્યા મુજબ જેમનાં નામ-મંત્ર અને અક્ષર-મંત્રની પુરશ્ચર્યાપૂર્વક સ્તવાયેલી (વિજયા) જયાદેવી નમસ્કાર કરનારાઓને શાંતિ કરે છે, તે શ્રીશાંતિનાથ ભગવાનને નમસ્કાર હો, નમસ્કાર હો ૧૫

પ્રાંતે જણાવવાનું કે શાંતિ-સ્તવન પૂર્વસૂરિઓએ ગુરુ-આમ્નાય-પૂર્વક પ્રકટ કરેલા મંત્રપદોથી ગૂંથાયેલું છે અને તે વિધિ-પુરઃસરનું અનુષ્ઠાન કરનારાઓને સલિલાદિ-ભયોમાંથી મુક્ત કરનારું તથા ઉપદ્રવોની શાન્તિ કરવાપૂર્વક તુષ્ટિ અને પુષ્ટિને પણ કરનારું છે. ૧૬.

અને જે આ સ્તવને સદા ભાવ-પૂર્વક ભણે છે, અન્યની પાસેથી ભાવ-પૂર્વક સાંભળે છે, તેમ જ મંત્રયોગના નિયમ પ્રમાણે તેની ભાવના કરે છે, તે નિશ્ચય શાંતિપદને પામે છે. સૂરિ શ્રીમાનદેવ પણ શાંતિપદને પામો.

[ શ્રીજિનેશ્વરદેવનું પૂજન કરતા સમસ્ત પ્રકારના ઉપદ્રવો નાશ પામે છે, વિઘ્નરૂપી વેલીઓ છેદાઈ જાય છે અને મન પ્રસન્નતાને પામે છે ૧ ।

સર્વ મંગલોમાં મંગલરૂપ, સર્વ કલ્યાણોનાં કારણરૂપ અને સર્વ ધર્મોમા શ્રેષ્ઠ એવું જૈનશાસન ( પ્રવચન ) સદા જયવંતું વર્તે છે ] ૨

### ૭ સૂત્ર-પરિચય

જો ચમત્કારનો અર્થ વિશ્વના સનાતન નિયમોથી વિરુદ્ધ કોઈ પણ હકીકત એવો કરીએ તો એ પ્રકારનો ચમત્કાર હતો નહિ, છે પણ નહિ અને હશે પણ નહિ, કારણ કે વિશ્વના નિયમો ત્રિકાલાબાધિત છે અને તે કોઈ પણ સંયોગોમા ફરતા નથી, પરંતુ ચમત્કારનો અર્થ જો 'આશ્ચર્યકારી ઘટના,' 'અસામાન્ય બનાવ' અથવા 'આપણી કલ્પના-બહારની હકીકત' એવો કરીએ તો એવા ચમત્કારો ભૂતકાળ-માં બનેલા છે, હાલ પણ બને છે અને ભવિષ્યમા પણ બનશે

આવા ચમત્કારોનું નિર્માણ "યોગ વિદ્યા અને મંત્રો" વડે થઈ શકે છે

'યોગ' એટલે રાસાયણિક પ્રયોગો કે જડી-બુટ્ટી આદિનો

વિશિષ્ટ ઉપયોગ. 'વિદ્યા' એટલે અનુષ્ઠાન સિદ્ધ એક પ્રકારની શક્તિ કે જેના અધિપતિ-સ્થાને પ્રાયઃ સ્ત્રી-દેવતા હોય છે; અને 'મંત્ર' એટલે પાઠ-સિદ્ધ શક્તિ કે જેના અધિપતિ-સ્થાને પ્રાયઃ પુરુષ-દેવતા હોય છે.

'યોગ'ના પ્રભાવથી પાણી પર ચાલવાની, આકાશમાં ગમન કરવાની, અદૃશ્ય થવાની, સ્વર બદલવાની વગેરે ક્રિયાઓ સિદ્ધ થાય છે, જ્યારે 'વિદ્યા' અને 'મંત્ર'ના પ્રભાવથી પરકાય-પ્રવેશ, ઇચ્છિત રૂપ-ધારણા, ઋદ્ધિ, સિદ્ધિ અને જયની પ્રાપ્તિ, શત્રુનો પરાજય, ભયનું નિવારણ, ઉપદ્રવોનો નાશ વગેરે અનેકાનેક ઘટનાઓ સિદ્ધ થાય છે. આ હકીકતને દર્શાવનારાં સંખ્યાબંધ પ્રમાણો આગમ-સાહિત્યમાંથી તેમ જ અન્ય સાહિત્યમાંથી મળી આવે છે.

'મંત્રની સિદ્ધિ' તામસિક, રાજસિક કે સાત્ત્વિક કોઈ પણ પ્રકારના મનુષ્યો કરી શકે છે. તેમાં તામસિક અને રાજસિક સ્વભાવના મનુષ્યો તેનો ઉપયોગ પોતાની સ્વાર્થ-સાધના માટે અથવા શત્રુઓનો વિનાશ વગેરે કરવા માટે કરે છે, જ્યારે સાત્ત્વિક પુરુષો તેનો ઉપયોગ નિઃસ્વાર્થભાવે માત્ર જન-હિતાર્થે જ કરે છે. તેથી જ્યારે જ્યારે દેશમાં કોઈ મહાન ઉપદ્રવ થાય કે રોગચાળો ફાટી નીકળે, ત્યારે જનતા મહાપુરુષોનું શરણ શોધે છે અને આવા મહાપુરુષો તેમને મંત્ર-ગર્ભિત સ્તવન કે સ્તોત્રો બનાવી આપે છે કે જેનો પાઠ કરવામાત્રથી યા શ્રવણ કરવામાત્રથી તે તે પ્રકારનો ઉપદ્રવ કે રોગચાળો શમી જાય છે.

આવો જ એક પ્રસગ વીર-નિર્વાણુની સાતમી સદીના અંત ભાગે ભારતવર્ષમાં બની ગયો. શાકભરી નગરીમાં કોઈ પણુ કારણે કુપિત થયેલી શાકિનીએ મહામારીનો ઉપદ્રવ ફેલાવ્યો. એ ઉપદ્રવ એટલો ભારે હતો કે તેમાં ઔષધ કે વૈદ્યો કાઈ પણુ કામ આપી શકતાં ન હતા. તેથી માણુસો ટપોટપ મરવા લાગ્યા અને આખી નગરી શ્મશાન જેવી ભયકર જણુાવા લાગી

આ પરિસ્થિતિમા કેટલાક સુરક્ષિત રહેલા શ્રાવકો જિન-ચૈત્યમા એકઠા થઈને વિચાર કરવા લાગ્યા કે 'અરે! આ શુ થવા બેઠુ છે? આજે સઘના દુર્ભાગ્યે કપર્દીયક્ષ, અબિકા દેવી, બ્રહ્મશાતિ-યક્ષ, યક્ષરાજ તથા વિદ્યાદેવીઓ પણુ અદૃશ્ય થઈ ગયેલી જણુાય છે, અન્યથા આપણી હાલત આવી હોય નહિ હવે શુ કરવુ ?'

તેઓ આ રીતે ચિંતામા મગ્ન બન્યા, ત્યારે અતરીક્ષ-માંથી અવાજ આવ્યો કે – 'તમે ચિંતા શા માટે કરો છો ? નાડૂલ નગરીમા શ્રીમાનદેવસૂરિ વિરાજે છે, તેમના ચરણોનાં પ્રક્ષાલન જલનો તમારા મકાનોમા છટકાવ કરો એટલે બધો ઉપદ્રવ શાત થઈ જશે '

આ વચનથી આશ્વાસન પામેલા સઘે વીરદત્ત નામના એક શ્રાવકને વિજ્ઞપ્તિ-પત્ર સાથે નાડૂલ નગરે (નાડોલ-મારવાડમા) શ્રીમાનદેવસૂરિ પાસે મોકલ્યો.

સૂરિજી તપસ્વી, બ્રહ્મચારી અને મત્ર-સિદ્ધ મહાપુરુષ હતા તથા લોકોપકાર કરવાની પરમ નિષ્ઠાવાળા હતા.' તેથી

તેમણે 'શાંતિ-સ્તવ' નામનું એક મંત્ર-યુક્ત, ચમત્કારિક અને શાંતિ કરવામાં નિમિત્તભૂત એવું સાધન (તંત્ર) સ્તોત્રરૂપે બનાવી આપ્યું અને પગધોવણ પણ આપ્યું. આ શાંતિસ્તવ લઈને વીરદત્ત શાકંભરી નગરીએ પહોંચ્યો. ત્યાં પગ-ધોવણનું (શાંતિ-સ્તવથી મંત્રેલું) પાણી અન્ય પાણી સાથે મિશ્રિત કરીને છાંટતાં તથા શાંતિ-સ્તવનો પાઠ કરતાં મહા-મારીનો ઉપદ્રવ શાંત થઈ ગયો. ત્યારથી તે સ્તવન સર્વ પ્રકારના ઉપદ્રવોના નિવારણ અર્થે બોલાવા લાગ્યું અને કાલક્રમે સપ્ત-સ્મરણનું એક અંગ બન્યું.* તથા પ્રતિક્રમણ-સૂત્રમાં પણ બોલાવા લાગ્યું.

---

* શ્રીહર્ષકીર્તિસૂરિએ તથા સિદ્ધિચન્દ્રગણિએ સપ્તસ્મરણની ટીકાઓ રચી છે, તેમાં આ સ્તવને અનુક્રમે ચોથું તથા છઠ્ઠું સ્મરણ ગણાવેલું છે. તે સંબંધી શ્રીસિદ્ધિચંદ્રગણિએ આ સ્તવની ટીકામાં જણાવ્યું છે કે-

" जया-विजया-ऽपराजिताभिधानाभिर्देवीभिर्विहितसान्निध्यै निरतिशय-करुणाकोमलचेतोभिः श्रीमानदेवसूरिभिः सर्वत्र सकलसंघस्य सर्वदोपसर्ग-निवृत्त्यर्थं एतत् स्तोत्रं कृतं तैः साकं, ततः प्रभृति सर्वत्र अस्य लघु-शान्तिस्तोत्रस्य प्रत्यहं स्वयमध्ययनादन्यसकाशात् श्रवणाद् वा अनेनाभि-मन्त्रितजलच्छटादानाच्च श्रीसंघस्य शाकिनीजनितमरकोपद्रव उपशान्तिं गतः, सर्वत्र शान्तिः समुत्पन्ना, ततः प्रभृति यावत् प्रायः प्रत्यहं लघुशान्तिः प्रतिक्रमणप्रान्ते प्रोच्यते इति सम्प्रदायः ।"

'જયા-વિજયા અને અપરાજિતા નામની દેવીઓ જેમની સાન્નિ-ધ્યમાં રહે છે, તે અત્યન્ત કરુણા-કોમળ-ચિત્તવાળા શ્રીમાનદેવસૂરિએ સર્વ સ્થળના સકલ સંઘના કાયમી ઉપસર્ગ-નિવારણ માટે આ સ્તોત્ર

'શાન્તિ-સ્તવ' શ્રીશાંતિનાથ ભગવાનના સ્તવનરૂપ છે, શ્રીશાંતિદેવીના બે સ્વરૂપો — વિજયા અને જયા તેની સ્તુતિ-રૂપ છે અને શાંતિકર્મ અંગેની તાંત્રિક સાધના બતાવનારુ પણ છે.

સ્તવકર્તાએ આ સ્તવના પ્રારંભમા 'शान्तिम्' પદ મૂકીને બે હેતુઓની સિદ્ધિ કરી છે એક તો તે દેવાધિદેવ જગત્-પૂજ્ય એવા શ્રીતીર્થંકર દેવનુ નામ છે, જે મંગલરૂપ છે અને બીજુ મંત્રશાસ્ત્રની દૃષ્ટિએ પ્રારંભમા 'કર્મ'નુ* નામ લખવું, તે 'દીપન' છે – 'आदौ नाम-निर्देशो दीपनम्' (ભૈ. ૫ કલ્પ), જે શાંતિકર્મ માટે આવશ્યક છે

શ્રીશાંતિનાથ ભગવાનને 'शान्ति-निशान्त,' 'शान्त' અને 'शान्ताशिव' એમ ત્રણ વિશેષણો લગાડવામા આવ્યા છે, જે

તેઓન માટે બનાવ્યુ એટલે આ લઘુ શાન્તિસ્તોત્ર પ્રતિદિન પોતે બોલવાથી અથવા બીજાની પાસે સાભળવાથી અથવા એના ( શાંતિ-સ્તવ )થી મંત્રેલા પાણીના છટકાવથી શ્રીસંઘમા શાકિની દ્વારા ફગયેલો મરકીનો ઉપદ્રવ શમી ગયો અને શાન્તિ ઉત્પન્ન થઈ ત્યારથી આજ સુધી પ્રાય પ્રતિદિન લઘુશાન્તિ પ્રતિક્રમણના અન્તે બોલાય છે, એવો સંપ્રદાય છે '

* તાંત્રિક કર્મો મુખ્યત્વે છ પ્રકારના છે — શાંતિકર્મ, વશ્યકર્મ, સ્તંભનકર્મ, વિદ્વેષકર્મ, ઉચ્ચાટનકર્મ અને મારણકર્મ.

" शान्ति-वश्य-स्तम्भनानि, विद्वेषोच्चाटन तत ।
मारण तानि शसन्ति, षट् कर्माणि मनीषिण ॥ "

—શારદાતિલક

તેમના આંતરિક તેમજ બાહ્ય સ્વરૂપને સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. શ્રીશાંતિનાથ ભગવાનનુ અ તર શાતિથી ભરેલુ છે અને તેમની બહારની મુદ્રા પણ પ્રશમરસ-નિમગ્ન છે. વળી તેઓ સર્વ અશિવને શાંત કરનાર હોવાથી શિવ-સ્વરૂપ છે, એવા શ્રીશાતિનાથ ભગવાનને નમસ્કાર કરીને સ્તવકાર સ્તવનો પ્રાર ભ કરે છે અને 'આ સ્તવ મ ત્રપદો વડે બનાવું છું,' તેવો નિર્દેશ પણ કરી દે છે. એટલે આ સ્તવ કોઈ સામાન્ય કૃતિ નથી, પણ એક મ ત્ર-ગર્ભિત ચમત્કારિક તાત્રિક કૃતિ છે.

પ્રથમ ગાથામાં 'श' નો ઉપયોગ આઠ વાર કર્યો છે, તે પણ સૂચક છે, કારણ કે 'श' એ શાતિમય સુખદ સ્થિતિનો નિદર્શક હોવાથી મંગલરૂપ છે અને આઠ વાર મ ગલ થાય તે અષ્ટમંગલ-પૂજાની બરાબર છે

બીજી ગાથાથી 'નામમ ત્ર-સ્તુતિ'નો પ્રારભ થાય છે. તેની ચાર ગાથાઓમા શ્રીશાતિનાથ ભગવાનની સોળ નામોવડે સ્તુતિ કરવામા આવી છે. તે આ રીતે. (૧) તેઓ 'પરબ્રહ્મ-સ્વરૂપ' છે, કારણ કે તેમનો વાચક ૐકાર છે (૨) તેઓ 'સત્યોપદેષ્ટા' છે, કારણ કે તેમના વચનો વ્યવસ્થિત છે. (૩) તેઓ 'ભગવાન્' છે, કારણ કે 'ભગ' શબ્દથી સૂચિત થતા જ્ઞાનાદિ વિવિધ ગુણોથી વિભૂષિત છે. (૪) તેઓ 'અર્હત્' છે, કારણ કે આ જગતના તમામ લોકો વડે દ્રવ્ય અને ભાવથી પૂજાવાને યોગ્ય છે. (૫) તેઓ 'જયવાન્' છે, કારણ કે સર્વ અપાયો પર જય મેળવનારા છે. (૬) તેઓ 'યશસ્વી' છે, કારણ કે તેમના નામનુ સ્મરણ

કરતાં દુઃખ અને દુરિત દૂર ભાગે છે. (૭) તેઓ 'યોગીશ્વર' છે, કારણ કે ઇન્દ્રિય-દમન અને ચિત્ત-શુદ્ધિ કરી મહા-સમાધિને પ્રાપ્ત થયેલા છે (૮) તેઓ 'ઋદ્ધિવંત' છે, કારણ કે અર્હંતોના ચોત્રીસ અતિશયો વડે યુક્ત છે. (૯) તેઓ 'પરમ પ્રશસ્ય' છે, કારણ કે પ્રશમરસથી પૂર્ણ ભરેલા છે. (૧૦) તેઓ 'ત્રૈલોક્યેશ્વર' છે, કારણ કે ત્રણે લોકના પ્રાણીઓ પર તેમનુ શાસન છે (૧૧) તેઓ 'દેવા-ધિદેવ' છે, કારણ કે સર્વ દેવેન્દ્રોથી પૂજાયેલા છે. (૧૨) તેઓ 'નિર્જિત' છે, કારણ કે કોઈથી જિતાતા નથી. (૧૩) તેઓ 'ભુવનેશ્વર' છે, કારણ કે ધર્મ-દેશના વડે ભુવન જનોનું પાલન કરવામા ઉદ્યત છે. (૧૪) તેઓ 'ભય-ભજન' છે, કારણ કે બધા ભય-સમૂહોનો નાશ કરે છે. (૧૫) તેઓ 'શિવ' છે, કારણ કે બધા 'અશિવો'નુ ઉપશમન કરે છે, અને (૧૬) તેઓ 'રુદ્ર' પણ છે, કારણ કે બધા દુષ્ટગ્રહો, ભૂત, પિશાચ અને શાકિનીઓની પીડાનો સહાર કરે છે સ્તુતિની પાચમી ગાથામા જણાવ્યુ છે કે આ બધું કાર્ય શ્રીશાંતિનાથ ભગવાનના નામમત્રોથી તુષ્ટ થયેલી ( શાતિદેવી કે નિર્વાણી દેવી ) વિજયા ( અને જયારૂપે ) કરે છે, તેથી તેમની સ્તુતિ પણ પ્રસગોચિત છે.

આ રીતે સ્તવકર્તાએ 'નામમત્રસ્તુતિ' પૂરી કરતાં જન-હિત માટે કર્તૃત્વશક્તિ ધરાવનારી વિજયા અને જયા દેવીની સ્તુતિ કરવાનુ પ્રયોજન જણાવી દીધુ છે, તથા સ્તવની સાતમી ગાથાથી શરૂ કરીને પદરમી ગાથા સુધી એટલે કુલ નવ ગાથાઓ વડે તેની 'નવ-રત્નમાલા' રચી છે.

આ નવરત્નમાલાનો પહેલો વિભાગ નામસ્તુતિનો છે, તેમા સ્તવકર્તાએ દેવીને જુદાં જુદાં ચોવીસ નામોથી સંબોધી છે તે આ રીતે (૧) **ભગવતી** – કારણ કે તે ભગ શબ્દથી સૂચિત થતા જ્ઞાન, ઐશ્વર્ય, તેજ વગેરે ગુણોવાળી છે (૨) **વિજયા** – કારણ કે તે વિજયને અપાવનારી છે (૩) **સુજયા** – કારણ કે તે સુંદર જયને કરનારી છે. (૪) **અજિતા** – કારણ કે તે કોઈથી જિતાતી નથી (૫) **અપરાજિતા** – કારણ કે કોઈથી તેનો પરાભવ થતો નથી.*

* જયા, વિજયા, અજિતા અને અપરાજિતા એ ચાર દિશાની રખેવાળી કરનારી દેવીઓ છે અને યંત્ર-સ્થાપન વખતે તેમને જુદી જુદી ચાર દિશાઓનુ (કેટલાકને મતે ચાર ખૂણાઓનુ) રક્ષા કરવાનુ કામ સોંપાય છે તેમના આયુધ વગેરેનો પરિચય 'નિર્વાણકલિકા'મા નીચે મુજબ આપેલો છે.–

"ॐ नमः पूर्वदिग्द्वाराधिदेवते ! सितद्युति ! अभय-पाशाङ्कुश-मुद्गर-व्यग्रपाणि ! पूर्वद्वारि तिष्ठ २ जये ! स्वाहा ।

ॐ नमो दक्षिणदिग्द्वाराधिदेवते ! रक्तद्युति ! अभय-पाशाङ्कुश-मुद्गरालङ्कृतपाणि ! दक्षिणद्वारे तिष्ठ २ विजये ! स्वाहा ।

ॐ नमो अपरदिग्द्वाराधिदेवते ! कनकप्रभे ! अभय-पाशाङ्कुश-मुद्गर-व्यग्रपाणि ! पश्चिमद्वारे तिष्ठ २ अजिते ! स्वाहा ।

ॐ नमो उत्तरदिग्द्वाराधिदेवते ! श्यामद्युति ! अभय-पाशाङ्कुश-मुद्गरालङ्कृतपाणि ! उत्तरद्वारे तिष्ठ २ अपराजिते ! स्वाहा ।"

'ઓમ્-પૂર્વક નમસ્કાર હો ! પૂર્વ દિશાના દ્વારની અધિષ્ઠાત્રી, સફેદ કાન્તિવાળી, અભય, પાશ, અંકુશ, મુદ્ગરથી યુક્ત હાથવાળી પૂર્વદ્વારમા તુ રહે રહે, હે જયા ! સ્વાહા .

(૬) **જયાવહા** – કારણ કે તે જયને લાવનારી છે (૭) **ભવતી** – કારણ કે તે હાજરાહજૂર છે (૮) **ભદ્રા** * – કારણ કે તે ભદ્ર સુખને દેનારી છે (૯) **કલ્યાણી** – કારણ કે તે કલ્યાણની કરનારી છે (૧૦) **મંગલા** – કારણ કે તે મંગલ કરે છે (૧૧) **શિવા** – કારણ કે તે શિવ કરે છે. (પાર્વતીનુ બીજુ નામ શિવા છે) (૧૨) **તુષ્ટિદા** – કારણ કે તે તુષ્ટિ કરે છે. (૧૩) **પુષ્ટિદા** – કારણ કે તે પુષ્ટિ કરે છે. (૧૪) **સિદ્ધિદાયિની** – કારણ કે તે સિદ્ધિ આપવામા સહાય કરે છે (૧૫) **નિર્વૃતિ** (શાતિદેવી) – કારણ કે તે શાતિ કરે છે (૧૬) **નિર્વાણી** – (શ્રીશાતિનાથ ભગવાનની શાસનદેવી) – કારણ કે તે નિર્વાણ-પ્રાપ્તિમા સહાય કરે છે. (૧૭) **અભયા** – કારણ કે તે બધા ભયો દૂર કરી અભયની સ્થિતિ પ્રવર્તાવે છે. (૧૮) **ક્ષેમ કરી** – કારણ કે તે ક્ષેમ કરે

---

ઓમ્-પૂર્વક નમસ્કાર હો ! દક્ષિણ દિશાના દ્વારની અધિનાયિકા, લાલ કાન્તિવાળી, અભય, પાશ, અકુશ અને મુદ્ગરથી યુક્ત હાથવાળી, દક્ષિણ દિશાના દ્વારમા તુ રહે રહે, હે વિજયા ! સ્વાહા

ઓમ્ પૂર્વક નમસ્કાર હો ! પશ્ચિમ દિશાના દ્વારની અધિનાયિકા સુવર્ણ-સમ કાન્તિવાળી અભય, પાશ, અંકુશ અને મુદ્ગરને ધારણ કરવા-વાળી પશ્ચિમ દિશાના દ્વાર પર તુ રહે રહે, હે અજિતા ! સ્વાહા

ઓમ્-પૂર્વક નમસ્કાર હો ! ઉત્તર દિશાના દ્વારની અધિનાયિકા, કાળો વર્ણવાળી, અભય, પાશ, અકુશ અને મુદ્ગરને ધારણ કરવાવાળી ઉત્તર દિશાના દ્વાર પર તુ રહે રહે, હે અપરાજિતા ! સ્વાહા

* ભદ્રા સૂર્યની રાણી રત્નાદેવીની પુત્રી મનાય છે

છે (૧૯) **શુભંકરી** – કારણ કે તે શુભ કરે છે. (૨૦) **સરસ્વતી** – કારણ કે તે ધૃતિ, રતિ, મતિ, બુદ્ધિ આપે છે. (૨૧) **શ્રીદેવતા** – કારણ કે તે સૌંદર્ય અને શોભા આપે છે. (૨૨) **રમા** – કારણ કે તે સંપત્તિમા વૃદ્ધિ કરે છે. (૨૩) **કીર્તિદા** – કારણ કે તે કીર્તિમાં વૃદ્ધિ કરે છે અને (૨૪) **યશોદા** – કારણ કે તે યશમાં વૃદ્ધિ કરે છે.

સ્તવકર્તાએ અહીં દેવીની વિવિધ નામો વડે સ્તુતિ કરવાની સાથે 'જગન્મંગલ કવચ'ની રચના પણ કરેલી છે કે જે જગતનું મંગલ કરવામાં ઉપયોગી છે. તેમાં પ્રથમ 'સકલસંઘ'ને એટલે ચતુર્વિધ સંઘને યાદ કર્યો છે, કારણ કે આ સ્તવની ઉત્પત્તિ તેનાં નિમિત્તે થયેલી છે. વળી 'ચતુર્વિધ સંઘ' એ 'ધર્મતીર્થ' હોઈને તેનું સ્મરણ પ્રથમ કરવામાં આવે, તે સર્વથા યોગ્ય છે. આ ચતુર્વિધ સંઘનુ ભદ્ર થાય, કલ્યાણ થાય તથા મંગલ થાય, એવા સર્વ પ્રયત્નો વિજયા-જયા કરે છે, તેથી જ તેને 'सर्वस्य सङ्घस्य भद्र-कल्याण-मङ्गल-प्रददे !' તરીકે સંબોધવામા આવી છે. સકલ સંઘનું મુખ્ય અંગ સાધુ અને સાધ્વી છે, તેથી બીજા ક્રમમા તેમને યાદ કરવામા આવ્યા છે વિજયા-જયા સાધુ-સાધ્વી-સમુદાયને થતા કોઈ પણ પ્રકારના ઉપદ્રવનુ નિવારણ કરે છે, વળી તેમનું મન સંતુષ્ટ રહે તે પ્રકારની ચિત્તની સ્વસ્થતા ઉત્પન્ન કરવામા પણ સહાય કરે છે તથા તેમની ધર્મ-ભાવના-ને પુષ્ટ કરનારા સાધન-સંયોગો પણ મેળવી આપે છે, તેથી તેને 'साधूना सदा शिव-सुतुष्टि-पुष्टि-प्रदे !' તરીકે સંબોધવામાં આવી છે. સાધુ અને સાધ્વી પછી સ્તવકર્તાએ ઉપાસકોના ત્રણ

વર્ગને ક્રમશઃ લીધા છે તેમા પહેલો વર્ગ ‘ ભવ્ય ઉપાસક ’નો છે, જે નિષ્કામ ભક્તિવાળો હોઈને શ્રેષ્ઠ છે. આ કોટિના ઉપાસકોને દેવી સિદ્ધિ, શાતિ અને પરમ પ્રમોદ આપે છે, એટલે તેને ‘ भव्याना कृतसिद्धे ! ’ તથા ‘ निर्वृति-निर्वाण-जननि ! ’ કહી છે. બીજો વર્ગ ‘ સત્ત્વશાલી ઉપાસક ’નો લીધો છે કે જે સકામ ભક્તિવાળો હોઈને મધ્યમ છે આ કોટિના ઉપાસકોને દેવી અભય અને સ્વસ્તિ આપી, તેમનો સાધના-માર્ગ નિષ્ક ટક બનાવે છે, તેથી તેને ‘ अभय-प्रदान-निरते ! ’ અને ‘ स्वस्ति-प्रदे ! ’ તરીકે સ બોધવામાં આવી છે. ત્રીજો વર્ગ ‘ જ તુ ઉપાસક ’નો લીધો છે કે જે અતિ સકામ હોઈને જઘન્ય છે. આ કોટિના ઉપાસકોનુ દેવી શુભ કરે છે, તેથી તેને ‘ भक्तानां शुभावहे ! ’ તરીકે સ બોધવામાં આવી છે. પછી શ્રાવક-શ્રાવિકા-વર્ગમા જેઓ દેવ, ગુરુ અને ધર્મના તત્ત્વ-નિશ્ચયરૂપ સમ્યક્ત્વને પામેલા હોઈને ‘ સમ્યગ્દૃષ્ટિ ’ કહેવાય છે, તેમને લીધા છે. દેવી આ વર્ગને “ ધૃતિ, રતિ, મતિ અને બુદ્ધિ ” સદા મળતી રહે, તે માટે પ્રયત્નશીલ રહે છે અને તે કારણે જ તેને ‘ सम्यग्दृष्टीना सदा धृति-रति-मति-बुद्धि-प्रदानाय उद्यते ! ’ કહેવામાં આવી છે. હવે જેઓ વ્રત-નિયમની ઉત્કૃષ્ટ આરાધના કરનારા નથી, દેવ અને ગુરુની વિશેષરૂપે ભક્તિ કરનારા પણ નથી, તેમ જ દેવ, ગુરુ અને ધર્મના તત્ત્વનો નિશ્ચય કરી ચૂકેલા પણ નથી, પરન્તુ સામાન્ય રીતે જિન-શાસન પ્રત્યે શ્રદ્ધા અને સદ્ભાવ ધરાવે છે, તેમને અહીં ‘ જિન-શાસન-નિરત ’ તરીકે ઓળખાવ્યા છે તથા જેઓ ( જિન-શાસનને નહિ માનવા છતા ) શ્રીશાતિનાથ ભગવાનની અલૌકિક અને

અચિન્ત્ય શક્તિથી પ્રભાવિત થઈને તેમનુ સ્મરણ, વદન કે
કીર્તન કરી રહ્યા છે, તેમનો અહીં 'शान्ति-नता जनता'
તરીકે નિર્દેશ કરવામા આવ્યો છે આ બન્ને વર્ગને વિજયા-
જયા 'શ્રી, સપત્તિ, કીર્તિ અને યશ આપે છે તેથી તેને
'जिनशासन-निरताना शान्ति-नताना जनताना श्री-सम्पत्-कीर्ति-
यशो-वर्द्धनि !' તરીકે સબોધવામા આવી છે એટલે વિજયા
અને જયા સમસ્ત જગતનુ અને વિશેષે કરીને જૈનસઘ તથા
તેના પ્રત્યેક વિભાગનુ મગલ તેમ જ રક્ષણ કરનારી છે.

'કવચ'નો સામાન્ય અર્થ બખ્તર કે રક્ષણનુ સાધન
છે મત્ર-પરત્વે તેનો અર્થ સર્વ અગોનુ રક્ષણ કરનાર સ્તુતિ
થાય છે માન્ત્રિકોમા એક ઉક્તિ પ્રસિદ્ધ છે કે "मन्त्रेण म्रियते
योगी, रक्ष्यते कवचैर्यतः।" એટલે "માત્ર મત્ર-આરાધનથી
યોગીને મરવાનો પ્રસગ આવી પડે છે, જ્યારે 'કવચો'વડે
તેનું રક્ષણ થાય છે" તાત્પર્ય કે મત્ર-સાધનામા 'કવચ'
અતિ અગત્યની વસ્તુ છે આ 'કવચો' મત્રના દેવતા-ભેદે
જુદા જુદા પ્રકારના હોય છે *

સામાન્ય રીતે કવચોમા શીર્ષ, વદન, કઠ, હૃદય, હાથ
અને પગ એ રીતે ષડગ ગણવામા આવે છે અને તેનુ રક્ષણ
થાય છે તે જ રીતે અહીં જનતાના દેહના છ અગની ગણ
તરી રાખી હોય તેમ જણાય છે તેમણે (૧) સકલસઘને
જનતાનુ મસ્તક સમજીને રક્ષા માગી છે (૨) સાધુઓને
જનતાનુ વદન સમજીને રક્ષા માગી છે (૩) ભવ્ય-ઉપાસકોને

* તત્રસાર સ્તોત્ર, કવચ-પ્રકરણ

હૃદય સમજીને રક્ષા માગી છે (૪) સત્ત્વશાલી ઉપાસકોને હાથ સમજીને રક્ષા માગી છે. (૫) જંતુ ઉપાસકોને પગ સમજીને રક્ષા માગી છે (૬) સમ્યગ્‌દૃષ્ટિઓને કંઠ સમજીને રક્ષા માગી છે અને (૭) સામાન્ય જનતાને સકલ દેહ સમજીને રક્ષા માગી છે આ રીતે તેમણે જગતનું મંગલ કરનારા ' કવચ 'ની અદ્‌ભુત પ્રકારે રચના કરી છે.

' વિજયા-જયા-નવરત્નમાલાનો બીજો વિભાગ અક્ષર-સ્તુતિનો' છે. તેમાં વિજયા-જયા દેવીને ઉદ્‌બોધન કરવામાં આવ્યું છે કે ' હે દેવી ! તું ઉપર જણાવેલા તમામ લોકોનું નીચેના ભયો તથા ઉપદ્રવોમાંથી રક્ષણ કર –

(૧) અતિવૃષ્ટિ, પાણીના પૂર કે બીજી કોઈ પણ રીતે ઉત્પન્ન થતો ' જલ-ભય '. (૨) એકાએક આગ ફાટી નીકળવી, દવ પ્રકટવો કે બીજી કોઈ પણ રીતે ઉત્પન્ન થતો ' અગ્નિ-ભય '. (૩) સ્થાવર કે જંગમ ' વિષ-ભય ' (૪) જુદી જુદી જાતના સાપો તરફથી થતો ' વિષધર-ભય ' (૫) ગોચરમાં વિશિષ્ટ સ્થાને પડેલા ગ્રહો તરફથી થતો ' ગ્રહચાર-ભય '. (૬) જુદા જુદા અનેક કારણોથી ઉત્પન્ન થતો ' રાજભય ' (૭) જુદા જુદા અનેક કારણોથી ઉત્પન્ન થતો ' રોગ-ભય '. (૮) લડાઈ કે ' યુદ્ધનો ભય '. (૯) રાક્ષસનો ઉપદ્રવ (૧૦) શત્રુ-સમૂહનો ઉપદ્રવ. (૧૧) મરકી કે અન્ય જીવલેણ રોગ ફાટી નીકળવાથી ઉત્પન્ન થતો મારીનો ઉપદ્રવ (૧૨) ચોર-ડાકુ તથા ધાડપાડુ વગેરેનો ઉપદ્રવ (૧૩) સાત પ્રકારની ઈતિઓથી ઉત્પન્ન થતો ઉપદ્રવ

(૧૪) સિંહ, વાઘ, વરુ, રીંછ વગેરે શિકારી પશુઓથી ઉત્પન્ન થતો ઉપદ્રવ, અને (૧૫-૧૬) ભૂત, પિશાચ તથા શાકિનીઓ વગેરેનો ઉપદ્રવ.

સ્તવકારે નવરત્નમાલાની અક્ષર-સ્તુતિની ત્રીજી ગાથામા એટલે સ્તવની ચૌદમી ગાથામાં દેવીને ત્રિગુણાત્મક તરીકે સંબોધીને તથા તેની આરાધનાનો મૂલમંત્ર—'ॐ નમો નમો ह्रॉं ह्रीं ह्रूँ ह्रः य. क्ष ह्रीं फट् फट् स्वाहा।' આપીને જણાવ્યુ છે કે 'હે મંત્રસ્વરૂપિણી દેવી! તું અહીં રહેલા લોકોને ઉપર જણાવેલી શિવ, શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, સ્વસ્તિને કર! કર!!'

અક્ષર-સ્તુતિની છેલ્લી ગાથામાં જણાવ્યુ છે કે આ રીતે જ્યારે વિવિધ નામ-મંત્ર અને અક્ષર-મંત્ર-પૂર્વક (વિજયા-) જયા દેવીની સ્તુતિ કરવામાં આવે છે, ત્યારે તે શ્રીશાંતિનાથ ભગવાનને નમસ્કાર કરનારાઓના તમામ ઉપદ્રવોની શાંતિ કરે છે તાત્પર્ય કે જેઓ શ્રીશાંતિનાથ ભગવાનને ઉપર જણાવ્યા તેવા નામમંત્ર પ્રધાન-વાક્યો વડે નમસ્કાર કરે છે અને ત્યારપછી દેવીની નામમંત્ર-સ્તુતિ અને અક્ષરમંત્ર-સ્તુતિ કરે છે, તેઓના તમામ ઉપદ્રવો દેવી દ્વારા શાંત થાય છે, તેથી છેલ્લો નમસ્કાર શ્રીશાંતિનાથ ભગવાનને જ કરવો ઉચિત છે આ રીતે આદિ-મંગલની માફક અંત્ય-મંગલ પણ સ્તવકારે ખૂબી-પૂર્વક કર્યું છે અને જે નામથી પ્રારંભ કર્યો હતો તેને જ છેડે લાવી મંત્રના 'પલ્લવ'નો નિયમ પણ સાચવ્યો છે.

આ પ્રકારના માંત્રિક સ્તવોનુ ફલ સ્પષ્ટ રીતે બતાવવું જોઈએ, તેથી સ્તવકારે સ્તવની સોળમી અને સત્તરમી ગાથામાં સ્તવની ફલ-શ્રુતિ બતાવી છે. તેમાં તેમણે સ્પષ્ટ કહ્યું છે કે—આ સ્તવ મે પૂર્વ સૂરિઓએ ગુરુ-આમ્નાય-પૂર્વક પ્રકાશિત કરેલાં મંત્રપદોથી ગૂથેલુ છે. જેની ભક્તિ એટલે બહિર્યોગ, વિધિ-વિધાન કે અનુષ્ઠાન કરવાથી સલિલાદિ આઠ પ્રકારના ભયોનો તથા રાક્ષસાદિ આઠ પ્રકારના ઉપદ્રવોનો નાશ થાય છે, તેમ જ તુષ્ટિ અને પુષ્ટિની સિદ્ધિ પણ થાય છે, અને જે મનુષ્યો તેનો નિરંતર ભાવના-પૂર્વક પાઠ કરે છે કે ભાવના-પૂર્વક તેને બીજાની પાસેથી સાંભળે છે કે મંત્રયોગના નિયમ મુજબનો અંતર્યોગ કરતાં ' મહાભાવ-સમાધિ ' સુધી પહોચે છે, તેને નિશ્ચય-પૂર્વક ' શાતિપદ 'ની પ્રાપ્તિ થાય છે, અને તેમ થતા શ્રીમાનદેવસૂરિને પણ સત્પુરુષાર્થમા નિમિત્ત થવા બદલ ઉત્કૃષ્ટ ' શાતિપદ 'ની પ્રાપ્તિ થવાનો સંભવ છે

શ્રીમાનદેવસૂરિએ આ સ્તવની રચના મંત્ર-શાસ્ત્રના સિદ્ધ નિયમો મુજબ કરીને તેના પરના પોતાના અપૂર્વ પ્રભુત્વની અચૂક સાબિતી આપી છે અને આઠ, સોળ તથા ચોવીસની સંખ્યાનો અતિ કુશલતાથી ઉપયોગ કરીને પોતાની અદ્વિતીય પ્રતિભા પણ સિદ્ધ કરી છે તેમણે મંગલાચરણમાં આઠ ' શ '* વાપર્યા છે, પછી ' નામમંત્ર-સ્તુતિ'મા ૧૬ વિશેષણો-વડે શ્રીશાતિનાથ ભગવાનની સ્તુતિ કરી છે, કે જેઓ સોળમા

* તૈત્તિરીય ઉપનિષદ્‌ની શિક્ષાવલ્લીના પ્રથમ અનુવાકમા નીચેની સ્તુતિ આવે છે, જેમા પણ બરાબર આઠ ' श 'ના ઉપયોગ થયેલા છે :

તીર્થંકર છે. વળી ભયની ગણતરીમાં પણ સોળની સંખ્યાનો જ ઉપયોગ કર્યો છે અને દેવીની સ્તુતિમા ચોવીસ નામોની યોજના કરી છે આ ઉપરાત તેમણે 'इति,' 'च' વગેરે અવ્યયોનો ઉપયોગ ઘણી જ કુશળતાથી કરેલો છે, જે ભાષા-વિશારદોને અતિ ચકિત કરનારો છે.

આ સ્તવ ઉપર શ્રીહર્ષકીર્તિસૂરિએ વિ. સ ૧૬૨૮માં, વાચનાચાર્ય શ્રીગુણવિનયે વિ. સ. ૧૬૫૮માં, શ્રીસિદ્ધિચન્દ્ર-ગણિએ વિ. સ. ૧૬૯૦ની આસપાસ અને ધર્મપ્રમોદગણિએ પણ લગભગ તે જ અરસામા ટીકાઓ રચેલી છે તેમ જ કોઈએ અવચૂરિ રચ્યાની નોધ પણ જૈન-સાહિત્યમા જોવામા આવે છે

સક્ષિપ્તમાં આ સ્તવ ઉત્તમ કોટિનુ એક મત્રમય ચમત્કારિક સ્તવ અથવા શાતિતત્ર છે અને તે દૃષ્ટિએ તેનું મનન, પરિશીલન થવું ઘટે છે

## (૮) આધાર-સ્થાન

આ સ્તવ વીર-નિર્વાણની સાતમી સદીમાં પ્રભુ મહાવીરની ઓગણીસમી પાટે વિરાજેલા પ્રભાવક આચાર્યવર શ્રીમાન-દેવસૂરિએ રચેલુ છે

---

" ॐ श नो मित्र । श वरुण । श नो भवत्वर्यमा । शं नो इन्द्रो बृहस्पति । शं नो विष्णुरुरुक्रम । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्ष ब्रह्मासि । त्वामेव प्रत्यक्ष ब्रह्म वदिष्यामि । ऋत वदिष्यामि । सत्य वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ॥ ॐ शान्ति शान्ति शान्ति ॥

# ४३ पासनाह-जिण-थुई

## [ पार्श्वनाथ-जिन-स्तुतिः ]

## ચઉક્કસાય સૂત્ર

### (१) મૂલપાઠ *

चउक्कसाय-पडिमल्लुल्लूरणु,
दुज्जय-मयण-बाण-मुसुमूरणु ।
सरस-पियंगु-वण्णु गय-गामिउ,
जयउ पासु भुवणत्तय-सामिउ ॥ १ ॥

जसु तणु-कंति-कडप्प सिणिद्धउ,
सोहइ फणि-मणि-किरणालिद्धउ ।
नं नव-जलहर तडिल्लय-लंछिउ,
सो जिणु पासु पयच्छउ वंछिउ ॥ २ ॥

---

* આ સૂત્ર પોથી ક્રમાંક ७, ११ २३ તથા २४मा આપેલું છે.

પોથી ક્રમાંક ३९ના છેડે આ સૂત્ર પાછળથી લખાયેલુ છે, જેમાં નીચે મુજબ પાચ અશૂદ્ધ ગાથાઓ જણાય છે .—

चउक( क्क )साय-पडिमल्लइ ल्लरण ।
दुज्जयमयण-बाण-मसमूरण ॥
मर( स )-पियगु-व( व )न्न गयगामी ।
जयओ पास ! भुवणत्तय-सामी ॥ १ ॥

## ( ૨ ) સંસ્કૃત-છાયા

चतुष्कषाय-प्रतिमल्ल-त्रोटन ,
दुर्जेय-मदन-बाण-भञ्जन ।
सरस-प्रियङ्गु-वर्ण गज-गामी,
जयतु पार्श्व. भुवन-त्रय-स्वामी ॥ १ ॥

---

जय जिणेस ! पुहवीतलिमडल ।
जय जिण ! दुट्ठकमठ-मय-खडण ॥
जगसमुद्द अइदुत्तर-तारण ।
चउगयगमणहरण भय-वा( १ वा )रण ॥ २ ॥
जसु तणुम्ति-कडप्प-मणिद्धो ।
सोहइ फणि-मणि-किरणालद्धो ॥
निम्मल-जलहर-तडुल्लय-लच्छिय ।
सो जिण-पास ! पइछओ वछिय ॥ ३ ॥
कुट्ठाइरोगानल-घण-हर ।
कम्मइ( मठ )रत्तिविणासण-दिणयर ॥
अरियण-अट्ठकम्म-दल-चूरण ।
अप्पओ बोहिवीय-फल पूरण ॥ ४ ॥
जो ज्झायइ तिदि( वि )हेण त्तिकालइ ।
सपइ लच्छि हुवइ वहुआलइ ॥
भत्तइ भद्दवाहुगणि-रइय ।
सुद्ध पासनाहजिण-थुईय ॥ ५ ॥
इति पासजिणस्तव सपूर्णं ।
नमो जिणपासविसहर धरणिंद-पदमावती-वदी( दि )य चरण ।
सुह-शु( सु )द्धि-वुद्धि-सपइ कुरु २ श्रीपासजिण-फुडं स्वाहा ॥
जाप्प १०८ ॥

यस्य तनु-कान्ति-कलाप स्निग्ध',
शोभते फणि-मणि-किरणाश्लिष्ट ।
ननु नव-जलधरः तडिल्लता-लाञ्छित',
स जिनः पार्श्व प्रयच्छतु वाञ्छितम् ॥ २ ॥

## (૩) ગુજરાતી છાયા

ચાર કષાયો[ રૂપ ] પ્રતિમલ્લો( શત્રુઓ )ને ઉખેડનાર,
દુર્જય મદનના બાણોને ભાગનાર,
સુંદર પ્રિયગુના જેવા વર્ણવાળા, ગજગામી,
જય પામો પાર્શ્વનાથ ત્રિભુવનના સ્વામી. ૧.

જેમના શરીરનુ કાન્તિ-મડળ સ્નિગ્ધ છે,
( અને ) ફણિ-( ફણાઓ ) મણિના કિરણોથી વ્યાપ્ત છે,
જાણે ન હોય નવો જલધર વીજળીરૂપ લતાથી સહિત!
( એવા ) તે જિનેશ્વર પાર્શ્વનાથ આપો વાછિતોને. ૨.

## (૪) સામાન્ય અને વિશેષ અર્થ.

**चउक्कसाय-पडिमल्लुल्लूरणु** –[ चतुष्कषाय-प्रतिमल्ल-त्रोटन ]
–ચાર કષાયરૂપ શત્રુ-યોદ્ધાનો નાશ કરનાર.

चतुष्कपाय એ જ प्रातिमल्ल તે चतुष्कपाय-प्रातिमल्ल તેનુ त्रोटन તે चतुष्कपाय-प्रतिमल्ल-त्रोटन. । चतुष्कपाय – ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો प्रतिमल्ल – ' प्रतिकूलो मल्ल ' – સામે લડનારો મલ્લ, શત્રુ યોદ્ધો त्रोटन –તોડનાર, નાશ કરનાર. तुड् – તોડવુ ધાતુનો પ્રાકૃતમા उल्लूरइ આદેશ થયેલો છે ( સિ. હે. પ્રા. વ્યા. ૮-૪-૧૧૬ ) ।

दुज्जय-मयणवाण-मुसुमूरणु - [ दुर्जय मदनबाण-भञ्जन ]- મુશ્કેલીથી જિતાય એવા કામદેવના બાણોને તોડી નાખનાર.

दुर्जय એવાં मदनबाण તે दुर्जय-मदनबाण, તેનો भञ्जन તે दुर्जय-मदनबाण-भञ्जन। दुर्जय - જેનો જય દુઃખે કરીને - મુશ્કેલીએ થાય તે. मदनबाण - મદનનાં બાણ, કામ-વાસનાના હલ્લા. 'माद्यत्यनेनेति मदन.' — જેના વડે ઉન્મત્ત થવાય તે મદન. તેવી વસ્તુઓ અનેક છે, પણ વિશિષ્ટ પ્રકારે કામ-વાસના વડે ઉન્મત્ત થવાય છે, તેથી કામ-વાસનાને મદન કહેવામા આવે છે. 'मदनो मन्मथो मारः' (અમર-કોષ). बाण - તીર. જેનાથી કામદેવની ચોટ લાગે એટલે કે મન પર કામ-વાસનાનો હલ્લો થાય, તેને મદન-બાણ કહેવાય છે. भञ्जन - ભાંગી નાખનાર. અહીં भञ्ज् - ભાંગવુ ધાતુનો પ્રાકૃતમા मुसुमूर એવો આદેશ થાય છે (સિ હે. પ્રા વ્યા. ૮-૪-૧૦૬).

सरस-पियंगु-वण्णु - [ सरस-प्रियङ्गु-वर्णः ] - સરસ પ્રિયંગુ-ના જેવા રંગવાળા.

सरस એવી प्रियङ्गु તે सरस-प्रियङ्गु. તેનો वर्ण તે सरस-प्रियङ्गु-वर्ण. सरस - તાજી, નવી. प्रियङ्गु - વનસ્પતિ-વિશેષ. वर्ण-રંગ.

गय-गामिउ - [ गज-गामी ] - હાથીના જેવી ગતિવાળા.

'गजस्य गमनम् इव गमन यस्यासौ गजगामी।'

'ગજની ચાલ જેવી ચાલ છે જેમની, તે ગજગામી'

गज – હાથી.

**जयउ** – [ जयतु ] – જય પામો.

**पासु** – [ पार्श्व ] – શ્રીપાર્શ્વનાથ.

**भुवणत्तय-सामिउ** – [ भुवनत्रय-स्वामी ] – ત્રણ ભુવનના નાથ.

भुवनत्रयના स्वामी, તે भुवनत्रय-स्वामी, भुवनत्रय – ત્રણ ભુવન. स्वामी – નાથ.

**जसु** – [ यस्य ] – જેનો.

**तणु-कंति-कडप्प** – [ तनु-कान्ति-कलाप ]–શરીરનું તેજો-મંડલ

तनुની कान्ति તે तनु-कान्ति. તેનો कलाप તે तनु-कान्ति-कलाप. तनु – શરીર कान्ति – તેજ. कलाप – મંડલ.

**सिणिद्धउ** – [ स्निग्ध ] – કોમલ, મનોહર.

**सोहइ** – [ शोभते ] – શોભે છે.

**फणि-मणि-किरणालिद्धउ** – [ फणि-मणि-किरणाश्लिष्टः ]– નાગની ફેણ ઉપર રહેલા મણિના કિરણોથી યુક્ત.

फणि નો मणि ते फणि – मणि. તેના किरण ते फणि-मणि-किरण. તેનાથી आश्लिष्ट ते फणि – मणि-किरणाश्लिष्ट.

फणिन्–સર્પ. मणि–(માથામાં રહેલો) મણિ. आश्लिष्ट–સંબંધિત, યુક્ત.

**नं** – [ ननु ] – ખરેખર. જાણે કે–( ઉત્પ્રેક્ષાલંકાર ).

**नव-जलहर** – [ नव-जलधर ] – નવીન મેઘ.

नव जलधर, ते नव-जलधर. नव – નૂતન, નવીન जलधर – વરસાદ, મેઘ

**तडिल्लय-लंछिउ** – [ तडिल्लता-लाञ्छित ] – વીજળી વડે સહિત.

तडिल्लताथी लाञ्छित ते तडिल्लता-लाञ्छित. तडिल्लता – વીજળી. लाञ्छित – યુક્ત, સહિત.

**सो** – [ स ] – ते.

**जिणु** – [ जिन ] – જિન

**पासु** – [ पार्श्व ] – શ્રીપાર્શ્વનાથ.

**पयच्छउ** – [ प्रयच्छतु ] – આપો.

**वंछिउ** – [ वाञ्छितम् ] – વાછિત, ઇચ્છેલું.

### (૫) અર્થ-નિર્ણય

**सरस-पियंगु-वण्णु** – નવી પ્રિયંગુ જેવા નીલ વર્ણના.

શ્રીહેમચંદ્રાચાર્યે રચેલા શ્રીવીતરાગ-સ્તવના સહજા-તિશય વર્ણનમાં નીચેનો શ્લોક આવે છે :—

" प्रियङ्गु-स्फटिक-स्वर्ण-पद्मरागाञ्जन-प्रभ ।
प्रभो ! तवाधौतशुचिः, काय कमिव नाक्षिपेत् ? ॥ "

'હે પ્રભો ! પ્રિયંગુ, સ્ફટિક, સ્વર્ણ, પદ્મરાગ અને અંજનના જેવી પ્રભાવાળી તમારી ધોયા વગરની નિર્મળ કાયા કોને આશ્ચર્ય પમાડતી નથી ?'

અહીં પ્રિયંગુનો અર્થ વિવરણકર્તા શ્રીપ્રભાનન્દે ફલિની-લતા કરેલો છે 'तत्र प्रियङ्गु फलिनीलता ।' અને તેના પર અવચૂરિ રચનાર શ્રીવિશાલરાજે નીલવર્ણવાળું વૃક્ષ કરેલો છે. 'प्रियङ्गुर्नीलवर्णो वृक्ष ।' એટલે પ્રિયંગુ શબ્દથી અહીં નીલવર્ણવાળી વિશિષ્ટ વનસ્પતિ સમજવાની છે.*

---

* શ્રીહેમચંદ્રાચાર્યે અભિધાનચિંતામણિના ચોથા કાંડમાં જણાવ્યું છે કે 'प्रियङ्गु फलिनी श्यामा' ( શ્લો ૨૧૫ ), એટલે પ્રિયંગુના અપર-નામો ફલિની અને શ્યામા છે પંડિતરાજ અમરસિંહે અમરકોષના બીજા કાંડમાં પ્રિયંગુના પર્યાય શબ્દો આ મુજબ આપેલા છે . ' श्यामा, महिलाह्वया, लता, गोवन्दनी, गुन्द्रा, फलिनी, फली, विष्वक्सेना कारम्भा અને પ્રિયક રઘુવંશના આઠમા સર્ગમાં કવિ કાલિદાસે ફલિની શબ્દનો પ્રયોગ કર્યો છે.

मिथुन परिकल्पित त्वया सहकार-फलिनी च नन्विमौ ।
अविधाय विवाहसत्क्रियामनयोर्गम्यत इत्यसाम्प्रतम् ॥ ६१ ॥

અહીં ફલિનીનો અર્થ સુપ્રસિદ્ધ ટીકાકાર મલ્લિષેણે પ્રિયङ्गुलता કરેલો છે

## ( ૬ ) અર્થ-સંકલના

ચાર કષાયોરૂપી શત્રુ-યોદ્ધાનો નાશ કરનાર, મુશ્કેલીથી જિતાય એવા કામદેવના બાણોને તોડી નાખનાર, નવી પ્રિયંગુલતાના જેવા વર્ણવાળા, હાથીના જેવી ગતિવાળા, ત્રણ ભુવનના સ્વામી, શ્રીપાર્શ્વનાથ જય પામો. ૧.

---

સુશ્રુતસંહિતામાં પ્રિયંગુ-શબ્દનો પરિચય ત્રણ રીતે આપવામાં આવ્યો છે: (૧) તે એક પ્રકારનું ધાન્ય છે 'प्रियङ्गु' 'कङ्गुनिका' इति लोके' (અધ્યાય ૪૬, સૂત્ર ૨૧, ટીકા) (૨) તે એલાદિ-વર્ગની સુગંધી વનસ્પતિ છે. 'एला-तगर-कुष्ठ-मासी-ध्यामक-त्वक्पत्र-नागपुष्प-प्रियङ्गु-हरेणुका-व्याघ्रनख-शुक्ति-चण्डा-स्थौणेयक-श्रीवेष्टक-चोच-चोरक-वालुक-गुग्गुलु-सर्जरस-तुरुष्क-कुन्दुरुक-अगुरु-स्पृक्कोशीर-भद्रदारु-कुङ्कुमानि-पुन्नाग-केशर चेति (અધ્યાય ૩૮. સૂ. ૨૪) (૩) તે દીર્ઘમૂલા વનસ્પતિ છે. 'प्रियङ्गु-समाधातकी-पुन्नाग-नागपुष्प-चन्दन-कुचन्दन मोच-रस-रसाञ्जन-कुम्भीक-स्रोतोज-पद्मकेसर-योजनवल्ल्यो दीर्घमूलाश्चेति' (अ. ૩૮) આ પરિચયમાંથી એટલું જાણી શકાય છે કે પ્રિયંગુ-શબ્દ કાંગ નામના ધાન્યને માટે પણ વપરાય છે, પરંતુ તે અહીં ઉપયુક્ત નથી, જ્યારે પ્રિયંગુ એ સુગંધી-વર્ગની વનસ્પતિ છે અને તે લાંબા મૂળવાળી છે, એ હકીકત પ્રિયંગુનો નિર્ણય કરવામાં ઉપયોગી છે

સુશ્રુતસંહિતાનો આ પરિચય તથા શ્રીહેમચંદ્રાચાર્યે આપેલા નામોનો વિચાર કરતાં પ્રિયંગુનું સ્વરૂપ નીચે મુજબ સમજાય છે:

(૧) પ્રિયંગુ, શ્યામા અને ફલિની તેનાં નામો છે
(૨) તે સુગંધી-વર્ગની વનસ્પતિ છે.
(૩) તે દીર્ઘમૂળવાળી છે.
(૪) તે રંગે શ્યામ-નીલ છે.
(૫) તેને ફલો આવે છે.

જેઓના શરીરનું તેજોમંડલ મનોહર છે, જે નાગના મણિના કિરણોથી યુક્ત છે, જે વીજળીથી યુક્ત નવો મેઘ હોય તેવા શોભે છે, તે શ્રીપાર્શ્વજિન મનોવાછિત ફલને આપો. ૨

## (૭) સૂત્ર-પરિચય

શ્રીપાર્શ્વજિનની સ્તુતિ-નિમિત્તે રચાયેલુ આ સૂત્ર 'पासनाह-जिण-थुई' એટલે 'श्रीपार्श्वनाथ-जिन-स्तुति'ના નામથી ઓળખાય છે * તેના પ્રારંભિક શબ્દો પરથી તે 'ચઉક્કસાય સૂત્ર'ના નામથી પણ પ્રસિદ્ધ છે.

આ સૂત્રનો મુખ્ય ઉપયોગ છેલ્લા એટલે સાતમા ચૈત્ય-વંદન વખતે કરવાનો હોય છે. સાત ચૈત્યવંદનો સંબંધી શ્રીમહાનિશીથ-ભાષ્યમા કહ્યુ છે કે :—

"पडिक्कमणे चेइअ-जिमण-चरिम-पडिक्कमण-सुअण-पडिबोहे ।
चिइवदण इअ जइणो, सत्त उ वेला अहोरत्ते ॥
पडिक्कमओ गिहिणो वि हु, सगवेला पचवेल इयरस्स ।
पूआसु तिसझासु अ, होइ ति-वेला जहन्नेण ॥"

---

આ સ્વરૂપ કાળીવેલના નામથી ઓળખાતા કાળી ઉપરસાલના વેલાને બરાબર લાગુ પડે છે, કારણ કે (૧) તેને સંસ્કૃતમા શ્યામા, કોરણી-મા સુગન્ધકાવલી કે શ્યામી, હિન્દીમાં ગૌરીસર કે કાલીસર અને બંગાળી-માં અનન્તમૂળ કે શ્યામાલતા કહે છે, (૨) તેમાં એક પ્રકારની સુગંધી હોવાથી તે 'સુગન્ધા' પણ કહેવાય છે, (૩) તેનાં મૂળ દીર્ઘ હોય છે, (૪) તેનો વેલો રંગે શ્યામ હોય છે અને (૫) તેને લાબી શિંગો પણ આવે છે.

* જુઓ મૂલપાઠ નીચેની પાદનોંધ

'એક અહોરાત્રમાં સાધુએ સાત વાર ચૈત્યવંદન કરવાનાં હોય છે. તે આ રીતે: (૧) પ્રભાતના પ્રતિક્રમણમા, (૨) મન્દિરમા, (૩) ભોજન પહેલાં (પચ્ચકખાણુ પારવાંના સમયે), (૪) દિવસ-ચરિમ (ગોચરી કર્યા પછી), (૫) દૈવસિક પ્રતિક્રમણમાં, (૬) શયન-સમયે અને (૭) જાગીને. બે વાર પ્રતિક્રમણ કરનાર શ્રાવકને પણ સાત વાર ચૈત્યવંદન હોય છે, તેમ ન કરનારને પાંચ વાર હોય છે અને ત્રિસંધ્યાએ પૂજન કરનારને ત્રણ વાર હોય છે. શ્રાવકને જઘન્યથી ત્રણ વાર ચૈત્યવંદન કરવાનુ હોય છે [સાત ચૈત્યવંદનની ગણતરી આ રીતે થાય છે: ૧-૨ સૂતાં-જાગતા. ૩-૪ બે વાર આવશ્યકમાં. ૫-૬-૭ ત્રિકાલ પૂજન કરતી વખતે.]

સાધુઓ સાતમું ચૈત્યવંદન સંથારા-પોરિસી ભણાવતી વખતે કરે છે, જ્યારે શ્રાવકો સૂતી વખતે સાતમું ચૈત્યવંદન કરવાનું ચૂકી ન જવાય તેટલા માટે દેવસિય-પડિક્કમણના અંતમા સામાયિક પારતી વખતે લોગસ્સ કહ્યા પછી પ્રસ્તુત સૂત્ર વડે કરી લે છે

આ ચૈત્યવંદનમાં શ્રીપાર્શ્વનાથની વિવિધ રીતે સ્તુતિ કરવામાં આવી છે પ્રથમ તો તેમને ચાર કષાયરૂપી શત્રુ-યોદ્ધાઓને જિતનારા જણાવ્યા છે, કારણ કે જ્યાં સુધી કષાયો જિતાય નહિ, ત્યા સુધી નિર્મળ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી આત્મા મલ્લ છે, તો કષાયો પ્રતિમલ્લ છે. એટલે તેના પર વિજય મેળવવો જ જોઈએ પછી તેમને કામદેવ પર વિજય મેળવનારા જણાવ્યા છે, કારણ કે કષાય પર જય

મેળવવાનુ જેટલુ જરૂરી છે, તેટલુ જ જરૂરી નવ નોકષાયો પર વિજય મેળવવાનુ છે અને તેમાં મુખ્યતા મદન કે કામની છે. આ રીતે શ્રીપાર્શ્વનાથ પ્રભુ ચારિત્રમોહનીયની ૨૫ પ્રકૃતિઓ પર તેમ જ ઉપલક્ષણથી દર્શનમોહનીયની ૩ પ્રકૃતિઓ પર એમ કુલ મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓ પર વિજય મેળવનાર હોઈ સંપૂર્ણ શુદ્ધ અખંડ ચારિત્રવાન છે, તેથી સૂતી વખતે તેમનુ સ્મરણ આ રીતે કરવું એ ચારિત્ર-શુદ્ધિ માટે ઘણુ જ ઉપકારક છે વળી શ્રીપાર્શ્વનાથ પ્રભુ પ્રિયંગુલતા જેવા નીલ આભાવાળા છે, હાથીના જેવી સુંદર ચાલવાળા છે અને ત્રણ ભુવનના સ્વામી છે. તેમનો જય ઇચ્છવા વડે આર્હન્ત્યનો અથવા ચારિત્રધર્મનો જય ઇચ્છવામાં આવ્યો છે સમ્યગ્-દૃષ્ટિવાળો મનુષ્ય હમેશા એ જ ઇચ્છા રાખે છે કે જગતમા ચારિત્રધર્મની વૃદ્ધિ થાય અને તે રીતે દરેક આત્મા પોતાનુ આત્યંતિક કલ્યાણ કરે

બીજી ગાથામાં શ્રીપાર્શ્વનાથના બાહ્ય સ્વરૂપનુ કે દેહનુ વર્ણન કરવામા આવ્યુ છે. શ્રીપાર્શ્વનાથના શરીરમાંથી અપૂર્વ તેજોમંડળ પ્રસ્ફુટિત થઈ રહ્યુ છે તે અતિમનોહર એટલે નેત્રોને મુગ્ધ કરે તેવુ છે વળી તેમના મસ્તક પર ધરણેન્દ્રની ફેણો છત્રરૂપે રહેલી હોવાથી, તેમજ તેની અંદર રહેલા મણિ-ઓમાંથી અનેરી દિવ્ય પ્રભા નીકળતી હોવાથી તેઓ એવા સુંદર લાગે છે કે જાણે વીજળીના ચમકારાથી યુક્ત નવીન મેઘ ઊમટ્યો હોય ! આવા નીલપ્રભાવાળા અને ધરણેન્દ્રની સેવાથી યુક્ત એવા શ્રીપાર્શ્વનાથ મનો-વાંછિત ફલની સિદ્ધિ

કરે, એ છેલ્લી અભિલાષા-પૂર્વક ચૈત્યવંદનની પૂર્ણાહુતિ કરવામાં આવી છે

## (૮) આધાર-સ્થાન

આ સૂત્રનુ આધાર-સ્થાન જાણી શકાયુ નથી. સૂત્રની ભાષા અપભ્રંશ છે.

વિક્રમની અઢારમી સદીમા થયેલા ઉપાધ્યાય શ્રીમેઘવિજય ગણિએ* 'મેઘ-મહોદય' અપરનામ 'વર્ષ-પ્રબોધ'મા આ બંને પદ્યોને મેઘાકર્ષણ-વૃદ્ધયંત્રની સ્થાપનામા ઉદ્ધૃત કર્યાં છે અને તેને ગણવાનો વિધિ બતાવેલો છે.

---

* પ. ભગવાનદાસ જૈન જયપુરવાળા તરફથી પ્રકાશિત

# ४४ भरहेसर-सज्झाओ

## भरतेश्वर-स्वाध्यायः

## ભરહેસર-બાહુબલી-સજ્ઝાય

(१) મૂલ-પાઠ

(ગાથા)

भरहेसर वाहुवली, अभयकुमारो अ ढंढणकुमारो ।
सिरिओ अणिआउत्तो, अइमुत्तो नागदत्तो अ ॥ १ ॥
मेअज्ज थूलभद्दो, वयररिसी नंदिसेण सीहगिरी ।
कयवन्नो अ सुकोसल, पुंडरिओ केसि करकंडू ॥ २ ॥
हल्ल विहल्ल सुदंसण, साल महासाल सालिभद्दो अ ।
भद्दो दसण्णभद्दो, पसण्णचंदो अ जसभद्दो ॥ ३ ॥
जंवुपहु वंकचूलो, गयसुकुमालो अवंतिसुकुमालो ।
धन्नो इलाइपुत्तो, चिलाइपुत्तो अ वाहुमुणी ॥ ४ ॥
अज्जगिरी अज्जरक्खिअ, अज्जसुहत्थी उदायगो(णो) मणगो ।
कालयसूरी संवो, पज्जुण्णो मूलदेवो अ ॥ ५ ॥
पभवो विण्हुकुमारो, अद्दकुमारो दढप्पहारी अ ।
सिज्जंस कूरगड्डू अ, सिज्जंभव मेहकुमारो अ ॥ ६ ॥
एमाइ महासत्ता, दिंतु सुहं गुण-गणेहिं संजुत्ता ।
जेसिं नाम-ग्गहणे, पाव-पवंधा विलय जंति ॥ ७ ॥

सुलसा चंदणबाला, मणोरमा मयणरेहा दमयंती ।
नमयासुंदरी सीया, नंदा भद्दा सुभद्दा य ॥ ८ ॥
राय( इ )मई रिसिदत्ता, पउमावइ अंजणा सिरीदेवी ।
जिट्ठ सुजिट्ठ मिगावइ, पभावई चिल्लणादेवी ॥ ९ ॥
बंभी सुंदरी रुप्पिणी, रेवइ कुंती सिवा जयंती अ ।
देवइ दोवइ धारणी, कलावई पुप्फचूला य ॥ १० ॥
पउमावई अ गोरी, गंधारी लक्खमणा सुसीमा य ।
जंबूवई सच्चभामा, रुप्पिणी कण्हट्ठ महिसीओ ॥११॥
जक्खा य जक्खदिन्ना, भूआ तह चेव भूअदिन्ना अ ।
सेणा वेणा रेणा, भइणीओ थूलभद्दस्स ॥ १२ ॥
इच्चाइ महासईओ, जयंति अकलंक-सील-कलिआओ ।
अज्ज वि वज्जइ जासिं, जस-पडहो तिहुअणे सयले ॥१३॥

## ( ૨ ) સંસ્કૃત-છાયા

भरतेश्वरः बाहुबली, अभयकुमार च ढण्ढणकुमार ।
श्रीयक' अर्णिकापुत्र., अतिमुक्तः नागदत्त· च ॥ १ ॥
मेतार्य· स्थूलभद्र:, वज्रर्षिः नन्दिषेण सिंहगिरि ।
कृतपुण्य च सुकोशल , पुण्डरीक. केशी करकण्डू ॥ २ ॥
हल्ल· विहल्ल· सुदर्शन , शाल महाशालः शालिभद्र च ।
भद्रः दशार्णभद्र , प्रसन्नचन्द्र च यशोभद्रः ॥ ३ ॥
जंबूप्रभुः वङ्कचूल , गजसुकुमालः अवन्तिसुकुमाल ।
धन्य. इलाचीपुत्र:, चिलातीपुत्र' च बाहुमुनिः ॥ ४ ॥

आर्यगिरिः आर्यरक्षित , आर्यसुहस्ती उदायन. मनकः ।
कालकसूरिः शाम्ब:, प्रद्युम्नः मूलदेव. च ॥ ५ ॥
प्रभव: विष्णुकुमार·, आर्द्रकुमार· दृढप्रहारी च ।
श्रेयास: कूरगडु: च, शय्यम्भव मेघकुमार च ॥ ६ ॥
एवम् आदय. महासत्त्वा:, ददतु सुख गुण-गणै सयुक्ता· ।
येषा नाम-ग्रहणे, पाप-प्रबन्धा. विलय यान्ति ॥ ७ ॥
सुलसा चन्दनबाला, मनोरमा मदनरेखा दमयन्ती ।
नर्मदासुन्दरी सीता, नन्दा भद्रा सुभद्रा च ॥ ८ ॥
राजिमती ऋषिदत्ता, पद्मावती अञ्जना श्रीदेवी ।
ज्येष्ठा सुज्येष्ठा मृगावती, प्रभावती चेल्लणादेवी ॥ ९ ॥
ब्राह्मी सुन्दरी रुक्मिणी रेवती कुन्ती शिवा जयन्ती च ।
देवकी द्रौपदी धारणी, कलावंती पुष्पचूला च ॥ १० ॥
पद्मावती च गौरी, गान्धारी लक्ष्मणा सुसीमा च ।
जम्बूवती सत्यभामा, रुक्मिणी कृष्णस्य अष्ट महिष्य ॥ ११ ॥
यक्षा च यक्षदत्ता, भूता तथा चैव भूतदत्ता च ।
सेना वेना रेणा, भगिन्य स्थूलभद्रस्य ॥ १२ ॥
इत्यादय महासत्य , जयन्ति अकलङ्क-शील-कलिता ।
अद्य अपि वाद्यते यासा, यश·-पटह त्रिभुवने सकले ॥ १३ ॥

## ( ૩ ) ગુજરાતી-છાયા

ભરતેશ્વર બાહુબલી, અભયકુમાર અને ઢંઢણકુમાર,
શ્રીયક અણિકાપુત્ર, અતિમુક્ત અને નાગદત્ત. ૧

મેતાર્ય સ્થૂલભદ્ર, વજ્રર્ષિ નંદિષેણ સિંહગિરિ;
કૃતપુણ્ય અને સુકોશલમુનિ, પુંડરીક કેશી કરકંડૂ ૨
હલ્લ વિહલ્લ સુદર્શન, શાલ મહાશાલ અને શાલિભદ્ર,
ભદ્ર દશાર્ણભદ્ર, પ્રસન્નચન્દ્ર અને યશોભદ્ર. ૩
જંબૂપ્રભુ વંકચૂલ, ગજસુકુમાલ અવન્તિસુકુમાલ,
ધન્ય ઇલાચીપુત્ર, ચિલાતીપુત્ર અને બાહુમુનિ ૪
આર્યગિરિ આર્યરક્ષિત, આર્યસુહસ્તી ઉદાયન મનક,
કાલકાચાર્ય શાંબ, પ્રદ્યુમ્ન અને મૂલદેવ. ૫
પ્રભવ વિષ્ણુકુમાર, આર્દ્રકુમાર અને દૃઢપ્રહારી,
શ્રેયાંસ કૂરગડુ, શય્યંભવ અને મેઘકુમાર. ૬
ઇત્યાદિ મહાસત્ત્વો, આપો સુખ ગુણ-ગણ વડે યુક્ત,
જેમનાં નામ લેવાથી, પાપ-પ્રબંધો નાશ પામે છે. ૭
સુલસા ચન્દનબાળા, મનોરમા મદનરેખા દમયન્તી,
નર્મદાસુન્દરી સીતા, નંદા ભદ્રા અને સુભદ્રા. ૮
રાજિમતી ઋષિદત્તા, પદ્માવતી અંજના શ્રીદેવી,
જ્યેષ્ઠા સુજ્યેષ્ઠા, મૃગાવતી પ્રભાવતી અને ચેલ્લણાદેવી ૯
બ્રાહ્મી સુંદરી રુક્મિણી, રેવતી કુંતી શિવા અને જયન્તી;
દેવકી દ્રૌપદી ધારિણી, કલાવતી અને પુષ્પચૂલા ૧૦
પદ્માવતી ગૌરી ગાન્ધારી, લક્ષ્મણા સુસીમા અને;
જંબૂવતી સત્યભામા, રુક્મિણી કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ. ૧૧
યક્ષા અને યક્ષદત્તા, ભૂતા અને તેમ જ ભૂતદત્તા,
સેના વેના રેણા, બહેનો સ્થૂલભદ્રની ૧૨
ઇત્યાદિ મહાસતીઓ, જય પામે છે નિષ્કલંક શીલે યુક્ત,
આજ પણ વાગે છે જેમનો, યશઃ-પટહ ત્રિભુવન સકલમાં. ૧૩

### (૪) સામાન્ય અને વિશેષ અર્થ

સરલ છે.

### (૫) અર્થ-નિર્ણય

સરલ છે.

### (૬) અર્થ-સંકલના

ભરતેશ્વર, બાહુબલી, અભયકુમાર, ઢંઢણકુમાર, શ્રીયક, અર્ણિકાપુત્ર, અતિમુક્ત અને નાગદત્ત. ૧.

મેતાર્યમુનિ, સ્થૂલભદ્ર, વજ્રઋષિ, નન્દિષેણ, સિંહગિરિ, કૃતપુણ્ય, સુકોશલમુનિ, પુંડરીક, કેશી અને કરકંડૂ (પ્રત્યેક-બુદ્ધ). ૨.

હલ્લ, વિહલ્લ, સુદર્શન (શેઠ), શાલ અને મહાશાલ મુનિ, શાલિભદ્ર, ભદ્રબાહુસ્વામી, દશાર્ણભદ્ર, પ્રસન્નચન્દ્ર રાજર્ષિ અને યશોભદ્રસૂરિ. ૩

જંબૂસ્વામી, વંકચૂલ રાજકુમાર, ગજસુકુમાલ, અવન્તિ-સુકુમાલ, ધન્નો(ન્ય), ઇલાચીપુત્ર, ચિલાતીપુત્ર અને બાહુમુનિ ૪

આર્યમહાગિરિ, આર્યરક્ષિત, આર્યસુહસ્તીસૂરિ, ઉદાયન રાજર્ષિ, મનકકુમાર, કાલકાચાર્ય, શામ્બકુમાર, પ્રદ્યુમ્નકુમાર અને મૂલદેવ (રાજા) ૫

પ્રભવસ્વામી, વિષ્ણુકુમાર, આર્દ્રકુમાર, દૃઢપ્રહારી, શ્રેયાંસ, કૂરગડુ સાધુ, શય્યંભવ-સ્વામી અને મેઘકુમાર ૬

એ વગેરે જે મહાપુરુષો અનેક ગુણોથી યુક્ત છે અને જેઓનાં નામ લેવાથી પાપના પ્રબંધો નાશ પામે છે, તે સુખને આપો. ૭.

સુલસા, ચન્દનબાળા, મનોરમા, મદનરેખા, દમયન્તી, નર્મદાસુંદરી, સીતા, નંદા, ભદ્રા અને સુભદ્રા. ૮.

રાજિમતી, ઋષિદત્તા, પદ્માવતી, અંજનાસુંદરી, શ્રીદેવી, જ્યેષ્ઠા, સુજ્યેષ્ઠા, મૃગાવતી, પ્રભાવતી અને ચેલ્લણા રાણી. ૯.

બ્રાહ્મી, સુંદરી, રુક્મિણી, રેવતી, કુંતી, શિવા, જયન્તી, દેવકી, દ્રૌપદી, ધારણી, કલાવતી અને પુષ્પચૂલા. ૧૦.

તથા પદ્માવતી, ગૌરી, ગાન્ધારી, લક્ષ્મણા, સુસીમા, જંબૂવતી, સત્યભામા, રુક્મિણી એ આઠ કૃષ્ણની પટ્ટ-રાણીઓ. ૧૧

યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેના, વેના અને રેણુ એ સાત સ્થૂલભદ્રની બહેનો ૧૨.

એ વગેરે નિષ્કલંક શીલને ધારણ કરનારી મહાસતીઓ જય પામે છે કે જેઓનો યશઃ-પટહ આજે પણ સમગ્ર ત્રણ ભુવનમા વાગે છે.

## (૭) સૂત્ર-પરિચય

સજ્ઝાય એટલે સ્વાધ્યાય—સ્વ+અધ્યાય સ્વ એટલે આત્મા, તેનુ હિત થાય તેવો અધ્યાય કે તેવું અધ્યયન તે સ્વાધ્યાય. તે વાચના વગેરે પાંચ પ્રકારનો છે, પરન્તુ આત્મ-

હિત-કારક મનન કરવા યોગ્ય કોઈ પણ ભાવના-શીલ પદ્ય-કૃતિને માટે પણ તે વપરાય છે એ રીતે 'ભરહેસર-સજ્ઝાય'ને। અર્થ 'ભરહેસર' નામ જેની આદિમાં આવે છે, તેવી મનનીય પદ્યકૃતિ થાય છે. આ સ્વાધ્યાય રાઈઅ (રાત્રિક) પ્રતિક્રમણ-સમયે પ્રભાતમાં એટલા માટે બોલ-વામાં આવે છે કે તેથી પ્રાત.સ્મરણીય મહાસત્ત્વોનુ અને મહાસતીઓનુ સ્મરણ થાય, તેમને વદના થાય અને તેમના આદર્શ ચરિત્રો લક્ષમા આવતા પ્રશસ્ત પ્રવૃત્તિ થાય. તેમા ૮+૧૦+૧૦+૮+૯+૮ મળીને ૫૩ મહાપુરુષો તથા ૧૦+૧૦+૧૨+૮+૭ મળીને ૪૭ મહાસતીઓના નામો આવે છે, એટલે બધાં મળીને ૧૦૦ પ્રાતઃસ્મરણીય નામો છે.

આ સજ્ઝાય પર ભરતેશ્વર-બાહુબલિ-વૃત્તિ નામની એક સસ્કૃત ટીકા શ્રીશુભશીલગણિએ વિ. સ. ૧૫૦૯મા રચેલી છે, તેમા આ મહાપુરુષો અને મહાસતીઓની જીવન-કથાઓ વિસ્તારથી આપેલી છે અન્ય ગ્રથોમા પણ તેમના કથા-ચરિત્રો ઉપલબ્ધ થાય છે, જે અહીં સક્ષેપથી રજૂ કરવામા આવે છે

### મહાપુરુષો

૧ **ભરત**:–શ્રીઋષભદેવ ભગવાનના સૌથી મોટા પુત્ર અને પ્રથમ ચક્રવર્તી એકદા આરીસા-ભુવનમા અલકૃત શરીરને જોતા હતા, તેવામા એક આંગળીમાથી વીંટી નીકળી ગઈ, એટલે તે શોભા-રહિત લાગી આ જોઈને બીજા અલકારો પણ ઉતાર્યા, તો આખુ શરીર શોભા-રહિત લાગવા માડ્યુ.

આથી ' अनित्य ससारे भवति सकल यन्नयनगम् । સસારમાં જે વસ્તુઓ આંખોથી દેખાય છે, તે બધી નાશવત છે, ' એવી અનિત્ય ભાવના ભાવવા લાગ્યા અને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ ત્યારે ઇન્દ્રમહારાજે આવીને કહ્યું કે ' આપ દ્રવ્યલિંગ ધારણ કરો, અમે દીક્ષાનો મહોત્સવ કરીએ. ' તેથી એમણે પચમુષ્ટિ-લોચ કર્યો અને દેવતાએ આપેલા રજોહરણ-પાત્ર વગેરે ગ્રહણ કર્યા છેવટે અષ્ટાપદ પર્વત પર નિર્વાણ પામ્યા

૨ **બાહુબલી** :–ભરત ચક્રવર્તીના નાના ભાઈ હતા. ભગવાન ઋષભદેવે તેમને તક્ષશિલાનુ રાજ્ય આપ્યુ હતું તેમનુ બાહુબળ અસાધારણ હતુ, તેથી ચક્રવર્તીની આજ્ઞા માનતા ન હતા. આથી ભરતે તેમના પર ચડાઈ કરી અને દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, બાહુયુદ્ધ અને દડયુદ્ધ કર્યું, જેમા તેઓ હાર્યા. છેવટે ભરતે મૂઠી મારી, તેથી બાહુબલી કમ્મર સુધી જમીનમા પેસી ગયા તેનો જવાબ વાળવા બાહુબલીએ પણ મૂઠી ઉપાડી જો આ મૂઠી ભરત પર પડી હોત તો તેમનો પ્રાણ નીકળી જાત, પરન્તુ એ જ વખતે બાહુબલીની વિચાર-ધારા બદલાઈ કે નાશવત રાજ્યને માટે વડીલ ભાઈની હત્યા કરવી ઉચિત નથી, તેથી મૂઠી પાછી ન વાળતાં તેનાથી મસ્તક પરના કેશનો લોચ કરી નાખ્યો અને ભગવાન શ્રીઋષભદેવ પાસે જવા તત્પર થયા, પણ તે જ વખતે વિચાર આવ્યો કે મારાથી નાના અઠ્ઠાણુ ભાઈઓ દીક્ષા લઈને કેવળજ્ઞાન પામ્યા છે, તે ત્યાં હાજર છે, તેમને મારે વદન કરવુ પડશે,

આથી હુ પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને પછી જ ત્યા જઉં.' એટલે ત્યા જ કાયોત્સર્ગમા સ્થિર રહ્યા એક વર્ષ સુધી ઉગ્રતપ કરવા છતા તેમને કેવલજ્ઞાન ન થયુ, તેથી પ્રભુએ તેમને પ્રતિબોધ કરવા માટે બ્રાહ્મી અને સુદરી નામની સાધ્વીઓને મોકલી કે જે સ સારી અવસ્થામા તેમની બહેનો હતી. તેમણે આવીને કહ્યુ 'વીરા ! મોરા ગજ થકી ઉતરો, ગજ ચડ્યે કેવલ ન હોય રે !' એ સાભળીને બાહુબલી ચમકયા આ વાત અભિમાનરૂપી ગજની હતી. આખરે ભાવના વિશુદ્ધ થતા તેમને ત્યા જ કેવલજ્ઞાન પાપ્ત થયુ પછી તેઓ શ્રીઋષભદેવ ભગવાન પાસે ગયા અને તેમને વ દન કરી કેવલીની પર્ષદામા વિરાજ્યા

**૩ અભયકુમાર :**–શ્રેણિક રાજાના પુત્ર હતા. તેમની માતાનુ નામ સુનદા હતુ બાલ્યાવસ્થામા જ ખાલી કૂવામાં પડેલી વીંટીને પોતાના બુદ્ધિ-ચમત્કારથી ઉપર લઈ આવ્યા, તેથી પ્રસન્ન થઈને શ્રેણિક રાજાએ તેમને મુખ્ય મ ત્રી બનાવ્યા. તેઓ ઔત્પત્તિકી, વૈનયિકી, કાર્મિકી અને પારિણામિકી—એ ચારે બુદ્ધિના ધણી હતા પિતાના કાર્યમા તેમણે ઘણી સહાય કરી હતી. આખરે પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઈ ઉત્કૃષ્ટ તપ કરી મોક્ષ પ્રાપ્ત કર્યો આજે પણ વ્યાપારી-વર્ગ શારદા-પૂજન-સમયે પોતાના ચોપડામા 'અભયકુમારની બુદ્ધિ હજો' એ વાકય લખી, તેમને યાદ કરે છે

**૪ ઢંઢણકુમાર :**–શ્રીકૃષ્ણ વાસુદેવની ઢંઢણા નામે રાણીના પુત્ર હતા તેમણે બાવીસમા તીર્થંકર શ્રીનેમિનાથ

પાસે દીક્ષા ગ્રહણ કરી હતી, પરંતુ પૂર્વકર્મના ઉદયે શુદ્ધ ભિક્ષા મળતી નહિ, તેથી અભિગ્રહ કર્યો હતો કે 'સ્વલબ્ધિથી ભિક્ષા મળે તો જ લેવી ' એકદા ભિક્ષા અર્થે તેઓ દ્વારકામા ફરતા હતા, તે વખતે શ્રીકૃષ્ણે વાહનમાથી નીચે ઉતરી ભક્તિ-ભાવથી તેમને વંદન કર્યું. એ જોઈ કોઈ શ્રેષ્ઠિએ તેમને ઉત્તમ મોદક વહોરાવ્યા. પરંતુ 'આ આહાર પોતાની લબ્ધિથી નથી મળ્યો,' એવુ પ્રભુના મુખેથી જાણતાં, તેને કુંભારની શાળામા પરઠવવા ચાલ્યા એ વખતે ઉત્તમ ભાવના ભાવતા કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ.

**૫ શ્રીયક**:—શકડાલ મંત્રીના પુત્ર અને સ્થૂલભદ્રના નાના ભાઈ પિતાના મૃત્યુ પછી નંદરાજાનુ મંત્રીપદ તેમને પ્રાપ્ત થયુ હતું. ધર્મ પર અપૂર્વ અનુરાગ હોવાથી સો જેટલાં જિનમંદિરો અને ત્રણસો જેટલી ધર્મશાળાઓ બંધાવી હતી અને બીજા પણ ધર્મના અનેક કાર્યો કર્યા હતા આખરે તેમણે દીક્ષા લીધી હતી અને પર્યુષણા-પર્વમા ઉપવાસનુ આરાધન કરતા કાળધર્મ પામ્યા હતા

**૬ અર્ણિકા-પુત્ર આચાર્ય**:—ઉત્તર-મથુરામા દેવદત્ત નામનો વણિક્ રહેતો હતો તે ધન કમાવા સારુ દક્ષિણ-મથુરામા આવ્યો અને ત્યા અર્ણિકા સાથે તેના લગ્ન થયા પાછા ઉત્તર-મથુરામાં જતા અર્ણિકાએ માર્ગમા પુત્રનો જન્મ આપ્યો અને તેનુ નામ સંધીરણ એવુ પાડ્યુ, પરન્તુ લોકોમાં તેઓ અર્ણિકાપુત્ર તરીકે પ્રસિદ્ધ થયા યોગ્ય વયે જયસિંહ

આચાર્ય પાસે દીક્ષા લઈ અનુક્રમે આચાર્ય થયા. કાલાંતરે પુષ્પચૂલ રાજાની રાણી પુષ્પચૂલાએ તેમનાથી પ્રતિબોધ પામીને દીક્ષા લીધી એકાદ દુષ્કાળ પડતા અન્ય મુનિઓ દેશાંતર ગયા, પણ અર્ણિકા-પુત્ર આચાર્ય વૃદ્ધ હોઈ પુષ્પચૂલ રાજાના આગ્રહથી ત્યા જ રહ્યા. પુષ્પચૂલા તેમનુ વેયાવચ્ચ કરતી હતી, તેમ કરતાં તેને કેવલજ્ઞાન થયુ. આ વાતની આચાર્યને ખબર પડી, એટલે તેમણે કેવલી પુષ્પચૂલાને ખમાવી અને પોતાનો મોક્ષ કયારે થશે, એ પ્રશ્ન પૂછ્યો તેનો જવાબ એ મળ્યો કે ‘ ગ ગાનદી પાર ઊતરતાં તમારો મોક્ષ થશે.’ થોડા વખત પછી જ્યારે તેઓ અન્યલોકોની સાથે હોડીમા બેસીને ગ ગાનદી પાર કરતા હતા, ત્યારે જે તરફ આચાર્ય હતા, તે તરફ જ હોડી ઢળવા લાગી આથી લોકોએ તેમને ઉપાડીને નદીમાં ફે કી દીધા, પર તુ સમભાવમાં સ્થિર રહેવાથી તે જ વખતે તેમને કેવલજ્ઞાન પ્રાપ્ત થયુ. આ આચાર્યનુ શરીર તરતુ તરતુ નદીના કિનારે ગયુ. ત્યા કેટલાક વખત પછી પાટલ નામનુ વૃક્ષ ઊગી નીકળ્યુ કે જ્યાં આગળ જતા પાટલિપુત્ર નામે સુંદર શહેર વસ્યુ

૭ **અતિમુક્ત મુનિ**:–પેઢાલપુર નગરમા વિજય નામનો રાજા હતો, તેને શ્રીમતી નામની રાણી હતી તેમને એક પુત્ર થયો. તેનુ નામ અતિમુક્ત પાડ્યુ આ કુમારે આઠ વર્ષની નાની ઉમ્મરે શ્રીગૌતમસ્વામી પાસે માતાપિતાની અનુમતિથી દીક્ષા લીધી તેઓ એક વાર સવારમા વહેલાં ગોચરી કરવા નીકળ્યા અને એક શેઠને ત્યાં ગયા, ત્યારે

દીકરાની વહુએ કહ્યુ કે 'કેમ અત્યારમાં? બહુ મોડુ થઈ ગયુ શુ?' શબ્દો દ્વિ-અર્થી હતા. ગોચરી તથા દીક્ષા બનેને લાગુ પડતા હતા મુનિ તેનો મર્મ સમજીને બોલ્યા કે 'હુ જે જાણુ છુ, તે નથી જાણતો' આ સાભળી ચબરાક પુત્ર-વધૂ વિચારમા પડી ગઈ. આખરે મુનિએ તેનો મર્મ સમજાવ્યો કે મરણ નિશ્ચિત છે, તે વાત હું જાણુ છુ, પણ તે ક્યારે આવશે, તે હું જાણતો નથી. એક વાર વરસાદ પડી ગયા પછી અન્ય બાળકોની સાથે આ બાલમુનિ પણ પાતરાંની હોડી કરીને પાણીમા તરાવવા લાગ્યા તે વખતે શ્રીગૌતમસ્વામી ત્યાંથી પસાર થતા તેમના મુનિધર્મનો તેમને ખ્યાલ આવ્યો અને એકદમ શરમાઈ ગયા પછી શ્રીમહાવીર પ્રભુ પાસે જઈને 'ઇરિયાવહિયા' આલોચતા 'દગમટ્ટી દગમટ્ટી' એવો શબ્દ ઉચ્ચારવા લાગ્યા અને પૃથ્વીકાય અને અપ્કાયના જીવોને ખમાવતા—પાપનો અતિ પશ્ચાત્તાપ થતા ભાવનાની પરમ વિશુદ્ધિ થઈ અને કેવલજ્ઞાની થયા

૮ **નાગદત્ત**:-(૧) વારાણસી નગરીમાં યજ્ઞદત્ત નામનો શેઠ રહેતો હતો, તેને ધનશ્રી નામની સ્ત્રી હતી તેને એક પુત્ર થયો, જેનુ નામ નાગદત્ત પાડવામા આવ્યુ. તેનાં લગ્ન નાગવસુ નામની કન્યા સાથે કરવામા આવ્યાં એક વખત નગરનો રાજા પોતાનો ઘોડો દોડાવતો જઈ રહ્યો હતો, ત્યારે તેના એક કાનમાંથી કુડળ નીચે પડી ગયુ તે રસ્તે થઈને નાગદત્ત નીકળ્યો, પરન્તુ તેને પારકી વસ્તુ નહી લેવાની પ્રતિજ્ઞા હતી, તેથી તેની સામે દૃષ્ટિ કર્યા વિના ચાલ્યો ગયો

અને ઉપાશ્રયે જઈ કાયોત્સર્ગમા સ્થિર રહ્યો. આ વખતે નગરનો કોટવાળ કે જે નાગવસુને ચાહતો હતો, તે ત્યા થઈને નીકળ્યો અને તેણે પેલુ કુડળ નાગદત્તની પાસે જઈને મૂકી દીધુ

રાજાએ જોયુ તો કુડળ મળે નહિ પછી કોટવાલે તપાસ કરવાનો ઢોંગ કરીને જણાવ્યુ કે 'મહારાજ ! આપનુ કુડળ નાગદત્ત પાસેથી મળી આવ્યુ છે.' એટલે તેને શૂળી પર ચડાવવામાં આવ્યો, પરન્તુ સત્યના પ્રભાવથી શૂળીનુ સિંહાસન થઈ ગયુ અને શાસનદેવીએ પ્રગટ થઈને કહ્યુ કે–'આ નાગદત્ત ઉત્તમ પુરુષ છે, તે પ્રાણ જાય પણ કોઈની પારકી વસ્તુને અડે નહિ પૂર્વે ધનદત્ત શેઠે આની એકસો સોનામહોર રાખી છે અને આ વખતે કોટવાલે આના ઉપર ખોટુ આળ મૂક્યું છે ' આથી રાજાએ તે બન્નેને શિક્ષા કરી

અતે નાગદત્તે દીક્ષા અગીકાર કરી અને સર્વ કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને મોક્ષલક્ષ્મીને વર્યો

નાગદત્ત (૨) લક્ષ્મીપુર નગરમા દત્તનામનો શ્રેષ્ઠી હતો તેને દેવદત્તા નામની સ્ત્રી હતી. તેને એક પુત્ર થયો, જેનુ નામ નાગદત્ત રાખવામા આવ્યું તે નાગની ક્રીડામા અતિપ્રવીણ હતો. એક વાર તેને પ્રતિબોધ પમાડવા માટે તેનો દેવમિત્ર ગારુડીનુ રૂપ લઈને તેની પાસે આવ્યો, અને તેઓ એકબીજાના સર્પોને રમાડવા લાગ્યા ત્યારે ગારુડીને કઈ પણ થયુ નહિ, પરન્તુ નાગદત્ત ગારુડીના સર્પોના દશથી મૂર્છિત થયો; અતે ગારુડિકે તેને જિવાડ્યો અને પોતાનો

પૂર્વભવ કહી સંભળાવ્યો કે આપણે બન્ને પૂર્વભવમાં મિત્રદેવો હતા આથી નાગદત્તને જાતિસ્મરણ જ્ઞાન થયું અને તેણે દીક્ષા અંગીકાર કરી. પછી ક્રોધ-માન-માયા-લોભરૂપી ચાર આંતર શત્રુઓને વશ કરી તે મુક્તિ પામ્યો.

૯ **મેતાર્યમુનિ**:–ચાંડાલને ત્યાં જન્મ્યા હતા, પણ રાજગૃહીના એક શ્રીમંતને ત્યાં ઊછર્યા હતા પૂર્વભવના મિત્ર-દેવની સહાયતાથી અદ્ભુત કાર્યો સાધતાં મહારાજા શ્રેણિકના જમાઈ થયા હતા. બાર વર્ષ સુધી લગ્ન-જીવન ગાળી અઠ્ઠાવીસ વર્ષની ઉમ્મરે દીક્ષા લીધી હતી. એક વખત કોઈ સોનીને ત્યાં તેઓ ગોચરીએ ગયા. સોની સોનાનાં જવલા ઘડતો હતો, તે પડતા મૂકી ઘરની અંદર આહાર લેવા ગયો. એવામાં ક્રૌંચ પક્ષી આવી તે જવલાં ચણી ગયુ. સોની બહાર આવ્યો અને જવલા ન જોતાં મુનિ પર વહેમાયો, એટલે પૂછવા લાગ્યો કે 'મહારાજ ! સોનાના જવલા કયા ગયા?' મહાત્મા મેતાર્યે વિચાર્યું કે 'જો હુ પક્ષીનુ નામ દઈશ તો આ સોની તેને જરૂર મારી નાખશે' તેથી મૌન રહ્યા. આથી સોનીને તેમના પરનો વહેમ પાકો થયો અને તેમને મનાવવા માટે મસ્તક પર લીલા ચામડાની વાધરી કસકસાવીને બાંધી તથા તડકે ઊભા રાખ્યા. વાધરી સંકોચાતા મગજ પર લોહીનું દબાણ વધવાથી અસહ્ય પીડા થવા લાગી, પણ તેને કર્મ ખપાવવાની ઉત્તમ તક માની તેઓ કાંઈ પણ બોલ્યા નહિ આખરે તેમની બંને આંખો બહાર નીકળી પડી આ અસહ્ય યાતનાને સમભાવે વેદતા તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ.

**૧૦ સ્થૂલભદ્ર**:–નંદરાજાના મંત્રી શકડાલના મોટા પુત્ર હતા યૌવનાવસ્થામા કોશા નામની ગણિકાના મોહમા પડ્યા હતા પાછળથી વૈરાગ્ય પામી આચાર્ય સંભૂતિવિજય પાસે દીક્ષા લીધી હતી ભદ્રબાહુસ્વામી પાસેથી તેમને દશ-પૂર્વ સુધીનુ જ્ઞાન થયુ હતુ. એક વાર તેમણે ચિર-પરિચિત કોશા વેશ્યાને ત્યા ગુરુની અનુમતિથી ચાતુર્માસ કર્યું હતું અને સઘળી જાતનાં પ્રલોભનોનો સામનો કરી સંયમ-નિયમમા સંપૂર્ણ સફલતા મેળવવા સાથે કોશાને પણ સંયમમાં સ્થિર કરી હતી. ગુરુએ તેમના કાર્યને 'દુષ્કર, દુષ્કર-દુષ્કર' કહ્યુ હતું.

**૧૧ વજ્રસ્વામી**:–જન્મ તુંબવન ગામમા, પિતા ધન-ગિરિ, માતા સુનંદા તેઓનો જન્મ થતા પહેલાં જ પિતા ધનગિરિએ દીક્ષા લીધી હતી. તેઓ એક વાર ભિક્ષા માટે પોતાના પૂર્વગૃહે આવ્યા, ત્યારે બાળકના સતત રડવાથી કંટાળેલી માતાએ તે બાળકને મુનિ( પિતા )ને વહોરાવી દીધો! બાળકનુ નામ ગુરુએ વજ્ર પાડ્યું. થોડા વર્ષો બાદ માતાએ બાળકને પાછો મેળવવા રાજદ્વારે ઝઘડો કર્યો, પણ રાજાએ બાલકની ઇચ્છાનુસાર ન્યાય ચૂકવ્યો અને વજ્રસ્વામી સાધુઓના સમૂહમા કાયમ રહ્યા બાલ્યવયમા પણ તેઓએ પઠન-પાઠન કરતી આર્યાઓના મુખથી શ્રવણ કરતાં પદાનુ-સારિણી લબ્ધિથી અગિયાર અંગો યાદ કરી લીધા હતા. તેમના સંયમથી પ્રસન્ન થયેલા મિત્રદેવો પાસેથી તેમણે આકાશગામિની વિદ્યા અને વૈક્રિયલબ્ધિ પ્રાપ્ત કરી હતી.

તેમના વખતમાં બાર વર્ષ ભયંકર દુષ્કાળ પડ્યો હતો, જેમા તેમના પાચસો શિષ્યો ગોચરી ન મળવાના કારણે અનશન કરી કાળ કરી ગયા હતા. તેઓ આર્યસિંહગિરિના શિષ્ય હતા અને પ્રભુ મહાવીરના તેરમા પટ્ટધર હતા. દસમા પૂર્વધર તરીકે તેઓ છેલ્લા ગણાય છે. શાસન-સેવાનાં અનેક કાર્યો કરી તેઓ અનશન-પૂર્વક કાળધર્મ પામ્યા હતા

૨૨ **નંદિષેણ**:-આ નામના બે મહાપુરુષોના ચરિત્રો પ્રાપ્ત થાય છે એક તો અદ્ભુત વૈયાવૃત્ત્ય કરનાર નંદિષેણ કે જેને દેવ પણ ડગાવી ન શક્યો અને બીજા શ્રેણિક રાજાના પુત્ર નદિષેણ કે જેમણે પ્રભુ મહાવીરની દેશનાથી પ્રતિબોધ પામી દીક્ષા લીધી હતી. ભોગેચ્છાઓને દબાવવા તેમણે ઉગ્ર તપશ્ચર્યા કરી હતી, જેથી અમુક લબ્ધિઓ પ્રાપ્ત થઈ હતી એક વખત ગોચરી-પ્રસગે એક વેશ્યાને ત્યા જઈ ચડ્યા અને 'ધર્મલાભ' કહી ઊભા રહ્યા વેશ્યા બોલી · 'હે મુનિ! તમારા ધર્મલાભને હુ શુ કરુ? અહીં તો દ્રવ્ય-લાભની જરૂર છે!' એ શબ્દો સાભળતા જ મુનિએ એક તરણું ખેચ્યુ કે અનર્ગળ સુવર્ણની વૃષ્ટિ થઇ એ જોઈ વેશ્યા બોલી 'હે પ્રભો! મૂલ્ય આપી એમને એમ જવાય નહિ. મારા પર દયા કરો! તમો જશો તો માગ મરણથી તમને સ્ત્રીહત્યા લાગશે, વગેરે.' મુનિ ધર્મ ચૂક્યા અને વેશ્યાને ત્યાં રહ્યા, પણ એ વખતે એવો અભિગ્રહ કર્યો કે રોજ દસ પુરુષોને ઉપદેશ આપી ધર્મ પમાડી, પ્રભુ પાસે મોકલવા બાર વર્ષ તો આમ વીત્યા, પણ આખરે એક દિવસ એવો આવ્યો કે દસમો જણ સમજ્યો

નહિ નંદિષેણે ઘણી મહેનત કરી પણ તે ફોગટ ગઈ. ત્યારે વેશ્યાએ મશ્કરીમાં કહ્યુ કે 'સ્વામિ ! દસમા તમે !' અને એ જ વખતે મોહ-નિદ્રા તૂટી જતા નંદિષેણે પુનઃ દીક્ષા ગ્રહણ કરી આત્મકલ્યાણ કર્યું ।

**૧૩ સિંહગિરિ**:—પ્રભુ મહાવીરની બારમી પાટે બિરાજનાર પ્રભાવશાળી આચાર્ય હતા શ્રીવજ્રસ્વામીના તેઓ ગુરુ હતા.

**૧૪ કૃતપુણ્યક** (કયવન્ના શેઠ).—પૂર્વભવમા મુનિને દાન દેવાથી રાજગૃહી નગરીના ધનેશ્વર નામના શેઠને ત્યાં પુત્રરૂપે અવતર્યા હતા અને અનુક્રમે શ્રેણિક રાજાનુ અર્ધું રાજ્ય પામ્યા હતા તથા તેમની પુત્રી મનોરમાના સ્વામી થયા હતા. સંસારના વિવિધ ભોગો ભોગવ્યા પછી પ્રભુ મહાવીર પાસેથી પોતાના પૂર્વભવનો વૃત્તાંત સાભળીને તેમણે દીક્ષા ગ્રહણ કરી હતી અને વિવિધ તપ કરીને આત્માનું કલ્યાણ કર્યું હતુ આજે પણ 'કયવન્ના શેઠનુ સૌભાગ્ય હજો' એવા શબ્દો નવા વર્ષના ચોપડામા લખાય છે

**૧૫ સુકોશલ મુનિ**:—ધર્મધ્યાનમા બતાવેલી અપૂર્વ દૃઢતા માટે પ્રસિદ્ધ છે. તેઓ અયોધ્યાના રાજા કીર્તિધરના પુત્ર હતા તેમની માતાનુ નામ સહદેવી હતુ પહેલાં કીર્તિધરે દીક્ષા લીધી હતી અને પછી તેમનો ઉપદેશ સાભળીને તેમણે દીક્ષા લીધી હતી તેમની માતા સહદેવી—પતિ તથા પુત્રનો વિયોગ અસહ્ય થઈ પડતા આર્ત્તધ્યાન

કરતા મરણ પામી—એક જંગલમાં વાઘણ થઈ હતી. એકદા બને રાજર્ષિઓ તે જ જંગલમાં જઈ ચડ્યા અને કાયોત્સર્ગ ધ્યાનમા ઊભા રહ્યા, ત્યારે આ વાઘણે આવીને સુકોશલ મુનિ પર હુમલો કર્યો અને તેમનાં શરીરને ચીરી નાખ્યું, પરંતુ તેઓ ધર્મધ્યાનમાંથી જરા પણ ચલિત ન થયા. આ પ્રકારની અડગ અને પ્રબળ ધર્મભાવના ભાવતાં તેઓ અંતકૃત્ કેવલી થયા અને મોક્ષે ગયા.

૧૬ પુંડરીક:-પિતાએ જ્યેષ્ઠ પુત્ર પુંડરીકને રાજ્ય સોંપીને સંયમ ધારણ કર્યો, ત્યારે લઘુપુત્ર કંડરીકે તેમની સાથે દીક્ષા લીધી, પરંતુ તેનું પાલન ન થઈ શકતાં તે ચારિત્ર-ભ્રષ્ટ થઈને ઘેર આવ્યો. પુંડરીકે જોયું કે નાના ભાઈની લાલસા રાજ્યગાદીમા છે, એટલે તેણે કાંઈ પણ આનાકાની કર્યા વગર રાજગાદી તેને સોંપી દીધી અને પોતે દીક્ષા લઈ નિવૃત્ત થયો કંડરીકને તે જ રાત્રે અત્યાહારથી વિષૂચિકા થઈ આવી એટલે મરણ પામી સાતમી નરકે ગયો, જ્યારે પુંડરીક મુનિ ભાવ-ચારિત્ર પાળતા સર્વાર્થસિદ્ધ વિમાનમા દેવપણે ઉત્પન્ન થયા

૧૭ કેશી:-શ્રીપાર્શ્વનાથ સ્વામીની પરંપરાના ગણધર હતા. પ્રદેશી જેવા નાસ્તિક રાજાને તેમણે પ્રતિબોધ પમાડ્યો હતો તથા શ્રીગૌતમસ્વામી સાથે ધર્મચર્ચા કરી હતી. આખરે તેમણે પ્રભુ મહાવીરનાં પાંચ મહાવ્રતો સ્વીકાર્યાં હતા અને સિદ્ધિપદને પામ્યા હતા.

૧૮ રાજર્ષિ કરકંડૂ:-ચંપાનગરીના રાજા દધિવાહનની

રાણી પદ્માવતીના તે પુત્ર હતા. જ્યારે તે ગર્ભમા હતા ત્યારે રાણીના દોહદ પૂરવા રાજા રાણી સાથે હાથી પર બેસીને ફરવા નીકળ્યા હતા. તેમાં હાથી ઉન્મત્ત થઈ જંગલ ભણી નાસી જતા રાજા તો જેમ તેમ કરીને ઊતરી ગયો ને નગરમા પાછો આવ્યો, પણ રાણી સૂચનાનુસાર ઊતરી શકી નહિ. આખરે ગાઢ જંગલમા હાથીએ તેને છોડી દીધી. આ રાણી મહાપ્રયાસે જગલની બહાર આવી અને સાધ્વીઓની વસતીમાં ગઈ. ત્યા સાધ્વીઓનો ઉપદેશ સાભળી દીક્ષા લીધી. બાદ થોડા વખતે પુત્રનો પ્રસવ થતાં તેને શ્મશાનમાં મૂકી દીધો. ચાડાલે તેને ગ્રહણ કરીને ઉછેર્યો. શરીરે ખૂબ ખરજ આવતી હોવાથી તેનું નામ કરકંડૂ પડ્યુ અનુક્રમે તે કંચનપુરનો રાજા થયો અને દધિવાહનને તેની ઓળખાણ પડતાં તેણે પણ ચંપાનુ રાજ્ય તેને સોપ્યું. એક દિવસ વૃદ્ધ વૃષભને જોતાં તેને બોધ થયો તથા જાતિ-સ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું એ પ્રસંગથી રાજ્ય છોડ્યુ અને શુદ્ધ ચારિત્ર પાળી આત્મ-કલ્યાણ કર્યું તેઓ પહેલા પ્રત્યેકબુદ્ધ ગણાય છે.

**૧૯-૨૦ હલ્લ-વિહલ્લ :**—હલ્લ અને વિહલ્લ શ્રેણિકની પત્ની ચેલ્લણા રાણીના પુત્રો હતા. શ્રેણિકે પોતાનો સેચનક હાથી તેમને આપ્યો હતો, તેથી કોણિકે તેમની સાથે યુદ્ધ કર્યું હતું. આ યુદ્ધમાં વૈશાલિપતિ ચેટક મહારાજાએ હલ્લ-વિહલ્લને મદદ કરી હતી, પણ યુદ્ધ દરમિયાન સેચનક ખાઈમાં પડીને મરી જતાં તેમને વૈરાગ્ય થયો હતો, એટલે પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઈ આત્મ-કલ્યાણ કર્યું હતું.

**૨૧ સુદર્શન શેઠ**:–તેમના પિતાનું નામ અર્હદ્દાસ હતુ અને માતાનુ નામ અર્હદ્દાસી હતુ. તેઓ બારવ્રતધારી શ્રાવક હતા. પરદારા-વિરમણ-વ્રત અંગે તેમની ભારે કસોટી થઈ હતી. એકદા તેઓ પૌષધવ્રતમા ધ્યાનમા ઊભા હતા, ત્યારે રાજ-રાણી અભયાની સૂચનાથી દાસી તેમને રાજમહેલમા ઉપાડી લાવી હતી અને તેમને ચલાવવા માટે અનેક ઉપાયો કરવામા આવ્યા હતા, પણ તે સઘળા નિષ્ફળ જતા તેમના પર શીલ-ભંગનો મિથ્યા આરોપ મૂકવામા આવ્યો હતો અને તે માટે રાજાએ તેમને શૂળીની શિક્ષા ફરમાવી હતી, પરંતુ તેમના શીલના પ્રભાવથી શૂળીનુ સિંહાસન બની ગયુ હતું અને તેમનો જયજયકાર થયો હતો. પાછળથી વૈરાગ્ય પામી તેમણે દીક્ષા લીધી હતી

**૨૨-૨૩ શાલ-મહાશાલ**:–આ નામના બે ભાઈઓ હતા અરસપરસ પ્રીતિ ઘણી હતી બન્ને ભાઈઓએ રાજ્યને તૃણવત્ ગણી ભાણેજ ગાગલિને રાજ્ય સોંપી દીક્ષા લીધી હતી પાછળથી ગાગલિ તથા તેના માતા-પિતાને પણ પ્રતિબોધ પમાડ્યો હતો અનુક્રમે કેવલી થઈ મોક્ષે ગયેલા છે

**૨૪ શાલિભદ્ર**:–પૂર્વભવમા મુનિને આપેલાં ક્ષીરદાનથી રાજગૃહી નગરીના માલેતુજાર શેઠ ગોભદ્ર અને ભદ્રા શેઠાણીને ત્યાં પુત્રરૂપે ઉત્પન્ન થયા હતા અતુલ સંપત્તિના તથા ઉચ્ચ-કુલીન ૩૨ સુંદરીઓના સ્વામી હતા ગોભદ્ર શેઠ મહાવીર પાસે દીક્ષા લઈ, ઉત્તમ ચારિત્ર પાળી, મરીને સ્વર્ગમાં ગયા

અને ત્યાંથી પ્રતિદિન પોતાના પુત્ર માટે દિવ્ય વસ્ત્ર, આભૂષણાદિ ભોગ-સામગ્રી પૂરી પાડતા હતા. એક વખત શ્રેણિક મહારાજા તેમની સ્વર્ગીય ઋદ્ધિ જોવા આવ્યા તેથી પોતાને માથે સ્વામી છે, એવું જાણી વૈરાગ્ય પામી, સર્વસ્વ ત્યજી, પ્રભુ મહાવીર પાસે દીક્ષા લઈ, ઉગ્ર તપ કરી, આત્મ-સાધના કરી હતી

**૨૫ ભદ્રબાહુસ્વામી:**–તેઓ ચૌદ પૂર્વના જાણકાર હતા. તેમણે શ્રીસ્થૂલભદ્રને સ ઘની વિજ્ઞપ્તિથી પૂર્વોનુ જ્ઞાન આપ્યુ હતું અને આવશ્યક વગેરે દશ સૂત્રો પર નિર્યુક્તિ રચેલી છે

**૨૬ દશાર્ણભદ્ર રાજા:**–દશાર્ણપુરનો રાજા હતો. તેને નિત્ય ત્રિકાળ જિનપૂજાનો નિયમ હતો એક વખત અભિમાન-પૂર્વક અપૂર્વ સમૃદ્ધિથી વીરપ્રભુને વ દન કરવા જતા ઇદ્રની સમૃદ્ધિ જોઈને તેના ગર્વનુ ખ ડન થયુ હતું અને વૈરાગ્ય પામી ત્યા જ દીક્ષા ગ્રહણ કરી હતી

**૨૭ પ્રસન્નચંદ્ર રાજર્ષિ:**–તેમના પિતાનુ નામ સોમ-ચ દ્ર હતુ અને માતાનુ નામ ધારિણી હતુ. પોતાના બાલ-કુ વરને ગાદી આપી દીક્ષા લીધી હતી. એક વખત રાજગૃહીના ઉદ્યાનમા કાયોત્સર્ગ કરતા હતા. તે વખતે તેમણે સાભળ્યુ કે–ચ પાનગરીનો દધિવાહન રાજા તેની નગરીને ઘેરો નાખીને પડયો છે અને પોતાનો પુત્ર જે હજુ બાળક છે. તેને મારીને રાજ્ય લઈ લેશે ' આથી રાજ્ય તથા કુમાર પ્રત્યે મોહ ઉત્પન્ન થતા અને તેમની રક્ષાનો વિચાર કરતા કરતા માનસિક યુદ્ધ

ખેલતાં થોડીવારમાં તેમણે સાતમી નરકને યોગ્ય કર્મો એકઠાં કર્યાં હતા, પરંતુ પાછી વિચારશ્રેણી બદલાતાં તે બધાં કર્મો ખપાવી દીધા હતા અને ત્યાં જ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

**૨૮ શ્રીયશોભદ્રસૂરિ**:-શ્રીશય્યંભવસૂરિના શિષ્ય અને ભદ્રબાહુસ્વામીના ગુરુ તેમણે ચારિત્રનુ સમ્યગ્ આરાધન કર્યું હતુ.

**૨૯ શ્રીજંબૂસ્વામી**:-અખંડ બાલબ્રહ્મચારી અને અતુલ વૈભવ-ત્યાગી. નિઃસ્પૃહ અને વૈરાગ્ય-વાસિત હોવા છતાં માતા-પિતાના આગ્રહથી આઠ કન્યાઓને પરણ્યા, પણ પહેલી જ રાત્રે તેમને ઉપદેશ આપી વૈરાગ્ય પમાડ્યો. એ વખતે પાંચસો ચોરો સાથે ચોરી કરવા આવેલો પ્રભવ નામનો ચોરોનો સ્વામી પણ એમના ઉપદેશથી પીગળી ગયો. બીજા દિવસે બધાએ સાથે મળીને શ્રીસુધર્માસ્વામી પાસે દીક્ષા લીધી અનુક્રમે તેમણે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું તેઓ આ જમાનાના આ ક્ષેત્રના છેલ્લા કેવલી અને છેલ્લા મુક્તિ-ગામી ગણાય છે શ્રીસુધર્માસ્વામી પછી જૈનશાસનનો ભાર તેમણે વહન કર્યો હતો શ્રીસુધર્માસ્વામીએ આગમોની ગૂંથણી તેમને ઉદ્દેશીને કરેલી છે

**૩૦ કુમાર વંકચૂલ**:-વિરાટ દેશનો રાજકુમાર. તેને નાનપણથી જુગાર, ચોરી વગેરે મહાવ્યસનો લાગુ પડ્યા. પિતાએ કંટાળીને દેશવટો આપ્યો. પોતાની પત્ની (તથા એક બહેન) સાથે જંગલમા રહેવા લાગ્યો. આખરે ત્યાં પલ્લીપતિ થયો એક વાર તેની પલ્લીમાં મુનિએ ચાતુર્માસ કર્યું તે પૂર્ણ

થતા મુનિના ઉપદેશથી તેણે (૧) અજાણ્યા ફલ ખાવા નહિ, (૨) પ્રહાર કરતા પહેલા સાત ડગલા પાછાં હઠવું, (૩) રાજાની પટ્ટરાણી સાથે સાંસારિક ભોગો ભોગવવા નહિ તથા (૪) કાગડાનુ માસ ખાવું નહિ, એ ચાર નિયમો ગ્રહણ કર્યા અને આખર સુધી તેનુ દૃઢતા-પૂર્વક પાલન કર્યું, તેથી મરીને બારમા દેવલોકે ઉત્પન્ન થયો.

**૩૧ ગજસુકુમાલ (૨)**:–શ્રીકૃષ્ણના લઘુબધુ બાલ્યવયે વૈરાગ્ય પામ્યા માતા-પિતાએ તેમને મોહપાશમા બાધવા માટે લગ્ન કર્યા, પણ તેમણે તરત જ સંસાર છોડી શ્રીનેમિ-નાથ પ્રભુ પાસે દીક્ષા લીધી અને તેમની રજા લઈ સ્મશાનમા કાયોત્સર્ગ કરી ધ્યાનમા ઊભા રહ્યા એવામા તેમનો સસરો સોમશર્મા બ્રાહ્મણ ત્યાથી પસાર થયો તે મુનિવેશમા ધ્યાન ધરી રહેલા ગજસુકુમાલને જોઈને ખૂબ ગુસ્સે થયો અને પોતાની પુત્રીનો ભવ બગાડવા માટે યોગ્ય શિક્ષા કરવાના નિર્ણય પર આવ્યો એટલે પાસે જ ચિતા સળગતી હતી, તેમાથી ધગધગતા અંગારા કાઢી, તેમના મસ્તકે મૂક્યા. ગજસુકુમાલ તેનાથી જરા પણ ક્ષોભ પામ્યા નહિ ઊલટુ, મનને ધ્યાનમા વધારે દૃઢ કર્યું. એમ કરતા તેઓ અંતકૃત કેવલી થયા અને મોક્ષે ગયા

**૩૨ અવંતિસુકુમાલ**:–અવન્તિ-સુકુમાર તેના પિતાનુ નામ ભદ્ર અને માતાનુ નામ ભદ્રા હતુ તેઓ ઉજ્જયની નગરીના રહેવાસી હતા અને બત્રીસ સ્ત્રીઓને પરણ્યા હતા એકદા આર્ય સુહસ્તિસૂરિ પાસે–'નલિનીગુલ્મ'

અધ્યયન સાંભળતાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને સઘળો વૈભવ છોડી તેમની પાસે દીક્ષા લીધી. પછી સ્મશાન-ભૂમિમાં કાયોત્સર્ગ ધ્યાને ઊભા રહ્યા. ત્યાં એક શિયાળે તેમના શરીરને કરડી ખાધું, પણ તેઓ ધ્યાનથી જરા પણ ડગ્યા નહિ અને શુભ ધ્યાનમાં મરણ પામી નલિનીગુલ્મ વિમાનમાં દેવ થયા. તેમના મૃત્યુ-સ્થળે તેમના માતા-પિતાએ એક મોટો પ્રાસાદ બંધાવી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરાવી, જે 'અવંતિ-પાર્શ્વનાથ'ના નામથી ઓળખાય છે

**૩૩ ધન્યકુમાર** -તેમના પિતાનું નામ ધનસાર અને માતાનું નામ શીલવતી હતું તેઓ પોતાના બુદ્ધિબળે અખૂટ લક્ષ્મી ઉપાર્જન કરી શક્યા હતા તેમણે એક સાથે આઠ સ્ત્રીઓનો ત્યાગ કરી, પોતાના સાળા શાલિભદ્ર સાથે દીક્ષા લીધી હતી અને ઉગ્ર તપશ્ચર્યા કરી હતી

**૩૪ ઈલાચીપુત્ર** -શ્રેષ્ઠિપુત્ર હોવા છતાં એક નટની પુત્રીના મોહમા પડ્યા હતા અને તેને પરણવા માટે નટની ઇચ્છાનુસાર તેઓ નટ બન્યા હતા અદ્‌ભુત કલાથી રાજાને રીઝવવા એક વાર તેઓ બેન્નાતટ નગરે ગયા ત્યા વાસ અને દોરડા પર ચડી અદ્‌ભુત ખેલો કરવા લાગ્યા, પણ નટપુત્રીને જોઈ મોહિત થયેલો રાજા રીઝ્યો નહિ એવામા દૂર એક મુનિને જોયા એક રૂપવતી સ્ત્રી તેમને ભિક્ષા આપી રહી હતી, પણ તેઓ ઊંચી નજરે જોતા પણ ન હતા. એ જોઈને તેમને વૈરાગ્ય થયો અને ભાવના ભાવતા ત્યા જ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ

**૩૫ ચિલાતી-પુત્ર** -ચિલાતી નામની દાસીનો પુત્ર. પ્રથમ એક શેઠને ત્યા નોકરી કરતો હતો, પણ શેઠે તેના અપ-લક્ષણ જોઈ તેને કાઢી મૂક્યો એટલે જ ગલમા જઈ ચોરોનો સરદાર બન્યો. તેને શેઠની સુષુમા નામની પુત્રી પર મોહ હતો; તેથી એક વાર શેઠને ઘેર ધાડ પાડી અને પુત્રીને ઉપાડીને ભાગ્યો બીજા ચોરોએ બીજી માલમતા લૂટી પછી કોલાહલ થતાં રાજ્યના સિપાઈઓ આવી પહોચ્યા તેમને સાથે લઈને શેઠ તથા તેના પાચે પુત્રો પાછળ પડ્યા બીજા ચોરો માલ-મતા રસ્તામા મૂકી ભાગી ગયા તે લઈને રાજના સિપાઈઓ પાછા ફર્યા, પણ ચિલાતીએ સુષુમાને છોડી નહિ તે જ ગલમા ભરાઈ ગયો. શેઠે પોતાના પુત્રો સાથે તેનો પીછો બરાબર પકડ્યો હતો અને તે નજીક આવી પહોચ્યા હતા, એ જોઈને ચિલાતીએ સુષુમાનુ મસ્તક કાપી લીધુ અને ધડને ત્યા જ પડ્યું રહેવા દીધુ. શેઠ એ જોઈ રુદન કરતા પાછા ફર્યા. ચિલાતીપુત્રને હવે કાઈક શાતિ થઈ તે ધીમે ધીમે જ ગલમાં ચાલવા લાગ્યો, ત્યા એક મુનિને ધ્યાનમા ઊભેલા જોયા. તેમણે તેને ત્રણ પદો આપ્યા 'ઉપશમ, વિવેક અને સ વર.' અને આકાશમાર્ગે ચાલ્યા ગયા આ ત્રણ પદોનો અર્થ વિચારતા ચિલાતીપુત્ર ત્યા જ ઊભો રહ્યો અને શુભ ધ્યાનમા મગ્ન થયો તેનુ શરીર લોહીથી ખરડાયેલુ હતું, તેની વાસથી કીડીઓ આવી પહોંચી અને તેને ચટકા મારવા લાગી, પણ તે ધ્યાનથી ડગ્યો નહિ. અઢી દિવસમા તો તેનુ શરીર ચાળણી જેવું થઈ ગયુ, પણ તે બધુ દુઃખ સમભાવે સહન કરી લીધુ ! અને મૃત્યુ પામી સ્વર્ગે ગયો.

**૩૬ યુગબાહુ મુનિ**:-પાટલીપુત્ર નામના નગરમા વિક્રમબાહુ નામનો રાજા હતો. તેને મદનરેખા નામે રાણી હતી મોટી વયે તેમને પુત્ર થયો તેમનુ નામ યુગબાહુ પાડ્યુ તેણે શારદાદેવી તથા વિદ્યાધરોની સહાયતાથી અનેક વિદ્યાઓ પ્રાપ્ત કરી અને અનગસુદરી નામે અત્યત રૂપવતી રમણી સાથે લગ્ન કર્યા પછી જ્ઞાનપચમીનુ વિધિસર આરાધન કરીને દીક્ષા લીધી અને ઉગ્ર તપશ્ચર્યા કરી, કર્મ ખપાવી, કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું

**૩૭-૩૮ આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તી-સૂરિ**:-બને શ્રીસ્થૂલભદ્રજીના દશપૂર્વી શિષ્યો હતા આ વખતમા જિનકલ્પનો વિચ્છેદ હતો, છતા આર્ય મહાગિરિ ગચ્છમાં રહીને જિનકલ્પની તુલના કરતા હતા અને આર્ય સુહસ્તી સઘનો ભાર વહન કરતા હતા આર્ય સુહસ્તી-સૂરિએ આગળ જતા અવતિ-પતિ સપ્રતિ રાજાને પ્રતિબોધ પમાડ્યો હતો તે રાજાએ જિનદેવોનાં અનેક મદિરો બનાવીને તથા અનાર્ય દેશમા પણ સાધુઓને વિહાર કરવાની સરળતા કરી આપીને જૈનધર્મની ઘણી પ્રભાવના કરી હતી. જૈન-શાસનનો પ્રભાવ એમના સમયમાં ઘણો વિસ્તાર પામ્યો હતો.

**૩૯ આર્યરક્ષિતસૂરિ**:-વિદ્વાન બ્રાહ્મણ હતા અભ્યાસ કરીને પાછા આવતા મોટો ઉત્સવ થયો, પણ જૈનધર્મ પાળનારી માતા એ અધ્યયનથી ખુશ ન થઈ તેણે કહ્યુ: 'દૃષ્ટિવાદ વિના બીજા હિંસા-પ્રતિપાદક શાસ્ત્રો નરકમાં લઈ જનારા છે' માતાના આ વચનથી આર્યરક્ષિત તોસલિપુત્ર

આચાર્ય પાસે ગયા અને એ અધ્યયનની યોગ્યતા કેળવવા જૈન-દીક્ષા લીધી. ગુરુ પાસે જેટલો દૃષ્ટિવાદ હતો તેટલો ધારી લીધો, પછી વજ્રસ્વામી પાસે ગયા અને નવ પૂર્વનો અભ્યાસ કર્યો પાછળથી માતા-પિતા આદિ આખા કુટુંબને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી જૈન શ્રુતજ્ઞાનના દ્રવ્યાનુયોગ, ગણિતાનુ-યોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ એવા ચાર વિભાગો તેમના દ્વારા થયેલા છે

**૪૦ ઉદાયન રાજર્ષિ** –વીતભય નગરીના રાજા હતા. પોતાના ભાણેજ કેશીને રાજગાદી આપી દીક્ષા લીધી હતી. વિહાર કરતા અનુક્રમે તે વીતભય નગરમા આવ્યા, ત્યારે રાજાના મત્રી દ્વારા તેમના પર વિષ-પ્રયોગ થયો. જો કે એ વખતે દેવ-સહાયથી તે બચી ગયા, પરતુ પછીનો વિષ-પ્રયોગ સફળ થયો પોતાને ઝેર અપાયુ છે, એવું જાણવા છતા છેવટ સુધી તેઓ શુભધ્યાનમાં રહ્યા, તેથી મરીને સ્વર્ગે ગયા.

**૪૧ મનક**:–શ્રીશય્યભવસૂરિના પુત્ર અને શિષ્ય. તેમનુ આયુષ્ય અલ્પ હતું, તેથી સાધુ-ધર્મનુ જલદી 'જ્ઞાન કરાવવા માટે સૂરિજીએ સિદ્ધાતોમાથી ઉદ્ધરીને શ્રીદશવૈકાલિક નામનુ સૂત્ર બનાવ્યુ, જે આજે પણ સુપ્રસિદ્ધ છે એ સૂત્રનો અભ્યાસ કરી છ માસ ચારિત્ર પાળીને તે સ્વર્ગે ગયા

**૪૨ કાલકાચાર્ય**:–(૧) તુરમિણી નગરીમા કાલક નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેની બહેનનુ નામ ભદ્રા હતું અને ભદ્રાને એક પુત્ર હતો, તેનુ નામ દત્ત હતુ. કાલકે

દીક્ષા લીધી દત્ત મહાઉદ્ધત હતો અને સાતે વ્યસનમાં પારગત હતો. અનુક્રમે જિતશત્રુ રાજા પાસેથી તેણે રાજ્ય પડાવી લીધું અને તેનો માલિક થઈ બેઠો પછી તેણે યજ્ઞ શરૂ કર્યો, જેમા અનેક જીવોનો સંહાર થવા લાગ્યો.

એકદા કાલકાચાર્ય (સંસારી અવસ્થાના તેના મામા) ફરતા ફરતા ત્યાં આવ્યા અને દત્તે તેમને યજ્ઞનુ ફળ પૂછ્યું. ત્યારે કાલકાચાર્યે કહ્યુ કે 'આવા હિંસામય યજ્ઞ કરવાથી નરકની જ પ્રાપ્તિ થાય છે' દત્તે તેનુ પ્રમાણ માગ્યુ, ત્યારે આચાર્યે જણાવ્યુ કે 'આજથી સાતમે દિવસે તારા મુખમા વિષ્ટા પડશે, એ તેનુ પ્રમાણ છે' આચાર્યની આ વાણી સાચી પડી, અને મરીને તે સાતમી નરકે ગયો જિતશત્રુ રાજા ફરી ગાદીએ આવ્યો અને તેણે કાલકાચાર્યના ઉપદેશથી જૈનધર્મ અંગીકાર કર્યો.

(૨) કાલકાચાર્ય–તેમના પિતાનુ નામ પ્રજાપાળ હતું અને તે શ્રીપુરના રાજા હતા

તેમના ભાણેજ બલમિત્ર અને ભાનુમિત્રના આગ્રહથી તેઓ ભરૂચમાં ચોમાસુ રહ્યા હતા પરન્તુ પૂર્વભવના વેરી ગંગાધર પુરોહિતે રાજાના કાન ભંભેર્યા અને યુક્તિથી તેમને ચોમાસામાં અન્ય સ્થળે કાઢ્યા, એટલે તેઓ ત્યાથી પ્રતિષ્ઠાન-પુરમા ચતુર્માસ કરવા ગયા ત્યાના રાજા શાલિવાહને તેમનો નગર-પ્રવેશ મહાન ઉત્સવપૂર્વક કરાવ્યો. પર્યુષણપર્વ નજીક હોવાથી રાજાએ કહ્યું કે ભાદરવા સુદિ પંચમીને દિવસે અહીં ઇન્દ્ર-મહોત્સવ થતો હોવાથી પર્યુષણાપર્વ પહેલા કે પછી રાખવા જોઈએ, જેથી અમે તેનુ આરાધન કરી શકીએ

ત્યારે કાલકાચાર્યે કહ્યું કે-વિશિષ્ટ કારણને લીધે ચોથને દિવસે તે આરાધન થઈ શકે છે. ત્યારથી પાચમને બદલે ચોથની સવત્સરી-પર્યુપણા પર્વની શરૂઆત થઈ.

શ્રીસીમંધરસ્વામીએ ઇન્દ્ર આગળ કાલકાચાર્યના વખાણ કર્યા કે-'નિગોદનુ સ્વરૂપ કહેવામા તેમના જેવા બીજા કોઈ નથી' તેથી બ્રાહ્મણનું રૂપ લઈને ઇન્દ્ર તેમની પાસે આવ્યો અને નિગોદનુ સ્વરૂપ પૂછ્યુ કાલકાચાર્યે યથાર્થ કહી બતાવ્યુ તેથી ઇન્દ્ર પ્રસન્ન થઈ સ્વસ્થાને ચાલ્યો ગયો

(૩) કાલકાચાર્ય-તેમના પિતાનુ નામ વજ્રસિંહ હતું અને માતાનુ નામ સુરસુદરી હતુ તેઓ મગધ દેશના રાજા હતા. તેઓએ ગુણધરસૂરિ પાસે દીક્ષા લીધી હતી તેમની બહેન સરસ્વતીએ પણ તેમની સાથે દીક્ષા લીધી હતી

એક વાર તેઓ ઉજ્જયિનીમા આવ્યા, ત્યારે સરસ્વતી સાધ્વી પણ ત્યા આવ્યા હતા. તે સાધ્વી બહાર જઈને પાછી શહેરમાં જતી હતી, તે વખતે ત્યાના રાજા ગર્દભિલ્લે તેને અત્યન્ત સ્વરૂપવતી જોઈને પકડીને રાજમહેલમાં મોકલાવી દીધી આ વાતની ખબર પડતા સૂરિજીએ સઘને મોકલી તથા બીજી ઘણી રીતે રાજાને સમજાવ્યો, પરન્તુ દુરાચારી રાજા માન્યો નહિ, તેથી સૂરિજીએ વેશ-પરિવર્તન કરી પારસ-કૂલ તરફ જઈ ત્યાના ૯૬ શક રાજાઓને પ્રતિબોધ પમાડી ગર્દભિલ્લ ઉપર ચડાઈ કરાવી અને તેને હરાવીને સરસ્વતી સાધ્વીને છોડાવી

આ કાલકાચાર્ય મહાપ્રભાવક હતા

**૪૩-૪૪ સાંબ અને પ્રદ્યુમ્ન**:-આ બંને શ્રીકૃષ્ણના પુત્ર હતા સાંબની માતા જાંબુવતી હતી અને પ્રદ્યુમ્નની માતા રુક્મિણી હતી બાળપણમાં અનેક લીલાઓ કરી, કૌમાર્ય અવસ્થામા વિવિધ પરાક્રમો બતાવી, આખરે વૈરાગ્ય પામી દીક્ષિત થયા હતા અને શત્રુંજય પર્વત પર મોક્ષ પામ્યા હતા.

**૪૫ મૂલદેવ** -રાજકુમાર મૂલદેવ સંગીતાદિ કળામા નિપુણ હતો, પણ ભારે જુગારી હતો. પિતાએ તેને દેશવટો આપ્યો હતો, તેથી ઉજ્જયિનીમા આવીને રહ્યો હતો. સંગીતકળાથી દેવદત્તા નામની ગણિકા તથા તેના કલાચાર્ય ઉપાધ્યાય વિશ્વભૂતિનો તેણે પરાજય કર્યો હતો. સમય જતાં દાનના પ્રભાવે તે હાથીઓથી સમૃદ્ધ વિશાલ રાજ્ય અને ગુણાનુરાગી કલા-પ્રિય ચતુર ગણિકા દેવદત્તાનો સ્વામી થયો હતો. પાછળથી સત્સંગ થતા તે વૈરાગ્ય પામ્યો હતો અને ચારિત્ર પાળી સ્વર્ગે ગયો હતો ત્યાંથી ચ્યવીને મોક્ષ પામશે.

**૪૬ પ્રભવસ્વામી** -પૂર્વોક્ત શ્રીજંબૂસ્વામીને ત્યાં લગ્નની પહેલી રાત્રે પાંચસો ચોરો સાથે ચોરી કરવા ગયા હતા, ત્યા નવપરિણીત આઠ વધૂઓ સાથે થતો આધ્યાત્મિક સંવાદ સાભળીને તે પ્રતિબોધ પામ્યા હતા અને બધા ચોરો સાથે દીક્ષા લીધી હતી. જંબૂસ્વામી પછી શાસનનો સર્વ ભાર તેમણે સંભાળ્યો હતો. તેઓ ચૌદપૂર્વના જાણકાર હતા.

**૪૭ વિષ્ણુકુમાર**:-તેમના પિતાનું નામ પદ્મોત્તર હતું અને માતાનું નામ જ્વાલા-દેવી હતું. શ્રીમુનિસુવ્રત આચાર્ય

પાસે દીક્ષા લીધી હતી અને તપના પ્રભાવથી અપૂર્વલબ્ધિ-વાળા થયા હતા. એકદા પૂર્વે વાદમા હારેલા ધર્મદ્વેષી નમુચિ નામના પ્રધાને દ્વેષ-બુદ્ધિથી જૈન સાધુઓને રાજની હદ બહાર કાઢી મૂકવાનો હુકમ કર્યો આ વાતની જાણ થતા તેઓ જૈન સાધુઓની મદદે આવ્યા અને નમુચિ આગળ માત્ર ત્રણ પગલા જમીનની માગણી કરી, જે સ્વીકારવામા આવી. કોપાયમાન થયેલા શ્રીવિષ્ણુમુનિએ તે પરથી એક લાખ યોજનનુ વિરાટ શરીર બનાવી એક પગ સમુદ્રને પૂર્વ કાઠે મૂક્યો અને બીજો પગ સમુદ્રના પશ્ચિમ કાઠે મૂક્યો. 'ત્રીજુ પગલુ ક્યા મૂકુ ?' એમ કહી તે પગ નમુચિના મસ્તકે મૂક્યો એટલે તે મરીને નરકે ગયો દેવ-ગાધર્વો, કિન્નરો, દેવાગનાઓ વગેરેની ઉપશમરસમય મધુર સગીત-પ્રાર્થનાથી આખરે તેમનો ક્રોધ શાત પડ્યો પછી તપશ્ચર્યા કરતા અને શુદ્ધ ચારિત્ર પાળતા તેઓ મોક્ષે ગયા.

૪૮ **આર્દ્રકુમાર**:—અનાર્ય દેશમા આવેલા આર્દ્રક દેશના રાજકુમાર હતા તેમના પિતા આર્દ્રક અને શ્રેણિક રાજાને પરસ્પર ગાઢ મૈત્રી હતી તેથી અભયકુમાર અને આર્દ્રક રાજાના પુત્ર આર્દ્રકુમારની પણ મૈત્રી બધાણી હતી. એક વખત પોતાના મિત્રને જૈનધર્મ પમાડવા અભયકુમારે મોકલેલી જિન-પ્રતિમાના દર્શન થતાં તેમને જાતિસ્મરણ જ્ઞાન થયુ હતુ અને આર્યદેશમાં આવીને ત્યાગદીક્ષા લીધી હતી આ દીક્ષા વર્ષો સુધી પાળ્યા પછી, ભોગાવલી કર્મનો ઉદય આવતા તેમને સસારવાસ સ્વીકારવો પડ્યો હતો અને

બાલકના સ્નેહબંધનમાંથી મુક્ત થવા બીજાં બાર વર્ષો પસાર કરવા પડ્યા હતા તે પછી તેમણે ફરી દીક્ષા લીધી હતી અને અનેક જીવોને પ્રતિબોધ પમાડ્યો હતો. તેમણે ગોશાલક સાથે ધર્મસંબંધી ચર્ચા કરી તેને નિરુત્તર કર્યો હતો

**૪૯ દૃઢપ્રહારી**'-યજ્ઞદત્ત નામે બ્રાહ્મણનો પુત્ર કુસંગથી બગડ્યો હતો અને કાલક્રમે એક પ્રસિદ્ધ ચોર બન્યો હતો. એક વાર લૂંટ ચલાવતા તેણે બ્રાહ્મણ, ગાય અને સગર્ભા સ્ત્રીની હત્યા કરી હતી, પરંતુ એ ચાર મહાહત્યાઓથી છેવટે તેનું હૃદય દ્રવી ગયું હતું અને સંયમ ધારણ કર્યો હતો પછી જ્યાં સુધી પૂર્વપાપની સ્મૃતિ થાય, ત્યાં સુધી કાયોત્સર્ગ કરવાનો અભિગ્રહ ધારણ કરી, હત્યાવાળા ગામની ભાગોળે ધ્યાનમાં મગ્ન થયા હતા ત્યાં લોકોએ તેમના પર પથ્થર, રોડા વગેરેના ઘા કર્યા હતા અને અસહ્ય કઠોર શબ્દો સંભળાવ્યા હતા, પરંતુ તેઓ ધ્યાનથી જરા પણ ચલિત થયા ન હતા બધા ઉપસર્ગો સમભાવે સહન કરતા તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું

**૫૦ શ્રેયાંસકુમાર**.-શ્રીબાહુબલીના પૌત્ર અને સોમયશ રાજાના પુત્ર તેમણે શ્રીઆદિનાથ પ્રભુને એક વર્ષના ઉપવાસ પછી શેરડીના રસથી પારણું કરાવ્યું હતું.

**૫૧ કૂરગડુમુનિ** -ધનદત્ત શ્રેષ્ઠીના પુત્ર હતા અને શ્રીધર્મઘોષસૂરિ પાસે નાની ઉમરમાં દીક્ષિત થયા હતા. ક્ષમાનો ગુણ અદ્ભુત હતો, પણ કાંઈ તપશ્ચર્યા કરી શકતા ન હતા. એક વાર પ્રાતઃકાળમાં ગોચરી લાવીને તે વાપરવા બેઠા કે

માસખમણવાળા એક સાધુએ આવીને કહ્યુ: 'મે' થૂકવાનુ વાસણ માગ્યું, તે કેમ ન આપ્યુ ? અને આહાર વાપરવા બેસી ગયા ? માટે હવે તમારા પાત્રમાં જ બળખો નાખીશ ' એમ કહીને તે સાધુએ તેમા બળખો નાખ્યો. કૂરગડુમુનિ તેનાથી જરા પણ ગુસ્સે ન થયા ઊલટુ હાથ જોડીને બોલ્યા કે 'મહાત્મન્! માફ કરો. હુ બાળક છું. ભૂલી ગયો! મારા ધનભાગ્ય ક્યાથી કે આપના જેવા તપસ્વીનો બળખો મારા ભોજનમાં પડે!' એવી ભાવના ઉત્તરોત્તર વધતા તેમણે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ

**૫૨ શય્યંભવસૂરિ**:–શ્રીપ્રભવ-સ્વામીના પટ્ટધર શિષ્ય તેઓ પૂર્વાવસ્થામાં કર્મકાડી બ્રાહ્મણ હતા. શ્રીપ્રભવસ્વામી પછી સમસ્ત જૈનશાસનનો ભાર તેમણે વહન કર્યો હતો તેમનો બાલ-પુત્ર મનક પણ તેમના પથે પળ્યો હતો અને અલ્પ વયમાં જ આત્મ-હિત સાધી ગયો હતો. આ પુત્ર-શિષ્યને ભણાવવા માટે સૂરિજીએ સિદ્ધાતમાથી ઉદ્ધરીને દશવૈકાલિક-સૂત્રની રચના કરી હતી, જે એક પવિત્ર આગમ લેખાય છે

**૫૩ મેઘકુમાર** –શ્રેણિક રાજાની ધારિણી નામની રાણીના પુત્ર હતા. ઉચ્ચકુલીન આઠ રાજકુમારીઓને એકી-સાથે પરણ્યા હતા પરતુ એકદા પ્રભુ મહાવીરની દેશના સાભળી, માતા-પિતાની અનુમતિ મેળવી તેમણે દીક્ષા લીધી પ્રભુએ તેમને સ્થવિર સાધુઓને સોંપ્યા (એ સાધુઓ બીજે સ્થળે જઈને રાત રહ્યા ) નવદીક્ષિત મેઘકુમારનો સથારો છેલ્લો હતો તે છેક બારણાની આગળ આવ્યો.

રાતમા માત્રુ કરવા જતા-આવતા સાધુઓની અવર-જવરથી, તેમના પગ અડવાથી, તેમજ સથારામાં ધૂળ પડવાથી, લગભગ આખી રાત ઊંઘ આવી નહિ. એટલે વિચાર કર્યો કે સવારે ઊઠીને આ બધી વસ્તુઓ પ્રભુને સોંપીને ઘેર જઈશ સવારે બધા સાધુઓ પ્રભુ મહાવીરને વદન કરવા ગયા, ત્યારે મેઘ-કુમાર પણ સાથે હતા. સર્વજ્ઞ પ્રભુ મહાવીરે તેમણે કરેલુ દુર્ધ્યાન જણાવી પ્રતિબોધ આપ્યો તથા તેમનો પૂર્વભવ કહ્યો અને હાથીના ભવમા સસલાને બચાવવા તેમણે કેવી રીતે અનુકંપા પાળી હતી, તે જણાવતા તેમના મનનુ સમાધાન થયુ. પછી ચારિત્રનુ નિરતિચાર પાલન કરતાં સ્વર્ગે ગયા અને ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમા ઉત્પન્ન થઈ મોક્ષે જશે.

## મહાસતીઓ

**૧ સુલસા**–તેમના પતિનુ નામ નાગરથ હતું, જે શ્રેણિકના લશ્કરમા મુખ્ય રથિક હતા. પ્રથમ તો તેમને કઈ સંતાન ન હતું, પરન્તુ પછીથી ઉત્તમ ધર્મારાધનના પ્રભાવથી પ્રસન્ન થયેલા દેવની સહાયતાથી એકીસાથે બત્રીસ પુત્રો થયા હતા. આ પુત્રો ભણી-ગણીને યોગ્ય વયે પરણ્યા બાદ શ્રેણિકના અગરક્ષક તરીકે રહ્યા હતા અને શ્રેણિક જ્યારે સુજ્યેષ્ઠાનુ હરણ કરવા ગયા, ત્યારે વીરતાથી લડીને મૃત્યુ પામ્યા હતા.

પોતાના બત્રીસે પુત્રો એકીસાથે મૃત્યુ પામવા છતાં ભવસ્થિતિનો વિચાર કરીને સુલસાએ શોક કર્યો નહિ અને પતિને પણ શોકાતુર થતા રોકયા.

સુલસા ભગવાન મહાવીરની પરમશ્રાવિકા હતી. એક

વણત અંબડ શ્રાવક સાથે ભગવાન મહાવીરે તેને 'ધર્મલાભ' કહેવરાવ્યો. તેથી અંબડને વિચાર થયો કે આ તે કેવી શ્રાવિકા હશે કે જેને ભગવાન મહાવીર ધર્મલાભ કહેવરાવે છે! તેથી અંબડે પોતાની ઐન્દ્રજાલિક વિદ્યાથી તેની પરીક્ષા કરી, પરંતુ તે ધર્મથી જરા પણ ચલિત ન થઈ તેથી તેને ઘરે જઈને ભગવાનનો ધર્મલાભ પહોચાડ્યો અને તેની ધર્મપ્રત્યે દૃઢતાની શ્લાઘા કરી. તે મરીને સ્વર્ગમા ગઈ અને ત્યાથી ચ્યવીને આવતી ચોવીશીમાં નિર્મમ નામે પંદરમા તીર્થંકર થશે

૨ ચંદનબાળા:—ચંપાપુરીમાં દધિવાહન નામનો રાજા હતો. તેની રાણીનુ નામ પદ્માવતી હતું. તેનુ બીજુ નામ ધારિણી હતુ. તેને વસુમતી નામની પુત્રી હતી એક દિવસ કૌશામ્બીના રાજા શતાનિકે તેના ઉપર ચડાઈ કરી, તેથી દધિવાહન રાજા ભય પામી નાસી ગયો સૈનિકોએ તેના નગરને લૂટયુ અને ધારિણી તથા વસુમતીને ઉપાડીને ચાલતા થયા. શીલના રક્ષણાર્થે ધારિણી રસ્તામા જ જીભ કરડીને મૃત્યુ પામી કૌશાબી પહોચ્યા પછી વસુમતીને બજારમા વેચવા માટે ઊભી રાખી, જ્યાથી એક શેઠે વેચાતી લીધી શેઠે તેનુ નામ ચંદનબાળા પાડ્યુ તે અતિ સ્વરૂપવાન હતી, તેથી તેની સ્ત્રી મૂળાને વહેમ પડ્યો કે જતે દિવસે શેઠ આની સાથે લગ્ન કરશે

એક દિવસ શેઠ જ્યારે બહાર ગામ ગયા ત્યારે મૂળાએ ચંદનબાળાને એક ભોયરામા પૂરી દીધી, તેના પગમા બેડી નાખી અને મસ્તકે મુંડન કરાવ્યુ આવી રીતે અન્નજળ વગર

ત્રણ દિવસ વ્યતીત થયા. ચોથે દિવસે શેઠને ખબર પડી, ત્યારે ભોંયરૂ ખોલીને તેને બહાર કાઢી અને એક સૂપડામાં અડદના બાકળા આપી, તે બેડી તોડવા માટે લુહારને બોલાવવા ગયા. અહીં ચંદનબાળા મનમાં વિચાર કરે છે કે 'મારે ત્રણ દિવસના ઉપવાસ છે, તેથી જો કોઈ મુનિરાજ પધારે તો તેને આપીને પછી પારણું કરું.' એવામાં ભગવાન મહાવીર ત્યાં પધાર્યા કે જેમને દશ બોલનો અભિગ્રહ હતો. આ અભિગ્રહના બોલમાંથી એક બોલ ઓછો જોઈ તેઓ પાછા વળ્યા એ વખતે ચંદનબાળાની આંખોમાં અશ્રુ આવ્યા, એટલે ભગવાન પાછા ફર્યા અને ચંદનબાળાને હાથે પારણું કર્યું કે આકાશમાં દેવદુંદુભિ વાગી પંચદિવ્યો પ્રગટ થયાં, તેના મસ્તક પર સુંદર કેશ આવી ગયા અને લોખંડની બેડીનાં સ્થળે સુંદર દિવ્ય આભૂષણો બની ગયા સર્વત્ર ચંદનબાળાનો જયજયકાર થયો આખરે ચંદનબાળાએ ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધી અને સાધ્વી-સંઘના વડા થયા તથા અનુક્રમે કેવળી થઈને મોક્ષપદ પામ્યા.

**૩ મનોરમા.**-જેના શીલના પ્રભાવે શૂળીનું સિંહાસન બન્યું, તે સુદર્શન શેઠની પતિવ્રતા પત્ની

**૪ મદનરેખા.**-મણિરથ રાજાના લઘુબંધુ યુગબાહુની અત્યંત સ્વરૂપવાન સુશીલ પત્ની. મણિરથે મદનરેખાને ચલિત કરવા માટે અનેક યત્નો કર્યા, પણ વ્યર્થ ગયા. આખરે યુગબાહુનું ખૂન કરાવ્યું પણ ગર્ભવતી મદનરેખા નાસી છૂટી. અરણ્યમાં જઈને એક પુત્રને તેણે જન્મ આપ્યો, જે પ્રત્યેક-બુદ્ધ તરીકે નમિરાજ ઋષિને નામે આગળ જતાં પ્રસિદ્ધ

થયો. થોડા સમય બાદ મદનરેખાએ દીક્ષા લઈ આત્માનું કલ્યાણ કર્યું.

**૫ દમયંતી**:—વિદર્ભ-નરેશ ભીમરાજાની પુત્રી અને નળરાજાની પત્ની કથા સુપ્રસિદ્ધ છે.

**૬ નર્મદાસુંદરી**:—સહદેવની પુત્રી અને મહેશ્વરદત્તની સ્ત્રી. શીલની રક્ષા માટે તેણે અનેક સંકટોનો સામનો કર્યો હતો. આખરે શ્રીઆર્યસુહસ્તીસૂરિની પાસે દીક્ષા લીધી હતી અને યોગ્યતાથી પ્રવર્તિની-પદ પ્રાપ્ત કર્યું હતું.

**૭ સીતા**.—વિદેહરાજ જનકની પુત્રી અને શ્રીરામચંદ્રજીની પત્ની. કથા સુપ્રસિદ્ધ છે

**૮ નન્દા(સુનંદા)**.—શ્રેણિકરાજા માતા-પિતાથી રિસાઈને બેનાતટ નગરે ચાલ્યા ગયા ત્યારે ગોપાળ નામ ધારણ કર્યું હતુ અને ધનપતિ નામના શેઠની નંદા નામે પુત્રીને પરણ્યા હતા. તેનાથી અભયકુમાર નામે પુત્ર થયો હતો, જે બુદ્ધિ માટે આજ સુધી દૃષ્ટાંતરૂપ છે નંદાને પતિનો વિયોગ કેટલાંક વર્ષો સુધી સહન કરવો પડ્યો હતો, પણ તે ધર્મપરાયણ અને શીલમાં અડગ રહી હતી, તેથી તેની ગણના સતી સ્ત્રીઓમાં થાય છે.

**૯ ભદ્રા**:—શાલિભદ્રની માતા. જૈનધર્મની પરમ અનુરાગિની

**૧૦ સુભદ્રા**:—તેના પિતાનુ નામ જિનદાસ હતું અને માતાનુ નામ તત્ત્વમાલિની હતું. તેનાં સાસરિયાં બૌદ્ધ હોવાથી

તેને અનેક પ્રકારે સતાવતા હતા, પરન્તુ તે પોતાના ધર્મથી જરા પણ ચલિત થઈ ન હોતી. એક વખત મુનિની આંખમાં પડેલુ તણખલુ કાઢતા તેના પર આળ આવ્યુ ને તે દૂર કરવા માટે તેણે શાસનદેવીની આરાધના કરી. બીજા દિવસે નગરના બધા દરવાજા બધ થઈ ગયા ઉપરથી આકાશવાણી થઈ કે 'જો કોઈ સતી સ્ત્રી કાચા સૂતરના તાતણાથી ચાળણી વડે કૂવામાથી પાણી કાઢીને છાંટશે, તો આ ચપાનગરીના દરવાજા ઉઘડશે ' આ અસાધારણ કામ સતી સુભદ્રાએ કરી બતાવ્યુ, ત્યારથી તે પ્રાત સ્મરણીય ગણાય છે આખરે દીક્ષા લઈ તે મોક્ષગામી થયેલી છે.

**૧૧ રાજિમતી** –પરણવા આવેલો કોડીલો કથ પાછો ફર્યો, આદર્યા લગ્ન અધૂરા રહ્યા, પણ મનથી એક વાર વરી ચૂકેલી સતી બીજાની આશા કેમ કરે? એ કોડીલો કથ સસારથી વિરક્ત બની જ્યારે ત્યાગી–તપસ્વી બન્યો, ત્યારે ધર્મારાધન માટે તેનુ શરણ અગીકાર કર્યું મન, વચન અને કાયાથી સયમ પાળી તેઓ શ્રીનેમિનાથના પ્રથમ સાધ્વી બન્યા શ્રીનેમિનાથના લઘુબધુ રથનેમિ, ઉગ્રસેન રાજાની એ સૌંદર્યવતી પુત્રીને જોઈ મોહ પામ્યા હતાં અને સાધુવ્રત લીધા પછી પણ ડગમગ્યા હતા, પરતુ આ મહાસતીએ સુંદર શિખામણ આપી, તેમને ચારિત્રમા પુન: સ્થિર કરી દીધા હતા અને છેવટે સર્વ કર્મનો ક્ષય કરી તેઓ મુક્તિ પામ્યા હતાં

**૧૨ ઋષિદત્તા** –હરિષેણ તાપસની પુત્રી હતી અને કનકરથ રાજાને પરણી હતી કર્મના ઉદયે અનેક પ્રકારની

કસોટીમાંથી તેને પસાર થવુ પડ્યુ હતું, પણ બધામા તે પાર ઊતરી હતી અને આખરે સ યમ ધારણ કરી સિદ્ધિપદને વરી હતી

૧૩ પદ્માવતી.–જુઓ રાજર્ષિ કરકંડૂ (૧૮).

૧૪ અ જનાસુંદરી.–પવનંજયની પત્ની અને હનુમાનની માતા. પરણીને પતિએ વર્ષો સુધી તરછોડી હતી, તેથી દુ:ખના દિવસો શરૂ થયા હતા એક વાર પતિ યુદ્ધે ચડ્યા, ત્યાં ચક્રવાક-મિથુનની વિરહ-વિહ્વલતા જોઈ પત્ની યાદ આવી. પત્નીને મળવા ગુપ્ત રીતે તે પાછા આવ્યા પણ એ મિલન પરિણામે આફતકારક પુરવાર થયુ તેમના આવ્યાની વાત કોઈએ જાણી ન હતી અને અ જનાને જ્યારે ગર્ભવતી જોઈ ત્યારે તેના પર કલ ક મૂકાયુ તેને પિતાને ઘેર મોકલવામા આવી, પણ કલ કવાળી પુત્રીને કોણ સ ઘરે? આખરે વનની વાટ લીધી ત્યાં હનુમાન નામે તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. સતી અ જના શીલવ્રતમા અડગ રહી પતિ પાછો આવતા બધી વાત જાણીને તે પસ્તાયો, પત્નીની શોધમા નીકળ્યો અને બહુ પ્રયત્ને મેળાપ થયો આખરે બ ને જણ ચારિત્ર લઈ મુક્તિપદ પામ્યા.

૧૫ શ્રીદેવી:–શ્રીધર રાજાની પરમ શીલવતી સ્ત્રી એક પછી એક એમ બે વિદ્યાધરોએ હરણ કરી તેને શીલથી ડગાવવા ઘણી કોશિશ કરી હતી, પણ પર્વતની જેમ તે નિશ્ચલ રહી હતી છેવટે ચારિત્ર લઈ તે સ્વર્ગે ગઈ અને ત્યાથી મોક્ષમા જશે

**૧૬ જયેષ્ઠા** :–ચેટક રાજાની પુત્રી અને પ્રભુ મહાવીરના વડીલ બંધુ નંદિવર્ધનની પત્ની પ્રભુ પાસે લીધેલા શ્રાવકનાં બાર વ્રતો તેણે અડગ નિશ્ચયથી પાળ્યાં હતાં. તેના શીલની શક્રેન્દ્રે પણ સ્તુતિ કરી હતી.

**૧૭ સુજયેષ્ઠા** –ચેટક રાજાની પુત્રી સંકેત પ્રમાણે તેને લેવા આવેલો શ્રેણિક રાજા ભૂલથી તેની બહેન ચેલ્લણાને લઈ ચાલતો થયો, તેથી તેણે વૈરાગ્ય પામી શ્રીચંદનબાલા આગળ દીક્ષા લીધી અને વિવિધ તપોનું આચરણ કરી આત્મ-કલ્યાણ કર્યું.

**૧૮ મૃગાવતી** –આ પણ ચેટક રાજાની પુત્રી હતી અને કૌશામ્બીના શતાનીક રાજાને પરણી હતી. એક વાર તેનો અંગૂઠો માત્ર જોઈને કોઈ ચિત્રકારે તેની પૂર્ણ છબી આલેખી, તે જોઈને શંકિત થયેલા શતાનીક રાજાએ તે ચિત્રકારનું અપમાન કર્યું, એટલે તે ચિત્રકારે તે છબી ઉજ્જયનીના રાજા ચંડપ્રદ્યોતને બતાવી. પરિણામે ચંડપ્રદ્યોતે રાજા શતાનીક પાસે રાણી મૃગાવતીની માગણી કરી, પણ શતાનીકે તેને નકારી કાઢી આથી કૌશાંબી પર ચડાઈ થઈ. શતાનીક તે જ રાત્રે અપસ્મારથી મરણ પામ્યો, એટલે મૃગાવતીએ યુક્તિથી ચંડપ્રદ્યોતને પાછો કાઢ્યો અને ચાતુર્ય-યુક્તિથી રાજ્ય-રક્ષા માટે રાજધાનીને મજબૂત કિલ્લો કરાવ્યો. ત્યાં પ્રભુ મહાવીરનું પધારવું થતાં રાણી મૃગાવતીએ નગરના દરવાજા ઉઘાડી નાખ્યા અને વંદન કરવા ગઈ ચંડપ્રદ્યોત પણ પ્રભુ મહાવીરના દર્શને ગયો.

સમવસરણમા પ્રભુ મહાવીરની સમક્ષ પોતાના બાલ-કુમારને ચંડપ્રદ્યોતના ખોળામા સોપી તેની અનુમતિ મેળવી મૃગાવતીએ દીક્ષા લીધી અને ચંદનબાળાની શિષ્યા થઈ. તેના પુત્ર ઉદયનને કૌશાબીની ગાદીએ બેસાડવામા આવ્યો.

એક વાર ઉપાશ્રયે પાછા ફરતા મોડુ થવાથી શ્રીચંદનબાળાએ ઠપકો આપ્યો. તે પરથી ક્ષમાપના કરતા તેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ ગુરુણી ચંદનબાળા એ વખતે સૂઈ રહ્યા હતા ગાઢ અંધકારમા તેમની પાસેથી સર્પ નીકળ્યો. એ કેવલજ્ઞાનના પ્રભાવે જાણી મૃગાવતીએ તેમનો હાથ જરા બાજુએ કર્યો. શ્રીચંદનબાળા જાગી ગયા અને પૂછ્યુ. 'મને કેમ જગાડી ?' એ વખતે મળેલા જવાબ પરથી ખબર પડી કે મૃગાવતીને કેવલજ્ઞાન થયુ હતુ પછી તેમને ખમાવતા શ્રીચંદનબાળાને પણ કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ અને બન્ને મોક્ષમા ગયા.

**૧૯ પ્રભાવતી** -ચેટક મહારાજાની પુત્રી અને સિંધુ-સૌવીરના છેલ્લા રાજર્ષિ ઉદાયન(૪૦)ની પટ્ટરાણી શ્રીજિનેશ્વરદેવ પ્રત્યે તેની ભક્તિ અપાર હતી

**૨૦ ચેલ્લણા** -ચેટક મહારાજાની પુત્રી અને મહારાજા શ્રેણિકની પત્ની. પ્રભુ મહાવીરની તે પરમ શ્રાવિકા હતી. એક વખતે શ્રેણિકને તેના શીલ પર વહેમ આવ્યો હતો, પરંતુ સર્વજ્ઞ પ્રભુ મહાવીરના વચનથી તે દૂર થયો હતો. શીલવ્રતના અખંડ પાલનને લીધે તેની ગણના સતી સ્ત્રીઓમા થાય છે.

**૨૧-૨૨ બ્રાહ્મી અને સુંદરી**:–શ્રીઋષભદેવ ભગવાનની વિદુષી પુત્રીઓ. એક લિપિમા પ્રવીણ હતી, બીજી ગણિતમાં પ્રવીણ હતી બને બહેનોએ દીક્ષા લઈ જીવનને ઉજ્જવળ કર્યું હતુ. બાહુબલીને ઉપદેશ આપવા બને સાધ્વી બહેનો સાથે ગઈ હતી

**૨૩ રુક્મિણી**–એક સતી સ્ત્રી, જે કૃષ્ણની પટ્ટરાણી રુક્મિણીથી જુદી છે.

**૨૪ રેવતી**:–ભગવાન મહાવીરની પરમ શ્રાવિકા. પ્રભુને રુગ્ણ અવસ્થામા ભક્તિભાવથી કોળાપાક વહોરાવી તીર્થંકર-નામગોત્ર બાધ્યુ હતું આગામી ચોવીસીમા સમાધિ નામના સત્તરમા તીર્થંકર થશે

**૨૫ કુંતી**.–પાચ પાંડવોની માતા. કથા સુપ્રસિદ્ધ છે

**૨૬ શિવા**:–ચેટક મહારાજાની પુત્રી અને મહારાજા ચડપ્રદ્યોતની રાણી પરમ શીલવતી હતી. દેવકૃત ઉપસર્ગથી પણ ચલાયમાન થઈ ન હતી. ઉજ્જયની નગરીમા ઘણી વખત અગ્નિ પ્રકટતો, તે આ દેવીના હાથે પાણી છટાવવાથી શાન્ત થઈ જતો. આખરે પ્રભુ પાસે દીક્ષા લઈ મોક્ષમા ગઈ હતી

**૨૭ જયંતી**.–શતાનીક રાજાની બહેન તથા મહારાણી મૃગાવતીની નણદ તે ખૂબ વિદુષી હતી. તેણે પ્રભુ મહાવીરને કેટલાક તાત્ત્વિક પ્રશ્નો પૂછ્યા હતા, જેના પ્રત્યુત્તરો તેમણે આપ્યા હતા અન્તે દીક્ષા લઈ કર્મક્ષય કરી મોક્ષમા ગઈ હતી

**૨૮ દેવકી**:–વસુદેવની પત્ની અને શ્રીકૃષ્ણની માતા. તેના ભાઈ કંસને કોઈ મુનિના કહેવાથી ખબર પડી હતી કે દેવકીનો પુત્ર તેને મારશે. આથી દેવકીને જે બાળકો જન્મતાં તે કંસ લઈ લેતો અને તેમને પકડીને મારી નાખતો. પરંતુ દેવ-પ્રભાવે દેવકીના બાળકો ભદ્દિલપુરમાં નાગશેઠને ત્યાં ઊછરતા હતા અને તેની પત્ની જે મૃત બાળકોને જન્મ આપતી હતી, તે અહીં આવતા હતાં આ રીતે છ બાળકો કંસને સોંપાયા હતા. સાતમો પુત્ર નંદની પત્ની યશોદાને સોંપ્યો અને તેની બાળક-પુત્રી કંસને અપાઈ આ સાતમો પુત્ર તે જ શ્રીકૃષ્ણ. અનુક્રમે દેવકીએ સમ્યક્ત્વ-સહિત શ્રાવકનાં બાર વ્રતો ગ્રહણ કર્યાં હતા અને તે સારી રીતે પાળ્યા હતા.

**૨૯ દ્રૌપદી**:–પાંડવોની પત્ની. કથા પ્રસિદ્ધ છે.

**૩૦ ધારિણી**:–ચેટક મહારાજાની પુત્રી, ચંપાપુરીના મહારાજા દધિવાહનની પત્ની ચંદનબાળાની તે માતા હતી. એક વાર શતાનીક રાજા નગર પર ચડી આવતાં ધારિણી પોતાની નાની પુત્રી વસુમતી સાથે નાસી છૂટી. તેમાં કોઈક સુભટે તેમને પકડી પાડી રસ્તામાં અનુચિત માગણી કરી. એ વખતે ધારિણીએ શીલની રક્ષા કરવા માટે જીભ કરડીને પ્રાણત્યાગ કર્યો હતો

**૩૧ કલાવતી**:–શંખ રાજાની શીલવતી સ્ત્રી. ભાઈએ મોકલેલા કંકણોની જોડી પહેરીને પ્રશંસાનાં વાક્યો ઉચ્ચારતી હતી, તેમાં ગેરસમજૂતી થઈ. પતિને તેના શીલ પર શંકા

આવતા કંકણ-સહિત કાંડા કાપવાનો હુકમ થયો. મારાઓએ જંગલમા લઈ જઈ, કંકણ-સહિત તેના કાંડા કાપી લીધાં, પરંતુ શીલના દિવ્ય પ્રભાવે તેના હાથ હતા તેવા ને તેવા થઈ ગયા. આ જંગલમા તેણે એક પુત્રને જન્મ આપ્યો અને આગળ જતા તાપસના આશ્રમે આશ્રય લીધો. શંકા દૂર થતા પતિ પાછળથી પસ્તાયો. ઘણાં વર્ષો બાદ તેને પતિનો ફરી મેળાપ થયો, પણ ત્યારે જીવન-રંગ પલટાઈ ગયો હતો. છેવટે દીક્ષા લઈ તેણે આત્મ-કલ્યાણ કર્યું અને સ્વર્ગે ગઈ. ત્યાંથી ચ્યવીને તે મોક્ષે જશે

**૩૨ પુષ્પચૂલા**.-જુઓ અર્ણિકાપુત્ર આચાર્ય ( ૬ ).

**૩૩-૪૦**:-પદ્માવતી, ગૌરી, ગાન્ધારી, લક્ષ્મણા, સુસીમા, જંબૂવતી, સત્યભામા અને રુક્મિણી આ આઠે શ્રીકૃષ્ણની પટ્ટરાણીઓ હતી તેમના શીલની કસોટી જુદા જુદા વખતે થઈ હતી પણ તે દરેક તેમાથી પાર ઊતરી હતી. છેવટે તે આઠે પટ્ટરાણીઓએ દીક્ષા લઈને આત્મ-કલ્યાણ કર્યું હતું.

**૪૧-૪૭** -૧ યક્ષા, ૨ યક્ષદત્તા, ૩ ભૂતા, ૪ ભૂતદત્તા, ૫ સેના, ૬ વેના, અને ૭ રેણા આ સાતે સ્થૂલભદ્રની બહેનો હતી તેમની સ્મરણ-શક્તિ ઘણી તીવ્ર હતી તે દરેકે ભાગવતી દીક્ષા અંગીકાર કરી આત્માનો ઉદ્ધાર કર્યો હતો. તેમની વિશેષ હકીકત શ્રીસ્થૂલભદ્રજીના જીવનમાંથી જાણવી.

---

# પરિશિષ્ટ પહેલું

## વંદનક

## યાને

## ગુરુ-વંદનનો મહિમા

---

### (તૃતીય આવશ્યક).

**(૧) વંદન-વ્યવહારની વિશિષ્ટતા**

ભારતીય સંસ્કૃતિમાં વંદનને વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયેલું છે. જૈનો અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ પરમેષ્ઠીને ભક્તિભાવથી વંદન કરે છે અને તેના દ્વારા સર્વ પાપોનો નાશ થાય છે-એમ માને છે * બૌદ્ધો બુદ્ધ, ધર્મ અને સંઘ એ ત્રિરત્નને વંદના કરે છે અને તેના દ્વારા સદ્ગુણોનો વિકાસ થાય છે, તેમ માને છે.+ તથા વૈદિકો

---

* "नमो अरिहंताणं । नमो सिद्धाणं । नमो आयरियाणं । नमो उवज्झायाणं । नमो लोए सव्वसाहूणं ॥

एसो पंच नमुक्कारो, सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ १ ॥"

+ "ये च बुद्धा अतीता च, ये च बुद्धा अनागता ।
पच्चुप्पन्ना च ये बुद्धा, अहं वदामि सब्बदा ॥
ये च धम्मा अतीता च, ये च धम्मा अनागता ।
पच्चुप्पन्ना च ये धम्मा, अहं वदामि सब्बदा ॥

દેવતા, ગુરુઓ, કુલના આચાર્યો, જ્ઞાનવૃદ્ધો, તપસ્વીઓ, પોતાનાથી અધિક વિદ્વાનો તથા પોતાના ધર્મમાં સ્થિત મનુષ્યોને વંદન કરે છે અને તેના દ્વારા આયુઃ, વિદ્યા, કીર્તિ અને બળની વૃદ્ધિ થાય છે, તેમ માને છે.* એટલે વંદન-વ્યવહાર એક સમુચિત સુંદર ક્રિયા છે અને તેનું ફલ ઉન્નતિ, વિકાસ કે આત્મ-કલ્યાણ છે, એ સુનિશ્ચિત છે.

---

ये च सघा अतीता च, ये च सघा अनागता ।
पच्चुप्पन्ना च ये सघा, अह वदामि सव्वदा ॥"

—બૌદ્ધચર્યાપદ્ધતિ.

ભૂતકાલમા જે બુદ્ધો થયા છે, ભવિષ્યકાલમાં જે બુદ્ધો થશે અને વર્તમાનકાલમા જે બુદ્ધો છે, તે બધાને હુ સર્વદા વંદન કરું છુ.

ભૂતકાલના બુદ્ધ-પ્રદર્શિત ધર્મો, ભવિષ્યકાલના બુદ્ધ-પ્રદર્શિત ધર્મો અને વર્તમાનકાલના બુદ્ધ-પ્રદર્શિત ધર્મોને હુ સર્વદા વંદન કરુ છુ

ભૂતકાલના બુદ્ધ-શિષ્ય સંઘો, ભવિષ્યકાલના બુદ્ધ-શિષ્ય સંઘો અને વર્તમાનકાલના બુદ્ધ-શિષ્ય-સંઘોને હુ સર્વદા વંદન કરુ છું

*"देवान् गुरून् कुलाचार्यान्, ज्ञानवृद्धान् तपोधनान् ।
विद्याधिकान् स्वधर्मस्थान्, प्रणमेत् कुलनायिके । ॥"

—કુલાર્ણવ-તંત્ર ઉ. ૧૨-૧૧૩

દેવતાઓ, ગુરુઓ, કુલના આચાર્યો, જ્ઞાનવૃદ્ધો, તપસ્વીઓ, પોતાનાથી અધિક વિદ્વાનો તથા પોતાના ધર્મમાં સ્થિત મનુષ્યો એ સર્વેને હે કુલનાયિકે! વંદન કરવું જોઈએ

"ज्ञानवृद्धस्तपोवृद्धो, वयोवृद्ध इति त्रय ।
पूर्वं पूर्वोऽभिवाद्य स्यात्, पूर्वाभावे पर पर ॥"

—સૌર. પૂ સ. ૧૮-૧૦

**(૨) વંદના ધર્મનું મૂળ છે.**

શ્રીહરિભદ્રસૂરિએ લલિત - વિસ્તરા - ચૈત્યસ્તવવૃત્તિમા વદનાને ધર્મનુ મૂળ કહી છે 'धर्म प्रति मूलभूता वदना।' કારણ કે તેમાથી ધર્મ-ચિન્તનાદિ રૂપ અ કુરાઓ ફૂટે છે, ધર્મ-શ્રવણ અને ધર્માચારરૂપ શાખા-પ્રશાખાઓનો વિસ્તાર થાય છે, તથા સ્વર્ગ અને મોક્ષના સુખોની પ્રાપ્તિરૂપ ફૂલ તથા ફળો પ્રકટે છે

**(૩) વંદનાથી આઠે કર્મો પાતળાં પડે છે.**

જૈનાગમોમા વદનક એટલે વદનાનુ ફળ બતાવતાં કહ્યુ છે કે :—

"वदणएण भते! जीवे किं अज्जिणइ? गोअमा! अट्ठ कम्म-पयडीओ निबिडबधण-बद्धाओ सिढिलबधण-बद्धाओ करेइ, चिरकाल-ठिइआओ अप्पकालठिइआओ करेइ, तिव्वाणुभावाओ मदाणु-भावाओ करेइ, बहुपएसग्गाओ अप्पपएसग्गाओ करेइ, अणाइअ च ण अणवदग्ग ससारकतार नो परिअट्टइ।" (ચૈ. સ્વો. વૃ. પ્ર. ૩ પૃ. ૨૪૬ ઉદ્ધૃત)

જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વયોવૃદ્ધ એ ત્રણે વદન કરવા યોગ્ય છે. તેમા જ્ઞાનવૃદ્ધને પ્રથમ, તપોવૃદ્ધને પછી અને છેલ્લે વયોવૃદ્ધને વદન કરવુ.

"अभिवादनशीलस्य, नित्य वृद्धोपसेविन ।
चत्वारि तेषा वर्द्धन्ते, आयुर्विद्या यशो बलम् ॥"

—મનુસ્મૃતિ ૨-૧૨૧.

(ગુરુ, માતા, પિતા, આચાર્ય તથા અન્ય) વડીલો વગેરેને પ્રણામ કરનારના તેમજ તેમની નિત્ય સેવા કરનારના આયુ, વિદ્યા, કીર્તિ અને બળ આ ચાર વસ્તુ વૃદ્ધિ પામે છે

'હે ભગવન્! વંદનકથી જીવને શું પ્રાપ્ત થાય છે?'

'હે ગૌતમ! વંદનકથી જીવ ગાઢ બંધનવાળી આઠે કર્મ-પ્રકૃતિઓને શિથિલ બંધવાળી કરે છે, ચિરકાલની સ્થિતિ પામેલા( અષ્ટકર્મ )ને અલ્પકાલની સ્થિતિવાળા કરે છે, તીવ્ર અનુભાવવાળા ( અષ્ટકર્મ )ને મંદ અનુભાવવાળા કરે છે અને બહુ પ્રદેશવાળા ( અષ્ટકર્મ )ને અલ્પ-પ્રદેશવાળા કરે છે. તેથી તે અનાદિ—અનન્ત સંસારાટવીમાં પરિભ્રમણ કરતો નથી.'

(૪) વંદનાથી ઉચ્ચગોત્ર, સૌભાગ્ય અને લોકપ્રિયતા સાંપડે છે.

શ્રીઉત્તરાધ્યયનસૂત્રના ૨૯મા અધ્યયનમાં કહ્યું છે કે'—

'वंदणएण भंते ! जीवे किं अज्जिणइ ? 'गोअमा ! वंदणएण नीयागोत्तकम्मं खवेइ, उच्चागोत्तं निबंधइ, सोहग्गं च णं अप्पडिहयं आणाफलं निव्वत्तेइ ॥'

'હે ભગવન્! વંદનકથી જીવને શું ફળ મળે?' 'હે ગૌતમ! વંદનક-વંદનાથી ( જીવ ) નીચ-ગોત્રકર્મને ખપાવે છે અને ઉચ્ચગોત્રકર્મને બાંધે છે, તથા સૌભાગ્ય અને અપ્રતિહત ( જેનું કોઈ ઉલ્લંઘન કરે નહિ તેવી ) આજ્ઞારૂપી ફલની પ્રાપ્તિ કરે છે " એટલે વંદનનું ફલ ઉચ્ચગોત્ર, સૌભાગ્ય અને લોકપ્રિયતા છે.

(૫) મુમુક્ષુની વંદના

પરંતુ મુમુક્ષુ આત્મા વંદનની ક્રિયા પાપનો સંપૂર્ણ પ્રતિઘાત કરવા માટે જ કરે છે, જેમાં દેવ અને ગુરુની કૃપા અપેક્ષિત છે, એટલે તે જગદ્‌ગુરુ જિનેશ્વરોનું અને કલ્યાણ-

મિત્ર સદ્‌ગુરુનું શરણ સ્વીકારે છે અને તેમને જ પુનઃ પુનઃ વંદના કરે છે.

(૬) પડાવશ્યકમાં વંદના શા માટે?

આત્મ-વિશુદ્ધિ માટે યોજાયેલી પડાવશ્યકની લોકોત્તર ક્રિયામા ચતુર્વિંશતિ-સ્તવ અને વંદનકને પણ આ જ કારણે વિશિષ્ટ-સ્થાન પ્રાપ્ત થયેલુ છે. સમત્વની સિદ્ધિ માટે કૃતનિશ્ચય થયેલો મુમુક્ષુ પ્રથમ ચતુર્વિંશતિસ્તવવડે અર્હન્તો અને સિદ્ધોને ભાવપૂર્વક વંદના કરે છે તથા તેમના સદ્‌ભૂત ગુણોનુ કીર્તન કરીને દર્શનાચારની શુદ્ધિ કરે છે તથા ગુરુની સંયમ-યાત્રા વગેરેના પ્રશ્ન પૂછી પોતાથી જાણતા-અજાણતા થયેલી આશાતના માટે મન, વચન અને કાયાથી ક્ષમા માગે છે અને એ રીતે જ્ઞાનાચારની વિશુદ્ધિ કરે છે આ રીતે દર્શનાચાર અને જ્ઞાનાચારથી વિશુદ્ધ થયેલો મુમુક્ષુ પ્રતિક્રમણ, કાયો-ત્સર્ગ અને પ્રત્યાખ્યાનનો સાચો અધિકારી બને છે કે જે દ્વારા તે ચારિત્ર, તપ અને વીર્યને લગતા આચારોની ક્રમશઃ શુદ્ધિ કરીને પોતાનુ અભીષ્ટ સાધવામા સફલ થાય છે. આ રીતે વંદનક એ આધ્યાત્મિક અનુષ્ઠાનની સંપૂર્ણ સફલતા માટે પૂર્વસેવારૂપ* છે અને તેથી તે નિતાન્ત આવશ્યક છે

* પ્રારંભમા દેવ અને ગુરુની પૂજા કરવી તેને યોગશાસ્ત્ર અને મંત્રશાસ્ત્રની પરિભાષામા ‘ પૂર્વસેવા ’ કહેવામા આવે છે.

‘ पूर्वसेवा—गुरु-देवादिपूजादिलक्षणा । ’

—યોગબિન્દુ શ્લોક ૩૬ની ટીકા, પૃ. ૧૮.

(૭) ગુરુની આવશ્યકતા

આધ્યાત્મિક જીવનની સફળતા માટે ગુરુની છત્ર-છાયા આવશ્યક છે, તેથી જ 'શ્રીદશવૈકાલિકસૂત્ર'માં કહ્યું છે કે 'આ લોક અને પરલોકમા હિતકર એવા ધર્મનુ જ્ઞાન મેળવવા માટે શિષ્યે બહુશ્રુત ગુરુને વિનય અને આત્મ-નિગ્રહપૂર્વક સેવવા તથા તેમને પદાર્થોનો નિર્ણય પૂછવો.'* શ્રીહરિભદ્રસૂરિ 'પંચવસ્તુક'મા જણાવે છે કે-'શ્રીમન્ત મનુષ્ય જેમ સારા રાજાને છોડતો નથી, તેમ આત્મ-કલ્યાણના અભિલાષીએ ચારિત્રધનરૂપી ફળને આપનાર ગુણવાન ગુરુને છોડવા નહિ. ગુણવાન ગુરુની સતત સેવામા રહેવાથી તેમનુ પ્રશસ્ત દર્શન પ્રાપ્ત થાય છે, વિનયનો લાભ થાય છે, બીજા મુમુક્ષુઓને પણ માર્ગનુ ભાન થાય છે અને દીક્ષા વખતે કરેલુ આત્માનુ સમર્પણ સફળ થાય છે. આ રીતે બીજા પણ અનેક લાભો થાય છે + તેથી ગૌતમસ્વામી વગેરે તે ભવે મોક્ષે જનારા મહાપુરુષોએ પણ ગુરુકુળ-વાસ સેવ્યો છે માટે પોતાના

* "इहलोग-पारत्तहिअ, जेग गच्छइ सुग्गइ ।
वहुस्सुअ पज्जुवासिज्जा, पुच्छिज्जत्य-विणिच्छय ॥ ४४ ॥"

—દશવૈકાલિક-પૃ ૨૩૪.

\+ લૌકિક શાસ્ત્રોમા કહ્યુ છે કે—

"शिवे रुष्टे गुरुस्त्राता, गुरौ रुष्टे न कश्चन ।
तस्मात् सर्वप्रयत्नेन, गुरुमेव प्रसादयेत् ॥"

જો શિવ (ઈશ્વર) કોપે તો ગુરુ બચાવી શકે છે, પણ ગુરુ કોપે તો કોઈ બચાવી શકતુ નથી, માટે સર્વ પ્રયત્નથી ગુરુને પ્રસન્ન કરવા

સંસારી કુલને છોડીને કુલીન એવા—મુમુક્ષુ આત્માએ સાધુ-આચાર્ય મહારાજની સેવા જરૂર આદરવી '*

'ગુરુ વિના જ્ઞાન નહિ' એ ઉક્તિ જગપ્રસિદ્ધ છે તેમા પણ બ્રહ્મ કે આત્મા જેવા ગૂઢ વિષયનુ જ્ઞાન ગુરુ વિના પ્રાપ્ત થવું અશક્ય છે, તેથી મુમુક્ષુ આત્માએ સદ્ગુરુનુ શરણ અવશ્ય શોધવું ઘટે છે. મુંડકોપનિષદ્મા કહ્યું છે કે–'तद्विज्ञानार्थं गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥' તે (આત્મા)ના વિશેષ જ્ઞાન અર્થે મુમુક્ષુ સમિધ વગેરે હાથમા લઈને શ્રોત્રિય(શ્રુતિ-વેદ વગેરેને જાણનાર) અને બ્રહ્મનિષ્ઠ (આત્મજ્ઞાની) એવા ગુરુની સમીપે જાય.

તાત્પર્ય કે આધ્યાત્મિક ઉન્નતિ માટે ગુરુની અત્યન્ત આવશ્યકતા છે

(૮) ગુરુ કેવા જોઈએ ?

'ગુરુ કેવા જોઈએ?' તે પ્રશ્ન પણ વિચારણીય છે અધ્યાત્મશાસ્ત્રના મતથી જે ગુરુ સંસારી એટલે ગૃહસ્થાશ્રમી હોય તથા વિષય અને કષાયના કાદવમા ખૂંચેલો હોય, તે અન્યનુ ભલુ કરી શકતો નથી વળી સાધુ થવા છતાં જે જ્ઞાન,

---

"गुरुभक्तिविहीनस्य, तपो विद्या व्रतं कुलम् ।
व्यर्थं सर्वं शवस्येव, नानाऽलङ्कारभूषणम् ॥"

જેમ મડદાને ધારણ કરાવેલા વિવિધ પ્રકારના આભૂષણો વ્યર્થ છે, તેમ ગુરુભક્તિથી રહિત સાધકના તપ, વિદ્યા વ્રત અને કુલ વ્યર્થ છે

* શ્રીપંચવસ્તુક ગ્રન્થ–શ્લોક ૬૮૯થી ૬૯૪ સુધી પૃ. ૧૧૦

દર્શન, ચારિત્ર અને તપની ઉપાસના કરતો નથી, પણ માત્ર લોકરંજન કે ઉદરના ભરણ-પોષણ માટે જ સાધુ-વેશને નભાવે છે, તે પણ સ્વ કે અન્યનુ કલ્યાણ કરી શકતો નથી. એટલે તેમનો ગુરુ તરીકે સ્વીકાર કરવો, એ ફલદાયી નીવડતુ નથી. ભક્તકવિ અખાએ પણ ઠીક જ કહ્યુ છે કે'—

"ગુરુ કીધા મે ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ,
ધન હરે પણ ધોખો નવ હરે, એ ગુરુ શુ કલ્યાણ જ કરે?"

કુગુરુથી ચેતતા રહેવા માટે અન્ય વિદ્વાનોએ પણ કહ્યુ છે કે —

"गुरवो वहव सन्ति, शिष्यवित्तापहारका. ।
दुर्लभ. सद्गुरुर्देवि ! शिष्यहृत्तापहारक ॥"

હે દેવી! આ જગતમા શિષ્યના વિત્તનુ હરણ કરનારા ગુરુઓ બહુ છે, પણ તેના હૃદયનો તાપ હરનારા સદ્ગુરુ તો વિરલ જ છે

આ સ્થિતિમા ત્યાગી, બ્રહ્મચારી, સુશીલ અને જ્ઞાની ગુરુનુ શરણ સ્વીકારવુ એ જ બુદ્ધિમત્તા છે. જૈનશાસ્ત્રોએ ગુરુનુ સ્વરૂપ નીચે મુજબ દર્શાવ્યુ છે, જે દરેક મુમુક્ષુએ પુન' પુન. વિચારવા યોગ્ય છે.

"पचिन्दिय-सवरणो, तह नवविह-बंभचेर-गुत्ति-धरो ।
चउविह-कसाय-मुक्को, इअ अट्ठारसगुणेहि सजुत्तो ॥ १ ॥
पञ्च-महव्वय-जुत्तो, पचविहायार-पालण समत्थो ।
पञ्च-समिओ तिगुत्तो, छत्तीसगुणो गुरू मज्झ ॥ २ ॥"

—प्रतिक्रमणसूत्र-

'પાચ ઇન્દ્રિયોને કાબૂમા રાખનાર, બ્રહ્મચર્યની નવ વાડોનુ પાલન કરનાર, ક્રોધાદિ ચાર કષાયોને જિતનાર, પચ મહાવ્રતોને ધારણ કરનાર, જ્ઞાનાચાર વગેરે પાચ આચારોનુ પાલન કરનાર, ઇર્યાસમિતિ વગેરે પાચ સમિતિ તથા મનોગુપ્તિ વગેરે ત્રણ ગુપ્તિથી યુક્ત એમ છત્રીસ ગુણોવાળા (હોય તે) મારા ગુરુ છે'

**(૯) ગુરુ પ્રત્યે શિષ્યનું વર્તન**

સદ્‌ગુરુનું શરણ સ્વીકાર્યા પછી શિષ્યે તેમની સાથે કેવા પ્રકારનો વ્યવહાર રાખવો, તે જાણવા જેવું છે જૈનશાસ્ત્રો કહે છે કે —

'જે શિષ્ય ગર્વ, ક્રોધ, માયા અને પ્રમાદને કારણે ગુરુ સાથે રહીને વિનય* શીખતો નથી, તે વાસના ફળની માફક પોતાના જ નાશનુ કારણ થાય છે'

---

* વિનય પાચ પ્રકારનો છે—તે આ રીતે.

(૧) લોકોપચાર-વિનય—લોક-વ્યવહાર નિમિત્તે થતુ વિનયનુ પ્રવર્તન

(૨) અર્થ-વિનય—ધનની પ્રાપ્તિ નિમિત્તે થતુ વિનયનુ પ્રવર્તન

(૩) કામ-વિનય—કામભોગની પ્રાપ્તિ નિમિત્તે થતું વિનયનુ પ્રવર્તન

(૪) ભય-વિનય—ભયના કારણે થતુ વિનયનુ પ્રવર્તન

(૫) મોક્ષ-વિનય—મોક્ષ પ્રાપ્તિના હેતુથી થતું વિનયનું પ્રવર્તન.

આ પાચ પ્રકારના વિનયોમાથી મોક્ષ-વિનય મુમુક્ષુઓ માટે આદરણીય છે.

'જે ગુરુ આચારવાન છે, ગુણનિષ્ઠ છે, તેમનુ અપમાન કરવું, એ અગ્નિની પેઠે પોતાના સદ્ગુણોને ભસ્મીભૂત કરવા જેવું છે'

'ગુરુની અવહેલના કરીને જ્ઞાન પ્રાપ્ત કરવું અશક્ય છે.'

'અગ્નિહોત્રી બ્રાહ્મણ જેમ વિવિધ પ્રકારની આહુતિઓ અને મંત્રોવડે અભિષિક્ત અગ્નિની શુશ્રૂષા કરે છે, તેમ અમિતજ્ઞાની શિષ્યે પણ ગુરુની વિનયપૂર્વક શુશ્રૂષા કરવી.'

'મૂળમાંથી જેમ થડ થાય છે, થડમાંથી જેમ ડાળીઓ

---

મોક્ષ-વિનય પાચ પ્રકારનો છે તે આ રીતે —

૧ **દર્શન-વિનય**–શ્રીજિનેશ્વરદેવોએ ષડ્દ્રવ્ય અને તેના પર્યાયોની તથા નવતત્ત્વોની જે પ્રકારે પ્રરૂપણા કરી છે, તે જ પ્રકારે તેની શ્રદ્ધા રાખવી

૨ **જ્ઞાન-વિનય**–સ્વાધ્યાય યોગ્ય શ્રુતજ્ઞાનનુ પઠન-પાઠન કરવુ અને તેના આધારે સયમમાર્ગમા વર્તવુ.

૩ **ચારિત્ર-વિનય**–અજ્ઞાન અને મોહનો નાશ કરવા માટે વિશિષ્ટ વ્રતોનુ પાલન કરવુ

૪ **તપો-વિનય**–કર્મની નિર્જરા કરવા માટે નાના-વિધ તપોનુ અનુષ્ઠાન કરવુ

૫ **ઔપચારિક-વિનય**–વિવિધ ઉપચારો વડે ગુરુનો આદર-સત્કાર કરવો

—દશવૈકાલિક-નિર્યુક્તિ.

આ પાચ પ્રકારના વિનયમાથી ઔપચારિક વિનયને જ સામાન્ય રીતે 'વિનય' કહેવામા આવે છે.

થાય છે, ડાળીઓમાંથી જેમ ડાળખીઓ થાય છે, ડાંખળીઓ-માંથી જેમ પાંદડાં થાય છે અને પાદડામાંથી જેમ ફૂલ અને ફૂલનો રસ થાય છે. તેમ વિનયરૂપી મૂળમાથી ધર્મનો સ્કન્ધ (થડ) પ્રકટે છે અને તેનો ક્રમશ: વિસ્તાર થતા કીર્તિ, શ્રુત અને નિશ્રેયસનો લાભ થાય છે.'

'જે શિષ્ય ક્રોધી, મદમત્ત, અપ્રિય વક્તા, માયાવી અને શઠ હોઈ અવિનીત રહે છે, તે પ્રવાહમા તણાતા કાષ્ઠની પેઠે સંસાર-પ્રવાહમા તણાયા કરે છે'

'જે શિષ્યો આચાર્યો અને ઉપાધ્યાયોની સેવા કરે છે તથા તેમનુ કહ્યુ કરે છે, તેઓની શિક્ષા પાણીથી સિંચાયેલા વૃક્ષોની પેઠે વૃદ્ધિ પામે છે'

'અવિનીત પુરુષોને વિપત્તિ છે અને સુવિનીત પુરુષોને સૌ રૂડાં વાના છે, એમ જે બરાબર જાણે છે, તે જ સુશિક્ષિત થઈ શકે છે'

'જે શિષ્ય સદ્ગુરુની આજ્ઞામા રહે છે, જે ધર્મનુ રહસ્ય સમજ્યો છે, તથા જે વિનયની બાબતમા કુશળ છે, તે આ દુસ્તર (સસાર)પ્રવાહને તરી જાય છે તથા કર્મોનો ક્ષય કરી સિદ્ધિરૂપી ઉત્તમ ગતિને પામે છે'

વૈદિક સપ્રદાયમા ગુરુ પ્રત્યેના વર્તન માટે કહ્યુ છે કે –

"आज्ञाभगोऽर्थहरण, गुरोरप्रियवर्तनम् ।
गुरुद्रोहमिति प्राहुर्य करोति स पातकी ॥ ७१ ॥
गुरुकार्ये स्वय शक्त, नापर प्रेषयेत् प्रिये ! ।
वहुभक्तिपरैर्भृत्यै', सहितोऽप्यतिभक्तिमान् ॥ ९२ ॥

अभिमानो न कर्तव्यो, जाति-विद्या-धनादिभि: ।
सर्वदा सेवयेन्नित्यं, शिष्य: श्रीगुरुसन्निधौ ॥ ९४ ॥
काम क्रोध-परित्यागी, विनीत स्तुतिभक्तिमान् ।
देवि! भूम्यासने तिष्ठेद्, गुरुकार्यं समाचरन् ॥ ९५ ॥
अनादृत्य गुरोर्वाक्यं, शृणुयाद् य पराङ्मुख: ।
अहितं वा हितं वापि, रौरवं नरकं व्रजेत् ॥ ९८ ॥
गो ब्राह्मणवध कृत्वा, यत्पाप समवाप्नुयात् ।
तत्पाप समवाप्नोति, गुर्वग्रेऽनृतभाषणात् ॥ ९९ ॥"

'ગુરુની આજ્ઞાનો ભંગ કરવો, ગુરુના ધનનું હરણ કરવું, ગુરુનું ભૂંડું કરવું કે મનથી ભૂંડું ઇચ્છવું તે ગુરુદ્રોહ કહેવાય છે અને તે કરનારો પાતકી છે.'

'ગુરુમાં અત્યન્ત ભક્તિવાળો શિષ્ય પોતે અનેક સેવક-વાળો હોય તો પણ પોતે જ ગુરુની સેવા કરે, પણ સેવકો પાસે સેવા કરાવે નહિ.'

'શિષ્યે શ્રીગુરુ આગળ કદી પણ જાતિ, વિદ્યા, ધન વગેરેનું અભિમાન કરવું નહિ, પરંતુ તેનો ત્યાગ કરીને સર્વદા તેમની સેવા કરવી.'

'વિનીત શિષ્ય કામ ક્રોધનો પરિત્યાગ કરીને ગુરુની સ્તુતિ-ભક્તિ કરતો થકો પૃથ્વી ઉપર ગુરુથી નીચા આસને બેસે અને ગુરુએ બતાવેલું કાર્ય કરે.'

'ગુરુએ કહેલી વાત હિતકર કે અહિતકર લાગે તો પણ તેને આદરપૂર્વક સાંભળવી જોઈએ. જે શિષ્ય ગુરુની વાત અનાદરથી સાંભળે છે, તે રૌરવ નરકમાં જાય છે.'

'ગાય તથા બ્રાહ્મણને મારનારને જે પાપ લાગે છે, તે ગુરુની આગળ ખોટું બોલવાથી લાગે છે, માટે ગુરુની આગળ કદી પણ ખોટું બોલવું નહિ.'

"अनुज्ञात संविशेत् ॥ २ ॥
न चैनमभिप्रसारयीत ॥ ३ ॥
न चास्य सकाशे संविष्टो भाषेत ॥ ५ ॥
अभिभाषितस्त्वासीन प्रतिब्रूयात् ॥ ६ ॥
अनुत्थाय तिष्ठन्तम् ॥ ७ ॥
गच्छन्तमनुगच्छेत् ॥ ८ ॥
धावन्तमनुधावेत् ॥ ९ ॥
देवमिवाचार्यमुपासीताविकत्थयन्नविमना वाच शुश्रूष-
माणोऽस्य ॥ १३ ॥"

—आपस्तम्बीय धर्मसूत्रम् १ २. ६, पृष्ठ ११.

'આજ્ઞા થયા પછી સૂવું, તેમના તરફ પગ ન ફેલાવવા, તેમની સામે સૂતા સૂતા બોલવું નહિ, જે કંઈ કહેવું હોય તે કહી રહ્યા પછી બેસીને પ્રત્યુત્તર દેવો. ગુરુ ઊભા હોય ત્યારે ઊભા રહેવું, જતા હોય ત્યારે પાછળ જવું અને દોડતા હોય તો પાછળ દોડવું. આત્મ-પ્રશંસા છોડીને અને અવિક્ષિપ્ત મનવાળા થઈને દેવની માફક આચાર્યની ઉપાસના કરવી.'

(૧૦) ગુરુવંદનનો મહિમા

સર્વ સુવિહિત આચારોનું મૂળ વિનય છે અને તેવો વિનય ગુરુને વિધિસર વંદન કરવાથી તેમજ તેમની વિવિધ પ્રકારે સેવા-ભક્તિ કરવાથી થાય છે. એટલે આત્મકલ્યાણના અભિલાષીએ ગુરુને પ્રતિદિન પ્રાતઃ અને સાયંકાળે વિધિસર વંદન

કરવુ આવશ્યક છે. આ વ દનનુ તાત્કાલિક ફળ શ્રુતધર્મની પ્રાપ્તિ છે અને પાર પરિક ફળ ભવસંતતિનો ક્ષય એટલે નિર્વાણ છે. ગુરુવ દનભાષ્યમા કહ્યુ છે કે :—

'विणओवयारमाणस्स, भजणा पूअणा गुरुजणस्स ।
तित्थयराण य आणा, सुअधम्माराहणाकिरिया ॥'

ગુરુને વ દન કરવાથી અનુક્રમે વિનયોપચાર, માનનું ખ ડન, ગુરુજનની પૂજા, તીર્થ કરોની આજ્ઞાનુ પાલન, શ્રુત-ધર્મની આરાધના તથા અક્રિયપદ( મુક્તિ )ની પ્રાપ્તિ થાય છે

દશપૂર્વધર મહર્ષિ શ્રીઉમાસ્વાતિ વાચક પ્રશમ-રતિ-પ્રકરણમા ફરમાવે છે કે—

'વિનયનુ ફલ ગુરુની શુશ્રૂષા છે, ગુરુ-શુશ્રૂષાનુ ફલ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ છે. શ્રુતજ્ઞાનની પ્રાપ્તિનુ ફલ વિરતિ ( સંયમ ) છે, વિરતિનુ ફલ આસ્રવ-નિરોધ છે, આસ્રવ-નિરોધ ( સ વર )નુ ફલ તપોબળ છે, તપોબળનુ ફલ નિર્જરા છે, નિર્જરાનુ ફલ ક્રિયાની નિવૃત્તિ છે, ક્રિયા-નિવૃત્તિનુ ફલ અયોગિત્વ( યોગ-નિરોધ ) છે, યોગ-નિરોધનુ ફલ ભવ-પરંપરાનો ક્ષય છે અને ભવ-પર પરાના ક્ષયથી મોક્ષ છે તેથી સર્વે કલ્યાણોનું મૂલસ્થાન વિનય છે.' *

---

* "विनयफल शुश्रूषा, गुरुशुश्रूषा-फल श्रुतज्ञानम् ।
ज्ञानस्य फल विरतिर्विरतिफल चास्रवनिरोध ॥ ७२ ॥
सवरफल तपोवलमथ तपसो निर्जराफल दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्ति , क्रियानिवृत्तेरयोगित्वम् ॥ ७३ ॥
योगनिरोधाद् भवसततिक्षय सततिक्षयान्मोक्ष ।
तस्मात् कल्याणाना, सर्वेषा भाजन विनय ॥ ७४ ॥"

(૧૧) ગુરુને વંદન કરવાનો વિધિ

ગુરુને કેવી રીતે વદન કરવું, તેનો પણ વિધિ છે. ગુરુ સામા મળતા 'मत्थएण वदामि' બોલીને વંદન કરવું, તે 'ફિટ્ટા વંદન' કે 'જઘન્ય વંદન' કહેવાય છે 'प्रणिपात-सूत्र' બોલીને પંચાગ પ્રણિપાત કરવો, તે 'સ્તોભ-વંદન' કે 'મધ્યમ વદન' કહેવાય છે અને 'सुगुरु-वदणसुत्त'ના પાઠ-પૂર્વક પચ્ચીસ આવશ્યક સાચવીને વદના કરવી, તે 'द्वादशावर्त-वंदन' કે 'ઉત્કૃષ્ટ વદન' કહેવાય છે. *

આ પ્રકારનુ ઉત્કૃષ્ટ વદન કરવાની રીત એ છે કે પ્રથમ વદન કરવાની ઇચ્છાનુ ગુરુને નિવેદન કરવું, (ઇચ્છાનિવેદન-સ્થાન) પછી તેમની સમીપે જવાની આજ્ઞા માગવી (અનુ-

* વૈદિક સપ્રદાયમાં પણ ગુરુને સામાન્ય, પચાગ અને અષ્ટાંગ પ્રણામ કરવાનો વિધિ પ્રચલિત છે તેમા સામાન્ય પ્રણામ 'ॐ नमो नारायणाय' વગેરે શબ્દ-પ્રયોગો વડે કરવામાં આવે છે, પંચાગ-પ્રણામ હાથ,[1] ઢીંચણ,[2] મસ્તક,[3] વાણી,[4] અને મન[5] વડે કરવામાં આવે છે,+ તથા અષ્ટાગ-પ્રણામ કે સાષ્ટાગ દડવત્ બે પગ,[1] બે હાથ,[2] બે ઢીંચણ,[3] છાતી,[4] મસ્તક,[5] મન,[6] વાણી,[7] તથા નેત્ર[8]—એ આઠ અંગો વડે કરવામા આવે છે ×

\+ "वाहुभ्या च सजानुभ्या, शिरसा वचसा धिया।
पचाङ्गक· प्रणाम स्यात्पूजासु प्रवराविमौ ॥"
—પ્રપ. સા. પો ૬-૧૧૩

× "पद्भ्या कराभ्या जानुभ्यानुरसा शिरसा तथा।
मनसा वचसा दृष्टया, प्रणामोऽष्टाङ्ग उच्यते ॥"
—સ્કન્દ પુ ખ ૨ માર્ગ. અ ૧૦, શ્લોક ૩૦.

જ્ઞાપન સ્થાન ), પછી તેમને અવ્યાબાધા સંબંધી પૃચ્છા કરવી ( અવ્યાબાધ-પૃચ્છાસ્થાન ). પછી તેમને સંયમ-યાત્રા સંબંધી પૃચ્છા કરવી ( સંયમ-યાત્રા-પૃચ્છાસ્થાન ), પછી તેમને યાપના* સંબંધી પૃચ્છા કરવી (યાપના-પૃચ્છાસ્થાન), અને છેવટે દિવસ કે રાત્રિ દરમિયાન થયેલી આશાતના સંબંધી ક્ષમા માગવી ( અપરાધ-ક્ષમાપનસ્થાન ) આ બધી ક્રિયા યોગ્ય વિનયપૂર્વક કરવાની છે, એટલે જ્યા અવનત-મુદ્રા ધારણ કરવી જરૂરી છે, ત્યા અવનત-મુદ્રા ધારણ કરવી, યથા-જાત-મુદ્રા ધારણ કરવાની જરૂર છે, ત્યા યથાજાત-મુદ્રા ધારણ કરવી, આવર્ત કરવાની જરૂર છે ત્યાં આવર્ત કરવા; શિરો-નમન કરવાની જરૂર છે, ત્યાં શિરોનમન કરવા, અવગ્રહમા પ્રવેશ કરવાની જરૂર છે, ત્યા અવગ્રહમાં પ્રવેશ કરવો અને તેમાંથી નિષ્ક્રમણ કરવાની આવશ્યકતા છે, ત્યા નિષ્ક્રમણ કરવું આમ યોગ્ય વિનયપૂર્વક વિધિસર વંદન કરવાથી ‘ આસેવના-શિક્ષા ’ પ્રાપ્ત થાય છે અને પરિણામે ‘ ગ્રહણ શિક્ષા ’મા પણ ઘણો જ લાભ થાય છે આ રીતે શ્રુતધર્મની પ્રાપ્તિ થતા સાધકને સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાનનુ વાસ્તવિક રહસ્ય સમજાય છે, એટલે તે ક્રિયાઓ પણ ઉત્તરોત્તર વિશુદ્ધ બનતી જાય છે અને છેવટે તે સંપૂર્ણ શુદ્ધિ પામતા સાધકનો ભવ-નિસ્તાર થાય છે.

આ છે ગુરુવંદનનો મહિમા ! આ છે ત્રીજા આવશ્યકની મહત્તા !

---

* ઇન્દ્રિય અને મનની ઉપઘાતરહિત અવસ્થા વિસ્તાર માટે જુઓ પ્ર પ્ર. ટીકા ભાગ ૧લો, પૃ ૫૫, ૫૬, ૫૭

# પરિશિષ્ટ બીજું

## પ્રતિક્રમણ (ચતુર્થ આવશ્યક)

### અથવા

## પાપ-વિમોચનની પવિત્ર ક્રિયા



### (૧) પાપકર્મો ન કરવાનો ધર્માદેશ

જૈનશાસ્ત્રોમા કહ્યુ છે કે "पाव-कम्म नेव कुज्जा, न कारवेज्जा" (આચારાગ સૂત્ર) "પાપકર્મ કરવુ પણ નહિ અને કરાવવુ પણ નહિ" पावकम्मणो अण्णेसिं त परिण्णाय मेहावी" (આચારાગ સૂત્ર) "બુદ્ધિમાન પુરુષે પાપકર્મનુ સ્વરૂપ બરાબર જાણીને તેને આચરવુ નહિ"*

* બૌદ્ધશાસ્ત્રોમા કહ્યુ છે કે—

"सब्बपावस्स अकरण, कुसलस्स उपसम्पदा ।
सचित्तपरियोदपने, एत बुद्धान शासन ॥"

—ધમ્મપદ ૧૪-૫

"કોઈ પ્રકારનુ પાપ કરવુ નહિ પુણ્ય-કાર્યોનું સપાદન કરવુ અને ચિત્તને પરિશુદ્ધ રાખવુ એ બુદ્ધોનો આદેશ છે"

વૈદિક ધર્મમા કહ્યુ છે કે—"प्रशस्तानि सदा कुर्यात्, अप्रशस्तानि वर्जयेत् ।" "પ્રશસ્ત કાર્યો (સુકૃત) સદા કરવા અને અપ્રશસ્ત કાર્યો (પાપો) કરવાં નહિ."

(૨) પાપકર્મોની શુદ્ધિનો ઉપાય

પાપકર્મો ન કરવા યોગ્ય હોવા છતાં પ્રાકૃત(છદ્મસ્થ) મનુષ્યો કેટલાક પાપકર્મો જાણતા કે અજાણતા અવશ્ય કરે છે તેથી 'પાપકર્મોનુ પ્રમાણ કેમ ઘટે? અને લાગેલાં પાપોની શુદ્ધિ કેમ થાય?' એ પ્રશ્ન વિચારણીય બને છે

આ પ્રશ્નનો ઉત્તર જુદા જુદા ધર્મોએ જુદી જુદી રીતે આપ્યો છે બૌદ્ધોએ તેના ઉત્તરમાં **પાપદેશના** (પાપની કબૂલત કરવાની ક્રિયા) રજૂ કરી છે. વૈદિકોએ તેના ઉત્તરમા **અઘ-મર્ષણ** રજૂ કર્યું છે જરથુષ્ટ્રોએ તેના ઉત્તરમાં **પતેત-પશેમાની** રજૂ કરી છે. ઇસ્લામીઓએ તેના ઉત્તરમાં **તોબાહ** રજૂ કરી છે અને ખ્રિસ્તીઓએ તેના ઉત્તરમાં (પાપનો) **એકરાર** (Confession) રજૂ કર્યો છે, જ્યારે જૈનોએ તેના ઉત્તરમાં '**પ્રતિક્રમણની ક્રિયા**' રજૂ કરી છે.

આ ક્રિયાઓનુ તટસ્થ અવલોકન કરવામાં આવે તો કોઈ પણ મુમુક્ષુને એ વાત પ્રથમ દૃષ્ટિએ જ જણાઈ આવશે કે પાપ-મોચન અંગેની વિશદતા, વ્યવહારુતા કે વ્યવસ્થામાં પ્રતિક્રમણ-ક્રિયાની સરખામણી અન્ય કોઈ પણ ક્રિયા કરી શકે તેમ નથી.

---

જરથુષ્ટ્ર ધર્મમા કહ્યુ છે કે "તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામને વખાણવા તથા અખત્યાર કરવા અને તમામ બદ-વિચાર, બદ સખુન અને બદ કામને ધિક્કારવા તથા તેનો ત્યાગ કરવો"

આ રીતે બીજા ધર્મોએ પણ પાપ-કર્મો ન કરવાનો આદેશ આપેલો છે

(૩) પ્રતિક્રમણ અને પુરુષાર્થ

'પ્રતિક્રમણની ક્રિયા' પુરુષાર્થ ઉપર રચાયેલી છે; એટલે તેની પાછળ એવી ભાવના રહેલી છે કે આ આત્મા મૂળ સ્વરૂપે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્યનો સ્વામી છે. પણ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને કષાયને લીધે મન વચન-કાયાની અશુભ પ્રવૃત્તિ કરવાને પ્રેરાય છે અને તેના વડે કર્મના ગાઢ બંધનોથી બંધાય છે. તેથી આ પરિસ્થિતિમાંથી મુક્ત થવું તે એના પોતાના જ હાથની વાત છે બીજા શબ્દોમાં કહીએ તો પાપમાંથી મુક્તિ મેળવવી. એ પુરુષાર્થને આધીન છે, તેથી મુમુક્ષુ આત્માએ તે માટે પ્રચંડ પુરુષાર્થ કરવો ઘટે છે આવો કોઈ પુરુષાર્થ ન કરતા માત્ર ઈશ્વર કે પ્રભુને પોતાના પાપો માફ કરી દેવાની પ્રાર્થના કરવી, તેનો અર્થ કંઈ જ નથી આપણે પાપકર્મો કર્યા કરીએ અને આપણો કલ્પેલો ઈશ્વર કે પ્રભુ આપણી આજીજીથી પીગળી જઈને ગુનાઓ માફ કરતો રહે, તો સંભવ છે કે નિરંતર પાપકર્મો કરવાને ટેવાયેલો જીવ કદી પણ પાપકર્મમાંથી નિવૃત્ત થાય નહિ અને સંસારચક્રમાં સદા સિદાતો જ રહે જો કલ્પેલો ઈશ્વર કે પ્રભુ કર્મ અનુસાર ફલ આપવાનો હોય તો પાપકર્મો કરતા જ અટકવું જોઈએ અને જે પાપકર્મો અજાણતા થઈ ગયા હોય તેને માટે દિલગીર થવું જોઈએ કે જેથી બીજી વખત તે પાપકર્મ કરવાની વૃત્તિ ઉદ્ભવે નહિ એટલે મનુષ્યે પાપકર્મોમાંથી મુક્તિ મેળવવા માટે જે કંઈ કરવાનું છે, તે એટલું જ કે પાપકર્મો કરતા અટકવું અને જે પાપકર્મો અજાણતા થઈ

ગયાં હોય તે માટે દિલગીર થવુ. 'પ્રતિક્રમણની ક્રિયા' આ સિદ્ધાત પર વ્યવસ્થિત થયેલી છે.

પચસૂત્રમાં કહ્યું છે કે·—

"पावकम्म-विगमो तहाभव्वताइ-भावओ। तस्स पुण विवाग-साहणाणि चउसरणगमण दुक्कडगरिहा सुकडाणासेवण।"

"પાપકર્મનો વિનાશ 'તથાભવ્યત્વાદિ' ભાવથી (એટલે સિદ્ધિગમનને યોગ્ય અનાદિ પારિણામિક ભાવથી) થાય છે. તે 'તથાભવ્યત્વાદિ ભાવ'નાં વિપાક-સાધનો ત્રણ છે (૧) **ચતુઃશરણગમન** (અરિહ ત, સિદ્ધ, સાધુ અને ધર્મના શરણનો સ્વીકાર અર્થાત્ તેમના પ્રત્યે સાચો સમર્પણભાવ) (૨) **દુષ્કૃતની ગર્હા** (પાપકર્મોની નિંદા યાને પ્રતિક્રમણ) (૩) **સુકૃતોનુ આસેવન** (શાસ્ત્રકાર મહર્ષિઓએ બતાવેલા શીલ, સ યમ, સદાચાર તથા વિવિધ શુભ અનુષ્ઠાનોનુ આચરણ)*

* મનુસ્મૃતિના અગિયારમા અધ્યયનમા કહ્યુ છે કે —

"ख्यापनेनानुतापेन, तपसाऽध्ययनेन च।
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ २२७ ॥"

"કરેલુ પાપ કહી બતાવવાથી, પશ્ચાત્તાપ કરવાથી, તપ કરવાથી અને (અઘ-મર્પણ વગેરેનો) પાઠ કરવાથી પાપી પાપમાથી મુક્ત બને છે. અને આપત્કાળમા જો તેમ ન બની શકે તો દાન દઈને શુદ્ધ થાય છે.

"यथा यथा नरोऽधर्मं, स्वय कृत्वानुभाषते।
तथा तथा त्वचेवाहिस्तेनाधर्मेण मुच्यते ॥ २२८ ॥"

(૪) પ્રતિક્રમણથી થતા લાભો

પ્રતિક્રમણથી શું લાભ થાય છે? તેનો ઉત્તર ઉત્તરાધ્યયન-સૂત્રના ઓગણત્રીસમા અધ્યયન પરથી જાણી શકાય છે. તેમાં જણાવ્યુ છે કે—

"પુરુષ પોતે અધર્મ (પાપકર્મ) કરીને જે જે પ્રકારે તે અધર્મને કર્યો હોય તે તે પ્રકારે કહી દે તો કાચળીમાથી જેમ સર્પ છૂટો થાય તેમ તે અધર્મમાથી મુક્ત થાય છે"

"यथा यथा मनस्तस्य, दुष्कृत कर्म गर्हति।
तथा तथा शरीर तत्तेनाधर्मेण मुच्यते ॥ २२९ ॥"

"પાપી મનુષ્યનુ મન જેમ જેમ પોતાના પાપની નિંદા કરે છે, તેમ તેમ તેનુ અંત:કરણ અધર્મમાથી મુક્ત થાય છે."

"कृत्वा पापं हि सतप्य, तस्मात्पापात्प्रमुच्यते।
नैव कुर्यां पुनरिति, निवृत्त्या पूयते तु स ॥ २३० ॥

"જે મનુષ્ય પાપકર્મ કરીને તેને માટે સતાપ કરે છે તે મનુષ્ય પાપમાથી મુક્ત થાય છે, અને હવે ફરીને આવુ પાપ નહિ કરુ, એ રીતે નિવૃત્તિરૂપ સંકલ્પ કરવાથી પવિત્ર થાય છે."

"एव मचिन्त्य मनमा, प्रेत्य कर्मफलोदयम्।
मनोवाङ्मूर्तिभिर्नित्य, शुभ कर्म समाचरेत् ॥ २३१ ॥"

"ઉપર પ્રમાણે શુભ તથા અશુભ કર્મનુ ફળ પરલોકમા મળે છે આ પ્રમાણે મન સાથે વિચાર કરીને મન, વાણી તથા કાયાવડે નિત્ય શુભ કર્મ કરવા"

"अज्ञानाद् यदि वा ज्ञानात्, कृत्वा कर्म विगर्हितम्।
तस्माद् विमुक्तिमन्विच्छन्, द्वितीय न समाचरेत् ॥ २३२ ॥"

"અજાણતા અથવા તો જાણી જોઈને કરેલા પાપકર્મમાથી છૂટવાની ઇચ્છા કરનારા પુરુષે બીજુ પાપકર્મ કરવુ નહિ."

"पडिक्कमणेण भंते ! जीवे किं जणयइ ? पडिक्कमणेण वयछिद्दाइ पिहेइ। पिहियवयछिद्दे पुण जीवे निरुद्धासवे असबल-चरित्ते अट्ठसु पवयणमायासु उवउत्ते अपुहत्ते सुप्पणिहए विहरइ॥"

"હે ભગવન્ ! 'પ્રતિક્રમણ'થી જીવને શું પ્રાપ્ત થાય છે? (ઉત્તર) હે ગૌતમ ! 'પ્રતિક્રમણ'થી (૧) વ્રતમા પડેલાં છિદ્રો પુરાય છે (૨) વ્રતના છિદ્રો પુરાઈ જવાથી આસ્રવનો નિરોધ થાય છે. (૩) આસ્રવનો નિરોધ થવાથી ચારિત્ર નિર્દોષ બને છે અને (૪) નિર્દોષ ચારિત્રવાળો જીવ અષ્ટ-પ્રવચન માતાનાં પાલનમાં ઉપયોગયુક્ત બનીને, સંયમના યોગપૂર્વક સુપ્રણિધાન-પૂર્વક વિચરે છે."

(૧) 'વ્રત' શબ્દથી સાધુના પાંચ મહાવ્રતો અને શ્રાવકનાં પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો સમજવાનાં છે આ વ્રતોનાં પાલનમા પ્રમાદવશાત્ કંઈ પણ સ્ખલના, ભૂલ કે અતિચાર થયો હોય, તેની શુદ્ધિ પ્રતિક્રમણ કરવાથી થાય છે. જેમ નૌકામાં પડેલાં છિદ્રોને પૂરી દેવામા ન આવે તો છેવટે તે ડૂબી જાય છે, તેમ અતિચારરૂપી છિદ્રોને પૂરવામા ન આવે તો છેવટે વ્રતરૂપી નૌકા ડૂબી જાય છે.

(૨) 'આસ્રવ' એટલે કર્મબંધના હેતુઓ. તે પાંચ ઇન્દ્રિય, ચાર કષાય, પાંચ અવ્રત, ત્રણ યોગ અને પચ્ચીસ ક્રિયારૂપ છે. તેનો નિરોધ થયા વિના સંવર થતો નથી અને સર્વસંવર થયા વિના મુક્તિ મળતી નથી; તેથી આત્માના

પરમ ઉત્થાન માટે આસ્રવ નિરોધ આવશ્યક છે, જે 'પ્રતિક્રમણ'થી સિદ્ધ થાય છે.

(૩) 'ચારિત્ર' એટલે વીતરાગતાને પ્રાપ્ત કરવાનો અહિંસા, સંયમ અને તપરૂપ રાજમાર્ગ તેમાં પ્રમાદ આદિના કારણે જે દોષો રહી જાય છે, તેની સુધારણા 'પ્રતિક્રમણ' વડે થાય છે.

(૪) 'અષ્ટપ્રવચનમાતા' એટલે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ ચારિત્રનું જતન, રક્ષણ અને શોધન કરવામાં તેનો ફાળો મુખ્ય છે, તેથી તે સાધુઓની માતા કહેવાય છે. આ સમિતિ અને ગુપ્તિઓનું શોધન કરવામા 'પ્રતિક્રમણ' પરમ સહાયભૂત છે.

(૫) 'સુપ્રણિધાન' એટલે ઉત્તમ પ્રકારના અધ્યવસાયોમાં તલ્લીનતા. આ સ્થિતિ યથાખ્યાત ચારિત્ર પ્રત્યે દોરી જનારી છે અને તે 'પ્રતિક્રમણ' વડે ઉત્પન્ન થાય છે.

તાત્પર્ય કે 'પ્રતિક્રમણ' **ચારિત્રની ઉત્તરોત્તર શુદ્ધિ** કરીને આત્માને સુપ્રણિધાનમાં સ્થાપનારુ છે

પારસમણિનો સ્પર્શ થાય અને લોહનુ સ્વરૂપ ન બદલાય, એ જેમ સંભવિત નથી, તેમ 'પ્રતિક્રમણ'નો પ્રયોગ થાય અને જીવનનુ સ્વરૂપ ન બદલાય એ સભવિત નથી. 'પ્રતિક્રમણ'ના પ્રયોગથી અધમાધમ આત્માઓ પણ ઉન્નતિને પામ્યા છે અને વિશ્વના મહાપુરુષોની હરોળમાં વિરાજ્યા છે આખુ યે જીવન ચોરી અને લૂટફાટમાં વિતાવનાર તથા એક જ દિવસમા બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળક—એ ચારની

મહાહત્યાઓ કરનાર **દૃઢપ્રહારીને** છ માસની અંદર જ મુક્તિની વરમાળા કોણે પહેરાવી ? હજી તો જેના હાથ એક નિર્દોષ કુમારિકાના ખૂનથી ખરડાયેલા હતા અને તેને ધોવાની પણ તક મળી ન હતી, તેવા ચિલાતીપુત્ર માત્ર અઢી દિવસમા જ સ્વર્ગપદ કેમ પામ્યા ? સાતમી નરકના દળિયા ઉપાર્જન કરી ચૂકેલા **રાજર્ષિ પ્રસન્નચંદ્રને** બીજી જ ઘડીએ સ્વર્ગની સર્વ લક્ષ્મીને ઠોકરે મારે એવુ કૈવલ્યપદ કોણે આપ્યુ ? કહેવાની જરૂર ભાગ્યે જ છે કે આ સર્વ પ્રતાપ 'પ્રતિક્રમણ'નો હતો—સાચા દિલથી કરાયેલા 'શુદ્ધ-પ્રતિક્રમણ'નો હતો

(૫) પ્રતિક્રમણનો અર્થ

'પ્રતિક્રમણ'નો શબ્દશ અર્થ કરીએ તો આ પ્રમાણે થાય 'પ્રતિ'=પાછુ 'ક્રમણ'=ચાલવુ. એટલે પાછુ ચાલવું, પાછુ ફરવું કે પાછા પગલાં ભરવા, તે 'પ્રતિક્રમણ'. પરંતુ પાછા ફરવાની કે પાછા પગલા ભરવાની ક્રિયા—પ્રત્યેક સચોગોમા પ્રશસ્ત હોતી નથી, જ્યારે 'પ્રતિક્રમણ'ની ક્રિયાને સદા પ્રશસ્ત માનવામા આવેલી છે, એટલે એ સ્પષ્ટતા કરવાની જરૂર છે કે—કોણે ? ક્યાથી ? શા માટે પાછા ફરવાનુ છે ?

આનો સંક્ષિપ્ત ઉત્તર એ છે કે 'આત્માએ પાછા ફરવાનુ છે, પ્રમાદસ્થાન કે પાપસ્થાનમાથી પાછા ફરવાનુ છે અને નિજહિત કે નિજકલ્યાણ માટે પાછા ફરવાનુ છે' વધારે સ્પષ્ટ કહીએ તો—

* " स्वस्थानाद् यत् परस्थान, प्रमादस्य वशाद् गत ।
तत्रैव क्रमण भूय , प्रतिक्रमणमुच्यते ॥ "

પ્રમાદ ( આદિ દોષો )ને લીધે સ્વસ્થાનથી પરસ્થાનમાં ગયેલો આત્મા પાછો તે જ મૂળસ્થાને જવાની ક્રિયા કરે, તે 'પ્રતિક્રમણ' કહેવાય છે

" જ્ઞાન, દર્શન અને ચારિત્ર "એ આત્માનુ **સ્વસ્થાન** છે, અને " પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ-અરતિ, પર-પરિવાદ, માયા-મૃષાવાદ તથા મિથ્યાત્વશલ્ય "એ અઢાર **પરસ્થાન** કે **પાપસ્થાનક** છે + પ્રમાદને વશ થવાથી આત્મા પોતાનુ સ્થાન છોડીને પરસ્થાનમા જાય છે, એ હકીકત છે અહીં 'પ્રમાદ' શબ્દથી " મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ અને

* આવસ્યક-ટીકા હારિભદ્રીયા પ્રતિક્રમણ-અધ્યયન, પૃ ૫૫૧.

+ પાપસ્થાનોના વિશેપ વર્ણન માટે જુઓ સૂત્ર ૩૧

વૈદિક ધર્મમા પાપસ્થાનોની ગણતરી આ રીતે કરવામા આવી છે –

" अदत्तानामुपादान, हिंसा चैव विधानत ।
परदारोपसेवा च, कायिक त्रिविध स्मृतम् ॥
पारुष्यमनृत चैव, पैशुन्यञ्चापि सर्वश ।
असम्बद्धप्रलापश्च, वाङ्मय स्यात् चतुर्विधम् ॥
परद्रव्येष्वभिध्यान, मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च, मानस त्रिविध स्मृतम् ॥ "

—વાચસ્પત્ય કોશ, પૃ ૩૪૮૩.

કષાય "નુ ચતુષ્ક ગ્રહણ કરવા યોગ્ય છે, કારણ કે પાપકર્મોની પ્રવૃત્તિ થવામા તે બધા સહકારી કારણો છે. તેમાં 'મિથ્યાત્વ' શબ્દથી વિપરીત શ્રદ્ધાન, 'અવિરતિ' શબ્દથી અસયમ, 'પ્રમાદ' શબ્દથી ધ્યેય તરફનુ દુર્લક્ષ અને 'કષાય' શબ્દથી અધ્યવસાયોની મલિનતા સમજવાની છે

આત્માને જે ઘડીએ એવું ભાન થાય છે કે 'પ્રમાદવશાત્ હું ભૂલ્યો અને ન જવાના માર્ગે ગયો,' ત્યારે તેનુ વલણ પાછુ પોતાના મૂળ સ્થાને જવાનુ થાય છે આ રીતે પોતાના મૂળ સ્થાને જવાની જે ક્રિયા કે પ્રવૃત્તિ, તે 'પ્રતિક્રમણ' કહેવાય છે

*" प्रति प्रति वर्तन वा शुभेषु योगेषु मोक्षफलेषु ।
नि शल्यस्य यतेर्यत् तद्वा ज्ञेय प्रतिक्रमणम् ॥ "

અથવા "પાપકર્મોની નિંદા, ગર્હા અને આલોચના કરીને નિ શલ્ય થયેલા એવા યતિનુ—મુમુક્ષુનુ મોક્ષફળ આપનાર શુભ યોગોને વિષે પુન પુન પ્રવૃત્ત થવુ, તે જ 'પ્રતિક્રમણ' જાણવુ "

---

" અદત્તનુ ગ્રહણ, હિંસા, પરસ્ત્રીગમન—આ ત્રણ શારીરિક પાપો છે

કઠોરતા, જૂઠ, ચાડી અને અસબદ્ધ પ્રલાપ—આ ચાર વાચિક પાપો છે.

પરદ્રવ્યની ઇચ્છા, મનથી અનિષ્ટ ચિંતન અને કદાગ્રહ—આ ત્રણ માનસિક પાપો છે

* આવશ્યક-ટીકા હારિભદ્રીય પ્રતિક્રમણ-અધ્યયન, પૃ ૫૫૧.

જે મોક્ષને માટે યત્ન કરે છે. તે 'યતિ' કે 'મુમુક્ષુ' કહેવાય છે. આવો 'યતિ' કે 'મુમુક્ષુ' પ્રથમ તો પાપ-કર્મોની નિંદા, ગર્હા અને આલોચના કરીને નિઃશલ્ય થાય, કારણ કે "पावाण च खलु भो! कडाण कम्माण पुव्विं दुच्चिण्णाण दुप्पडिक्कंताण वेदइत्ता मोक्खो, णत्थि अवेदइत्ता तवसा वा झोसइत्ता ॥" (આચારાંગ સૂત્ર) "હિંસાદિ મહાદોષોના આચરણવડે પૂર્વે ઉત્પન્ન થયેલા તથા નિંદા, ગર્હા અને આલોચનારૂપ 'પ્રતિક્રમણ' કર્યા વિના રહી ગયેલા પાપ-કર્મોના ફળો ભોગવ્યા પછી જ મુક્તિ મળે છે, પણ ભોગવ્યા વિના મુક્તિ મળતી નથી. પછી તે માટે ગમે તેવા આકરા તપોનો કે ઉત્કૃષ્ટ ધ્યાનનો આશ્રય લેવામા આવે" આવો મહર્ષિઓએ સ્થાપિત કરેલો સિદ્ધાત છે એટલે પ્રથમ કરેલા પાપોનુ નિંદા વગેરે વડે 'પ્રતિક્રમણ' કરવુ અને પછી મોક્ષ-ફળને આપનારા શુભયોગમા પ્રવૃત્ત થવુ ઉચિત છે

મોક્ષફળને આપનારા શુભ યોગોમા "જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ"ની મુખ્યતા છે અહીં 'જ્ઞાન' શબ્દથી જીવાજીવાદિ તત્ત્વનો બોધ, 'દર્શન'શબ્દથી જીવાજીવાદિ તત્ત્વની કે તેને કહેનાર દેવ, ગુરુ અને શાસ્ત્ર પ્રત્યે શ્રદ્ધા, 'ચારિત્ર'શબ્દથી વીતરાગતા કેળવવાનો પ્રયાસ અને 'તપ'-શબ્દથી ઇચ્છા-નિરોધ સમજવાના છે

(૬) પ્રતિક્રમણના પ્રકારો

'પ્રતિક્રમણ'શબ્દથી 'ભાવપ્રતિક્રમણ' સમજવાનુ છે. તે એક પ્રકારે, બે પ્રકારે, ત્રણ પ્રકારે, ચાર પ્રકારે, પાચ

પ્રકારે, છ પ્રકારે, સાત પ્રકારે અને આઠ પ્રકારે થાય છે' યાવત્ અનેક પ્રકારે થાય છે.

**એક પ્રકાર:** અસંયમમાંથી નિવર્ત્તવું, એ 'પ્રતિક્રમણ'નો એક પ્રકાર છે.

**બે પ્રકાર:** રાગ-બંધન અને દ્વેષ-બંધનમાંથી મુક્ત થવું, એ 'પ્રતિક્રમણ'ના બે પ્રકારો છે. અથવા પાપકર્મોની સામાન્ય અને વિશેષ રીતે આલોચના કરવી, તે 'પ્રતિક્રમણ'ના બે પ્રકારો છે. દાખલા તરીકે 'सव्वस्स वि देवसिअ दुच्चिंतिअ दुब्भासिअ दुच्चिट्ठिय मिच्छा मि दुक्कड'* એ પાપ-કર્મોની સામાન્ય આલોચના છે અને 'जो मे देवसिओ अइआरो कओ काइओ वाइओ माणसिओ उस्सुत्तो उम्मग्गो ... मिच्छा मि दुक्कड'+। એ પાપકર્મોની વિશેષ આલોચના છે. એ રીતે જે સૂત્રોવડે પાપ-કર્મોની વિસ્તૃત આલોચના કરવામા આવી હોય, તે બધી વિશેષ આલોચના સમજવી

**ત્રણ પ્રકાર:** મનદંડ, વચનદંડ અને કાયદંડથી નિવર્ત્તવું, એ 'પ્રતિક્રમણ'ના ત્રણ પ્રકારો છે અથવા માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય અને નિદાનશલ્ય—એ ત્રણ શલ્યથી નિવર્ત્તવું એ 'પ્રતિક્રમણ'ના ત્રણ પ્રકારો છે. અથવા ઋદ્ધિગારવ, રસગારવ અને સાતાગારવથી નિવર્ત્તવું, એ 'પ્રતિક્રમણ'ના ત્રણ પ્રકારો છે, તે જ રીતે જ્ઞાન-વિરાધના, દર્શન-વિરાધના અને ચારિત્ર-વિરાધનાથી નિવર્ત્તવું, એ પણ 'પ્રતિક્રમણ'ના

* સૂત્ર ૨૬ पडिक्कमण-ठवणा सुत्त
+ સૂત્ર ૨૭ अइआरालोअण-सुत्त

ત્રણ પ્રકારો છે. કાલની અપેક્ષાએ ભૂતકાલ-સંબંધી, વર્તમાનકાલ-સંબંધી, અને ભવિષ્યકાલ-સંબંધી પાપોનું 'પ્રતિક્રમણ' કરવું, એ પણ 'પ્રતિક્રમણ'ના ત્રણ પ્રકારો છે. અહીં એવો પ્રશ્ન ઊઠવાનો સંભવ છે કે 'પ્રતિક્રમણની ક્રિયા તો થયેલી ભૂલો અંગે સંભવે, પણ થઈ રહેલી કે થનારી ભૂલો અંગે કેમ સંભવે?' એનો ઉત્તર એ છે કે 'પ્રતિક્રમણને જ્યારે અશુભ યોગની નિવૃત્તિરૂપ ગણીએ, ત્યારે તે પ્રતિક્રમણ ત્રણે કાળમાં સંભવે છે. ભૂતકાલના અશુભ યોગમાંથી નિવૃત્ત થવાની ક્રિયાને સામાન્ય રીતે પ્રતિક્રમણ કહેવામાં આવે છે, વર્તમાનકાલના અશુભ યોગોમાંથી નિવૃત્ત થવાની ક્રિયાને સંવર કહેવામાં આવે છે અને ભવિષ્યકાળના અશુભ યોગમાંથી નિવૃત્ત થવાની ક્રિયાને પ્રત્યાખ્યાન કહેવામાં આવે છે.

**ચાર પ્રકાર:** ક્રોધ, માન, માયા અને લોભ—એ ચાર કષાયથી નિવર્તવું એ 'પ્રતિક્રમણ'ના ચાર પ્રકારો છે. અથવા આહાર, નિદ્રા, ભય અને મૈથુન—એ ચારે સંજ્ઞાઓમાંથી નિવર્તવું, એ 'પ્રતિક્રમણ'ના ચાર પ્રકારો છે. અથવા સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા અને રાજકથામાંથી નિવર્તવું. એ 'પ્રતિક્રમણ'ના ચાર પ્રકારો છે. તે જ રીતે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને પ્રમાદથી નિવર્તવું, એ પણ 'પ્રતિક્રમણ'ના ચાર પ્રકારો છે.

**પાંચ પ્રકાર:** (૧) શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ—એ પાંચ કામગુણોથી નિવર્તવું, એ 'પ્રતિક્રમણ'ના પાંચ પ્રકારો છે. અથવા પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને

પરિગ્રહ—એ પાંચ આસ્રવોથી નિવર્ત્તવું, એ 'પ્રતિક્રમણ'ના પાંચ પ્રકારો છે. કાલની અપેક્ષાએ દૈવસિક, રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એ 'પ્રતિક્રમણ'ના પાંચ પ્રકારો છે. અહીં એવો પ્રશ્ન થવાનો સંભવ છે કે 'પ્રતિદિન દિવસ અને રાત્રિના અંતે 'પ્રતિક્રમણ' કરવામાં આવે છે, તો પછી પક્ષ, ચાતુર્માસ અને સંવત્સરના અંતે 'પ્રતિક્રમણ' કરવાની આવશ્યકતા શી? એનો ઉત્તર એ છે કે ઘરને જેમ પ્રતિદિન વાળી-ઝુડીને સાફ કરવામાં આવે છે, છતાં તેને પખવાડિયે ચાર મહિને કે બાર મહિને વધારે સારી રીતે સાફ કરવામાં આવે છે, જેથી ખૂણે-ખાચરે ભરાઈ રહેલો કચરો પણ નીકળી જાય છે અને એ રીતે ઘર સંપૂર્ણ સ્વચ્છ થાય છે, તેમ પક્ષ, ચાતુર્માસ અને સંવત્સરના અંતે 'પ્રતિક્રમણ' કરવાથી દોષોની વિશેષ શુદ્ધિ થાય છે અને એ રીતે આત્મા સંપૂર્ણ નિર્દોષ બને છે.

**છ પ્રકાર:** પૃથ્વીકાય, અપ્‌કાય, તેજસ્‌કાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય—એ છ જીવનિકાયની વિરાધનાથી નિવર્ત્તવું, એ 'પ્રતિક્રમણ'ના છ પ્રકારો છે. અથવા "સામાયિક, ચતુર્વિંશતિ-સ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન" એ છ **આવશ્યક** તે 'પ્રતિક્રમણ'ના છ પ્રકારો છે. અથવા ઉચ્ચાર-પ્રતિક્રમણ (વડીનીતિ પછી ઈરિયાવહી પડિક્કમવી તે), પ્રસ્રવણ-પ્રતિક્રમણ (લઘુશંકા પછી ઈરિયાવહી પડિક્કમવી તે), સ્વલ્પકાલિક પ્રતિક્રમણ (દૈવસિક, રાત્રિક ઇત્યાદિ), યાવત્‌કથિત પ્રતિક્રમણ (ભક્ત-

પરિજ્ઞાદિ ) યત્કિંચિત મિથ્યા-પ્રતિક્રમણ ( શ્લેષ્માદિ-વિસર્જન વગેરે પછી મિથ્યા-દુષ્કૃત દેવું તે ) અને સ્વાપ્નાન્તિક પ્રતિ-ક્રમણ (સ્વપ્નના અંગે કરવામા આવતું પ્રતિક્રમણ ) એ 'પ્રતિક્રમણ'ના છ પ્રકારો છે

**સાત પ્રકાર:** ઇહલોકભય, પરલોકભય, આદાનભય, આકસ્મિકભય. આજીવિકાભય. અશ્લોકભય અને મરણભય —એ સાત ભયસ્થાનોથી નિવર્ત્તવુ, એ 'પ્રતિક્રમણ'ના સાત પ્રકારો છે

**આઠ પ્રકાર:** જાતિ, કુલ, બલ. રૂપ, તપ, ઐશ્વર્ય, શ્રુત અને લાભ—એ આઠ મદથી નિવર્ત્તવુ, એ 'પ્રતિક્રમણ'ના આઠ પ્રકારો છે. અથવા—

"पडिक्कमण पडियरणा, पडिहरणा वारणा निअत्ती य ।
निंदा गरिहा सोही, पडिक्कमण अट्ठहा होइ ॥"

"(૧) પ્રતિક્રમણ, (૨) પ્રતિચરણા, (૩) પ્રતિહરણા, (૪) વારણા, (૫) નિવૃત્તિ, (૬) નિંદા, (૭) ગર્હા, (૮) શુદ્ધિ" એ રીતે 'પ્રતિક્રમણ' આઠ પ્રકારનુ હોય છે

અપ્રશસ્ત યોગમાથી પાછા હઠવુ, એ 'પ્રતિક્રમણ' કહેવાય છે સયમની પરિચર્યા કરવી, એ 'પ્રતિચરણા' કહેવાય છે ચારિત્રની રક્ષા માટે અસાવધાનીને છોડી દેવી, એ 'પ્રતિહરણા' કહેવાય છે. ઇન્દ્રિયોના વિષયથી મનને વારવુ ( રોકવુ ), એ 'વારણા' કહેવાય છે ચારિત્ર-પાલનમા

સ્થાનાગસૂત્ર સ્થાન ૬, ઉદ્દેશ ૩, પૃ ૩૭૯

લાગેલા અતિચારોથી નિવૃત્ત થવુ, એ ' નિવૃત્તિ ' કહેવાય છે. ચારિત્રમાં લાગેલા દોષોની પર-સાક્ષીએ નિંદા કરવી, એ ' ગર્હા ' કહેવાય છે, અને વિવિધ પ્રકારનાં પ્રાયશ્ચિત્ત કે તપવડે ચારિત્રની શુદ્ધિ કરવી, એ ' શુદ્ધિ ' કહેવાય છે

આ રીતે પ્રતિક્રમણના બીજા પ્રકારો પણ સભવે છે, પરતુ એ બધાનુ તાત્પર્ય એ છે કે અપ્રશસ્ત ભાવમાંથી પાછા હઠીને પ્રશસ્ત ભાવમા સ્થિર થવુ

(૭) પ્રતિક્રમણ કોણ કરે?

જ્યાં સુધી આત્મા છદ્મસ્થ છે અને એક યા બીજા પ્રકારે કોઈ પણ પ્રકારની ભૂલો કે સ્ખલનાઓ કરે છે, ત્યા સુધી તેણે ' પ્રતિક્રમણ ' કરવુ ઘટે છે. કારણ કે—

" पडिसिद्धाण करणे, किच्चाण अकरणे अ पडिक्कमण ।
असद्दहणे अ तहा, विवरीअ-परूवणाए अ ॥"

" શાસ્ત્ર-નિષિદ્ધ કામોનુ આચરણ કરતાં, સુવિહિત કાર્યોને ન કરતા, જીવન-શુદ્ધિ માટે જે માર્ગ, કલ્પ કે આચાર નિર્ણીત થયેલો છે, તેમા અશ્રદ્ધા કરતા, સર્વજ્ઞોએ ધર્મવિષયક જે પ્રરૂપણા કરી છે, તેથી વિરુદ્ધ પ્રરૂપણા કરતા ' પ્રતિક્રમણ ' કરવું આવશ્યક બને છે."

આ કથનનુ તાત્પર્ય એ છે કે જ્યાં સુધી આત્મા સર્વજ્ઞોએ બતાવેલા મુક્તિમાર્ગ પર અનન્ય શ્રદ્ધાવાળો બનીને તે પ્રમાણે શુદ્ધ વર્તન કરે નહિ અને ન કરવાનું કરી બેસે, ત્યા સુધી તેણે પાપ-વિમોચન-નિમિત્તે ' પ્રતિક્રમણ ' કરવુ જ જોઈએ

કેટલાક મનુષ્યો એમ માને છે કે ‘પ્રતિક્રમણની ક્રિયા તો સાધુ-સાધ્વીઓએ અને વ્રતધારી શ્રાવકોએ જ કરવાની છે, પણ બીજાએ કરવાની નથી’ પરંતુ તેમની એ માન્યતા આ ગાથાવડે નિરસ્ત થાય છે, કારણ કે જે કોઈ આત્મા પ્રમાદાદિ દોષોથી યુક્ત છે અને શાસ્ત્રનિષિદ્ધાદિ કાર્યો કરી બેસે છે કે કરવા લાયક કાર્યો કરતા નથી, તેમ જ સર્વજ્ઞોએ બતાવેલા માર્ગમા સાશંક થાય છે અને તેમની પ્રરૂપણાથી અંશે પણ વિપરીત પ્રરૂપણા કરે છે, તે બધા માટે ‘પ્રતિક્રમણ’ આવશ્યક છે, તેમા વિરત-અવિરતનો ભેદ પડતો નથી સાદી ભાષામા કહીએ તો જ્યા સુધી કોઈ પણ પ્રકારે પાપ કરવાનુ ચાલુ છે, ત્યા સુધી તેમાથી મુક્ત થવા માટે ‘પ્રતિક્રમણ’ની આવશ્યકતા છે, એટલે દરેક છદ્મસ્થ આત્માએ ‘પ્રતિક્રમણ’ કરવુ આવશ્યક છે

### (૮) પ્રતિક્રમણનાં પગથિયાં

પ્રતિક્રમણની ક્રિયાના મુખ્ય પગથિયા ચાર છે. (૧) પાપો, દોષો કે અતિચારોમાથી પાછા ફરવુ, તેને માટે સાધકે ‘पडिक्कमामि’ પદનો પ્રયોગ કરવો ઘટે છે. (૨) થયેલા પાપો, દોષો કે અતિચારોની આત્મ-સાક્ષીએ (મનોમન) નિંદા કરવી, તેને માટે સાધકે ‘निंदामि’ પદનો પ્રયોગ કરવો ઘટે છે (૩) થયેલા પાપો, દોષો કે અતિચારોની ગુરુ-સાક્ષીએ નિંદા કરવી અને તેઓ એને માટે જે પ્રાયશ્ચિત્ત આપે તે ગ્રહણ કરવુ, તેને માટે સાધકે ‘गरिहामि’ પદનો પ્રયોગ કરવો ઘટે છે (૪) પાપો, દોષો કે અતિચાર કરનારા

કષાયવાળા પોતાના—આત્માનો ત્યાગ કરવો; તેને માટે સાધકે 'अप्पाण वोसिरामि' એ બે પદોનો પ્રયોગ કરવો ઘટે છે એટલે કોઈ પણ સાધક જ્યારે શુદ્ધ ભાવથી કૃતપાપોમાંથી પાછો ફરે છે, તેની નિંદા અને ગર્હા કરે છે તથા જે અધ્યવસાયોને આધીન થઈને તે પાપકર્મો કરવાને પ્રેરાયો હતો, તે અધ્યવસાયોનો ત્યાગ કરે છે, ત્યારે જ તે સાધક 'પ્રતિક્રમણ'ના હૃદયમંદિર સુધી પહોંચી શકે છે.

(૯) પ્રતિક્રમણનો પ્રાણ

કોઈ પણ દુષ્કૃત, પાપ, ભૂલ, સ્ખલના, દોષ કે અતિચાર થઈ ગયો કે તરત જ તેને મિથ્યા કરવા માટે 'मिच्छा मि दुक्कड' એવા શબ્દનો પ્રયોગ કરવો, એ પ્રતિક્રમણનો પ્રાણ છે. આ શબ્દોનો સામાન્ય અર્થ 'મિથ્યા હો મારું દુષ્કૃત' એવો થાય છે, પણ શ્રીભદ્રબાહુસ્વામીએ તેનું જે રીતે નિરુક્ત કર્યું છે, તે લક્ષ્યમાં લેતાં તેનો ભાવ અગાધ છે તેઓ આવશ્યક-નિર્યુક્તિમાં જણાવે છે કે—

"'मि'त्ति मिउमद्दवत्ते, 'छ'त्ति उ दोसाण छायणे होति।
'मि'त्ति य मेराए ठिओ, 'दु'त्ति दुगुंछामि अप्पाण॥६८६॥
'क'त्ति कडं मे पावं, 'ड'त्ति य डेवेमि तं उवसमेण।
एसो मिच्छा दुक्कड पयक्खरत्थो समासेण॥६८७॥"

'मि' એ પ્રમાણેનો અક્ષર 'મૃદુ-માર્દવતા'નો અર્થ દર્શાવે છે. તેમાં 'મૃદુ' પદ શરીરથી વિનયાવનત થવાનું સૂચન કરે છે અને 'માર્દવ' પદ ભાવથી નમ્રતાવાળા થવાનું જણાવે છે.

'છ' (छ) એ પ્રમાણેનો અક્ષર અસંયમાદિ દોષોના છાદનનો નિદર્શક છે.

'મિ' એ પ્રમાણેનો અક્ષર 'હું ચારિત્રની મર્યાદામાં રહેલો છું.' એવો ભાવ બતાવે છે

'દુ' એ પ્રમાણેનો અક્ષર 'जुगुप्से-निन्दामि आत्मानं दुष्कृतकारिणम्'—'દુષ્કૃત કરનાર આત્માને હું નિંદું છું' એ અર્થમાં છે

'ક' (क) એ પ્રમાણેનો અક્ષર 'મેં પાપ કર્યું છે' એવા દોષને પ્રકટ કરનાર છે.

'ડ' એ પ્રમાણેનો અક્ષર 'તે પાપને ઉપશમ વડે બાળી નાખું છું, નષ્ટ કરું છું' એમ બતાવે છે.

આ રીતે 'मिच्छा मि(मे) दुक्कड'નો ભાવાર્થ એ થયો કે 'હું વિનય અને નમ્રતાવાળો થઈને અસંયમાદિ દોષોને અટકાવું છું, ચારિત્રની મર્યાદાને ધારણ કરું છું, દુષ્કૃત કરનાર મારા આત્માને નિંદું છું, તે દુષ્કૃતનો નિખાલસપણે એકરાર કરું છું અને તે દુષ્કૃતને ઉપશમ વડે—કષાયની ઉપશાંતિ કરવા વડે બાળી નાખું છું, નષ્ટ કરું છું.'

## (૧૦) પ્રતિક્રમણનું પ્રવર્તન

'પ્રતિક્રમણ' એ આત્મ-શુદ્ધિનું અપૂર્વ અનુષ્ઠાન છે, એટલે તેને ભાવયજ્ઞ, ભાવ-સ્નાન કે પાપ-મોચનની પવિત્ર ક્રિયા કહેવામાં હરકત નથી. આવો ભાવયજ્ઞ, આવું ભાવસ્નાન કે આવી પવિત્ર ક્રિયા યથાર્થપણે થાય અને તેની પરંપરા

બરાબર ચાલુ રહે તે માટે જગદુદ્ધારક જિનેશ્વરોએ અર્થથી તેની પ્રરૂપણા કરી છે અને પરમજ્ઞાની ગણધર ભગવતોએ તેને સૂત્રમા વ્યવસ્થિત રીતે ગૂથી છે. આવા જિન-પ્રરૂપિત અર્થ અને ગણધર-ગુફિત સૂત્રમા કેટલુ ગાભીર્ય હોય, કેટલી ગહનતા હોય, કેટલુ ગૂઢ રહસ્ય ભરેલુ હોય, તે પૂર્ણ જિજ્ઞાસુ વડે જ સમજી શકાય તેવુ છે તેથી પ્રત્યેક મુમુક્ષુનુ એ કર્ત્તવ્ય છે કે એ સૂત્રોને શુદ્ધ શબ્દોચ્ચારણપૂર્વક કઠસ્થ કરવા અને તેના અર્થ પર પુન પુન મનન કરી, તેની અતર્ગત રહેલા ભાવો સુધી પહોચવુ તથા તે માટેનો ઉચિત વિધિ સાચવીને સિદ્ધિપદ માટેની સાધના સફલ કરવી

સાવદ્ય યોગની વિરતિ, ચતુર્વિશતિ-જિનનુ સદ્ભૂત કીર્તન અને ગુરુનો અપૂર્વ વિનય મુમુક્ષુને પ્રતિક્રમણની ક્રિયાનો સાચો અધિકારી બનાવે છે, એટલે ‘પ્રતિક્રમણની ક્રિયા’ સામાયિક, ચતુર્વિશતિ-સ્તવ અને વદન-પૂર્વક કરવી જરૂરી છે, તથા આવી લોકોત્તર ક્રિયાની વિશેષ સાર્થકતા થાય તે માટે ‘પ્રતિક્રમણ’ કર્યા પછી કાયા, વાણી અને મનના ઉત્સર્ગરૂપ કાયોત્સર્ગ તથા નાના પ્રકારની સયમધારણારૂપ પ્રત્યાખ્યાન ગ્રહણ કરાય, તે પણ તેટલુ જ જરૂરી છે.

મુમુક્ષુઓ પ્રતિક્રમણના પવિત્ર પથે ચાલીને સિદ્ધિપદની સાધના સિદ્ધ કરે—એ જ અભ્યર્થના.

# પરિશિષ્ટ ત્રીજું

## પ્રતિક્રમણનો અર્થ સમજાવનારાં આઠ દૃષ્ટાંતો *

### (૧) 'પ્રતિક્રમણ' ઉપર માર્ગનું દૃષ્ટાંત

એક રાજાએ પોતાનો મહેલ બાધવા માટે અમુક હદ નક્કી કરી અને તેની ચારે તરફ દોરી બાંધી લેવડાવી પછી રક્ષકોને હુકમ કર્યો કે 'આ દોરી કોઈ ઓળગે નહિ તેમ છતાં જો કોઈ ઓળગે તો તેને મારી નાખવો, પરન્તુ આવેલા પગલે જ જો તે પાછો ફરે તો તેને છોડી દેવો.'

એકદા બે અજાણ્યા ગામડિયાઓએ તેમા પ્રવેશ કર્યો. ત્યારે રક્ષકોએ કહ્યુ કે–'અરે મૂર્ખાઓ! તમે આમાં શામાટે પ્રવેશ કર્યો?' તે વખતે એકે કહ્યુ કે–'અમને શુ ખબર કે

---

* આવશ્યક–નિર્યુક્તિમા એ દૃષ્ટાન્તોની સગ્રાહક ગાથા આ પ્રમાણે આપેલી છે

"अद्धाणे[1] पासाए[2], दुद्धकाय[3] विसभोयण तलाए[4]।
दो कन्नाओ[5] पइमारिआ[6] य वत्थे[7] य अगए[8] य ॥ १२४२ ॥"

(૧) અધ્વાન (માર્ગ), (૨) પ્રાસાદ (મહેલ), (૩) દુગ્ધકાય, (૪) વિષભોજનમય તલાવ (૫) બે કન્યાઓ, (૬) પતિમારિકા અને (૭) વસ્ત્ર તથા (૮) ઔષધ, એ આઠ દૃષ્ટાન્તો પ્રતિક્રમણના પર્યાય-સબંધી જાણવા

આમા પ્રવેશ કરવાનો નથી?' આવો જવાબ સાંભળીને રક્ષકોએ તેને ત્યાં જ ઠાર કર્યો પછી ભયભીત થયેલા બીજાએ કહ્યું કે-"મે તો અજાણતા પ્રવેશ કર્યો છે. માટે તમે કહો તેમ વર્તવા તૈયાર છું' ત્યારે રક્ષકોએ કહ્યુ કે-'તું જે પગલે આવ્યો છે, તે જ પગલે પાછો વળી જઈશ તો તને છોડી દઈશુ' તે ગામડિયો તે જ પગલે પાછો ફર્યો, તેથી તેને છોડી દીધો

તાત્પર્ય કે બીજા પુરુષની માફક પ્રમાદના કારણે જો સંયમનુ અતિક્રમણ થયુ હોય કે અતિચાર લાગ્યો હોય તો સંસારભીરુ એવા આત્માએ જે અપરાધ વડે પાપકર્મ કર્યું હોય તેથી નિવર્તવુ-પાછા વળવુ, તે 'પ્રતિક્રમણ' કહેવાય છે.

## (૨) 'પ્રતિચરણા' ઉપર મહેલનું દૃષ્ટાંત.

એક વણિક જર-જવાહરથી ભરેલો મહેલ પોતાની સ્ત્રીને સોંપીને વ્યાપાર અર્થે બહારગામ ગયો પરંતુ તે સ્ત્રીએ મહેલની કંઈ પણ સાર-સંભાળ કરી નહિ, તેથી મહેલ પડીને ખંડેર જેવો બની ગયો. હવે તેનો પતિ વિદેશથી આવ્યો. ત્યારે મહેલની આવી દશા જોઈને ખૂબ જ ક્રોધે ભરાયો અને પોતાની આજ્ઞામા નહિ રહેનારી તથા પૂરેપૂરી પ્રમાદી એવી તે સ્ત્રીને કાઢી મૂકી પછી નવો મહેલ બંધાવી બીજી સ્ત્રીને પરણ્યો અને પાછો વિદેશ જવા રવાના થયો. તે વખતે તેણે પોતાની નવપરિણીતા સ્ત્રીને કહ્યું કે-'આ મહેલને તું બરાબર સાચવજે અને તેની સાફસૂફી કરજે. જો એમાં પ્રમાદ કે આળસ થઈ અને મહેલને કંઈ પણ નુકસાન પહોંચ્યુ તો તને

મારી નાખીશ ' આથી તે સ્ત્રી દિવસમા ત્રણ વખત મહેલનુ બારીક નિરીક્ષણ કરતી અને કઈ પણ તૂટયુ-ફૂટયુ જણાય કે તેને તરત જ સમરાવી લેતી

કાલક્રમે વણિક પરદેશથી કમાઈને આવ્યો, ત્યારે મહેલને હતો તેવો જ જોઈને અત્યન્ત પ્રસન્ન થયો અને તે સ્ત્રીને તેણે સર્વસ્વની સ્વામિની બનાવી

તાત્પર્ય કે પ્રથમ સ્ત્રીએ મહેલની સાર-સભાળ–પરિચર્યા બરાબર કરી નહિ, તેથી મહેલ પડી ગયો, તેમ જે મુમુક્ષુ પોતાના સયમ કે વ્રતની યોગ્ય સાર-સભાળ-પરિચર્યા કરતા નથી, તેમનો સયમ કે તેમનુ વ્રત ખડિત થાય છે અને પરિણામે પહેલી સ્ત્રીના જેવો દુઃખી થાય છે, જ્યારે સયમ કે વ્રતની નિયમિત સાર-સભાળ-પરિચર્યા કરવાથી તે સલામત રહે છે અને બીજી સ્ત્રીની માફક સુખી થાય છે આ રીતે લીધેલા વ્રતની સાર-સભાળ કે પરિચર્યા કરવી તે 'પ્રતિચરણા' કહેવાય છે.

## (૩) 'પરિહરણા' ઉપર દૂધની કાવડનું દૃષ્ટાંત.

એક ગૃહસ્થને બે બહેનો હતી તેને જુદા જુદા ગામમા પરણાવી પછી તે ગૃહસ્થને એક પુત્રી થઈ અને બન્ને બહેનોને એક એક પુત્ર થયો હવે બન્ને બહેનોએ પોતપોતાના પુત્ર માટે તે પુત્રીની માગણી કરી ત્યારે ભાઈએ કહ્યુ કે–'તમારે પુત્રો બે છે અને મારે પુત્રી એક જ છે માટે તમારા બન્ને પુત્રોને અહીં મોકલો. તેમાં જે પુત્ર પરીક્ષામાથી પસાર થશે. તેને મારી પુત્રી પરણાવીશ ' એટલે બન્ને બહેનોએ પોતાના

પુત્રોને તેમના મામાની પાસે મોકલ્યા. પછી મામાએ કાવડ આપી તે બન્નેને કહ્યુ કે ‘ કાવડની બન્ને બાજુ એક એક ઘડો રાખી પાસેના ગોકુળમાથી દૂધ ભરી આવો.’ એટલે તેઓ ગોકુળ ગયા અને કાવડની બન્ને બાજુ દૂધનો ભરેલો એક એક ઘડો મૂકીને રવાના થયા

ગોકુળથી ગામમા આવવાના બે રસ્તા હતા, તેમાં એક ટૂંકો પણ વિષમ હતો, જ્યારે બીજો લાંબો પણ સુગમ હતો. હવે એક પુત્ર જલદી પહોચવાના લોભે ટૂંકે રસ્તે ચાલ્યો. તેથી માર્ગમાં તેના દૂધના ઘડાઓ અથડાઈને ફૂટી ગયા, જ્યારે બીજો સુગમ રસ્તે ચાલવાથી સહી-સલામત પહોંચી ગયો. એટલે મામાએ પ્રસન્ન થઈને તે ભાણેજને પોતાની પુત્રી પરણાવી, અને બીજાને કહ્યુ કે–‘ મે તમને દૂધ લાવવાનુ કહ્યું હતું, પણ કાંઈ ઉતાવળે લાવવાનુ કહ્યુ ન હતું ’ અને તેને રજા આપી

તાત્પર્ય કે જેઓ ઉતાવળા કે આકળા થઈને અથવા ઓછી સમજથી વિષમ માર્ગે એટલે અશુભ યોગમાં પ્રવર્તન કરે છે, તેઓ પહેલા ભાણેજની માફક ચારિત્રરૂપી દૂધની રક્ષા કરી શકતા નથી, જ્યારે વિષમ માર્ગને પરિહરી સન્માર્ગે એટલે શુભયોગમા પ્રવર્તન કરનારા બીજા ભાણેજની જેમ ચારિત્રરૂપી દૂધનુ રક્ષણ કરી શકે છે અને મુક્તિરૂપી કન્યાને વરી શકે છે. આ રીતે અશુભ યોગને પરિહરવો તેને ‘ પરિહરણા ’ કહેવાય છે.

### (૪) 'વારણા' ઉપર વિષ-મિશ્રિત અન્ન-પાનનું દૃષ્ટાંત.

એક શહેરમા બીજા રાજાનુ સૈન્ય ચડી આવવાથી ત્યાંના રાજાએ દરેક ખાવા યોગ્ય વસ્તુઓમા અને પીવાના પાણીમાં વિષ(ઝેર) ભેળવી દીધુ આ વાતની ચડાઈ કરનાર રાજાને ગુપ્તચરો દ્વારા ખબર પડી ગઈ, એટલે તેણે પોતાના સૈનિકોને હુકમ કર્યો કે 'કોઈએ આ ગામની વસ્તુઓ ખાવી નહિ કે તેનાં જલાશયોનું પાણી પીવું નહિ.' આ રીતે વારવા છતાં-મનાઈ કરવા છતા કેટલાક સૈનિકોએ ત્યાંનું અન્ન ખાધુ અને પાણી પણ પીધુ, તેથી તેઓ તત્કાલ મૃત્યુ પામ્યા, અને જેમણે કંઈ પણ ન લીધુ, તે જીવીને સુખી થયા

તાત્પર્ય કે જેઓ ઇન્દ્રિયોના વિષયોરૂપી વિષમય અન્ન-પાનનો ત્યાગ કરે છે, તેઓ સુખી થાય છે-અને જેઓ તેમાં આસક્ત બને છે, તેઓ માર્યા જાય છે. આ રીતે ઇન્દ્રિયોના વિષયોમાથી તેમજ પ્રમાદ આદિ દોષોમાંથી આત્માને વારવો તે 'વારણા' કહેવાય છે

### (૫ અ) 'નિવૃત્તિ' ઉપર બે કન્યાઓનું દૃષ્ટાંત.

એક નગરમાં એક શાળાંપતિ વણકર રહેતો હતો. તેની શાળાને વિષે ધૂર્તો આવીને વસતા હતા તેમાં એક ધૂર્તનો સ્વર બહુ જ મીઠો હતો તેના ઉપર તે વણકરની પુત્રી મોહ પામી. ધૂર્તે કહ્યુ કે–'કોઈ ન જાણે તેમ આપણે ભાગી જઈએ.' ત્યારે પુત્રીએ કહ્યુ કે–'એક રાજપુત્રી મારી બહેન-પણી છે. તેનો અને મારો એવો સંકેત છે કે–'બન્નેએ એક જ વરને પરણવું' ધૂર્તે કહ્યુ કે–'તો તેને પણ લઈ આવ.'

એટલે વણકરની પુત્રી તેને તેડી લાવી અને પ્રાતઃકાળમાં ત્રણે રવાના થયા.

તેવામા કોઈ નજીકમાં આ પ્રમાણે બોલ્યું ' હે આમ્ર! અધિક માસ પ્રવર્ત્યે છતે આ કરેણના ફૂલો ભલે ફૂલે, પરન્તુ તારે ફૂલવું યોગ્ય નથી, કારણ કે હાલમા અધિક માસ પ્રવર્તે છે, એની શુ તને ખબર નથી?' આ સાંભળીને રાજપુત્રીએ વિચાર્યું કે-' અહો! વૃક્ષોમાં પણ ઉત્તમ અને અધમનુ અંતર છે, તો મારામા અને વણકરની પુત્રીમાં કઈ અંતર નહિ?' એમ વિચારી 'રત્નનો ડાબડો ભૂલી ગઈ છુ.' એવું બહાનું કાઢી રાજપુત્રી પાછી વળી ગઈ, અને તે જ દિવસે ગોત્રીઓના ત્રાસથી કંટાળીને એક રાજપુત્ર તેના પિતાને શરણે આવ્યો હતો, તેને યોગ્ય સમજીને તેની સાથે લગ્ન કર્યાં. પછી તે રાજકુમારે સસરાની મદદથી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું, એટલે તે પટ્ટરાણી થઈ.

તાત્પર્ય કે જેઓ રાજપુત્રીની પેઠે પોતાનું કર્તવ્ય સમજીને સાવદ્ય કાર્યમાંથી નિવૃત્ત થાય છે, તેઓ સુખી થાય છે. આ રીતે સાવદ્ય કાર્ય, કે પાપમય પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થવુ, તે 'નિવૃત્તિ' કહેવાય છે.

### (૫ વ) 'નિંદા' ઉપર ચિતારાની પુત્રીનું દૃષ્ટાંત.

એક નગરના રાજાએ સુદર ચિત્રસભા બધાવી, અને તેમાં ચિત્રો ચીતરવા માટે જુદા જુદા ચિતારાઓને જગા વહેંચી આપી. તે ચિતારાઓમાના એક ચિતારાની પુત્રી પ્રતિદિન પોતાના પિતા માટે ભાત લાવતી હતી. આ રીતે એક દિવસ

જ્યારે તે ભાત લઈને આવતી હતી, ત્યારે રાજા પૂરપાટ ઘોડો દોડાવતો આગળ આવી રહ્યો હતો. આથી તે કન્યા ડરીને દોડવા લાગી અને જેમતેમ કરીને ચિત્રસભાએ આવી. તે વખતે તેનો પિતા શરીર-ચિન્તા માટે બહાર ગયો હતો, એટલે એકલી પડેલી તેણે બેઠા બેઠા ભીંત પર મોરનું પીંછું ચીતર્યું. હવે રાજા પ્રતિદિન ચિતારાઓનું કામ જોવાને આવતો હતો, તેની દૃષ્ટિ આ નવા ચીતરાયેલા પીંછા તરફ ગઈ અને તે લેવા તેણે હાથ લંબાવ્યો. પરન્તુ તે પીંછું ભીંત પર ચીતરેલું હોવાથી હાથમાં આવ્યું નહિ અને તેના નખોને ઈજા પહોંચી. તે વખતે પેલી ચિતારાની પુત્રી હસીને બોલી કે-'અત્યાર સુધી મૂર્ખનો ખાટલો ત્રણ પાયાવાળો હતો, પરંતુ હવે ચોથો પાયો મળી આવ્યો.' રાજાએ કહ્યું: 'તે કેવી રીતે?' ચિતારાની પુત્રીએ કહ્યું: 'હું મારા પિતા માટે રોજ અહીં ભોજન લાવું છું તે રીતે આજે પણ લાવતી હતી, તે વખતે એક ઘોડેસવાર પૂરપાટ ઘોડો દોડાવ્યે જતો હતો, તેને એ ભાન ન હતું કે કોઈ મરી જશે હું તો મારા ભાગ્યથી જ તેનાથી બચી. એક પાયો તો એ ઘોડેસવાર બીજો પાયો રાજા કે જેણે ઘણી સહાયતાવાળા ચિત્રકારોને અને એકલા મારા પિતાને સરખો ભાગ સોંપ્યો છે અને ત્રીજો પાયો મારા પિતા કે જેણે આ સભા ચીતરતા પૂર્વે ઉપાર્જિત કરેલી ઘણી-ખરી લક્ષ્મી ઉડાવી દીધી છે અને જે કંઈ બચ્યું છે, તેમાંથી આ ભોજન બનાવીને લાવું છું, તે પણ ઠંડું થયા પછી જ ખાય છે.' આ પ્રમાણે ત્રણ પાયાની વાત સાંભળીને રાજા બોલ્યો કે-'હું ચોથો પાયો કેવી રીતે?' ત્યારે તે કન્યાએ

કહ્યુ કે–' અહીં ભીંત પર મોરનું પીંછુ ક્યાથી હોય ? અથવા તે અહીં કેવી રીતે રહે ? આમ છતા તમે વિચાર કર્યા વિના મોરપીછ લેવા ભીંત ઉપર હાથ નાખ્યો, એટલે મૂર્ખ ખરા કે નહિ ?' રાજાએ કહ્યુઃ ' તારી વાત સાચી છે.' પછી રાજા ત્યાંથી ચાલ્યો ગયો. પણ જતાં જતા વિચાર કર્યો કે ' આ કન્યા બહુ ચતુર જણાય છે, તેથી તેની સાથે અવશ્ય પાણિગ્રહણ કરવું.'

હવે પિતાને જમાડીને પુત્રી ઘેર ગઈ અને તેનો પિતા પણ ઘેર આવ્યો, એટલે રાજાએ કહેવડાવ્યું કે–' તારી પુત્રી રાજાને પરણાવ.' તે વખતે ચિતારાએ કહ્યું કે–' પુત્રી આપવાની ના નથી, પરન્તુ અમે તો દરિદ્ર છીએ, તેથી વિવાહ-મહોત્સવ કેવી રીતે ઉજવીએ ?' એટલે રાજાએ તરત જ તેનુ ઘર દ્રવ્યથી ભરી દીધું અને ચિતારાની પુત્રીનું પાણિ-ગ્રહણ કર્યું.

હવે તે રાજાને ઘણી રાણીઓ હોવાથી ચિતારાની પુત્રીએ વિચાર્યું કે–' જો રાજા મારા મહેલે એક દિવસ આવીને જતા રહેશે, તો ફરીને તેમનુ મોઢું ઘણે મહિને દેખીશ. માટે એવી યુક્તિ કરું કે જેથી તે રોજ રાત્રે મારે ત્યાં આવે.' પછી તે રોજ ચિત્ર-વિચિત્ર મનોહર વાર્તાઓ કહેતી અને તેનો થોડો ભાગ અધૂરો છોડી દેતી, જેથી રાજાને તે સાભળવા માટે બીજી રાત્રિએ ત્યાં જ આવવું પડતું. આ પ્રમાણે છ મહિના વ્યતીત થઈ ગયા, તેથી બીજી રાણીઓ તેની ઈર્ષ્યા કરવા લાગી અને તેનાં છિદ્રો શોધવા લાગી.

પરન્તુ ચિત્રકારની પુત્રી પોતાની પૂર્વાવસ્થા ભૂલી ન જવાય તે માટે રોજ એકાન્તમાં જઈને પોતાના પિતાને ઘેર પહેરતી તેવા વેષને પહેરીને હમેશા આત્મ-નિંદા કરતી કે–'હે જીવ! તારો તો આ વેષ છે. રાજમહેલમાં બીજી ઘણી રાણીઓ સુંદર છે. તને કારુપુત્રીને આવી ઋદ્ધિ ક્યાથી હોય? આ તો તારા ભાગ્યોદયથી જ રાજા તને ચાહે છે. માટે હે જીવ! તુ કુલાઈશ નહિ, ગર્વ કરીશ નહિ' બીજી રાણીઓ રાજાને કહેતી કે આ માઠી બુદ્ધિવાળી ચિત્રકારની પુત્રી તમારા ઉપર કંઈ કામણ કરતી લાગે છે. માટે તેનાથી બચજો.' પરન્તુ રાજાએ બારીક તપાસ કરીને સત્ય હકીકત જાણી લીધી, તેથી તેને વધારે ચાહવા લાગ્યો. ગુણવડે કોનુ મનરંજન થતું નથી? છેવટે તે ચિતારાની પુત્રીને તેણે પટ્ટરાણી બનાવી અને તે સુખી થઈ.

તાત્પર્ય કે મુમુક્ષુ આત્માઓએ ચિતારાની પુત્રીની પેઠે ભાવનિંદા કરવી ઘટે છે તે આ રીતે· 'હે આત્મા! અનંત સંસારમા પરિભ્રમણ કરતા કોઈક પુણ્યના યોગે મનુષ્યજન્મ પામ્યો. તેમાં પણ કદી ચારિત્ર પામ્યો અને લોકોમા પૂજનીય થયો, તો તેથી હુ બહુશ્રુત છુ, પૂજનીય છુ, એવો ગર્વ કરીશ મા. જો તું નિરભિમાની અને સરળ રહીશ, તો ઉત્તમ ચારિત્રની આરાધના થશે અને તે વડે સુગતિને પામીશ' આ રીતે આત્માનુ સ્વસાક્ષિએ અનુશાસન કરવુ, તે નિંદા કહેવાય છે.

## (૬) 'ગર્હા' ઉપર પતિમારિકાનું દૃષ્ટાંત.

એક ગામમાં કોઈ બ્રાહ્મણ અધ્યાપક રહેતો હતો, તે વયે વૃદ્ધ હતો અને તેની સ્ત્રી તરુણ હતી. એક વાર તેણે સ્ત્રીને કહ્યું કે-'તારે રોજ કાગડાને બલિ દેવું.' સ્ત્રીએ કહ્યુ કે-'હું કાગડાથી ડરૂં છુ.' તેથી અધ્યાપકે એક એક વિદ્યાર્થીનો વારો બાંધી આપ્યો, જે બલિ દેતી વખતે તેની પાસે ઊભો રહેતો તે વિદ્યાર્થીઓમાં એક વિદ્યાર્થી વિચક્ષણ હતો તેણે વિચાર્યું કે-'આ સ્ત્રી કંઈ મુગ્ધા નથી કે કાગડાથી ડરે, તેથી જરૂર તે અસતી હોવી જોઈએ' આમ વિચારીને તેનુ ચરિત્ર જોવા લાગ્યો. એ જ રાત્રે તે એકલી ઘેરથી નીકળી અને નર્મદા નદી ઊતરીને સામે કાંઠે રહેતા કોઈ ગોવાળની સાથે દુરાચાર સેવ્યો. તે આ વિદ્યાર્થીએ જોયો. આ રીતે તે વિદ્યાર્થી દરરોજ તેનાં છિદ્રો જુએ છે. હવે એક રાત્રે તે સ્ત્રી કુંભની મદદવડે નદી ઊતરતી હતી, તે વખતે કોઈ ચોર પણ નદી ઊતરતો હતો, તેને એક જળજંતુએ પકડ્યો આથી તેણે રાડો પાડવા માંડી, એટલે કુલટા બોલી કે-'તેની આંખો બંધ કર તો તને છોડી દેશે.' પેલા ચોરે તે પ્રમાણે કર્યું, એટલે તે છૂટી ગયો. ત્યારે સ્ત્રીએ કહ્યું કે-'એવા ખરાબ કિનારેથી શા માટે ઊતરતો હતો?' આ બધી હકીકત પેલા વિદ્યાર્થીએ જોઈ

બીજે દિવસે બલિ ઉછાળતી વખતે તે જ વિદ્યાર્થી પાસે ઊભો હતો, તે ધીમે સ્વરે બોલ્યો :—

"दिवा बिभेषि काकेभ्य , रात्रौ तरसि नर्मदाम् ।-।
कुतीर्थानि च जानासि, जलजन्त्वक्षिरोधनम् ।॥"

'દિવસે કાગડાથી ડરે છે અને રાત્રે નર્મદાને તરે છે !! માઠા કિનારાને જાણે છે અને જળજતુની આંખ ઢાકવાના પ્રકારને પણ સમજે છે.' તે સાંભળીને કુલટા સ્ત્રી બોલી કે 'શું કરુ ? તારા જેવા છાત્ર તો મને ચાહતા નથી' આ પ્રમાણે વાતો કરતા બન્ને પાપકર્મમાં લપટાયાં. એક દિવસે વિદ્યાર્થીએ કહ્યું કે–'મને બીજી તો કઈ હરકત નથી, પરન્તુ હું અધ્યાપકથી લજ્જા પામું છુ' સ્ત્રીએ મનમા વિચાર્યું કે– 'અધ્યાપકને મારી નાખુ, જેથી આ છાત્ર મારો પતિ થાય' આ પ્રમાણે વિચારી, પોતાના પતિને મારી નાખી, તેને પેટીમાં નાખી જગલમા મૂકવા ચાલી તે વખતે કોઈ વ્યંતરીએ તેના પાપ-કર્મથી કોપાયમાન થઈને પેટીને તેના માથા ઉપર ચોંટાડી દીધી, જે ઘણી મહેનત કરવા છતાં પણ છૂટી પડી નહિ. આવી સ્થિતિમા તે વનમાં ભટકવા લાગી હવે પેટીમાંથી ગળીગળીને માસ અને રુધિર તેના ઉપર પડવા લાગ્યાં અને ભૂખથી તે પીડાવા લાગી આ પ્રમાણે અસહ્ય દુખથી પીડિત થઈને તે ઘરે ઘરે ભટકવા લાગી અને 'પતિમારિકા એવી મને ભિક્ષા આપો,' એમ બોલવા લાગી

એ પ્રમાણે બહુ કાળ વ્યતીત થયો. એક દિવસે કોઈ સાધ્વીને દેખીને નમસ્કાર કરવા માટે તે નીચે વળવા ગઈ, ત્યારે પેલી પેટી છૂટી પડી ગઈ પછી સસારથી અતિ ખેદ પામેલી એવી તેણે સાધ્વીજી પાસે દીક્ષા ગ્રહણ કરી-અને આત્માનું કાર્ય સાધ્યુ.

તાત્પર્ય કે પતિમારિકાની જેમ કરેલાં પાપોની અન્ય સમક્ષ નિંદા કરવી, તે ગર્હા કહેવાય છે.

## (૭) 'શુદ્ધિ' ઉપર વસ્ત્રનું દૃષ્ટાંત.

રાજગૃહી નગરીમાં શ્રેણિક નામે રાજા હતો. તેણે પોતાનાં બે ઉત્તમ વસ્ત્રો ધોવાને માટે ધોબીને આપ્યાં. હવે તે દિવસે કૌમુદીમહોત્સવ હોવાથી ધોબીની સ્ત્રી તે વસ્ત્રો પહેરીને મહોત્સવમા ગઈ આ બાજુ રાજા શ્રેણિક અભયકુમાર સાથે, ગુપ્ત રીતે તે મહોત્સવ જોવા નીકળ્યા હતા, તેણે તે ધોબીની સ્ત્રીને પોતાનુ વસ્ત્ર પહેરેલુ જોયુ એટલે વસ્ત્ર ઉપર તાંબૂલનુ ચિહ્ન કરી દીધુ પછી તે સ્ત્રી ઘેર આવતા ધોબીએ વસ્ત્ર પર તાબૂલનુ ચિહ્ન જોયુ, એટલે તરત જ ક્ષાર લગાડીને મસળ્યુ અને ધોકા મારીને શુદ્ધ કર્યું.

પ્રભાતે રાજાએ ધોબીને વસ્ત્રો લઈને તેડાવ્યો, ત્યારે ધોબી તે વસ્ત્રો લઈને ગયો. પરન્તુ વસ્ત્રોને શુદ્ધ જોઈને રાજાએ પૂછ્યુ કે–'આમ કેમ?' એટલે ધોબીએ જેવી હતી તેવી બિના કહી બતાવી આથી રાજાએ તેનો ગુનો માફ કર્યો.

તાત્પર્ય કે જે મુમુક્ષુઓ લાગેલા દોષોને આલોચના, પ્રતિક્રમણ અને ગુરુએ આપેલા પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ કરે છે, તેના ચારિત્રમાં પડેલા ડાઘ ભૂસાઈ જાય છે. આવી ક્રિયાને 'શુદ્ધિ' કહેવાય છે

## (૮) ઔષધનું દૃષ્ટાંત.

એક નગરના રાજાની સાથે યુદ્ધ કરવા માટે અને તેના

નગરનું રૂંધન કરવા માટે સૈન્ય આવતું હતું. તેના ખબર મળતાં માર્ગમા આવતાં જળાશયોનું જળ ઝેરમિશ્રિત કરી દેવાને માટે રાજાએ વૈદ્ય પાસે વિષ મગાવ્યું. વૈદ્ય જવ જેટલુ વિષ લઈને આવ્યો, એટલે રાજા કોપાયમાન થયો કે–'મોટા મોટા જળાશયોમા આટલુ વિષ શું કરી શકશે?' વૈદ્યે કહ્યુ કે–'હે રાજન્! તમે કોપાયમાન ન થાઓ, કારણ કે આ વિષ સહસ્રવેધી છે.' રાજાએ કહ્યુ: 'કેવી રીતે?' એટલે વૈદ્યે તરત જ મરણોન્મુખ થયેલા એક વૃદ્ધ હસ્તીને ત્યાં મંગાવ્યો અને તેનો એક વાળ ઊંચો કરીને તેના મૂળમાં ચેલુ વિષ મૂક્યું, કે ક્ષણમાત્રમાં તે હાથીના આખા શરીરમા વ્યાપી ગયુ. પછી વૈદ્યે કહ્યું કે· "આ હસ્તીના શરીરનો કોઈ પણ ભાગ ખાનારને ઝેર ચડશે, તે ખાનારાના પણ ખાનારાને, તેના પણ ખાનારને એમ ઉત્તરોત્તર એક હજાર પ્રાણીપર્યન્ત આ વિષની અસર થશે" રાજાએ કહ્યું કે 'તારી પાસે આનુ વારણ છે?' વૈદ્યે હા કહી, એટલે તરત જ તે ઔષધ મગાવીને પેલા હસ્તીને ખવડાવ્યું. આથી તે નિર્વિષ થયો

તાત્પર્ય કે અતિચારરૂપ ઝેરનુ તેની નિંદારૂપ ઔષધવડે નિવારણ કરવું અને પોતાના આત્માને શુદ્ધ કરવો, તે 'શુદ્ધિ' કહેવાય છે.

# શબ્દ-વિષય-સૂચી

## ક્ષ

# વિશેષનામોની અનુક્રમણિકા

## ( અ ) વ્યક્તિ-વિશેષ

## (આ) સ્થાન-વિશેષ